જોડામા કાગળ રાખવો ને એ તો બધી જાણીતી રીત, —એટલે એવી તો અમે બહુ ઓછી વાપરતા!

પરીક્ષામા કેવી કેવી જુક્તિથી પાસ થવાય એવો સાહિત્ય ઇતિહાસ ભેગો કરવાનુ કોઈને મન થાય તો એ વિષય પણ ઘણો રસિક બને તેવો છે અક્ષબત કા બહુ ચોપલિયા ને કા બહુ જડ જેવા માસ્તરો, વખતે આમાં ભય જુએ પણ બનતા સુધી તો એ બધા કાં તો ચોરી કરીને પાસ થયેલા હોય છે ને નહિ તો પાસ થયા પછી ચોર બન્યા હોય છે! બાકી ચોર તો બધા! આ વોટ માગવા નીકળવુ પડે એ એક જાતની ચોરી જ નથી? પોતાની યોગ્યતા તો માણુમ ઘરને ખૂણે મેડા પોતે કયા જાગતા હોતા નથી? એટલે જ્યા યુનિવર્સિટી જ ઘણીખરી ચોરી ઉપર નભતી હોય, ત્યા છોકરાની ચોરી પકડવા નીકળવુ એ એક મોટી મશ્કરી જેવુ ફારસ લાગે છે! આમા તો છીંડે ચડ્યો એ ચોર એના જેવુ થાય! ખરી વસ્તુ તો એ છે કે પરીક્ષાની આ આખી પ્રથા જ, એમાં જો ધરમૂળથી ફેરફાર થઇ નહિ શકે, તો અત્યાર સુધી તો એણે તમામ તેજસ્વિતાને હણવાનો ધંધો કર્યો હતો, પણ હવે તો એ નિસ્તેજને તેજસ્વિતામા ખપાવવાનો વધારે હાનિકારક ધંધો શરૂ કરવાની અત્યારના પી એચ ડી આ યંત્ર દ્વારા નીકળ્યે રાખે છે એમને જુઓ ને! તરત ખાતરી થઇ જાય એટલે આ યુનિવર્સિટીએ હવે કા તો પોતાનો વેષ બદનાવવો જોઇએ કાં ઉમ્મર બદનાવવી જોઇએ કા એણે આ ડિગ્રીઓ વહેંચવાનો ધંધો બદનાવવો જોઇએ બાકી આમ ને આમ તો એ પોતે નહિ મરે તો પ્રજાને ચોક્કસ મારી નાખશે કા ગોખાવી ગોખાવીને, કા કચરાપટ્ટી જેવુ ભણાવીને, અને નહિતર પ્રાંતીયતાનો અગ્નિ પ્રગટાવીને! બાકી આ ગલઢી ડોશી હવે બદલાવ તો સારુ! જોકે બીજી આવશે એ એના કરતા વધારે ગલઢી નહિ હોય એની કાઇ જ ખાતરી નથી

પણ મારે માટે તો એ વખતે પરીક્ષા જ મોટામા મોટુ સત્ય હતું! અને ઈશ્વરનુ એ બીજુ નામ હતું!

એટલે મે તો પરીક્ષાની તૈયારી આદરી પણ હુ પરીક્ષામા શી રીતે પાસ થવાનો હતો? નિશાળમા માસ્તર હતો ત્યા સુધી તો એ શક્ય ન હતું માસ્તરપદુ કરતા કરતા ગોખવાનુ શરૂ કર્યું—પણ એમ કોઈ વિષય તૈયાર થાય?

અને પાછો એમાં કોણ જાણે વયનો એ વખતે કો યોગ હતો—પણ એકીસાથે એક હજાર વસ્તુ ફૂટી નીકળી હતી!

મે તો મહારાજશ્રીનું આ આશ્રમ જોયું, એની સ્વચ્છતા, વ્યવસ્થા આચારવિચાર, જ્ઞાનવાર્તા, સુખ સગવડતા જોયા, ત્યારથી જ મનમા એક મહત્ત્વાકાંક્ષા જાગી હતી—અનમત યોગી—કે થાવુ તો ક્યાક મઠધારી થવુ. એ દૃષ્ટિએ મે કબીર, દાદુ, મણિરત્નમાળા, સુંદરવિલાસ, ચંદ્રકાન્ત, મહિમ્ન સ્તોત્ર, મહારાજશ્રીનું પાતંજલ યોગદર્શન—અખાની અવળવાણી—કેશવકૃતિ એવુ એવુ વાચવાનું શરૂ કર્યું આમા કાંઈ બધુ સમજાય એવુ તો થોડુ હતું? પણ છેક ન સમજાય એવું પણ કાંઇ ન હતુ કારણ કે મહારાજશ્રીના પુસ્તકો સાદામા સાદી ભાષામા વેદાન્તના વિષયને પણ નિરૂપણ કરી, શકવાની શક્તિ ધરાવતા હતા અને મે વાંચ્યા પ્રમાણમા વાચ્યુ તો ઘણું હતું—એટલે મને તો એના ગંભીર વિષયમા પણ મજા પડવા માંડી. મે આશ્રમમા રહીને મણિલાલ નભુભાઈનું પ્રાણવિનિમય વાંચવાનુ શરૂ કર્યું. જપ તપ માળાની સંખ્યા વધારી દીધી ધ્યાન વધારે ધરવા માડ્યો નદી પાસે વહેતી'તી, કાળવો, એને કિનારે વધારે વખત બેસવા માંડ્યો ભીભજનમાં એક બાવો રહેતો'તો એની કફની જેવી કફની પણ ચુપચુપ બનાવરાવી અને જાણે કે જોગી થવાની તૈયારી માંડી! ચાખડી તો હુ પહેરતો હતો ધ્યાન એવો હતો કે જોગી થાવામા આટલુ જોઇએ!

આશ્રમમાં એ વખતે વાલદાસજી મહારાજશ્રીના શિષ્ય રહેતા એ તુલસીકૃત રામાયણના દૂહા બહુ સુંદર રીતે બોલતા એમની પાસે મે 'સુંદર વિલાસ' નો ને મણિરત્નમાલાનો અભ્યાસ શરૂ કર્યો 'સુંદર વિલાસ'ની એ ચોપડી તો હજી મારી પાસે અર્થ નોંધેલા એવી પડી છે એ વખતે તો એનુ આકર્ષણ પણ જબરૂં થયેલુ 'દાદુ દયાલ કો નિત હી ચેલા' એ સુંદરદાસની પોતાની ઓળખ પંક્તિ આજ પણ યાદ છે સુંદરવિલાસ' મે લગભગ આખો વાલદાસજી પાસે વાચ્યો એમને પણ એ સમજાવવામા આનંદ આવતો અને મને પણ સુંદરદાસની વાણી ગમતી હતી

એટલે એ વખતે મે જે એકીસાથે એક હજાર ને એક પ્રવૃત્તિ ઉપાડી તેમાં તમામ પ્રકારની

શક્તિનો થોડો થોડો વિકાસ થયો. તાલુકાસ્કૂલમાં એક માસ્તર હતા. લક્ષ્મીચંદ બહેચર ઝવેરી એ એમનું નામ. એ હમેશાં આશ્રમમાં આવે. મૂળવતની જૂનાગઢના. સોનીપર થયેલા–પણ એકદમ સત્સંગી ને સાદા પુરુષ હતા. એમણે એ વખતે મહારાજશ્રી પાસે 'પંચદશી' ઉપાડેલી. હું તો આખો દી આશ્રમમાં જ પડયોપાથર્યો હોઉં એટલે લક્ષ્મીચંદ માસ્તરની દોસ્તી થઇ, અમસ્તા અમે એક સ્કૂલમાં તો હતા જ. એમને મેં કહ્યું ને એમણે સ્વીકાર્યું એટલે બપોરે જે રજા મળે એમાં મેં વાલ્મીકિ સંસ્કૃત રામાયણ એની પાસે વાંચવાનું શરૂ કર્યું!

એ વખતે મને લાગે છે–હું સવારના પાંચથી રાતના અગિયાર સુધી કામમાં જ રહેતો. પૈની પેદાશ નહિ ને ઘડીની નવરાશ નહિ!

રાતે દસવાગે બધા સૂઇ જાય–ત્યારે હું લેખ લખવા બેસું!

જો ચોથા નંબરના ઓરડામાં કોઈ મહેમાન હોય તો દરવાજે દરવાન દેવદાન ભાઇના ફાનસ પાસે આપણું કામ ચાલે!

એ વખતે મેં લખેલા ઘણાં લખાણોના નમૂનાઓ હજી સચવાઇ રહ્યા છે. એ વખતે અમારા એક સંબંધી–મયારામ પ્રાણજીવન જોશી–કેરાળાથી 'ઉદ્‌ગાર' નામે માસિક કાઢતા. તે વખતે મેં એક લેખમાળા શરૂ કરેલી. એનું નામ 'શુદ્ધ મનોબળ' ઘણું કરીને, છાપામાં છપાઈ ને પ્રગટ થયેલું એવું આ મારું પહેલામાં પહેલું લખાણ છે. મેં પ્રયત્ન તો ઘણો કરેલો, 'ગુજરાત શાળાપત્ર'માં લેખ મોકલેલો. પણ એ વખતે કમળાશંકરભાઇ તંત્રી હતા. કાંઇ એવા લખાણને કોઇ સંઘરે ખરું? એણે કુદરતી રીતે જ એ પ્રગટ ન થયો, 'ગુજરાતી'માં મોકલેલો–પણ ત્યાં સ્વ. ઇચ્છારામ પોતે એક તંત્રીલેખ લખવા માટે આકાશ પાતાળ એક થાય એવો એકાગ્ર અભ્યાસ માંડીને બેસતા. ત્યાં આ થર્ડસ્ટાન્ડર્ડીયાનો લેખ કોણ સંઘરે? એ તો હવે આજે એવો જમાનો આવી ગયો છે કે, 'સુંઠ'ને ગાંગડે ગાંધી કહેવાય! પ્રો. બ. ક. ઠા. એ એક વખત આ સૌને ઠીક સંભળાવી હતી કે રમણભાઈ પાસે તો વિવેચનની સુંઠ હતી ને ગાંધી થઈ બેઠા હતા પણ તમારી પાસે તો સુંઠનો ગાંગડોય નથી ને ગાંધી કહેવરાવવું છે! અત્યારે વિશાળતા વધી છે તો ઊંડાણ ઘટયું છે. એ તો કુદરતી ક્રમે એમ જ થાય.

એટલે એ જમાનામાં મારો લેખ પ્રગટ થાય એવી આશા જ ન હતી! એટલું જ નહિ કોઈ સ્વીકાર કે પહોંચનો કાગળ પણ લખે નહિ ને! એમાં આ ઠીક થયું, અમારી વખતું આ માસિક નીકળ્યું. એના અંક તો ચાર જ પ્રગટ થયા અને પછી ઉત્તેજનના અભાવે ધમાયનમઃ થઈ ગયું, પણ અરે ચાર અંકમાં, આપણા નામે તો ચાર લેખ પ્રગટ કરાવી દીધા!

એનો થોડોક નમૂનો, લેશ પણ સુધાર્યા વિના, આંહીં આપું છું.

" જય માલા છાપા તિલક, સરે ન એકો કામ
મન કાચે નાચે વૃથા, સાચે રાચે રામ
[તુલસીદાસજી]

અશુદ્ધ ને અદઢ મનથી કરેલી ભક્તિ વૃથા છે. શુદ્ધ ને દઢ મનથી કરેલી ભક્તિ જ પરમાત્મા પ્રસન્ન કરાવવા સામર્થ્ય ધરાવે છે. જીવનની દરેક પળ શુદ્ધ વિચારમાં વ્યતીત કરો. દરેક પ્રસંગમાં—દરેક ઘડીયે—દરેક કામમાં–શુદ્ધ મનથી જ વખતનો વ્યય કરવો. દરેક વિચાર હૃદયમાં પહેલો ઉદય થાય છે. પછી ઘોળાય છે. ને તે પછી વજ્રલેપ થઇ મનુષ્યના મનમાં પોતાની નિરંકુશ સત્તા ચલાવે છે. જો હૃદયમાં શુદ્ધતાથી વિચાર ઉદય થાય, શુદ્ધ મનમાં ઘોળાય ને પછી તે શુદ્ધ વિચાર વજ્રલેપ [શુદ્ધ મનોબળ] થઈ જઈ તેની શુદ્ધતાની નિરંકુશ સત્તા તમારા જીવનમાં વા તમારા મનમાં ચાલે ને તન મનને શુદ્ધ નિરંકુશ સત્તાને તાબે રહે તો જ તનમનનાં દરેક કામ શુદ્ધતાથી ભરપૂર થાય—તો જ તે શુદ્ધ મનોબળની શુદ્ધતાની પ્રભા તમારા મુખ પર પ્રગટી નીકળશે, અન્ય જન તમારા લલાટ પર તે શુદ્ધ પ્રભાની ચમકારી જોશે, ને તે ચમકારા તરફ ભાવયુક્ત નમન કરતા રહેશે.

પ્રાણવિનિમય વા મેસ્મેરીઝમ [ શુદ્ધ મનોબળ ]ના પ્રયોગમાં વિધેયને (જેના પર પ્રયોગ કરવામાં આવે તે) વિધાયક તેની યોગ્યતા પ્રમાણે તંદ્રા—નિદ્રા—સુસુપ્તી—ને છેવટે વિશ્વદર્શન નામની સ્થિતિમાં પહોંચાડે છે."

ગોવર્ધનરામ, મણિલાલ નભુભાઇ, ગુજરાતની નવલો, કલાપી, કેશવકૃતિ અખો, નર્મદ એ સઘળાંની અસર આ ગદ્ય ઉપર સ્પષ્ટ જોઈ શકાય તેવી છે. ઘણું કરીને છાપામાં પ્રગટ થયેલું આ પહેલું જ લખાણ છે. તે પહેલાં લખ્યું હશે, પણ કયાંય કોઇ પ્રગટ થયું જણાતું નથી.

આ પ્રમાણે ઇ. સ. ૧૯૦૯–૧૯૧૦થી શરૂ





થયેલી લખાણપ્રવૃત્તિને કાંઇક પણ પ્રતિષ્ઠા છેક ઇ. સ. ૧૯૨૫-૧૯૨૬માં મળી એ ઘટના મારા જીવનને અત્યંત ઉપકારક થઈ પડી એમ હું માનું છું. એ વખતે કે પછી કૉલેજ જીવન દરમ્યાન પણ, જો મારાં લખાણો પ્રગટ થવા માંડયા હોત, ને એકાદ બે સ્થળે ફોટો મુકાઇ ગયા હોત તો હું માનું છું કે જે કાંઈ વિકાસ થયો તે કોઈ દિવસ થાત જ નહિ. પણ લખાણ પ્રગટ થવાની બહુ તક મળી નહિ. ને મારી લખાણ પ્રવૃત્તિ ચાલુ જ રહી એમાં મોટો ફાયદો થયો. વ્યાયામ મળતો જ રહ્યો. અભ્યાસ વધતાં એ લખાણ મેં પોતે જ રદ કરી નાખ્યાં, ને એ પ્રમાણે અપરિપક્વ અવસ્થામાં હમેશને માટે પડી જવાના ભયમાંથી હું ઊગરી ગયો.

આ પ્રમાણે બીલખાનો મારો નિવાસ એક રીતે મને બહુ જ ઉપકારક નીવડયો.

બીલખાનું આ આનંદાશ્રમનું સ્થાન, જૂનાગઢ બીલખાની સડક ઉપર આવેલું છે. દૂર ગિરનારનો પહાડ દેખાય છે. થોડેક દૂર કાળવાનો વોંકળો છે, આશ્રમમાંથી બહાર નીકળો કે તરત તમે કુદરતને ખોળે પહોંચી જાઓ, એવી એની સ્થાન રમણીયતા છે.

આ આશ્રમના સ્થાપન ને સંચાલનમાં ગૌરીશંકર ભટ્ટ, દયાશંકર વકીલ, શંકરપ્રસાદ વકીલ કાઠી દરબારો વગેરેનો ઘણો મોટો સાથ હતો. મહારાજ શ્રીમન્નથુરામ શર્મા એ આશ્રમને, યુરોપીઅન પણ મોમા આંગળાં નાખી જાય એવી સ્વચ્છતાથી જાળવતા. તમે આશ્રમના દરવાજામાં પ્રવેશ કરો અને એની વિશાળ ફરસબંધીવાળો ચોક નજરે પડે. એક પ્રકારની મન ઉપર સ્વચ્છતાની છાપ પડે. એક ચબરખી પણ આખા આશ્રમમાં ઊડતી તમને નજરે ન પડે. મહારાજશ્રીના જીવનનો અત્યંત નિકટવર્તી માણસ એ અર્થમાં હતો કે હું એમની પાસે દિવસમાં પાંચ-સાત વખત તો જતો જતો ને જતો. મેં, એમના ભક્તો અનુભવે છે, એવો કોઇ ચમત્કાર એમનામાં દીઠો ન હતો તેમ જ ત્યાં આવનારા ઘણા વિદ્વાનો જેમ ગદ્ગદ્કંઠ થઈ જતા, એવો હૃદયભાવ પણ મને કોઇ દિવસ સ્ફૂર્યો ન હતો. પણ એ તો કદાચ એને માટે જોઇતી મારી તૈયારી ન હોય, એમ પણ હોય. પણ એ બધી આધ્યાત્મિક વાત બાજુએ મૂકીએ તો મહારાજશ્રીમાં બે વસ્તુઓ અસાધારણ હતી. એક એમની સ્વચ્છતા બીજી એમની વ્યવસ્થા. જે વસ્તુ જ્યાં રહેતી હોય તે વસ્તુ ત્યાં જ હોવી જોઇએ એ વિષે એમની કાળજી બહુ જ ઝીણવટ ભરી રહેતી મૂળ તો એ માસ્તર હતા, પછી એમાંથી ધીમે ધીમે આ પંથે ચડયા હતા, એટલે એમનામાં પુરુષાર્થનું અને પ્રયત્નનું અજબ મિલન હતું. એમને એક પળ પણ ખરેખરા-અર્થમાં એક પળ પણ આળસમાં બેઠેલા મેં કોઇ દિવસ જોયા ન હતા.

એમની વાણીમાં પ્રવચનકારની મધુરતા હતી. પણ એમની ખરી ખૂબી તો એ હતી કે—એમની વાણીમાં, સાચેસાચા અર્થમાં વિવેક વસી રહ્યો હતો. વિવેક એટલે સાધારણ વિનય એ અર્થ નહિ, પણ વિવેક એટલે પોતામાં કોઈ પણ શબ્દમાં, કાર્યમાં, કે ભાવમાં કે નિશાનીમાં પણ, લેશ પણ આવેશ ન આવવો જોઇએ એ અર્થ. એ અર્થમાં શ્રીમન્નથુરામ શર્મા વિવેકસંપન્ન હતા.

સાંજે એમનાં પ્રવચનો થતાં. એ પ્રવચનોમાં હું હાજર રહેતો. એમની વિદ્વત્તા લોકભોગ્ય હતી. એમણે ગીતા, પાતંજલયોગદર્શન. ઉપનિષદ્, પંચદશી. વગેરે ઘણા પુસ્તકોનાં સરળ ગુજરાતી ભાષાંતર ગુજરાતીને-જનતાને આપેલ છે. સહજાનંદસ્વામીની પેઠે એમનાં પ્રવચન, લુહાર સુતાર કુંભાર વગેરે સાધારણ ભણેલ વર્ગને તેમજ વેપારી, માસ્તરો: કારકુનો, એવા સાધારણ સ્થિતિના માણસોને ઘણી સગવડ પડતાં અને વિશદ જણાતાં. એ વખતે આનંદાશ્રમની જાહોજલાલી હતી. અને આષાઢ સુદી પૂર્ણિમા અને કાર્તિક સુદી પૂર્ણિમાએ જો મહારાજશ્રી, બીલખામાં હોય તો આસપાસથી, ને ગુજરાત, મુંબાઈ જેટલે દૂરથી પણ ઓછામા ઓછું બે હજાર માણસ ભેગું થાતું. વિદ્વદ્પરિષદ્ જેવો કાર્યક્રમ થઇ રહેતો ને જપ, તપ, સાધના, સંધ્યા, યોગ, ભક્તિ એવા એવા અનેક વિષયો ઉપર ભક્તજનોનાં પ્રવચનથી ત્રણ દિવસ સુધી આનંદાશ્રમ ગાજી રહેતો.*

---

* શ્રી 'ધૂમકેતુ'ની નાદુરસ્ત તબિયતને લીધે આ વખતે જીવનપંથનો હપ્તો ઓછો મળી શકયો છે, આવતે વખતે આ સંસ્મરણોનો વિશેષ ભાગ આવશે.

# ઝેર તો પીધાં છે જાણી જાણી

**ખંડ પહેલો : સત તમારાં વ્રત અમારાં** — દર્શક

## પ્રકરણ ૩ જું

### બે બહેનો

લોકો માને છે કે બીજું જગતયુદ્ધ ૧૯૩૯ની ૩જી સપ્ટેમ્બરને દિવસે શરૂ થયું. પણ સાચી વાત એ છે કે બીજું મહાયુદ્ધ ૧૯૩૬ના માર્ચની સાતમીએ હિટલરે રૂહાઇનલેંડમાં લશ્કર દાખલ કરીને શરૂ કર્યું હતું. પહેલો સવાલાખનો ઘા એણે કર્યો હતો, છેલ્લો ઘા કેટલા લાખનો તે કહેવા એ જીવ્યો હોત તો સારું હતું. વાવે તેવું લણે છે એટલું જ નથી વાવે છે તે જ લણે છે.

એ જ ૧૯૩૬ના માર્ચની ૭મીની સવારે શીંગોડાના કોતરોમાં જે નાના નાના બગીચા ફાલી ઊઠ્યા છે તેમાંના એક બગીચાના એક મધુમાલતીના વેલી-મંડપમાં બે યુવતીઓ બેઠી બેઠી કાંતે છે. અવાર-નવાર કોઇકની રાહ જોતી હોય તેમ દૂરના ફાટક તરફ જોયા કરે છે. અજાણ્યો માણસ પણ કહી શકે કે આ બંને બહેનો છે. માત્ર મોટી છે જુઇનો ઢગલો, જ્યારે નાની છે ગુલાબનો. એકમાં છે શાંતિ બીજીમાં સૌરભ. બંનેનો પહેરવેશ પણ એક જ ઘાટનો છે. માત્ર નાનીના હાથમાં સોનાની પાતળી બંગડીઓ છે, જ્યારે મોટી બહેન છે નિરલંકાર પણ એથીયે એની શોભા ઘટી નથી. પ્રાતઃકાળે ધોવાઇને નિરભ્ર થઇ ગયેલા નિઃસીમ આકાશમાં જે શાંતિપૂર્ણ, સંયમ, પ્રસન્ન છતાં ગૂઢ શોભા હોય છે તેવી જ શોભાઝલક મોટી બહેનના મોં પર અંકાયલી છે. કોઇક કવિએ આવા જ કોઇક ભગિની યુગ્મને જોઇને મધુમાલતીનું નામ શોધી કાઢ્યું હશે.

'મોટી બહેન હું તો હવે કાલે જવાની,' નાનીએ કહ્યું.

'રેખા, અચ્યુતભાઇ આજે તો આવવા જ જોઇએ, તેં ગાડી મોકલી છે?'

'ગાડી તો રોજ મોકલું જ છું ને. રોહિણીબહેન, તારા દેર તો બહુ મોંઘા.'

'તેં જોયા નથી એટલે કેમ ખબર પડે કે કેટલા મોંઘા છે? પણ તને એ ખબર પાડવા જ અહીં બોલાવી છે. તને તારી બુદ્ધિની થોડીકખુમારી છે ને!'

'હું જાણું છું તમારા મનની વાત હં. તમે મને શું કામ બોલાવી છે તે તમે ભલેને ન કહો.'

રોહિણી હસીને કહે, 'કહે જોઇએ શું કામ બોલાવી છે?'

'તમારા મનમાં એમ છે કે તમારા દિયરને જોઇને હું કદાચ થોડીક પલળું ખરી.'

રોહિણી વધુ હસીને મીઠપભર્યાં કંઠે કહે, 'પૂરે-પૂરી પલળે એમ મારા મનમાં તો છે. એના જેવા બુદ્ધિધન, નિર્ભય ને તેજસ્વી મેં બીજા જોયા નથી.' થોડીવારે સહેજ વિષાદથી સુધારીને કહે, 'જોયા છે પણ ઓછાં.'

'પણ તેથી શું? લગ્નમાં તમને બધાને શું સ્વાદ લાગે છે કે મારી પાછળ લાગ્યા છો?'

નાની બહેન સામે તાકી રહેલ રોહિણીનો મર-કાટ હજુ શમ્યો ન હતો. મરક મરક હસીને કહે, 'એ તો ગુંગે સાકર ખાધા જેવી વાત છે.'

'એવી ખોટી ઉપમાઓ આપો મા. ગુરુદેવ તો એમ કહે છે કે બધાં ય બંધનો સહેલાં છે પણ લગ્ન જેવું બંધન નથી.'

'તારા ગુરુદેવ પણ એક બંધન છે.' એ જ મરકાટ સાથે રોહિણીએ કહ્યું.

રેખાએ રેંટિયો મૂકી દીધો ને ગંભીર થઇને કહ્યું, 'ફરી આવું કહેશો તો અહીંથી હું ચાલી જઇશ. બધી નિંદા સહન કરીશ, પણ ગુરુનિંદા સહન ન થાય.'

'એટલે જ કહું છું કે ગુરુ પણ એક બંધન છે. બંધન જ પીડા કરે ને?' રેખા ઊઠવા જતી હતી ત્યાં મોટી બહેનના ચહેરા સામે જોતાં સમજી ગઈ કે એને ચીડવવા ને મજાક કરવા જ આ બોલાઈ રહ્યું છે. એટલે તરત જ હસીને બેસી પડતાં કહેઃ

'હં સમજી ગઈ, મને ખીજવવા જ બોલો છો.'

'તો પછી ખીજાય છે શા માટે ?'

'તમે નહિ ખીજાતાં હો ખરું ?' પછી તરત જ કહે, 'તમને કેમ કદી ખીજાતાં જોયા નથી ?'

'મારે ગુરુ નથી એટલે.'

'હવે નહિ ખીજાઉં હો. તમે તમારે બોલો.' પછી છેક બહેનના મોં પાસે મોં આણીને કહે, 'પણ એકવાર કહો જોઈએ તમને કેમ કોઈ દિવસ ગુસ્સે થતાં, ક્રોધે તપી જતાં જોયા નથી ? નાનપણથી યાદ કરું છું ત્યારના આવાં જ છો એમ કેમ મોટીબહેન !'

'તને બધું યાદ થોડું જ છે ? હું ખીજાતી, હજુ ય કોકના પર ખીજાતી હઈશ.' મોટીબહેને જાણે છેલ્લું વાક્ય બોલતાં થાકી ગઈ હોય તેમ પૂરી મૂકી દીધી, ને દૂર પડેલું ઓશીકું પાસે ખેંચતાં કહ્યું 'કાલ રાતનું થોડું પાંસળામાં દુઃખે છે.'

રેખા તરત જ ઊભી થઇ ને ઘર તરફ ચાલવા માંડી. રોહિણીએ કહ્યું, 'ક્યાં ચાલી ?' થોડી વારે ચોળવાની દવા લાવી એટલે કહે, 'રહેવા દેને આટલી બધી સારવાર, અહીં તો રહેવાની નથી.'

'એ તો છે જ, આંહી કોને અમરપટો લખી આપ્યો છે–પડખું ફર–પાછું કામ નહિ થાય ને રાત્રે ભણાવાશે નહિ.'

'એ તો હું ભૂલી જ ગઇ, રજા રાખશું, છોકરાઓને કહેવરાવી દઈએ.'

'કેમ તારા દિયર આવે છે એટલે ?'

'હા જ તો આટલે વર્ષે આવે છે. એની સાથે એક યુરોપિયન બાઈ પણ છે, એ બધાની આગતા-સ્વાગતામાં જ રાત પડી જશે– એમ હશે તો રાત્રે એમની પાસે જ અનુભવો કહેવરાવશું. તેં અચ્યુત-ભાઇને જોયા છે ?'

'એકવાર હું તારે ત્યાં અમદાવાદ આવેલી ત્યારે જોયેલા. મારી સામે જ જમવા બેઠા હતા. આંખો ભારે મિજાજી છે. ટમાટું ખાતાં ખાતાં પહેરણ બગડી ગયેલું ને આપણે સૌ હસી પડેલાં.'

'તેંય ભલું યાદ રાખ્યું છે. તારી સામે જોવામાં ધ્યાન હશે.'

'શું તું ય તે મોટીબહેન. વારે વારે એ વાત ઉખેળે છે. હું એને કે કોઇને પરણવાની નથી. ને તેં આશા બાંધી હશે તે તૂટી પડશે એટલે પછી હૃદયરોગ છે તે કરતાં ય વધી પડશે. તને એ શાને લીધે છે ?'

'આશા બાંધી છે એ વાત તો સાચી છે. તું જાણે છે આજ હું કેટલા ભારે બિંસાઈ મરું છું ! રોગ–બોગ તો ઈશ્વર જાણે.' કહેતાં કહેતાં ગળું ખંખારવા થંભી તે કહે, 'હું ત્રણ ઘરનો ભાર વહી રહી છું. મારા ઘરનો, આપણા ઘરનો ને આ ઘરનો.'

'આ એટલે ?'

'એટલે સત્યકામભાઇની મિલકતનો. બાપાએ એ પણ મને જ ભળાવેલ છે ને ?'

'તે એનું શું છે ?'

'શું છે કેમ ? આ બધી વાડી, આ કોતરો, આ ખેડુતો ને એનાં છોકરાં એ બધી ભળામણી કોને છે ?'

'એ તો ભારે છે જ.'

'ઉપરાંત ભાણવડનો આપણો અપંગાશ્રમ, ને કાકાજીના બધા શેર ને ડિબેંચર્સ ને એવું કાંઈ કાંઇ. ભલી થઈને કાંઈક તો ઉપાડ !'

'તે પરણીશ એટલે ઉપાડીશ એમ ?'

'એક ઘરનું તો ઉપાડીશ ને, તારા ઘરનું તું સંભાળ એમ નહિ કહું ? અચ્યુતભાઈ પણ નાસ નાસ કરે ને તું ય ડોકું ધુણાવ્યા કરે એ, કાંઇ ચાલે ?'

'હું તો એટલું જાણું કે બધી મિથ્યા ઉપાધિ છે. સંસારમાં ક્યાંય સુખ નથી. એક જ શાશ્વત સુખ છે કેવળજ્ઞાનનું.'

'તારું જ્ઞાન સાથે જ કેવળ જ્ઞાન જ છે. રેખા, એ વાત તને કે'દી સમજાશે.' રોહિણીએ સહેજ ખેદથી કહ્યું ને પછી ઊભી થઇ કહ્યું, 'હું છોકરાઓ પાસે જરાક આંટો મારી આવું. મેઇલ ક્યારે આવે છે ?'

'રાઈટ ટાઈમ હોય તો ૧૧ વાગ્યે—પણ અહીં એ બને જ ક્યાંથી ?'

'તું એ લોકોને માટે નહાવાનો બાથરૂમ તૈયાર કરાવ. હું પહેલાં વાપરતી એ ટબ ભરાવજે.' કહી રોહિણી એક બાજુએ વળી.

ચારે બાજુએ સોએક એકરમાં ઊંચુંનીચું કોતર પથરાયું હતું. પણ આશ્ચર્યની વાત તો એ હતી કે એનો એક ચુંડો પણ એના માલિકે નકામો જવા દીધો ન હતો. પગથિયાંની જેમ અટારીઓ પાડીને ભાતભાતનાં ઝાડોનાં હાર-તોરણો જાણે કર્યાં હતાં. છેક ઉપરના ભાગમાં હતી ઓરડીઓ. એની નીચે વાળી હતી જામફળીઓ ને તળિયું આખું આંબા-ચીકુ-મોસંબી ને ફણસથી પૂર્યું હતું. આંબાને છાંયડે પણ અમલસાડી લીંડી-પીપર ને કંતાની સેરીયન વાવ્યાં હતાં. જ્યાં જ્યાં ઢાળ આવતો ત્યાં ત્યાં બંધો બાંધી ધોવાણ અટકાવ્યું હતું. વચમાં વચમાં ઘટાદાર ઝાડોની નીચે પથ્થરના બાંકડા મૂકયા હતા. અહીંતહીં માણસો કયારા ગોડતા–પાણી વાળતા કે છાંટણી કરતા દેખાતા. રોજ તો રોહિણી જ્યારે નીકળે ત્યારે આમાંના કોઈકની સાથે વાત કરતી પણ આજે એનું ધ્યાન આ બધામાં નહોતું. દિયરના આગમનની તૈયારીમાં એ પડી હતી. કોતરના એક છેડા પર બીજું મકાન હતું. તેના આંગણામાં બે ચાર હીંચકા ને રમવાની ઘોડીઓ હતી. રોહિણીએ ઓસરી પર ચડતાં જ કહ્યું,

'નિર્મળ'

એક દશેક વર્ષના લંગડા છોકરાએ બહાર આવી કહ્યું, 'નિર્મળભાઈ મશીન ખોટવાઈ જતાં ધેરા પર ગયા છે. બીજા પણ ત્યાં ગયા છે, મશીન ઉખેળે છે એ જોવા.'

'માંદો હતો ને શીદને ગયો ? તારા માટે આ મોસંબી છે. છોલતાં ફાવશે ?' છોકરાએ હસીને ડોકું ધુણાવ્યું.

'લાવ, છોલી આપું.' કહી એ છોલવા બેઠી. આમે એને થાક લાગ્યો હતો.

રોહિણીનું આ જ સાચું ઘર હતું. પેલા ઘરમાં તો ગણ્યા કલાકો જ રહેતી. રેખાએ વર્ગ પાડવાની ધમકી આપી હતી તે કંઈ ખોટી નહોતી આપી. ગામગામના ભાતભાતના છોકરાઓને ભેગાં કરી એ એવી જવાબદારી લઈ બેઠી હતી કે માંદગી પણ એને આરામ લેવા દે તેમ ન હતું. હજુ પંદર દહાડા પહેલાં જ આ બાળકને એ લઈ આવી હતી. ગાડીમાં એ નાના રાવણહથ્થા પર કાકુના રાસડા ગાઈને પેસેન્જરોને રીઝવી પોતાના રોટલા રળતો હતો. રોહિણી એને સમજાવીને તેડી લાવી હતી. બીજો એક અનાથાશ્રમમાંથી ભાગીને આવ્યો હતો. નિર્મળ જેવા કેટલાક એના ઓળખીતા સંભાવિત ખેડૂતોના છોકરાઓ પણ હતા. આ બધાને સંભાળવામાં એના હૃદયરોગને ક્યાં નવરાશ મળે તેમ હતી ?

એણે મોસંબી છોલી હાથમાં મૂકતાં પૂછ્યું.

'અહીં ગમે છે કે ? કોઈ ખીજવતું નથી ને ?' હસીને કહે, 'હવે દોઢ ટાંગ કોઈ કહે છે ? કહે તો ય ગભરાવું નહિ હો. મારે ય આ ડાબો હાથ ખોટો પડતો જાય છે. હું ય દોઢ હાથ જ છું.'

છોકરો હસી પડ્યો. એ નીચે ઊતરી એટલે કહે, 'આજ રાત્રે કાલવાળી વાર્તા કહેવાના ને ?'

'આજે તો એક મોટા મહેમાન આવવાના છે—વિલાયતથી-ચીનથી—એ એની મુસાફરીની વાત કહેશે. ને એટલે વર્ગો પણ બંધ રહેશે એમ સૌને કહી દેજે હં !'

કહી એ નીચે ઊતરી ઘડીક ધેરા તરફ ચાલી, પણ કોણ જાણે કેમ એને એ તરફ જવાનું ગમ્યું નહિ. કોતરની એક ભેખડ પર ઝૂકી રહેલ ફણસ નીચેના એક પથરા પર બેસી પડી. હમણાં હમણાં એને ચેન પડતું નહોતું. વર્ષો પહેલાં એકવાર થયેલો હૃદયરોગ ફરીવાર અવારનવાર ઊપડી આવ્યો. કામનો કોઈ પાર નહોતો, પણ મન એકેયમાં ચોંટતું નહિ. આ ચાર કાળા દૂબળા છોકરાઓ જો એની પાસે ન હોત તો સંભવ છે કે એનો દિવસ કાપવો પણ એને મુશ્કેલ થઈ પડત. રેખાને બોલાવી એનું

મુખ્ય કારણ ભલે આ ન હોય તો પણ આડ કારણ તો આ બેયેની હતું જ. વચમાં વચમાં મન ઊંડે ઊતરી જતું. જાણે જીવ પાતાળમાં ઊતરવા માંડતો. હાથમાં પકડેલી સોય ને દોરો સરી પડતાં. હવે આમ ને આમ વધારે ખેંચાય એમ નહોતું. ને ભાર પણ કાંઈ ઓછો નહોતો. આ સોએક ખેડૂતોની સહકારી મંડળી સસરાની બેએક લાખની મિલકતનો વહીવટ ને તે ઉપરાંત પિતાએ સોંપેલ એક અપંગાશ્રમની દેખભાલ મરદોનેય ચકવી દે તેવું કામ હતું. પણ એના ભક્તપિતાએ એટલું બળ આપ્યું હતું. ને એવી પ્રણાલી ઊભી કરી હતી કે આજ સુધી એ નાવને ખેંચી શકી હતી. પણ આજકાલ કરતાં એને બાર વર્ષ થવા આવ્યાં હતાં. વાડી કોતરો મિલકત બાર વર્ષમાં બમણાં થયાં હતાં, પણ એની શક્તિ તો બમણી થવાને બદલે બારમા ભાગની થઈ હતી. આ વિમાસણની વેળાએ એણે સાંભળ્યું કે દસ વરસ પહેલાં ચાલ્યો ગયેલ દિયર અચ્યુત પાછો આવે છે. ત્યારે એને થોડી નિરાત થઇ.

અચ્યુત એના દુશ્મન કે મિત્ર સૌને મન અસાધારણ હતો. દસ વર્ષ પહેલાં બાપ સાથે ઝઘડીને મહાત્મા ગાંધીના આશ્રમમાં ગયેલો. ત્યાં પણ સખણો ન રહ્યો. મહાત્મા ગાંધી હારે કાંઇક બોલીને નીકળી ગયો. બંદર ઉપર તે કોલસા ભરનાર તરીકે પહોંચ્યો વિલાયતમાં. પછી ચારેક વર્ષ સુધી એનું નામ ન સંભળાયું. ઓચિંતાના એક દિવસે સૌએ તાર દ્વારા જાણ્યું કે એ તો વિલાયતમાં મોટો ડાક્તર થઈ પડ્યો હતો. વળી બે ચાર વર્ષ ગયાં, ને એનું નામ ચીનને સહાય કરવા ગયેલ તબીબી મંડળમાં વંચાયું. આખરે દસ વર્ષે એ આમ પોણી દુનિયાનું પાણી પીને પાછો આવનો હતો. કોઈકે કહેતું હતું કે સાથે એની વિલાયતી વહુને પણ લાવવાનો હતો. ગમે તે હો ! મિત્ર--શત્રુ સૌ એને અસાધારણ તો કહેતા જ હતા.

માત્ર એની ભાભીને મન આમા કશું અસાધારણ નહોતું. ઊલટું જો એણે આવું કશું ન કર્યું હોત ને મુબઇના એકાદ પરામાં બંગલો બધાવી પાચ પૈસા કૂટી માર્યા હોત તો જ એને નવાઇ લાગત. કારણ કે એને ખબર હતી કે જે વીજળી બાળે તે જ ઘર અજવાળે છે.

પણ ઘર અજવાળનાર વીજળીનેય કાબૂમાં લેનાર કોઈક યંત્ર જોઇએ. તે સિવાય તો એમ જાન ખતરામાં નાખી દે તેવો મામલો બની જાય.

અચ્યુતને પાછો આવવા એણે જ હંમેશ સમજાવ્યો હતો ને આખરે એ આવતો પણ હતો. પણ એને સમાલનાર કોઇ યંત્ર હતું ખરું ? રેખા હતી ખરી ! પણ એ ય હતી મોટી માયા ! પાંચ વર્ષથી ચંદ્રવિજયસુરીના સદુપદેશનું શ્રવણ કર્યા પછી એને ખાતરી થઇ ગઈ હતી કે જીવનમાં કંઇ જ કરવા જેવું નથી. કેવળ આત્મા સિવાય કોઇ કોઈનું નથી. એટલે શુદ્ધ આત્મજ્ઞાન એ જ આલંબન છે ને એ ખાતર સાધ્વી થવાનો સંકલ્પ કરી બેઠી હતી. જો રોહિણીનો વિરોધ ન હોત તો કદાચ ક્યારનીયે એ મહાસતી ચેલ્લણા કે એવું કાંઇક થઇને ભવસાગર તરી પણ ગઇ હોત. ઓછામાં ઓછું એના ગુરુ સુરી ચંદ્રવિજયજીનું તો એમ કહેવું હતું જ. બીજી બાજુ અચ્યુતના કાગળ પરથી એ એટલું તો સમજી હતી કે એ અહીં આવે છે. ઠીક ઠીક વખત રહેવા આવે છે, એ વાત સાચી હતી, પણ એ કાંઈ હવે ગઇકાલે એની સાથે ચોપાટ ખેલતો એના માટે પોતાના મોટાભાઇ કે બાપા સુદ્ધાં જોડે ઝઘડનો નાનો દિયર જ નહોતો રહ્યો. લોકોએ રોળભરી વાણીમાં એની જે સિદ્દિઓ વર્ણવી હતી તેના કરતાં ય એની ખરેખરી સિદ્ધિઓ તો કયા મોટી હતી. એની નોંધો ને એણે મોકલેલ પરદેશી છાપાંની કાપલીઓ વાંચીને એના મનમાં ઊંડે ઊંડે વસી ગયું હતું કે આ ભારતવર્ષમાં જ નહિ પણ સમગ્ર જગતમાં કોઇક જબરદસ્ત ઉલ્કાપાત—મહાપ્રલય થવાના પ્રવાહો ચાલી રહ્યા છે. જેમાં નાના નાના દેશો તણખલાંની જેમ ક્યાંના ક્યાંય ઊડી પડવાના છે. આ મહાન દાવાનળને બને તો રોકવા નહિતર છેવટે નાથવાને માટે જે ગણ્યાગાંઠ્યા સુભાગી માણસો અવિશ્રાંતપણે દોડધામ કરી રહ્યા હતા તેમાનો એક એનો દિયર અચ્યુત પણ હતો. એ વિષે એને ભલે



કોઈએ એક શબ્દે ન કહ્યો હોય તોપણ એને રજમાત્ર શંકા નહોતી.

એ ક્યાંય સુધી એમાં શું કરવું તેનો વિચાર કરતી પડી હતી.

'મોટીબહેન આજે તબિયત બરોબર નથી?' એને કોઈક પૂછતું હતું.

'નારે ના અરજણ કાકા, અમસ્થી જ પડી હતી.' એણે સામે ઊભેલ વૃદ્ધ ખેડૂતને કહ્યું.

'તમે કહો કે ન કહો. શરીર લેવાતું જાય છે.'

'એનો શું હરખ–શોક' કહી એ ઊભી થઇ. ઊભી થતાં જ એની નજર સ્હેજે આખી વાડી પર પડી. કેવી હરીભરી વાડી હતી! પેલા છેડાના આંબામાં કાગડાઓએ વસાહત બાંધી હતી. ધરા પરના રાવણા પર પણ બગલાંઓનું સંસ્થાન હતું. આ બાજુની ફણસવાડીમાં મોરલાનો મેળો જામતો. ને એ બધાં ઝાડોની નીચે ખેડૂના છોકરા–છોકરીઓ સાતતાળી સંતાકુકડી રમતાં હતાં. વીશ વર્ષ પહેલાંનો બપોર એને યાદ આવ્યો. એ અરજણ ડોસા એને ધરા પર મળેલા. ગોરડ ને હરમા સિવાય એક ઝાડ આખા કોતરમાં નહોતું. ને ધરાનો ઉપયોગ કોળીઓ માછલાં મારવામાં કરતા. આજે એકે ય કોળીનું ઘર માંસાહારી નહોતું રહ્યું. કેળાં, પપૈયાં, કેરી મળે તો માંસ ખાય કોણ? કોના પ્રતાપ હતા આ? એના પિતાના. જે પિતાની આંગળીએ વળગીને એ અહીં દસ વર્ષની ઉંમરે આવેલી. ને જેણે વગર જમનાએ ગોકુળ સરજ્યું હતું. તેની યાદ આવતાં એને ઝળઝળિયાં આવી ગયાં.

'કાં બહેન એકદમ?' અરજણ ડોસાએ પૂછ્યું.

'કાકા એ તો બાપા સાંભર્યા' એણે આંસુ લૂછતાં કહ્યું.

'બાપા તને ઓજ સાંભર્તા હશે. તને તો ભગવાને સંભારવાની નવરાશે ક્યાં રહેવા દીધી છે!' પણ હું તો હવે ઘરડો થયો. આંબા તો મારો લખો સાચવે છે. એટલે હું તો ઝાડે ઝાડે ફર્યા કરું છું. ને એકેએક ઝાડ એનો જાપ જપે છે, દિનરાત મને તો એ ને સત્યકામભાઈ સાંભર્યા જ કરે છે. આ તું બેઠી'તી એ ફણસ મેં ને સત્યકામભાઇએ બપોર દી સુધીમાં ખાડો ખોદીને વાવેલું હો! તે દી હતી અગિયારશ. તને યાદ છે તું આંહીં દૂધ લાવેલી. ને તારે ને સત્યકામભાઇમાં કોને હાથે ફણસ રોપવું એનો ઝઘડો થયેલો. તું કહે એ વાવે ને એ કહે તું વાવ, ખરું ને? એ કહે હું વાવું તો ફળ ન આવે એવો હું કમનસીબ છું. ને તું કહે કે હું વાવું તો ઝાડને ફળ ન આવે. છેવટે બેએ એકમત થઈને વાવવાં કહેલું ખરું?'

'પણ તમે ય કેવા કે અમારે બેએ એકહારે વાવવું—એક હારે ધૂળ વાળવી ને એક હારે પાણી પાવું તેવો તોડ કાઢેલો.'

'શું કરું ત્યારે? ના માનો ત્યારે કાંઇ ગોતી કાઢવું જોઇએ ને? પણ હેં બહેન પછી સત્યકામભાઇનો કાંઈ પત્તો લાગ્યો? કાંઇ ખબરબર મળ્યા? થાય છે કે એકવાર જતાં પહેલાં આંખો ઠારી લઉં એને જોઇને. શું, એણે આ વાડીમાં કામ કર્યું છે કાંઈ કામ? લખેશરીનો દીકરો પણ ગાયુંને પાવા નીરવામાં, ડોલું સીંચવામાં, પાણા તોડવામાં પાછું વાળીને નથી જોયું. બાપાનું વેણ પડ્યું ને સત્યકામભાઇના હાથ હાલ્યા જ છે. અરે! આ ઝાડેઝાડનો ઇતિહાસ છે. એક કોળ ફૂટે ને હું ને બાપા ને સત્યકામભાઇ ઠાકરનું નામ લઇને ઠેકડા મારીએ. આ ચારેકોરનાં કોળાં કહેતાં કે એ કોતરમાં બધા રૂપિયા નાખીને જવાનો છે. ત્યાં શું થવાનું હતું. એના બાપનું કપાળ? એટલે અમને ય કોકવાર વિમાસણ તો થાતી પણ બાપાની હિમ્મત તો હેમાળા જેવી. એને કોણ ડગાવે? ને પડખે હતા સત્યકામભાઈ. બસ. એ એક દસકો ખરો કટોકટીનો હતો. હવે તો ઝાડ ઉઝરી ગયાં છે. ધોરી રસ્તો પડી ગયો છે. નાનું છોકરું ય વગરડેરમે હાલ્યું જાય, હવે શું? પણ હેં બહેન, પછી સત્યકામભાઇના કાંઇ વાવડ મળ્યા? થાય છે કે એકવાર એને મરતાં પહેલાં ભાળી લઉં તો કેવું સારું? ભગવાન મેં સાચા દલથી જો ધરતી

મુખ્ય કારણ ભલે આ ન હોય તો પણ આડ કારણ તો આ બેચેની હતું જ. વચમાં વચમાં મન ઊંડે ઊતરી જતું. જાણે જીવ પાતાળમાં ઊતરવા માંડતો. હાથમાં પકડેલી સોય ને દોરો સરી પડતાં. હવે આમ ને આમ વધારે ખેંચાય એમ નહોતું. ને ભાર પણ કાંઈ ઓછો નહોતો. આ સોએક ખેડૂતોની સહકારી મંડળી સસરાની બેએક લાખની મિલકતનો વહીવટ ને તે ઉપરાંત પિતાએ સોંપેલ એક અપંગાશ્રમની દેખભાળ મરદોનેય થકવી દે તેવું કામ હતું. પણ એના ભક્તપિતાએ એટલું બળ આપ્યું હતું. ને એવી પ્રણાલી ઊભી કરી હતી કે આજ સુધી એ નાવને ખેંચી શકી હતી. પણ આજકાલ કરતાં એને બાર વર્ષ થવા આવ્યાં હતાં. વાડી કોતરો મિલકત બાર વર્ષમાં બમણાં થયાં હતાં, પણ એની શક્તિ તો બમણી થવાને બદલે બારમા ભાગની થઈ હતી. આ વિમાસણની વેળાએ એણે સાંભળ્યું કે દસ વરસ પડેલાં ચાલ્યો ગયેલ દિયર અચ્યુત પાછો આવે છે. ત્યારે એને થોડી નિરાંત થઇ.

અચ્યુત એના દુશ્મન કે મિત્ર સૌને મન અસાધારણ હતો. દસ વર્ષ પહેલાં બાપ સાથે ઝઘડીને મહાત્મા ગાંધીના આશ્રમમાં ગયેલો. ત્યાં પણ સખણો ન રહ્યો. મહાત્મા ગાંધી હારે કાંઇક બોલીને નીકળી ગયો. બંદર ઉપર તે કોલસા ભરનાર તરીકે પહોંચ્યો વિલાયતમાં. પછી ચારેક વર્ષ સુધી એનું નામ ન સંભળાયું. ઓચિંતાના એક દિવસે સૌએ તાર દ્વારા જાણ્યું કે એ તો વિલાયતમાં મોટો દાક્તર થઈ પડયો હતો. વળી બે ચાર વર્ષ ગયાં, ને એનું નામ ચીનને સહાય કરવા ગયેલ તબીબી મંડળમાં વંચાયું. આખરે દસ વર્ષે એ આમ પાણી દુનિયાનું પાણી પીને પાછો આવનો હતો. કોઈક કહેતું હતું કે સાથે એની વિલાયતી વહુને પણ લાવવાનો હતો. ગમે તે હો! મિત્ર–શત્રુ સૌ એને અસાધારણ તો કહેતા જ હતા.

માત્ર એની ભાભીને મન આમાં કશું અસાધારણ નહોતું. ઊલટું જો એણે આવું કર્યું ન કર્યું હોત ને મુંબઇના એકાદ પરામાં બંગલો બંધાવી પાંચ પૈસા કૂટી માર્યા હોત તો જ એને નવાઇ લાગત. કારણ કે એને ખબર હતી કે જે વીજળી બાળે તે જ ઘર અજવાળે છે.

પણ ઘર અજવાળનાર વીજળીનેય કાબૂમાં લેનાર કોઈક યંત્ર જોઇએ. તે સિવાય તો એમ જાન ખતરામાં નાખી દે તેવો મામલો બની જાય.

અચ્યુતને પાછો આવવા એણે જ હંમેશ સમજાવ્યો હતો ને આખરે એ આવતો પણ હતો. પણ એને સમાલનાર કોઇ યંત્ર હતું ખરું ? રેખા હતી ખરી ! પણ એ ય હતી મોટી માયા ! પાંચ વર્ષથી ચંદ્રવિજયસૂરીના સદુપદેશનું શ્રવણ કર્યા પછી એને ખાતરી થઇ ગઈ હતી કે જીવનમાં કંઇ જ કરવા જેવું નથી. કેવળ આત્મા સિવાય કોઇ કોઈનું નથી. એટલે શુદ્ધ આત્મજ્ઞાન એ જ આલંબન છે ને એ ખાતર સાધ્વી થવાનો સંકલ્પ કરી બેઠી હતી. જો રોહિણીનો વિરોધ ન હોત તો કદાચ ક્યારનીયે એ મહાસતી ચેલણા કે એવું કાંઈક થઇને ભવસાગર તરી પણ ગઇ હોત. ઓછામાં ઓછું એના ગુરુ સૂરી ચંદ્રવિજયજીનું તો એમ કહેવું હતું જ. બીજી બાજુ અચ્યુતના કાગળ પરથી એ એટલું તો સમજી હતી કે એ અહીં આવે છે. ઠીક ઠીક વખત રહેવા આવે છે, એ વાત સાચી હતી, પણ એ કાંઈ હવે ગઇકાલે એની સાથે ચોપાટ ખેલતો એના માટે પોતાના મોટાભાઇ કે બાપા સુદ્ધાં જોડે ઝઘડતો નાનો દિયર જ નહોતો રહ્યો. લોકોએ રોળભરી વાણીમાં એની જે સિદ્ધિઓ વર્ણવી હતી તેના કરતાં ય એની ખરેખરી સિદ્ધિઓ તો કયાં મોટી હતી. એની નોંધો ને એણે મોકલેલ પરદેશી છાપાંની કાપલીઓ વાંચીને એના મનમાં ઊંડે ઊંડે વસી ગયું હતું કે આ ભારતવર્ષમાં જ નહિ પણ સમગ્ર જગતમાં કોઇક જબરદસ્ત ઉલ્કાપાત—મહાપ્રલય થવાના પ્રવાહો ચાલી રહ્યા છે. જેમાં નાના નાના દેશો તણખલાંની જેમ કયાંના કયાં ય ઊડી પડવાના છે. આ મહાન દાવાનળને બને તો રોકવા નહિતર છેવટે નાથવાને માટે જે ગણ્યાગાંઠયા સુજ્ઞાગી માણસો અવિશ્રાંતપણે દોડધામ કરી રહ્યા હતા તેમાંનો એક એનો દિયર અચ્યુત પણ હતો. એ વિષે એને ભલે

કોઇએ એક શબ્દે ન કહ્યો હોય તોપણ એને રજમાત્ર શંકા નહોતી.

એ ક્યાંય સુધી એમાં શું કરવું તેનો વિચાર કરતી પડી હતી.

'મોટીબહેન આજે તબિયત બરાબર નથી?' એને કોઇક પૂછ્યું હતું.

'ના રે ના અરજણ કાકા, અમરથી જ પડી હતી.' એણે સામે ઊભેલ વૃદ્ધ ખેડૂતને કહ્યું.

'તમે કહો કે ન કહો. શરીર લેવાતું જાય છે.'

'એનો શું હરખ-શોક' કહી એ ઊભી થઇ. ઊભી થતાં જ એની નજરે સ્હેજે આખી વાડી પર પડી. કેવી હરીભરી વાડી હતી! પેલા છેડાના આંબામાં કાગડાઓએ વસાહત બાંધી હતી. ધરા પરના રાવણા પર પણ બગલાંઓનું સંસ્થાન હતું. આ બાજુની ફણસવાડીમાં મોરલાનો મેળો જામતો. ને એ બધાં ઝાડોની નીચે ખેડૂતા છોકરા-છોકરીઓ સાતતાળી સંતાકુકડી રમતાં હતાં. વીશ વર્ષ પહેલાંનો બપોર એને યાદ આવ્યો. એ અરજણ ડોસા એને ધરા પર મળેલા. ગોરડ ને હરમા સિવાય એક ઝાડ આખા કોતરમાં નહોતું. ને ધરાનો ઉપયોગ કોળીઓ માછલાં મારવામાં કરતા. આજે એકે ય કોળીનું ઘર માંસાહારી નહોતું રહ્યું. કેળા, પપૈયાં, કેરી મળે તો માંસ ખાય કોણ? કોના પ્રતાપ હતા આ? એના પિતાના. જે પિતાની આંગળીએ વળગીને એ અહીં દસ વર્ષની ઉંમરે આવેલી. ને જેણે વગર જમનાએ ગોકુળ સરજ્યું હતું. તેની યાદ આવતાં એને ઝળઝળિયાં આવી ગયાં.

'કાં બહેન એકદમ?' અરજણ ડોસાએ પૂછ્યું.

'કાકા એ તો બાપા સાંભળ્યા' એણે આંસુ લૂછતાં કહ્યું.

'બાપા તને આજ સાંભર્તા હશે. તને તો ભગવાને સંભારવાની નવરાશે ક્યાં રહેવા દીધી છે!' પણ હું તો હવે ઘરડો થયો. આંબા તો મારો લખો સાચવે છે. એટલે હું તો ઝાડે ઝાડે ફર્યા કરું છું. ને એકેએક ઝાડ એનો જાપ જપે છે, દિનરાત મને તો એ ને સત્યકામભાઈ સાંભર્યા જ કરે છે. આ તું બેઠી'તી એ ફણસ મેં ને સત્યકામભાઇએ બપોર દી સુધીમાં ખાડો ખોદીને વાવેલું હો! તે દી હતી અગિયારશ. તને યાદ છે તું આંહીં દૂધ લાવેલી. ને તારે ને સત્યકામભાઇમાં કોને હાથે ફણસ રોપવું એનો ઝઘડો થયેલો. તું કહે એ વાવે ને એ કહે તું વાવ, ખરું ને? એ કહે હું વાવું તો ફળ ન આવે એવો હું કમનસીબ છું. ને તું કહે કે હું વાવું તો ઝાડને ફળ ન આવે. છેવટે બેએ એકમત થઇને વાવવાં કહેલું ખરું?'

'પણ તમે ય કેવા કે અમારે બેએ એકહારે વાવવું—એક હારે ધૂળ વાળવી ને એક હારે પાણી પાવું તેવો તોડ કાઢેલો.'

'શું કરું ત્યારે? ના માનો ત્યારે કાંઇ ગોતી કાઢવું જોઇએ ને? પણ હેં બહેન પછી સત્યકામભાઇનો કાંઈ પત્તો લાગ્યો? કાંઇ ખરખબર મળ્યા? થાય છે કે એકવાર જાતાં પહેલાં આંખો ઠારી લઉં એને જોઇને. શું, એણે આ વાડીમાં કામ કર્યું છે કાંઈ કામ? લખેશરીનો દીકરો પણ ગાયુંને પાવા નીરવામાં, ઢોલું સીંચવામાં, પાણા તોડવામાં પાછું વાળીને નથી જોયું. બાપાનું વેણ પડ્યું ને સત્યકામભાઇના હાથ હાલ્યા જ છે. અરે! આ ઝાડેઝાડનો ઇતિહાસ છે. એક કોળ ફૂટે ને હું ને બાપા ને સત્યકામભાઇ ઠાકરનું નામ લઇને ઠેકડા મારીએ. આ ચારેકોરનાં કોળાં કહેતાં કે એ કોતરમાં બધા રૂપિયા નાખીને જવાનો છે. ત્યાં શું થવાનું હતું. એના બાપનું કપાળ! એટલે અમને ય કોકવાર વિમાસણ તો થાતી પણ બાપાની હિમ્મત તો હેમાળા જેવી. એને કોણ ડગાવે? ને પડખે હતા સત્યકામભાઈ. બસ. એ એક દસકો ખરો કટોકટીનો હતો. હવે તો ઝાડ ઉઝરી ગયાં છે. ધોરી રસ્તો પડી ગયો છે. નાનું છોકરું ય વગરડેરથે હાલ્યું જાય, હવે શું? પણ હેં બહેન, પછી સત્યકામભાઇના કાંઇ વાવડ મળ્યા? થાય છે કે એકવાર એને મરતાં પહેલાં ભાળી લઉં તો કેવું સારું? ભગવાન મેં સાચા દલથી જો ધરતી

મુખ્ય કારણ ભલે આ ન હોય તો પણ આડ કારણ તો આ બેયેની હતું જ. વચમાં વચમાં મન ઊંડે ઊતરી જતું. જાણે જીવ પાતાળમાં ઊતરવા માંડતો. હાથમાં પકડેલી સોય ને દોરો સરી પડતાં. હવે આમ ને આમ વધારે ખેંચાય એમ નહોતું. ને ભાર પણ કાંઈ ઓછો નહોતો. આ સોએક ખેડૂતોની સહકારી મંડળી સસરાની બેએક લાખની મિલકતનો વહીવટ ને તે ઉપરાંત પિતાએ સોંપેલ એક અપંગાશ્રમની દેખભાલ મરદોનેય થકવી દે તેવું કામ હતું. પણ એના ભક્તપિતાએ એટલું બળ આપ્યું હતું. ને એવી પ્રણાલી ઊભી કરી હતી કે આજ સુધી એ નાવને ખેંચી શકી હતી. પણ આજકાલ કરતાં એને બાર વર્ષ થવા આવ્યાં હતાં. વાડી કોતરો મિલકત બાર વર્ષમાં બમણાં થયાં હતાં, પણ એની શક્તિ તો બમણી થવાને બદલે બારમા ભાગની થઈ હતી. આ વિમાસણની વેળાએ એણે સાંભળ્યું કે દસ વરસ પહેલાં ચાલ્યો ગયેલ દિયર અચ્યુત પાછો આવે છે. ત્યારે એને થોડી નિરાંત થઈ.

અચ્યુત એના દુશ્મન કે મિત્ર સૌને મન અસાધારણ હતો. દસ વર્ષ પહેલાં બાપ સાથે ઝઘડીને મહાત્મા ગાંધીના આશ્રમમાં ગયેલો. ત્યાં પણ સખણો ન રહ્યો. મહાત્મા ગાંધી હારે કાંઈક બોલીને નીકળી ગયો. બંદર ઉપર તે કોલસા ભરનાર તરીકે પહોંચ્યો વિલાયતમાં. પછી ચારેક વર્ષ સુધી એનું નામ ન સંભળાયું. ઓચિંતાના એક દિવસે સૌએ તાર દ્વારા જાણ્યું કે એ તો વિલાયતમાં મોટો દાક્તર થઈ પડ્યો હતો. વળી બે ચાર વર્ષ ગયાં, ને એનું નામ ચીનને સહાય કરવા ગયેલ તબીબી મંડળમાં વંચાયું. આખરે દસ વર્ષે એ આમ પોણી દુનિયાનું પાણી પીને પાછો આવતો હતો. કોઈક કહેતું હતું કે સાથે એની વિલાયતી વહુને પણ લાવવાનો હતો. ગમે તે હો! મિત્ર--શત્રુ સૌ એને અસાધારણ તો કહેતા જ હતા.

માત્ર એની ભાભીને મન આમાં કશું અસાધારણ નહોતું. ઊલટું જો એણે આવું કશું ન કર્યું હોત ને મુંબઈના એકાદ પરામાં બંગલો બંધાવી પાંચ પૈસા કૂટી માર્યા હોત તો જ એને નવાઈ લાગત. કારણ કે એને ખબર હતી કે જે વીજળી બાળે તે જ ઘર અજવાળે છે.

પણ ઘર અજવાળનાર વીજળીનેય કાબૂમાં લેનાર કોઈક યંત્ર જોઈએ. તે સિવાય તો એમ જાન ખતરામાં નાખી દે તેવો મામલો બની જાય.

અચ્યુતને પાછો આવવા એણે જ હંમેશ સમજાવ્યો હતો ને આખરે એ આવતો પણ હતો. પણ એને સમાલનાર કોઈ યંત્ર હતું ખરું? રેખા હતી ખરી! પણ એ ય હતી મોટી માયા! પાંચ વર્ષથી ચંદ્રવિજયસુરીના સદુપદેશનું શ્રવણ કર્યા પછી એને ખાતરી થઈ ગઈ હતી કે જીવનમાં કંઈ જ કરવા જેવું નથી. કેવળ આત્મા સિવાય કોઈ કોઈનું નથી. એટલે શુદ્ધ આત્મજ્ઞાન એ જ આલંબન છે ને એ ખાતર સાધ્વી થવાનો સંકલ્પ કરી બેઠી હતી. જો રોહિણીનો વિરોધ ન હોત તો કદાચ ક્યારનીયે એ મહાસતી ચેલ્લણા કે એવું કાંઈક થઈને ભવસાગર તરી પણ ગઈ હોત. ઓછામાં ઓછું એના ગુરુ સુરી ચંદ્રવિજયજીનું તો એમ કહેવું હતું જ. બીજી બાજુ અચ્યુતના કાગળ પરથી એ એટલું તો સમજી હતી કે એ અહીં આવે છે. ઠીક ઠીક વખત રહેવા આવે છે, એ વાત સાચી હતી, પણ એ કાંઈ હવે ગઈકાલે એની સાથે ચોપાટ ખેલતો એના માટે પોતાના મોટાભાઈ કે બાપા સુદ્ધાં જોડે ઝઘડતો નાનો દિયર જ નહોતો રહ્યો. લોકોએ ટોળભરી વાણીમાં એની જે સિદ્ધિઓ વર્ણવી હતી તેના કરતાં ય એની ખરેખરી સિદ્ધિઓ તો ક્યાં મોટી હતી. એની નોંધો ને એણે મોકલેલ પરદેશી છાપાંની કાપલીઓ વાંચીને એના મનમાં ઊંડે ઊંડે વસી ગયું હતું કે આ ભારતવર્ષમાં જ નહિ પણ સમગ્ર જગતમાં કોઈક જબરદસ્ત ઉલ્કાપાત—મહાપ્રલય થવાના પ્રવાહો ચાલી રહ્યા છે. જેમાં નાના નાના દેશો તણખલાંની જેમ ક્યાંના ક્યાં ય ઊડી પડવાના છે. આ મહાન દાવાનળને બને તો રોકવા નહિતર ઉંવરે નાથવાને માટે જે ગણ્યાગાંઠ્યા સુભાગી માણસો અવિશ્રાંતપણે દોડધામ કરી રહ્યા હતા તેમાંનો એક એનો દિયર અચ્યુત પણ હતો. એ વિષે એને ભલે

કોઈએ એક શબ્દ ન કહ્યો હોય તોપણ એને રજમાત્ર શંકા નહોતી.

એ ક્યાંય સુધી એમાં શું કરવું તેનો વિચાર કરતી પડી હતી.

'મોટીબહેન આજે તબિયત બરોબર નથી ?' એને કોઇક પૂછતું હતું.

'ના રે ના અરજણ કાકા, અમસ્થી જ પડી હતી.' એણે સામે ઊભેલ વૃદ્ધ ખેડૂતને કહ્યું.

'તમે કહો કે ન કહો. શરીર લેવાતું જાય છે.'

'એનો શું હરખ–શોક' કહી એ ઊભી થઇ. ઊભી થતાં જ એની નજર રહેજે આખી વાડી પર પડી. કેવી હરીભરી વાડી હતી ! પેલા છેડાના આંબામાં કાગડાઓએ વસાહત બાંધી હતી. ધરા પરના રાવણા પર પણ બગલાંઓનું સંસ્થાન હતું. આ બાજુની ફણસવાડીમાં મોરલાનો મેળો જામતો. ને એ બધાં ઝાડોની નીચે ખેડૂના છોકરા–છોકરીઓ સાતતાળી સંતાકુકડી રમતાં હતાં. વીશ વર્ષ પહેલાંનો બપોર એને યાદ આવ્યો. એ અરજણ ડોસા એને ધરા પર મળેલા. ગોરડ ને હરમા સિવાય એક ઝાડ આખા કોતરમાં નહોતું. ને ધરાનો ઉપયોગ કોળીઓ માછલાં મારવામાં કરતા. આજે એકે ય કોળીનું ઘર માંસાહારી નહોતું રહ્યું. કેળાં, પપૈયાં, કેરી મળે તો માંસ ખાય કોણ ? કોના પ્રતાપ હતા આ ? એના પિતાના. જે પિતાની આંગળીએ વળગીને એ અહીં દસ વર્ષની ઉંમરે આવેલી. ને જેણે વગર જમનાએ ગોકુળ સરજ્યું હતું. તેની યાદ આવતાં એને ઝળઝળિયાં આવી ગયાં.

'કાં બહેન એકદમ ?' અરજણ ડોસાએ પૂછ્યું.

'કાકા એ તો બાપા સાંભર્યા' એણે આંસુ લૂછતાં કહ્યું.

'બાપા તને આજ સાંભર્યા હશે. તને તો ભગવાને સંભારવાની નવરાશે ક્યાં રહેવા દીધી છે !' પણ હું તો હવે ઘરડો થયો. આંબા તો મારો લખો સાચવે છે. એટલે હું તો ઝાડે ઝાડે ફર્યા કરું છું. ને એકેએક ઝાડ એનો જાપ જપે છે, દિનરાત મને તો એ ને સત્યકામભાઈ સાંભર્યા જ કરે છે. આ તું બેઠી'તી એ ફણસ મેં ને સત્યકામભાઇએ બપોર દી સુધીમાં ખાડો ખોદીને વાવેલું હો ! તે દી હતી અગિયારશ. તને યાદ છે તું આંહીં દૂધ લાવેલી. ને તારે ને સત્યકામભાઇમાં કોને હાથે ફણસ રોપવું એનો ઝઘડો થયેલો. તું કહે એ વાવે ને એ કહે તું વાવ, ખરું ને ? એ કહે હું વાવું તો ફળ ન આવે એવો હું કમનસીબ છું. ને તું કહે કે હું વાવું તો ઝાડને ફળ ન આવે. છેવટે બેએ એકમત થઇને વાવવાં કહેલું ખરું ?'

'પણ તમે ય કેવા કે અમારે બેએ એકહારે વાવવું—એક હારે ધૂળ વાળવી ને એક હારે પાણી પાવું તેવો તોડ કાઢેલો.'

'શું કરું ત્યારે ? ના માનો ત્યારે કાંઇ ગોતી કાઢવું જોઇએ ને ? પણ હેં બહેન પછી સત્યકામભાઇનો કાંઈ પત્તો લાગ્યો ? કાંઇ ખરખબર મળ્યા ? થાય છે કે એકવાર જાતાં પહેલાં આંખો ઠારી લઉં એને જોઇને. શું, એણે આ વાડીમાં કામ કર્યું છે કાંઈ કામ ? લખેશરીનો દીકરો પણ ગાયુંને પાવા નીરવામાં, ડોલું સીંચવામાં, પાણા તોડવામાં પાછું વાળીને નથી જોયું. બાપાનું વેણ પડ્યું ને સત્યકામભાઇના હાથ હાલ્યા જ છે. અરે ! આ ઝાડેઝાડનો ઇતિહાસ છે. એક કોળ ફૂટે ને હું ને બાપા ને સત્યકામભાઇ ઠાકરનું નામ લઇને ઠેકડા મારીએ. આ ચારેકોરનાં કોળાં કહેતાં કે એ કોતરમાં બધા રૂપિયા નાખીને જવાનો છે. ત્યાં શું થવાનું હતું. એના બાપનું કપાળ ? એટલે અમને ય કોકવાર વિમાસણ તો થાતી પણ બાપાની હિમ્મત તો હેમાળા જેવી. એને કોણ ડગાવે ? ને પડખે હતા સત્યકામભાઈ. બસ. એ એક દસકો ખરો કટોકટીનો હતો. હવે તો ઝાડ ઉઝરી ગયાં છે. ધોરી રસ્તો પડી ગયો છે. નાનું છોકરું ય વગરડરે હાલ્યું જાય, હવે શું ? પણ હેં બહેન, પછી સત્યકામભાઇના કાંઇ વાવડ મળ્યા ? થાય છે કે એકવાર એને મરતાં પહેલાં ભાળી લઉં તો કેવું સારું ? ભગવાન મેં સાચા દલથી જે ધરતી





મુખ્ય કારણ ભલે આ ન હોય તો પણ આડ કારણ તો આ બેચેની હતું જ. વચમાં વચમાં મન ઊંડે ઊતરી જતું. જાણે જીવ પાતાળમાં ઊતરવા માંડતો. હાથમાં પકડેલી સોય ને દોરો સરી પડતાં. હવે આમ ને આમ વધારે ખેંચાય એમ નહોતું. ને ભાર પણ કાંઈ ઓછો નહોતો. આ સોએક ખેડુતોની સહકારી મંડળી સસરાની બેએક લાખની મિલકતનો વહીવટ ને તે ઉપરાંત પિતાએ સોંપેલ એક અપંગાશ્રમની દેખભાલ મરદોને ય થકવી દે તેવું કામ હતું. પણ એના ભક્તપિતાએ એટલું બળ આપ્યું હતું. ને એવી પ્રણાલી ઊભી કરી હતી કે આજ સુધી એ નાવને ખેંચી શકી હતી. પણ આજકાલ કરતાં એને બાર વર્ષ થવા આવ્યાં હતાં. વાડી કોતરો મિલકત બાર વર્ષમાં બમણાં થયાં હતાં, પણ એની શક્તિ તો બમણી થવાને બદલે બારમા ભાગની થઈ હતી. આ વિમાસણની વેળાએ એણે સાંભળ્યું કે દસ વરસ પહેલાં ચાલ્યો ગયેલ દિયર અચ્યુત પાછો આવે છે. ત્યારે એને થોડી નિરાંત થઇ.

અચ્યુત એના દુશ્મન કે મિત્ર સૌને મન અસાધારણ હતો. દસ વર્ષ પહેલાં બાપ સાથે ઝઘડીને મહાત્મા ગાંધીના આશ્રમમાં ગયેલો. ત્યાં પણ સખણો ન રહ્યો. મહાત્મા ગાંધી હારે કાંઇક બોલીને નીકળી ગયો. બંદર ઉપર તે કોલસા ભરનાર તરીકે પહોંચ્યો વિલાયતમાં. પછી ચારેક વર્ષ સુધી એનું નામ ન સંભળાયું. ઓચિંતાના એક દિવસે સૌએ તાર દ્વારા જાણ્યું કે એ તો વિલાયતમાં મોટો દાક્તર થઈ પડયો હતો. વળી બે ચાર વર્ષ ગયાં, ને એનું નામ ચીનને સહાય કરવા ગયેલ તબીબી મંડળમાં વંચાયું. આખરે દસ વર્ષે એ આમ પોણી દુનિયાનું પાણી પીને પાછો આવનો હતો. કોઈક કહેતું હતું કે સાથે એની વિલાયતી વહુને પણ લાવવાનો હતો. ગમે તે હો ! મિત્ર--શત્રુ સૌ એને અસાધારણ તો કહેતા જ હતા.

માત્ર એની ભાભીને મન આમા કશું અસાધારણ નહોતું. ઊલટું જો એણે આવું કશું ન કર્યું હોત ને મુંબઇના એકાદ પરામાં બંગલો બંધાવી પાચ પૈસા કૂટી માર્યા હોત તો જ એને નવાઇ લાગત. કારણ કે એને ખબર હતી કે જે વીજળી બાળે તે જ ઘર અજવાળે છે.

પણ ઘર અજવાળનાર વીજળીનેય કાબૂમાં લેનાર કોઈક યંત્ર જોઇએ. તે સિવાય તો એમ જાન ખતરામાં નાખી દે તેવો મામલો બની જાય.

અચ્યુતને પાછો આવવા એણે જ હંમેશ સમજાવ્યો હતો ને આખરે એ આવતો પણ હતો. પણ એને સમાલનાર કોઇ યંત્ર હતું ખરું ? રેખા હતી ખરી ! પણ એ ય હતી મોટી માયા ! પાંચ વર્ષથી ચંદ્રવિજયસુરીના સદુપદેશનું શ્રવણ કર્યા પછી એને ખાતરી થઇ ગઈ હતી કે જીવનમાં કંઇ જ કરવા જેવું નથી. કેવળ આત્મા સિવાય કોઇ કોઈનું નથી. એટલે શુદ્ધ આત્મજ્ઞાન એ જ આલંબન છે ને એ ખાતર સાધ્વી થવાનો સંકલ્પ કરી બેઠી હતી. જો રોહિણીનો વિરોધ ન હોત તો કદાચ ક્યારનીયે એ મહાસતી ચેલ્લણા કે એવું કાંઈક થઇને ભવસાગર તરી પણ ગઇ હોત. ઓછામાં ઓછું એના ગુરુ સુરી ચંદ્રવિજયજીનું તો એમ કહેવું હતું જ. બીજી બાજુ અચ્યુતના કાગળ પરથી એ એટલું તો સમજી હતી કે એ અહીં આવે છે. ઠીક ઠીક વખત રહેવા આવે છે, એ વાત સાચી હતી, પણ એ કાંઈ હવે ગઇકાલે એની સાથે ચોપાટ ખેલતો એના માટે પોતાના મોંટાભાઇ કે બાપા સુદ્ધાં જોડે ઝઘડતો નાનો દિયર જ નહોતો રહ્યો. લોકોએ ટોળભરી વાણીમાં એની જે સિદ્ધિઓ વર્ણવી હતી તેના કરતાં ય એની ખરેખરી સિદ્ધિઓ તો કયા મોટી હતી. એની નોંધો ને એણે મોકલેલ પરદેશી છાપાંની કાપલીઓ વાંચીને એના મનમાં ઊંડે ઊંડે વસી ગયુ હતું કે આ ભારતવર્ષમાં જ નહિ પણ સમગ્ર જગતમાં કોઇક જબરદસ્ત ઉલ્કાપાત—મહાપ્રલય થવાના પ્રવાહો ચાલી રહ્યા છે. જેમાં નાના નાના દેશો તણખલાંની જેમ કયાંના કયાં ય ઊડી પડવાના છે. આ મહાન દાવાનળને બને તો રોકવા નહિતર છેવટે નાથવાને માટે જે ગણ્યાગાંઠ્યા સુભાગી માણસો અવિશ્રાંતપણે દોડધામ કરી રહ્યા હતા તેમાંનો એક એનો દિયર અચ્યુત પણ હતો. એ વિષે એને ભલે

કોઈએ એક શબ્દે ન કહ્યો હોય તોપણ એને રજમાત્ર શંકા નહોતી.

એ ક્યાંય સુધી એમાં શું કરવું તેનો વિચાર કરતી પડી હતી.

'મોટીબહેન આજે તબિયત ખરેખર નથી ?' એને કોઈક પૂછતું હતું.

'નારે ના અરજણ કાકા, અમસ્થી જ પડી હતી.' એણે સામે ઊભેલા વૃદ્ધ ખેડૂતને કહ્યું.

'તમે કહો કે ન કહો. શરીર લેવાતું જાય છે.'

'એનો શું હરખ–શોક' કહી એ ઊભી થઇ. ઊભી થતાં જ એની નજરે સ્હેજે આખી વાડી પર પડી. કેવી હરીભરી વાડી હતી ! પેલા છેડાના આંબામાં કાગડાઓએ વસાહત બાંધી હતી. ધરા પરના રાવણા પર પણ બગલાંઓનું સંસ્થાન હતું. આ બાજુની ફણસવાડીમાં મોરલાનો મેળો જામતો. ને એ બધાં ઝાડોની નીચે ખેડૂતના છોકરા–છોકરીઓ સાતતાળી સંતાકુકડી રમતાં હતાં. વીશ વર્ષ પહેલાંનો બપોર એને યાદ આવ્યો. એ અરજણ ડોસા એને ધરા પર મળેલા. ગોરડ ને હરમા સિવાય એક ઝાડ આખા કોતરમાં નહોતું. ને ધરાનો ઉપયોગ કોળીઓ માછલાં મારવામાં કરતા. આજે એકે ય કોળીનું ઘર માંસાહારી નહોતું રહ્યું. કેળાં, પપૈયાં, કેરી મળે તો માંસ ખાય કોણ ? કોના પ્રતાપ હતા આ ? એના પિતાના. જે પિતાની આંગળીએ વળગીને એ અહીં દસ વર્ષની ઉંમરે આવેલી. ને જેણે વગર જમનાએ ગોકુળ સરજ્યું હતું. તેની યાદ આવતાં એને ઝળઝળિયાં આવી ગયાં.

'કાં બહેન એકદમ ?' અરજણ ડોસાએ પૂછ્યું.

'કાકા એ તો બાપા સાંભળ્યા' એણે આંસુ લૂછતાં કહ્યું.

'બાપા તને ઓજ સાંભરતા હશે. તને તો ભગવાને સંભારવાની નવરાશે ક્યાં રહેવા દીધી છે !' પણ હું તો હવે ઘરડો થયો. આંબા તો મારો લખો સાચવે છે. એટલે હું તો ઝાડે ઝાડે ફર્યા કરું છું. ને એકેએક ઝાડ એનો જાપ જપે છે, દિનરાત મને તો એ ને સત્યકામભાઈ સાંભર્યા જ કરે છે. આ તું બેઠી'તી એ ફણસ મેં ને સત્યકામભાઇએ બપોર દી સુધીમાં ખાડો ખોદીને વાવેલું હો ! તે દી હતી અગિયારશ. તને યાદ છે તું આંહીં દૂધ લાવેલી. ને તારે ને સત્યકામભાઇમાં કોને હાથે ફણસ રોપવું એનો ઝઘડો થયેલો. તું કહે એ વાવે ને એ કહે તું વાવ, ખરું ને ? એ કહે હું વાવું તો ફળ ન આવે એવો હું કમનસીબ છું. ને તું કહે કે હું વાવું તો ઝાડને ફળ ન આવે. છેવટે બેએ એકમત થઈને વાવવાં કહેલું ખરું ?'

'પણ તમે ય કેવા કે અમારે બેએ એકહારે વાવવું—એક હારે ધૂળ વાળવી ને એક હારે પાણી પાવું તેવો તોડ કાઢેલો.'

'શું કરું ત્યારે ? ના માનો ત્યારે કાંઇ ગોતી કાઢવું જોઇએ ને ? પણ હેં બહેન પછી સત્યકામભાઇનો કાંઈ પત્તો લાગ્યો ? કાંઇ ખબરખબર મળ્યા ? થાય છે કે એકવાર જાતાં પહેલાં આંખો ઠારી લઉં એને જોઇને. શું, એણે આ વાડીમાં કામ કર્યું છે કાંઈ કામ ? લખેશરીનો દીકરો પણ ગાયુંને પાવા નીરવામાં, ડોલું સીંચવામાં, પાણા તોડવામાં પાછું વાળીને નથી જોયું. બાપાનું વેણ પડયું ને સત્યકામભાઇના હાથ હાલ્યા જ છે. અરે ! આ ઝાડેઝાડનો ઇતિહાસ છે. એક કોળ ફૂટે ને હું ને બાપા ને સત્યકામભાઇ હાકરતું નામ લઇને ઠેકડા મારીએ. આ ચારેકોરનાં કોળાં કહેતાં કે એ કોતરમાં બધા રૂપિયા નાખીને જવાનો છે. ત્યાં શું થવાનું હતું. એના બાપાનું કપાળ ! એટલે અમને ય કોકવાર વિમાસણ તો થાતી પણ બાપાની હિમ્મત તો હેમાળા જેવી. એને કોણ ડગાવે ? ને પડખે હતા સત્યકામભાઈ. બસ. એ એક દસકો ખરો કટોકટીનો હતો. હવે તો ઝાડ ઉઝરી ગયાં છે. ધોરી રસ્તો પડી ગયો છે. નાનું છોકરું ય વગરડેરે હાલ્યું જાય, હવે શું ? પણ હેં બહેન, પછી સત્યકામભાઇના કાંઇ વાવડ મળ્યા ? થાય છે કે એકવાર એને મરતાં પહેલાં ભાળી લઉં તો કેવું સારું ? ભગવાન મેં સાચા દલથી જે ધરતી





માની ને બાપાની ચાકરી કરી હોય તો આ એક અબળખા પૂરી કરજે. આ ધરતીના સાચા ધણીને જુહાર્યા વિના જાઉં તો તો હું અવગતે જ જાઉં ને!'

અરજણ ડોસા આમે હવે અવસ્થાવાન થવાથી ઓછુ ભાળતા હતા, ને આજ તો વળી ખાસ આંખોને અદ્દર ઉતારી દીધી હતી, એટલે એને ખબર નહોતી કે એમનો હાથ ઝાલીને દોરી જતી રોહિણીની આંખોમાંથી એમના વેણે વેણે મોતી જેવાં અશ્રુબિંદુ ટપટપ પડયે જતા હતાં. એમની ઓરડી આવતાં એ કહે ' હેં બહેન, આ અચ્યુતભાઈ આટલો બધો મલક ભમ્યા છે તે એમને ક્યાં ય સત્યકામ-ભાઈનો ભેટો નહિ થયો હોય?'

કમળ પોતાને ડોલાવીને જળબિંદુઓ ખંખેરી નાખે તેમ આંસુ ખંખેરી રોહિણી કહે ' અરજણકાકા તમારી ભોળાભાવની આસ્થા છે ને તમે સમજ્યા ત્યારથી પાપ કર્યું નથી એટલે ભગવાન તમારી આશા કેમ નહિ પૂરી કરે?'

' પણ બહેન તને કાંઈ વાવડ?'

પરાણે હસીને રોહિણીએ કહ્યું, ' એટલી જ ખબર છે કે એક દિવસે અહીં આવીશ એમ છેલ્લે લખ્યું હતું.' કહેતી જાણે ઊભું પણ ન રહેવાતું હોય તેમ ઉતાવળે ઉતાવળે ઘરમાં જઈ છાતી સાથે ઓશીકું દબાવીને પડી. રેખા દોડતી આવીને કહે ' ઊલટું વધ્યુંને? કોઈનું માને નહિ. કાકાજીને ઉપરથી બોલાવું?'

રેખાને કબાટમાં શીશીઓ વીંખતી, હાંફળી હાંફળી થતી જોઈ ધીરેથી કહે, ' બાવરી થા મા, તારી મોટી બહેન એમ મરી નહિ જાય. એની કુંડલીમાં તો લાંબું જીવવાનું લખ્યુ છે. પેલા આવવાના છે એની તૈયારી કર.' ફરી ઓશીકા પર છાતી દબાવી કહે ' મારાથી પગથિયે પણ લેવા જવાશે કે કેમ?'

રેખા એક પ્યાલામાં દવા તૈયાર કરતાં કહે ' તને આ હૃદયરોગ થયો શાને લીધે?'

' મારાં કરમે ' કહી એણે દવા લીધી ને પડખુ ફરી ગઈ.

અરજણકાકાએ અનાયાસે સત્યકામને સંભારીને કેવાં કેવાં પડો ઉખેળ્યાં હતાં આજે? રેખાને એ કેમ કહે કે આ હૃદયરોગ એને ક્યાંથી વળગ્યો? એની પાસે આખું ચિત્ર ખડું થયું. સત્યકામ એની સ્મૃતિમાં ભજનની કડીઓ મૂકીને ગયાને ય ત્રણ વર્ષ વીતી ગયા હતાં. વચ્ચે એ સાવ લુપ્ત થઈ ગયાના સમાચાર આવ્યાને ય ઘણા મહિના થયા હતા. ઝેરના ઘૂંટ જેવું વૈધવ્ય લઈને એ અચ્યુત જોડે આવતી હતી ડબ્બામાં સૌ એના સુકુમાર ચહેરા તરફ જોઈને કહેતાં હતાં.

' ભાઈ કળજુગમાં તો ભગવાને કાળજાવિનાનો થઈ ગયો છે. નહિતર કોઈ આવો કાળો કોપ કરે!'

' અહાહા! છાતી ચીરાઈ જાય છે.' કોઈકે કહ્યું.

એ તો મૂંગે મોંએ, અવનત મસ્તકે આ બધા ય સહાનુભૂતિનાં વાક્યોથી વિંધાતી બેસી રહી હતી. અબળા લોયણનું પદ એના ગળામાં આવી આવીને પાછું જતું હતું.

જીરે લાખા ખૂંદી રે ખમે માતા પૃથમીને
વાઢી તો ખમે વનરાઈ
કઠણ વચન મારાં સાધુડાં ખમે
નીર તો સાયરમા સમાય

ત્યા એણે સાંભળ્યું, 'કોની વાત ચાલે છે? લલિત!'

એના કાન ચમક્યા. કોનો આ કંઠસ્વર? ઊંચું જોયું. માણસો ખીચોખીચ હતા. પાટિયા ઉપર ને વચ્ચે ય બેઠાં હતાં. દેખાયું નહિ માત્ર સંભળાયું.

'કોઈ સદ્યવિધવા છે પંડિતજી, અનાયાસે સહાનુભૂતિ પ્રગટ થઈ જાય તેવું જ છે. જાણે સરસ્વતીની મૂર્તિ.'

' લલિત, તારો ઉપમાદોષ છે. સરસ્વતી તો બ્રહ્મચારિણી છે. એને વૈધવ્ય કેવું?'

રોહિણી ચમકી. ફરી એ જ કંઠસ્વર? હવે એનાથી ન રહેવાયું. થૂંકવા નિમિત્તે ઊઠીને તરત બેસી ગઈ. એ જ હતો. અંગેઅંગથી મીઠપ વર્ષાવતો સત્યકામ. માત્ર એક જ ફેર હતો. આંખો નહોતી,



મોં પર શીળીના ડાઘા. શું શીળીમાં ખોઈ હતી આંખો? કે આ કોઇ બીજું હતું? એની આંખો છેલ્લા દસ દિવસના અપાર દુ:ખથી હારી જઈને એને છેતરતી તો નહોતી! હેમંતના છેલ્લા કલાકો જતા હતા ત્યારથી એ કોઇકને વહારે ધાવા પ્રાર્થતી હતી. શું ખરેખર, એ ધા સાંભળીને આવેલ હશે? ભગવાને મોકલેલ હશે? પણ હોય કેવી રીતે? ને હોય તોય શું ખપના! કોણ એને ઓળખે છે? એય કેમ ઓળખે? કોણ કહે? ને કોણ સાંભળે? એના હૈયામાં ચુંથાવા માંડયું, જાણે હમણાં બેભાન થઇ જશે. પણ મને સાવધાન થઇ કહ્યું, 'પણ એ જ છે એની ખાતરી શું? એને યાદ આવ્યું કે સત્યકામને ડાબે ખભે લાલ લાખું હતું. પંડિતજી ઉઘાડે ડીલે એક ધોતિયું પહેરીને જ બેઠા હતા. એ ફરી ઊભી થઈ ને જોયું: એના ભાગ્યના લેખ જેવું લાખું લખલખતું હતું. એના પગ બેસતા હતા—

પેટમાં આંકડી આવતી હોય તેમ બે પગ વચ્ચે માથું નાખી એ બેસી ગઇ. પોતે વિધવા ને એ અંધ? રુદન દબાવવા જતાં એના પડખામાં શૂળ આવતું હતું. પણ પંડિતજી કોઈની સાથે વાત કરતા હતા. 'પરમ દિવસે હું ઊપડીશ; જર્મનીમાં કેટલું રહેવાનું થશે તેની અત્યારે ખબર નથી. પણ બુદ્ધધર્મ વિષે ત્યાં, જેટલું જાણવા જેવું હશે તે પૂરું કરીને જ આવવાની ઇચ્છા છે. તું પ્રમાદી ન થતો. અભ્યાસ અને વૈરાગ્ય વધારજે. ને સાથે સાથે થોડીક અંગમહેનત કરજે. તારું શરીર સાવ દૂબળું છે!'

બોલવાની એ જ હલક, એ જ લઢણ, આંસુ ઊડી ગયા. એણે ઊંચું જોયું. પંડિતજી ઊભા થઈને પાટિયા પરથી સામાન ઉતારતા હતા. 'હવે નડિયાદ આવશે ને? લલિત તૈયારી કર.'

'બસ અહીં જ ઊતરવાના?' રોહિણીના અંતરે ચીસ નાખી. 'સત્યકામ આમ તો જો, તારી જોડે જ હું બેઠી છું. હું રોહિણી, દુર્ભગા, પણ કોને કહે? ને કોણ સમજે. ગાડી અટકી. લલિતથી દોરવાતા પંડિતજી નીકળ્યા. લોકો માર્ગ આપતા હતા. રોહિણીનો પગ ભૂલમાં એમનાથી કચરાઈ ગયો.

'કોનો પગ આવ્યો?'

'એ તો પેલાં વિધવા બહેનનો પગ હતો.' લલિતે એમને પ્લેટફોર્મ પર ઉતારતાં કહ્યું.

'નામ પૂછતો લલિત, એમની ક્ષમા માગવી જોઇએ.'

સીટી વાગી. ગાડી ઉપડી. એનું હૃદય વિંધાતું હોય તેવી આંકડીઓ આવતી હતી. સહેવાતું નહોતું. એ ઢળી પડી. અચ્યુત જાણે એને કહેતો હતો. 'રોહિણી ભાભી!'

રોહિણીને એ સ્મરણે ય આજ ફરી એ જ હૃદયશૂળ ઊપડ્યું હતું. એણે બૂમ મારી, 'રેખા,' પણ બોલાઇ ગયું 'સત્યકામ.'

ચમકીને આજુબાજુ વિહ્વળતાથી જોયું કે કોઇ હતું તો નહિ ને?

એની આંખમાંથી ઝરઝર ઝરઝર ટીપાં પડવા માંડયાં.

'ભગવાન નાનપણથી આજસુધીમાં ઘણાંય અંધ ને અપંગની સેવા કરી છે. વધુ એકની સેવાની તક નહિ આપો?'

બહાર ગાડીના પૈડાંનો અવાજ આવ્યો.

★

ધૂમકેતુ

[ ૨૦ ]

તક્ષશિલાનો એ પૂતળાં બનાવનારો અદ્દભુત હતો. એક વખત એને પોતાને પોતાનું પૂતળું કરવાનું મન થઈ આવ્યું. એનું બનાવેલું પૂતળું નિર્જીવ છે એમ તો કોઈ, એના ઉપર હાથ મૂકે તો પણ માની શકે નહિ એવી અદ્દભુત એની કારીગરી હતી.

એણે સાંભળ્યું કે જમરાજાના દૂત જ્યારે માણસને લેવા આવે છે, ત્યારે જમરાજાએ જે ચહેરો મોરો કહ્યો હોય એને જ એ ઉપાડી જાય છે બીજાને નહિ.

તક્ષશિલાના આ કલાકોવિદ્દને જમરાજાના દૂતની પરીક્ષા કરવાનું મન થઈ આવ્યું. એણે પોતાનું પૂતળું બનાવ્યું. જોનારા એ જોઈને ઘડીભર ભ્રમમાં પડી ગયા. મિત્રો– એને પોતાને બોલાવતાં પહેલાં પૂતળાંને સંબોધન કરવા માંડયા! એટલું બધું એ હૂબહૂ હતું.

પછી તો એણે પોતાનાં એક પછી એક સાત પૂતળાં તૈયાર કર્યાં સાતે એવાં કે એક જૂઓ ને બીજું ભૂલો!

એનો મૃત્યુદિવસ આવ્યો ત્યારે સાતે પૂતળાંને એક સરખી શય્યામાં એણે સુવાર્યાં.

પોતે પણ પોતાની શય્યા ત્યાં જ કરી

જે ઘડી અને પળે, નક્ષત્રશાસ્ત્રીએ એનું મૃત્યુ ભાખ્યું હતું, બરાબર એ ઘડી અને એ પળ આવી ગયાં!

પોતાના મૃત્યુની એ હરપળે પ્રતીક્ષા કરી રહ્યો હતો. પણ કોણ જાણે કેમ એનો કોઈએ ભાવ જ પૂછયો નહિ!

વાત જમલોકમાં ચર્ચાવા માંડી. તક્ષશિલાના એક અદ્દભુત કલાકોવિદે પોતાની કલાથી, જમલોકના દૂતને પણ, ભ્રમણામાં નાખ્યો છે કોને લઈ જવાનો છે એ દૂતને ખબર જ પડતી નથી. એક સરખા આઠ માણસમાંથી કોને હાજર કરવો એ જ એને સૂજતું નથી! એવા એક સરખા, નેણે નાકે ચહેરે મોરે, અરે તલે તલમાં, આઠ માણસો સૂતાં છે!

'જમને હંફાવનાર આ કલાકારની ચારે તરફ પ્રશંસા થઈ રહી! તમામ દેવતાઓને પણ ઊંડો છાનો આનંદ થયો! એમને પણ –ભલે યુગ યુગને અંતે, પણ એક સમયે તો, જમનું તેડું માનવાનું હતું નાં? એટલે નિર્ણીત સમયમાં પળ વિપળનો પણ ફેર સહન ન કરનાર, જમ લોકની થતી આ અવહેલનાએ એમને સૌને કાખલી - ફૂટતા કરી દીધા! 'લેતો જાય ડોસો! એક વિપળ પણ વધારે એણે કોઈને ઠરવા દીધા ન હતા. એને પણ હંફાવનાર આજ નીકળ્યો નાં? એક સાવિત્રી નીકળી હતી આજ એક આ બીજો મળી આવ્યો.'

યમરાજનું મોં સિવાઈ ગયું છે વિચાર કરી રહ્યા છે. પોતે સ્વયં તેડવા જાય તો તો ચૌદલોકમાં ખળભળાટ મચી જાય નાં? સ્વયં તો, કોઈ અવતારી પુરુષને સંદેશો આપવાનો હોય, ત્યારે જવાનો નિયમ હતો!

નિયમનો એક દોરાવા ફેર પણ જમલોકની પ્રતિષ્ઠાને ધૂળ મેળવી દે એ લોકની તો પ્રતિષ્ઠા જ અવિચળ નિયમ ઉપર!

અંતે એમણે બ્રહ્મની ઉપાસના આદરી. એ બ્રહ્મ–જે સર્વને ધી આપે છે, જે- શબ્દ

ને વાણીમાં શક્તિ મૂકે છે, જે તમામ મુશ્કેલીમાં માર્ગ દર્શાવે છે.

બ્રહ્મદેવે એમના અંતરમાં આવીને માર્ગ દર્શાવ્યો. યમરાજે દૂતને સૂચના આપી વળાવ્યો. તક્ષશિલાના એ કલાકારને જલદી હાજર કરવા નિર્દેશ કર્યો.

દૂત એનાં પાશ ને શસ્ત્ર અસ્ત્ર લઈને ચાલી નીકળ્યો.

જે ખંડમાં એક જ સ્વરૂપનાં આઠ માણસો મૃત્યુની રાહ જોઈને પડ્યાં હતાં, ત્યાં એ આવ્યો. ફરી ફરીને એમને જોવા લાગ્યો. એક રૂંવાડામાં તો ફેર હો ! જિંદગીભરનો કલાકારનો શ્રમ એ જોઈ જ રહ્યો. ભલભલાને મોંમાં આંગળાં નખાવે એવી અદ્ભુત એ કલા હતી. ભ્રમણામાં ને ભ્રમણામાં એ ત્યાં ઊભો રહ્યો. થોડીવાર એ પ્રમાણે એ ત્યાં ઊભો પછી ધીમેથી, પણ કલાકારના કાન ઉપર અથડાય એવો એક નાનો સરખો શબ્દ એણે કર્યો: 'હાં ! છેવટે મળી આવી ! મળી ગઈ... આ એક ભૂલ રહી ગઈ છે !'

'ભૂલ ? મારી ? હોય નહિ !' કલાકારે તરત સો ટચના સોના જેવા આત્મશ્રદ્ધાથી ભરપૂર જવાબ વાળ્યો.

પણ એને ધ્યાન રહ્યું નહિ ! આ પ્રત્યુત્તરે એને સૌનાથી જુદો કરી બતાવ્યો હતો.

અને તરત જ દૂતનું કામ સહેલું થઈ પડ્યું !

તક્ષશિલાના આ કલાકોવિદે પળ બે પળ જમલોકને પણ મૂંઝવ્યાની આ કથા જ્યારે પ્રચલિત થઈ, ત્યારે તત્ત્વજ્ઞો જરાએ જરા અહમ્‌ને શી રીતે ગાળી નખાય એની આંટીઘૂંટી શોધવામાં પડી ગયા !

—કારણ કે એમને ખબર હતી કે, જમદેવની પાસે એને માટે મૃત્યુ નથી, જેને કાયા વાણી મનમાં ક્યાંય અહમ્ નથી.

[૨૧]

**એ**ક જુવાન ઋષિકુમાર, મહા ઘોર અરણ્યમાં, એકલો ચાલ્યો જાય છે. એને લુંટાવાની બીક નથી. મૃત્યુનો ભય નથી. જીવનની જાણે કે એને પરવા નથી. એના અંતરનો કોઈક અડગ વજ્રનિશ્ચય જ એને આગળ ને આગળ દોરી રહ્યો છે ! ગૌતમી નદીના તટ ઉપર આવીને એણે આસન લગાવ્યું.

નદીમાં નાહવા માટે અસંખ્ય સુંદરીઓ આવે છે. જેમને જોઈને મહા ઋષિઓનાં ચિત્ત ચલિત થઈ જાય, એવી વિલાસક્રીડા હરરોજ અને હરક્ષણે આ નદીનાં જળ નિહાળી રહ્યાં છે. કેટલી એ ભરયૌવન ભરી નારીઓનાં, સૂર્યને પણ જોવા ન મળે, એવાં અંગઉપાંગ ઉપર નજર માંડતા, જલક્રીડા શોખીનોનાં ટોળેટોળાં ત્યાં રખડે છે—પણ જેણે એક જ ધ્યેયને પોતાનું બનાવ્યું છે, એ જુવાન ઋષિકુમારે, આ લીલાને, પોતાના તપની પરીક્ષા માટેની આવશ્યક સામગ્રી તરીકે, પોતે જ સ્વીકારી લીધી છે. એટલે એણે તો ત્યાં જ ધામા નાખ્યા. અને ભગવાન શંકરનું એકધ્યાની તપ આદર્યું. એણે પોતાના મનને જાણે મૂઠીમાં પકડી લીધું. એવી ઉગ્ર ઉપાસના એણે શરૂ કરી. જ્યારે ભગવાન શંકરે દર્શન આપ્યું, ત્યારે ઋષિકુમારે કહ્યું: 'આ નહિ, ભગવાન્ આ નહિ, મારે તો એ રૂદ્રરૂપ જોવું છે, જે સર્વનો વિનાશ કરે છે, જે ભવ્ય છે, પણ જે ભયંકર છે, મારે તો એ રૂપ જોવું છે. મારે વરદાન પણ એની પાસે જ માગવું છે ! મારે



આવી જ સ્થિતિ બીજી જાતિઓમાં માલૂમ પડેલ છે. જ્યાં સુધી લોકો પોતે જે પ્રદેશમાં રહેતા હોય ત્યાં ઊગતા કુદરતી ખોરાક લેવાનું રાખે ત્યાંસુધી તેઓ દાંતના સડાથી મુક્ત રહે છે, પરંતુ જેવા તે સાફ કરેલ અને સ્વાદિષ્ટ ખોરાક લેવાનું શરૂ કરે છે કે તરત જ દાંતની પીડા શરૂ થાય છે.

પહેલા એવી માન્યતા હતી કે દાંતનો સડો અમુક વસ્તુ—દા. ત. વીટામીન 'ડી' અથવા 'સી' અગર કેલસીઅમ—ની ગેરહાજરીને આભારી હોય. પરંતુ સારા પ્રમાણમાં માહિતી મળે છે કે દાંતનો સડો ખોરાકની અમુક વસ્તુઓની ગેરહાજરીને લીધે નહિ પરંતુ ખોરાકના વધારે પ્રમાણને લીધે હોય છે અને ખોરાકનો આ વધારો તે—સાફ કરેલા કાર્બોહાઈડ્રેટ પદાર્થો લડાઇના વખતમાં કેદખાના, કોન્સેન્ટ્રેશન કેમ્પો કે આવી બીજી જગ્યાએ રાખવામાં આવેલા અને ખરાબ પોષણના ભોગ થઇ પડેલા માનવીઓમાં દાંતના સડાનો વધારો જણાતો નથી. હિંદમાં એક દુકાળ પીડિત પ્રદેશમાં જ્યાં અમેરિકાના આહાર ધોરણની સરખામણીમાં ખોરાક ઘણો ઓછો અને સત્વહીન હતો અને આથી કરીને જ્યાં લોકોમાં તીવ્ર ખરાબ પોષણની નિશાનીઓ માલૂમ પડતી હતી ત્યાંથી મળતા અહેવાલ પ્રમાણે દર બે બાળકે સડેલા દાંતની હાજરી જણાતી હતી. ૩૦૦ બાળકો તપાસવામા આવ્યા હતા. ન્યુયોર્કમાં રોચેસ્ટરમાં તેજ ઉમરના બાળકોમાં ઓછું પોષણ પામેલા હિંદુ બાળકો કરતા ૩૫ ગણા વધારે સડેલા દાંત જોવામા આવ્યા હતા.

યુનાઇટેડ સ્ટેટસમાં ખાંડની વપરાશમાં ખૂબ જ વધારો થયેલ છે. આ સદીની શરૂઆતમાં દરેક માણસ દીઠ દર વર્ષે ૧૦ પાઉંડ ખાંડનો વપરાશ હતો. હવે એવી ગણતરી થયેલ છે કે લગભગ ૧૨૫ પાઉંડ દર માણસ દીઠ દર વર્ષે વપરાય છે.

હવે આનો ઉપાય શો ? સારા પ્રમાણમાં સાબિતી મળે છે કે ખાંડ અને મેંદાવાળા પદાર્થોનું પ્રમાણ ખોરાકમા ઓછું કરવાથી દાંતના સડાનું પ્રમાણ ઓછું કરી શકાય. ખાસ કરીને ખાંડ નુકસાનકારક છે. આવા કેસમાં માણસને મધુપ્રમેહના દર્દીને જેમ કાર્બોહાઇડ્રેટ રહિત ખોરાક ઉપર રાખવામાં આવે છે તેમ દાંતનો સડો થતો હોય તેવી વ્યક્તિને બેથી ત્રણ અઠવાડિયા માટે ખોરાકમાં કાર્બોહાઇડ્રેટ પદાર્થ આપવામાં ન આવે. થોડા વખત પછી આ પ્રતિબંધમાં થોડી છૂટ મૂકવામાં આવે અને બીજા બે કે ત્રણ અઠવાડિયા માટે કાર્બોહાઇડ્રેટ પદાર્થો થોડા પ્રમાણમા આપવામાં આવે. પરંતુ ખરી મુશ્કેલી એ છે કે માણસોને ખાંડ અને બિન કાર્બોહાઇડ્રેટ પદાર્થો લેવાની ટેવમાંથી મુક્ત કરવાનું કામ બહુ કઠણ છે કારણકે તેનો સ્વાદ એવો ઇષ્ટ હોય છે કે તેનો લાભ છોડી દેવાનું કાર્ય ઘણું કઠણ છે.

આ મુશ્કેલીને અંગે વૈજ્ઞાનિકોએ દાંતનો સડો અટકાવવા બીજી રીતો શોધવા પ્રયત્ન કરેલ છે. તેમાંની કેટલીક મુખ્ય રીતોનો અહીં ઉલ્લેખ કરીએ: એક તો મોમાં જે બેકટીરીઆ એના નુકસાનકારક તેજાબો ઉત્પન્ન કરે છે તેનો નાશ કરવો; બીજું દાંતની એવી પેશી ઉત્પન્ન થાય જે તેજાબમાં ઓછી ઓગળી શકે; ત્રીજું મોમા એન્ઝાઇમ ઝેરનો ઉપયોગ કરવો જે બેકટીરીઆમાથી ઉત્પન્ન થતા, કાર્બોહાઇડ્રેટ પદાર્થોના તેજાબમા રૂપાંતર કરતા, એન્ઝાઇમને નિષ્ક્રિય બનાવે, ચોથું જે તેજાબ દાંત ઉપર અસર કરે છે તેનું ક્ષારમા પરિવર્તન ( neutralization ) કરવું; અને દાંતની સપાટી પરથી કાર્બોહાઇડ્રેટને, તેનું નુકસાનકારક તેજાબમાં રૂપાંતર થાય તે પહેલા, ત્યાંથી દૂર કરવો. દાંતનો સડો અટકાવવાની આ બધી શક્ય રીતો વૈજ્ઞાનિક તપાસમાં છે.

દાંતનો સડો અટકાવવા સૂચવાએલી કેટલીક રીતોનો અહીં નિર્દેશ કરવો યોગ્ય લાગે છે. હજુ તો તે બધી પ્રયોગાત્મક સ્થિતિમાં જ છે. તાજેતરમાં એવું માલૂમ પડેલ છે કે એમોનીઆના આલ્કલાઇન ક્ષારો દાંતનો સડો ઉત્પન કરનારા બેક્ટીરીઆનો નાશ કરે છે. કેટલાક લોકો જેઓ દાંતના સડાથી બિલકુલ મુક્ત હોય છે તેમના મોંમાં કુદરતી રીતે એમોનીઆ ઉત્પન્ન થાય છે અને આને લીધે તેમના મોંમાં આ બેકટીરીઆ જંતુઓ હોતા નથી એવું માલૂમ પડે છે. એમોનીઆ મુક્ત કરતા દંતમંજનનો ઉપયોગ આ માટે થઈ શકે કે કેમ એ વિષે પ્રયોગાત્મક અભ્યાસ થઈ રહેલ છે.

કેટલાંક વર્ષોથી એવું જાણવામાં આવેલ છે કે જે જગ્યાએ પીવાના પાણીમાં દર દસ લાખે એકના પ્રમાણમાં 'ફ્લોરીન' હોય તેવી જગ્યાએ જન્મેલા અને

ઊછરેલા માણસોમાં દાંતના સડાનું પ્રમાણ બીજી જગ્યાઓ કરતાં ઓછું માલૂમ પડેલ છે. ફ્લોરીનની આ અસરનું કારણ એ છે કે તેનામાં દાંતને તેજાબમાં ઓગળતા અટકાવવાની શક્તિ છે. આથી જુદા જુદા ફ્લોરીનયુક્ત પદાર્થો દાંત ઉપર લગાડવામાં આવે છે. પરંતુ ફ્લોરીન ઝેરી તત્ત્વ છે અને તેથી તેનો બહુ સાવચેતીપૂર્વક ઉપયોગ કરવો જોઈએ. ફ્લોરીન પેદા કરતી ગોળીઓ અને ટીકડીઓના ઉપયોગની શક્યતા વિષે અભ્યાસ થઈ રહેલો છે.

બેક્ટીરીઆ જે એન્ઝાઈમો મોંમાં કાઢે છે અને જે કાર્બોહાઇડ્રેટ પદાર્થોનું તેજાબમાં રૂપાંતર કરી, દાંતનો સડો ઉત્પન્ન કરે છે તે એન્ઝાઇમોનો નાશ કરવા 'એન્ઝાઇમ ઝેર'ના ઉપયોગનો વિચાર થઈ રહેલ છે. આવો એક પદાર્થ વીટામીન 'કે' છે, જે 'એન્ઝાઇમ ઝેર' તરીકે કામ આપે છે. આ તેમ જ બીજા આવા પદાર્થોનો ઉપયોગ હજુ પ્રયોગાત્મક સ્થિતિમાં છે.

અંતમાં, કાર્બામાઇડવાળા દંતમંજનનો ઉપયોગ સૂચવાએલ છે. આ કાર્બામાઇડ મોંમાં રહેલા યુરીએઝ નામના ખમીરથી એમોનીઅમ કાર્બોનેટમાં રૂપાંતર પામે છે. આ એમોનીઅમ કાર્બોનેટ આલ્કલાઇન હોઇ તેજાબનું ક્ષારમાં પરિવર્તન કરે છે. ૨૦૦ લોકોમાં આવા દંતમંજનના બે વર્ષના વપરાશથી દાંતના સડાની બાબતમાં ૬૦ ટકા ઘટાડો થયાનું પુરવાર થયેલ છે.

## ૧૦૦ ઓક્ટેઇન પેટ્રોલ

'૧૦૦ ઓક્ટેઇન પેટ્રોલ' વિમાનોમાં વપરાતું પેટ્રોલ. પણ આ પ્રવાહીને પેટ્રોલ તરીકે ઓળખાવવું એ મોટરને 'ઘોડા વિનાની ગાડી' કહેવી એના જેટલું અજુગતું લાગે છે. અત્યારે જે '૧૦૦ ઓક્ટેઇન' પ્રવાહી તૈયાર કરવામાં આવે છે તે એક વિશિષ્ટ ચીજ છે. તેની બનાવટની પ્રગતિ રાસાયનિક ઉદ્યોગની કૃત્તેહની કલગીરૂપ છે.

એ સુવિદિત છે કે જમીનમાંથી નીકળતું પેટ્રોલિયમ કુદરતનો કિંમતી ખજાનો છે. તેમાથી પેટ્રોલ, કેરોસીન, વેસેલીન ઈત્યાદિ ચીજો કાઢવામાં આવે છે. પેટ્રોલ ઓછી ઉષ્ણતાએ નીકળતો અંશ છે. પેટ્રોલિયમને ઓછી ગરમીએ આસવવાથી પેટ્રોલ નીકળે છે. આ પેટ્રોલ રાસાયનિક રીતે એક પદાર્થ નથી: અનેક જુદાજુદા પ્રવાહી પદાર્થોનું મિશ્રણ છે. આ પદાર્થો કારબન અને હાઈડ્રોજનના સંયોજનથી બનેલા છે, એટલે હાઈડ્રો-કારબન તરીકે ઓળખાય છે. આ હાઇડ્રો-કારબનો બળતણ તરીકે ખૂબ કિંમતી છે. મોટરગાડીમાં તો પેટ્રોલનો ઉપયોગ થવા લાગ્યો તે અગાઉ મોટે ભાગે તે એક નકામો પદાર્થ ગણાતો. તેને સાચવવાનું કામ પણ જોખમકારક લેખાતું કારણકે તે સહેલાઇથી સળગી ઊઠે એવો પદાર્થ છે. પેટ્રોલિયમમાથી તેને જો બરાબર કાઢી ન લેવામાં આવે તો ભયંકર પરિણામો આવે છે. પેટ્રોલ કાઢ્યા પછી કેરોસીન કાઢવામાં આવે છે. જો પેટ્રોલને કેરોસીનમાથી બરાબર કાઢી ન લેવામાં આવે તો કેરોસીન પણ સળગી ઊઠે.

પ્રેટ્રોલમાં હલકાં વજનના અને ઓછી ઉષ્ણતાએ ઊકળતા હાઈડ્રોકારબનો આવેલા છે.

ત્રીસ વર્ષ પૂર્વે પેટ્રોલ સબંધી આ સ્થિતિ હતી. જેમ જેમ મોટરવ્યવહાર વધતો ગયો તેમ તેમ પેટ્રોલની માગણી વધતી ચાલી. એટલે તેનું ઉત્પાદન વધારવા પ્રયત્નો શરૂ થયા. ભારે વજનના હાઇડ્રો-કારબનોને દબાણમાં ગરમ કરીને તેમાથી હલકા હાઈડ્રોકારબનો બનાવવાની વ્યાવહારિક રીત અસ્તિત્વમાં આવી. આથી પેટ્રોલનું ઉત્પાદન બેવડું થઈ ગયું.

'૧૦૦ ઓક્ટેઇન વીમાની પેટ્રોલ' લડાઇની જરૂરિયાતને અંગે અસ્તિત્વમાં આવેલી તદ્દન નિરાળી વસ્તુ છે. તેનો લગભગ પોણો ભાગ નવી રાસાયનિક રીતો વડે ખાસ બનાવેલા પદાર્થોનો છે. વિમાનના ખાસ એન્જીનો ચલાવવા માટે યોજાયેલી આ વસ્તુ છે. મૂળ તો આ '૧૦૦ ઓક્ટેઇન' પેટ્રોલ પ્રથમ વિશ્વયુદ્ધમાં શરૂ થયેલી સંશોધન પ્રવૃત્તિમાંથી ઉદ્ભવેલું બન્યું છે.

આંતરદાહક એન્જીન (Internal comustion engine) માં દબાણ વધારવામાં આવે તો અમુક કદ અને વજનના એન્જીનની કાર્યશક્તિ વધે છે અને વધારે શક્તિ મળે છે, એમ સશોધન દ્વારા એન્જીનીયરોએ શોધી કાઢ્યું હતું પણ આ શોધને વ્યવહારમા મૂકતાં ગંભીર અડચણો ઊભી થઇ. એમ માલૂમ પડયુ કે દબાણનું પ્રમાણ વધારતાં બળતણ તરીકે વપરાતું પેટ્રોલ એન્જીનમાં ધક્કા (knock)



આપવા લાગ્યું. પ્રથમ તો આનું કારણ એવું રજૂ કરવામાં આવ્યું કે પ્લગમાંથી તણખો પેટ્રોલને સળગાવે તે પહેલાં જ તે સળગી જાય છે. પણ એ ખોટું હતું.

થોમસ મીડ્ગ્લેએ પુરવાર કરી બતાવ્યું કે વધારે દબાણને લીધે હવા-પેટ્રોલનું મિશ્રણ એકદમ જલદીથી ભડાકા સાથે બળી જાય છે. વળી તેણે શોધી કાઢ્યું કે કુદરતી પેટ્રોલ કરતાં બનાવટી પેટ્રોલ વાપરવાથી ધક્કા ( knock ) ઓછા થાય છે. અત્યાર સુધી એવી માન્યતા ચાલતી હતી કે, કુદરતી પેટ્રોલ બનાવટી કરતાં ચડિયાતું છે.

ઉપરના સંશોધનોએ એન્જીન બનાવનારાઓને અને મોટર કંપનીઓને નવા એન્જીન અને સ્પાર્કપ્લગ બનાવવા પ્રેર્યા. બીજી બાજુ, પેટ્રોલ કંપનીઓએ વધારે દબાણમાં કાર્યક્ષમ પેટ્રોલ બનાવવાનું સંશોધન કાર્ય ઉપાડ્યું. એક પ્રકારની ઉત્તેજક હરીફાઈ ચાલુ થઈ.

લેડ ટેટ્રાઇથાઇલ જેવા ધક્કા વિરોધી ( anti-knock ) પદાર્થો પેટ્રોલમાં વપરાવા લાગ્યા, અને પેટ્રોલમાં પણ સુધારા થવા લાગ્યા. કયું પેટ્રોલ સારું એ ત્યારે ચર્ચા ચાલી. આ બાબતમાં પેટ્રોલના સારા-નરસાપણાનું માપ કાઢવા જુદાજુદા—કુદરતી તેમજ બનાવટી—પેટ્રોલોના ધક્કા વિરોધી ગુણો બરાબર માપી શકાય એવું કાંઈક શોધવાની જરૂર ઊભી થઈ. ડૉ. ગ્રેહામ એડગરે આવું એક માપ શોધી કાઢ્યું.

જે પેટ્રોલમાં નોરમલ હેપ્ટેઇન નામના હાઈડ્રોકારબન વિશેષ પ્રમાણમાં હોય તે પેટ્રોલ એન્જીન શરૂ કરતાં ખૂબ ધક્કો આપે છે. શુદ્ધ નોરમલ હેપ્ટેઇન સૌથી વધારે ધક્કો આપે છે.

એથી ઊલટું આઇસો ઓક્ટેઈન નામનો હાઈડ્રોકારબન ઓછામાં ઓછો ધક્કો પેદા કરે છે. આ ઉપરથી જુદા જુદા પ્રમાણમાં હેપ્ટેઇન અને ઓક્ટેઇન મેળવીને પેટ્રોલ તૈયાર કરવામાં આવ્યા. સંશોધન પરથી નક્કી થયું કે ૬૦ ટકા ઓક્ટેઇન અને ૪૦ ટકા હેપ્ટેઇન મેળવીને બનાવેલું પેટ્રોલ જેટલો ધક્કો અમુક એન્જીનમાં પેદા કરે તેવા પેટ્રોલને 'ઓક્ટેઇન ૬૦ નંબર' કહેવો. પરિણામે વિશેષ સારા પેટ્રોલની ખીલવણી જલદી થવા લાગી. છેલ્લા ૧૫ વર્ષમાં 'ઓક્ટેઇન નંબર ૭૨' સુધી પહોંચ્યો. આડકતરી રીતે આવા ઓક્ટેઇન હાઈડ્રોકારબનનું સંયોજન કરવા સંશોધનકારો મંડી પડયા. એ ખૂબીની વાત છે કે ખનીજ પેટ્રોલમાં આ ઓક્ટેઇન અત્યાર સુધી માલૂમ પડયો નથી. પણ રાસાયનિક રીતે તે બનાવી શકાય છે. અને તેનું ખર્ચ ગેલન દીઠ રૂપિયા પચાસ આવે છે. આ તો ભારે પડે ! માત્ર પ્રયોગો પૂરતું તે કામમાં લઈ શકાય.

પણ રાસાયનિકોએ કાર્ય પડતું ન મૂક્યું. નવી રીતો યોજીને સસ્તું ઓક્ટેઇન બનાવવા પ્રયત્નો ચાલુ રહ્યા, અને ગેલન દીઠ પાંચ રૂપિયા સુધી કિંમત ઘટાડી શકાઈ.

વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. અમેરિકાના વિમાન ખાતાને લાગ્યું કે ઓક્ટેઈનવાળું પેટ્રોલ લશ્કરી કામ માટે ખૂબ ઉપયોગી છે અને શરૂઆતની પાંચ રૂપિયાની કિંમત કાંઈ બહુ ન ગણી શકાય. તેમણે એક મોટી ટાંકી ઓક્ટેઇન તૈયાર કરાવ્યું. તેની વપરાશમાં તેની ઉપયોગિતા પુરવાર થઈ.

અમેરિકાના લશ્કરમાં વપરાતી બધી મોટરગાડીઓ આ ઓક્ટેઇન પેટ્રોલ પર કામ કરવા લાગી. પણ ઉત્પાદન ઓછું પડયું.

૧૯૪૦માં ઉનાળામાં '૧૦૦ ઓક્ટેઈન' પેટ્રોલ મોટા જથ્થામાં ઉત્પન્ન કરવા પેટ્રોલ કંપનીઓને અવકાશ મળ્યો બનાવટની રીતોમાં સુધારણા થતી ગઈ અને આજે અમેરિકામાં ૩૫ હજાર પીપ રોજના ૧૦૦ ઓક્ટેઇન પેટ્રોલના તૈયાર થાય છે.

ઇંગ્લંડના વિમાની યુદ્ધમાં જર્મનીને હરાવવામાં આ ઓક્ટેઇન પેટ્રોલે મુખ્ય ભાગ ભજવ્યો હતો. જર્મન વિમાનીઓને આ સગવડ નહોતી, એટલે તેઓ હલકું પેટ્રોલ વાપરતા અને વધારે ઝડપથી અને વિશેષ ઊંચાઈએ તે ઊડી ન શકતા.

સંશોધન કદી વાંઝિયું રહેતું નથી. દેશના ઉદ્યોગોની ખીલવણીમાં તેને ચોક્કસ સ્થાન મળ્યું છે. માત્ર ટૂંકી દૃષ્ટિવાળા જ તેને વગોવે છે. અને ઊતારી પાડે છે. આપણા દેશની પ્રગતિ માટે આ સ્થિતિ ક્યારે આવશે ?

❋





વિચક્ષણ ફૂદકા-શૈલીમાં ને પાછી પોતાની ભાષામાં લીધેલી છે અને છે તે સ્વરૂપમાં ગુ. સા. સભાની કાર્યવહીમા પણ છપાવી જોઈતી ન હતી.

ઉત્સાહી સંપાદકોએ સ્વ૦ નવલરામ ત્રિવેદીનાં અ-ગ્રંથસ્થ લખાણોના બે સંગ્રહ બનાવવાનો લોભ જતો કરીને સહેજ કડક પસંદગી કરીને એક જ સંગ્રહ આ અને હવે પછી પ્રગટનાર 'અવશેષ વિવેચનો'ની સામગ્રીમાંથી કર્યો હોત તો સંગ્રહનું ગૌરવ વધત અને સ્વ૦ નવલરામના વિવેચકયશને સ્થિર બનાવે એવી સામગ્રી રજૂ કર્યાનો તેઓ વધુ સંતોષ લઈ શકત.

## રસદર્શન

[લે. ડૉ. હરિપ્રસાદ મ દેસાઈ; પ્રકા૦ યુગધર્મ કાર્યાલય, મુંબઈ; પોણાત્રણ રૂપિયા]

જાણીતા સંસ્કારપ્રેમી જાહેર સેવક દાક્તર હરિપ્રસાદ દેસાઈએ આજના યુવકોને જાણે સૌંદર્ય અને સંસ્કારની પૂજાની દીક્ષા આપવા પોતે પોતાના સંસ્કારઘડતરની કહાણી તેમને સંભારી સંભારીને કહેતા હોય તેવી શૈલીમાં લખેલી 'કુમાર'મા આ જ મથાળા નીચે પ્રગટ થયેલી લેખમાળાને આ પુસ્તક તેને વાજબી રીતે ઘટે જ છે એવું સ્થાયિત્વ અર્પે છે. જેણે પોતાનાં પ્રાણમનને પ્રફુલ્લ—એમના શબ્દોમાં 'ફૂળદ્રુપ' કર્યાં છે અને અંતરમાં રસ અને સંસ્કાર પૂર્યા છે એવી પ્રકૃતિસૌંદર્ય, સાહિત્ય, સંગીત, શિલ્પ, સ્થાપત્ય, ચિત્ર, સંગ્રહસ્થાનો, પ્રાણીબાગો, સત્પુરુષો અને કલાકારોનાં દર્શન-સમાગમ, પર્યટનો અને વાચન જેવી સંસ્કારસામગ્રીના પોતે જુવાનીના સમયથી આજસુધીમા કરેલા આસ્વાદક ઉપભોગની મધુર સ્મરણી દાક્તર હરિપ્રસાદે એમા આલેખી છે. પુસ્તકમાંથી હિંદનાં પ્રાકૃતિક સૌંદર્ય અને કલાસમૃદ્ધિનો પરિચય તો મળશે જ, પણ દાક્તર હરિપ્રસાદનો ખુદનો પરિચય પણ એમાંથી થશે. તેઓ, જેમને તેમણે આ પુસ્તક અર્પણ કર્યું છે તે સૌંદર્યનારાયણના પોતાની રીતના નમ્ર પણ નિષ્ઠાળુ ભક્ત છે. સાહિત્ય, સંગીત, કળા, પ્રકૃતિસૌંદર્ય, સંગ્રહસ્થાનો અને એવા અનેક વિષયોમાં રસ લઈ શકતા એ સંસ્કારી જીવનું વ્યક્તિત્વ એમની ધાર્મિકતા, દેશપ્રીતિ, વિનોદવૃત્તિ, આશાવાદ ને સૌંદર્યરસિકતા ઇત્યાદિ ગુણ-લક્ષણો સાથે પુસ્તકમાં છતું થાય છે. 'આ પૃથ્વી પાસેથી, જળ પાસેથી, આકાશ પાસેથી, તેજ પાસેથી, અને વાયુ પાસેથી મેં જીવનભર રસ અને સૌંદર્ય જ મેળવ્યાં છે' એમ કહી શકતા દાક્તર આમાં ક્યારેક જૂનાં સંસ્મરણો ઉખેળે છે, ક્યારેક જોયેલાં ને આંખ ભરીને પીધેલાં દશ્યો વર્ણવે છે—જેમાં ક્યારેક (જેમકે પૃ. ૧૩, પરિચ્છેદ બીજામા) કાલેલકરી શૈલીરમ્યતા ય આવી જાય છે, ક્યારેક પોતાના સંસ્કારઘડતરની અંગત વાતો કરવા મંડી જાય છે, અને ક્યારેક પોતાનાં સંવેદનો તથા ક્યારેક સારા વિચારો રજૂ કરે છે. વિચારોમા એમના કલા વિશેના વિચારો ખાસ ધ્યાન ખેંચે તેવા છે. તેનો એક નમૂનો નીચેનોઃ—

'...અત્યંત બેચેની અને તીવ્ર વેદનાના તાપ એને (=જગતને) ઘેરી વળ્યા છે. આ દુઃખમાંથી એને કોણ છોડાવશે?

છોડાવશે આપણી લલિતકલાઓ—કવિતા, સાહિત્ય, સંગીત, નાટક, નૃત્ય, ચિત્રો ને નૂતન દૃષ્ટિના ક્રિયાકાંડ પૂજાવિધિઓઃ—સુવ્યવસ્થિત જીવન અને શિસ્તપ્રેમ અને સહકાર.

...અસત્ય, મલિનતા, પ્રમાદ, લોભ, કામ, ક્રોધ વગેરે કચરા આપણા પવિત્ર આત્માને દબાવી રહ્યાં છે. ચિત્રો, મૂર્તિઓ, સંગીત ને નૃત્યના સત્સંગથી એ કચરા, ઘોવાશે, અને અસત્ય દૂર થશે ...

...જગતમા વ્યાપી રહેલું માધુર્ય એ લલિત કલાઓ દ્વારા રસજીવન જીવતાં જીવનાં જ મળતું જાય છે, ને 'સ્વર્ગ' અહી જ છે, અહીં જ છે, અહી જ છે' એમ ખાતરી થાય છે. (પૃ ૧૩૬-૩૭)

દાક્તરના લખાણમાં ઉત્કટતા નથી પણ તેમા તેમની નિખાલસતા પૂરેપૂરી ઊતરી છે.

આ જગત ને જીવન જે કોઈ સાત્ત્વિક આનંદ આપી જીવ્યું મીઠું લગાડી શકે એમ છે તેની ઉપાસનાનો થોડોક ચેપ આ પુસ્તક તેના વાચનારાઓને અવશ્ય લગાડશે.

❋

છટક નકલના બાર આના  પરદેશમા એક રૂપિયા

# પરિભ્રમણ



## ઝવેરચંદ મેઘાણી

ધરલાલ મોહનલાલ દવે



ભજનિક
ચિત્રકાર • વ્રજલાલ ત્રિવેદી

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૭ : 'નવરચના' વર્ષ ૧૨ : અંક નવમો
ડિસેમ્બર : ૧૯૪૭


ક્રમ




: વાર્ષિક લવાજમ :

દેશમાં : રૂ. ૭–૦–૦ :: પરદેશમાં : રૂ. ૧૦–૦–૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
મીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ–૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધીરસ્તો : અમદાવાદ

# જૂજ લવાજમ–વધારો

ગયા વર્ષે જાહેર કરેલા લવાજમના વધારા વખતે અમને આશા હતી કે એ અણગમતી વાત અમારે ફરી નહીં સંભારવી પડે. પણ તે પછી કાગળના ભાવ લગભગ દોઢા થયા છે, બીજી સામગ્રી અને કામગારોની રોજીના દર વધતા જ ગયા છે અને વધારામાં સેલ્સટેક્સ નવો ઉમેરાયો છે. આ નવા બોજાને થોડોકે હળવો કરી શકાય અને બીજી બાજુ ગ્રાહકો ઉપર પણ ઝાઝું દબાણ ન આવે, એમ બંને તરફનો વિચાર કરીને, અમારે ૧ લી જાન્યુઆરી ૧૯૪૮ થી અમારા પત્રોના વાર્ષિક લવાજમમાં આઠ આનાનો ( પરદેશ માટે તેના પ્રમાણમાં ) વધારો કરવાનો નિર્ણય કરવો પડયો છે;—કેટલા સંકોચ અને આનાકાની સાથે એ કરવો પડયો હશે એ ગ્રાહકોને કહેવાની જરૂર અમે જોતા નથી અમને ઉમેદ છે કે ન છૂટકે કરવા પડેલા આ નાનાશા લવાજમ – વધારાને ગ્રાહકો નિભાવી લેશે.

બચુભાઈ રાવત તંત્રી 'કુમાર'
જયન્તિ દલાલ તંત્રી 'રેખા'
ઈશ્વરલાલ દવે સંપાદક 'ઊર્મિ નવરચના'
મનુભાઈ જોધાણી સંપાદક 'સ્ત્રીજીવન'



## ભિખારીમાં ભિખારી

એક વખત ચૌદલોકના નાથને જમરાજાની બુદ્ધિનું માપ લેવાની ઇચ્છા થઈ આવી. જમરાજાનું સ્મરણ કરતાં તે આવીને હાજર થયા : બે હાથ જોડીને વિનંતી કરી: 'પ્રભુ ! શી આજ્ઞા છે ? મને કેમ સંભાર્યો ?'

ભગવાને કહ્યું: 'આજ તો તમે પોતે પૃથ્વી ઉપર જાઓ. ને જે ભિખારીમાં ભિખારી હોય એને આંહીં લઈ આવો. પણ જો જો, જે ભિખારીમાં ભિખારી હોય, એ જ આવવો જોઈએ, બીજો કોઈ નહિ !'

'પણ એ ક્યાં રહે છે ? એનાં રૂપ, રંગ, આકાર કાંઈ નિશાની ?' જમરાજાએ પૂછ્યું.

'નિશાનીમાં નિશાની આટલી, જે સૌથી મોટામાં મોટો ભિખારી હોય, દરિદ્રી હોય, જેની ગરીબી એને ખાઈ રહી હોય, તેને તમારે આંહીં આણવો જોઈએ. બીજી કાંઇ નિશાની નથી જાઓ !'

જમરાજાએ બે હાથ જોડ્યા. નમન કર્યું. સીધા પૃથ્વી ઉપર આવ્યા. જ્યાં જ્યાં ભિખારીઓનાં ટોળાં હતાં ત્યાં ત્યાં ફરવા માંડ્યું.

પણ પોતાને જે ભિખારી જોઈતો હતો તે એમાં ક્યાંય દેખાયો નહિ !

જેની પાસે તૂટલ ફૂટલ ઠીબકાં હતાં ને એમાં વેરણછેરણ પડેલી જેની પાસે ખાધાખોરાકી હતી, એવા ભિખારીના ભિખારી પણ, પોતાનાં બાળબચ્ચાંને પહેલું કાંઇક આપી દેવાને માટે જાણે, તલસી રહ્યાં હતાં !

ઠીબકાંને ચૂંથનારાં પણ પોતાનાં બાળકને જાણે કે કાંઇક આપવાનો, સંતોષ લઇ રહ્યાં હતાં !

ઘોર અત્યાચારીઓ પોતાનું કોઈ ને કોઈ પણ બાળક ગળે વળગાડીને ફરી રહ્યા હતા. જમરાજા ઠેકાણે ઠેકાણે ફર્યા. પણ માનવતાનો કાંઈ ને કાંઈ અંશ, દુનિયાના દરેક ખૂણામાં હજી પણ, ટમટમ થતા દીપની માફક પ્રકાશી રહ્યો હતો !

અંતે એક ભવ્ય મહાલયની પાસે તે આવ્યા. ત્યાંના રૂપરંગ રાગ જોઈને એ છક્ક થઈ ગયા. ત્યાં ઉદ્યાનમાં ઠેકાણે ઠેકાણે રંગબેરંગી આરસફુવારામાંથી

વીજળીની રોશનીમાં રંગીન જલધારા ચાલી રહી હતી પક્ષીઓ કલરવ કરતાં હતાં ગાયન નૃત્ય વાદન ને મોજ વિનોદ ચાલી રહ્યાં હતાં જમરાજને પણ પોતાનો થાક ઉતારવાનું મન થઈ આવ્યુ. તે અદૃશ્ય રહીને એ ભવનમાં પેઠા પણ એ પેઠા તો પેઠા, એક ચીજ જુએ ને બીજી ભૂલે, એવી વિશ્વભરની મોહિની ત્યાં ઠેકાણે ઠેકાણે પથરાયલી હતી.

લાલ રંગી આરસને પગથિયે પગથિયે એ તો થંભી થંભીને ચાલે છે ને મોમાથી વાહ! વાહ! ના ઉચ્ચાર થતા આવે છે.

એમ કરતાં એ અંદરના ભવ્ય દીવાનખંડમાં આવી પહોંચ્યા. હાથીદાંત-મઢયા સોનેરી સિંહાસન ઉપર ત્યાં ઘરનો સ્વામી બેઠો હતો. એના શરીર ઉપર મોતી માણેકની માળા પડી હતી પડખે સોનેરી રૂપેરી પાનદાની હતી. હાથમાં એક પોથી હતી. એની સામે એક પંડિત બેઠો હતો. અનેક શાસ્ત્ર પુસ્તકો ઉઘેડીને એ અંદરથી કાંઇ ને કાંઇ આંકડા માંડી રહ્યો હતો.

અંતે એણે આંકડા માંડી માંડીને ગૃહસ્વામી સામે જોયું: 'એક જોગ છે પ્રભુ!'

'શું? જે હોય તે જલદી કહો. તમે તો જાણો છો જ્યોતિષરાજ! મારાં વહાણ હજી દરિયામાં છે નવા ઉદ્યાનનું ખાતમુહૂર્ત બાકી છે. હજી લંકાની મૌક્તિક માળામાં બે મણકા આવ્યા નથી. કામરૂપનો હસ્તિદંત રસ્તામાં છે. મારે હમણાં મૃત્યુને નિવારવું જોઇએ. હજી જીવનની ઘણી ઘણી ઇચ્છાઓ બાકી રહી ગઇ છે! તમે જે સમય ભાખ્યો 'તો મૃત્યુનો, એ તો ઝપાટાબંધ આવી રહ્યો છે!'

'એક યોગ છે પ્રભુ! આપણા શિશુના જીવનમાંથી વર્ષો મળતાં રહે તો આયુષદોરી લંબાય!'

'લંબાય?' તૃષ્ણા ભરેલો, એક તંતુના આધારે જીવન લંબાવવા મથતો, વ્યાકુળ એવો અવાજ સાંભળીને જમરાજ પણ ચોંકી ઊઠયા. એમને થઈ ગયું: 'અરે!'

'અવશ્ય લંબાય'

'તો એમ કરો. આપણે આંહીં તો ભગવાનની કૃપા છે! હજી કેટલાં બધાં કામ આપણાં બાકી છે. ને કેટલું બધું શરૂ કરવાનું રહ્યું છે. છોકરાં તો આંહીં રમે છે એમ બીજે રમવા માંડશે! આપણે એ જ અનુષ્ઠાન આદરો!

'આ ...હા!...હા' જમરાજાના દિલમાં પણ જાણે આંચકો વાગ્યો હોય એમ સ્તબ્ધ થઇ ગયા 'આ....હા....! આ માણસ આંહીં હતો, જેની અતૃપ્તિની ખીણની ઊંડાઈ અમાપ હતી. જેની તૃષ્ણાનો કોઇ આરો ન હતો. આંહીં માનવતાનો ટમટમતો પ્રકાશતો દીપ-આંહી, આ સ્વાર્થીની પરિસીમા પાસે ગુલ થઈ ગયો હતો. ભગવાને કહ્યું છે ભિખારીમાં ભિખારીને લાવજો-એ જ આ ભિખારી નહિ હોય?

ધૂમકેતુ

# ગુલબાસના સાડમાં

સુંદરમ્

ગુલબાસ, તવ ઉચ્છ્વાસ મીઠો,
શાંત આશ્વાસક ધરાના શ્વાસ શો,
મહેકી રહ્યો મુજ સોડમાં,
મુજ તપ્ત અંતરને લપેટી લેત નિજ સુરભિપટે.
ને અન્ય સોડે ગરજતો આ ગુંજતો સાગર રહ્યો,
કો દૂર દૂર સમીરની આહ્લાદિની લહરી પરે લહરી અહા જાયે વહ્યો.

શી સાંજ! સૌમ્ય પ્રશાંત, વાદળ સ્વસ્થ થૈ જામી રહ્યાં,
રંગો તણા પટ દુપટચોપટ અંગરાગ અનેક લૈ,
કો મેહફિલે આતુર હૃદય શાં શાંત ઉત્સુક થંભિયાં.

ત્યાં યંત્ર ગાજી ઊઠતું,
વિદ્યુત્પ્રવાહોથી વીંધાઇ ઘર્ઘરે કટુ કંપતું,
નિજ સૂર તીક્ષ્ણ શરાવલી શા કર્ણ પર ફેંક્યે જતું:

"આઝાદ હિંદે......ઓ ફુટયા કૈં બૉમ્બ, પાટા ઉપરથી ટ્રેનો દડી,
ખંજરો ઊછળ્યાં, ઘવાયા આદમી, આગો ઊડી;
આંતરીને આદમી ઘરમાં જલાવ્યા, ઓરતોનું અપહરણ—
કૈં બાળકો વીંધ્યાં......."

કર કરર કર—કર કરર—અંતર યંત્રનું ય ચિરાતું શું!
વાદળ વિષેની વીજ યે કંપી રહી, કરતૂત માનવનાં સુણી.'
પણ શબ્દ એ ઓલ્યે ગયો,
વીંધ્યે ગયો નિજ એકધારી સ્વસ્થ શૈલીના શરે.

આ ઘર ઉપર ઘર સળગિયાં,
આ ગામ પર ગામો ભડાભડ ભાંગિયાં,
આ પ્રાંત—આખા પ્રાંતના યે પ્રાંત પ્રજળી ઊઠિયા,
કૈં સેંકડો—ના, ના, હજારો—ના અરે, લાખોય કેરી કોમ આ
ખંજર લઈ ઊપડી—ચડી—શું હાથ કરવા? રામ જાણે, ખુદા જાણે!

આસ્માનીઓ ગુજરી ઘણી આ દીન ધરતીને શિરે,
ને દીન ધરેતી યે ધુણી કંગાળ આ માનવ પરે,
કંગાળ હા એ માનવે પણ જે કર્યું તે કોઇ ના અન્યે કર્યું.
જલપ્રલયમાં, વંટોળમાં કે રોગના આક્રોશમાં જે ના હતું,
તે મનુજને હાથે ગુજરતું મનુજ પર—
ઘરબાર છોડયાં, પ્રાણને મુઠ્ઠી વિષે લઈ લાખ લાખ તણી કતારો નીકળી—
જોજન પરે જોજન સુધી લંઘાર લંબાતી ચલી.
'આઝાદ હિંદે.......' યંત્ર એના સૂર હા રેડયે જતું,
કર કરર કર, કર કરર કર, આકાશ કેરી વીજળી એ સૂરને ચીરી જતી.

ભૂખ્યા જનોને આપવાને રોટલી ઘરઘર ઘડો,
નાગાં બદનને ઢાંકવાને ધાબળાના ઢગ કરો........

ને માનવીના મુખ થકી માનવ થવાને માનવીને આર્ત ઉચ્ચારણ સ્ફુરે—
રે ભાઈ ભાઈ તમે, ખરે આ કેમ ગાંડા થઈ ગયા?
બંધુ બનો ભાઈ રહો, સંપી અને જંપી રહો, સઘળું સહો,
આ અંતરેથી આગને અળગી કરો............

પણ દીન માનવકંઠ એ, દુર્બળ મનુજનો સાદ એ
ના કોણ જગમાં જાણતું કે
માનવીને મારવું એ પાપ છે.
માનવીનો માનવી તો ભાઈ છે. સંપમાં સુખચેન છે.

આદમ–હવા પેદા થયાં તે દી થકી આ વાત કોણે જાણી ના?
જે હાથ ખંજર ભોંકતો તે શું નથી આ જાણતો?
આ શબ્દકેરું જ્ઞાન માનવને કદી તારી શકે—
તો સ્વર્ગ પૃથ્વી પર હેતેયે કયારનું

આ થોકથોકે શાણપણ પથરાયું છે ભૂમિ ઉપર,
ધિક્કારનો વંટોળ તોયે વેગ ભર આવી ચડયો
સૌ શાણપણનો ગંજ એક જ ફૂંકમાં
ફૂંકી દઈ આ આગ ભડભડ ભૂમિને ભરખી રહી.
એ આગને હોલાવવાની શક્તિ ભૂમિમાં ખરી?

ગુલબાસ, તારો શ્વાસ મારા પ્રશ્નને આશ્વાસતો મીઠો વહે.
આકાશના રસ ઝીલી તે આ મિટ્ટીને મધુમય કરી,
લાવ તારો હસ્ત, આખી પૃથ્વીને હૈયે ધરું.
જો ઝેર હા વર્ષી શકે છે વ્યોમમાંથી ભૂમિ પર,
તો અમૃતની યે વાદળી વરસી જશે અહીં એક દી

આ ભૂમિએ નિજ રોગનું ઔષધ રહ્યું છે માગવું
આકાશની શીતળ ઘટાની ગહન રસ શાળા થકી

સૂરો શમે છે યંત્રના,
સંધ્યા ખીલે છે વ્યોમમાં,
સાગર અને એનું સનાતન ગાન સ્વસ્થ રટયા કરે,
વ્યોમથી સૌરભ વરસતી પૃથ્વીને સીંચ્યા કરે

ને પૃથ્વી પરના ગરલ સામે શિવનયન ત્યા સ્થિર ઠરે,
કૂટસ્થ કો ઊર્ધ્વસ્થ, શક્તિ પીઠ પર આસીન હર્તા રુદ્રનું—
ને ઝેરની ભરતી ચઢેલી ઓટ થૈ પાછી ફરે

પોંડિચેરી, ૨૯–૧૦–’૪૭

## માસિક નોંધ

### વર્ષ પલટાય છે અને યુગદેવ હિસાબ માગે છે

હિંદ સરકારના આરોગ્ય ખાતાના વડા સંચાલક ડૉ. જીવરાજ મહેતાએ પોતાના માનમાં યોજાયેલા મુંબઈના એક સમારંભમાં જણાવેલી આ હૃદયભેદક ખીના સર્વ દેશપ્રેમીઓને એક મોટો આંચકો આપનારી નીવડી હશે :—

'તાજેતરના દુઃખદ બનાવોને કારણે સરકારનાં નાણા–ભંડોળ ઉપર એક મોટો અણધાર્યો ફટકો પડયો છે. હજારો નિરાશ્રિતોને ઘરબાર અને કામધંધો પૂરો પાડી એમનું જીવન પૂર્વવત્ ચાલુ કરી દેવાનું કામ આપણી સમક્ષ પડેલું છે. માત્ર નિરાશ્રિતો માટે જ નહિ પણ સમગ્ર દેશના હિત માટે જુદી જુદી રચનાત્મક પ્રવૃત્તિઓમાં આપણું ધન વાપરવાનું છે. તેને પરિણામે દેશનું આરોગ્ય વધારનારી અને તબીબી રાહત આપનારી અનેક સરકારી યોજનાઓને બે–ત્રણ વર્ષ સુધી મુલતવી રાખવી પડી છે.'

આ રાષ્ટ્રની શક્તિનો પ્રવાહ કેવી અવળી દિશામાં વહી રહ્યો છે તેની ચેતવણી આ શબ્દોમાં રહેલી છે. સ્વરાજ મળે તે પછી હિંદુસ્તાનનાં કરોડોને પેટપૂરું ખાવાનું આપવાનું હતું, એમની કાયા ઢાંકવા કાપડ આપવાનું હતું, નિશાળો, ઈસ્પિતાલો અને રેલ–ગાડીઓ વધારવાની હતી, નવાં નવાં પુસ્તકાલયો, રમતગમતનાં મેદાનો અને રસ્તાઓ બાંધવાનાં હતાં, ખેડૂતોનાં દુઃખ ઘટાડવાનાં હતાં, મજૂરોને સુખી અને સંતોષી બનાવવાના હતા. એમાંથી કેટલાનો આરંભ પણ આપણે કરી શક્યા છીએ ? હિંદની આઝાદ જિંદગાનીના, દિવસો એક પછી એક વીતે છે, અઠવાડિયાઓ અને મહિનાઓ વીતે છે, વર્ષ પલટાય છે અને યુગદેવતાનો ચોપડો એ વીતેલા કાળના કલાકે–કલાકનો, મિનિટે–મિનિટનો હિસાબ આપણામાંના પ્રત્યેક પાસેથી માગી રહે છે: વધુ અનાજ પેદા કરવા ને અનાજનો બગાડ ઘટાડવા તેં શું કર્યું ? વધુ કાપડ ઉત્પન્ન કરવા તેં શું કર્યું ? સમાજનું આરોગ્ય વધારવા અને રોગચાળો ઘટાડવા તેં શું કર્યું ? બીજાઓનું શોષણ ઓછું કરવા, લાંચરુશ્વત લેવીદેવી બંધ કરવા શું શું કર્યું ? રાષ્ટ્રીય સરકારે ઘડેલા કાયદાઓ પાળવામાં અને તેના દેશહિતકારી કાર્યો પાર પાડવામાં કેટલો સહકાર સામે ચાલીને આપ્યો ? અન્યાયની સામે કેટલીવાર અવાજ ઉઠાવ્યો, માથું ઊંચું કર્યું, હાથ ઉગામ્યો ? જીવનનાં મૂલ્યો કેટલાં બદલ્યાં ?

આવા અણગમતા સવાલો કાળનો ચોપડો પૂછતો જાય છે. કોઈક ગાંધી, કોઈક જવાહર અને એવા થોડાઘણા વીરલાઓનાં ખાતામાં ઘણું ઘણું જમા થયેલું દેખાય છે. જ્યારે બીજાં લાખ્ખોનાં પાનાં કોરાં ને કોરાં હવામાં ઊડે છે. લાખોને માથે કાળનું કરજ વધતું જાય છે. દિવસ પછી દિવસ વીતતો જાય છે અને લાખો દેવાળિયા બની રહ્યાં છે. ઘણાં બિચારાં એમ માને છે કે વર્ષો વીતશે અને આ કરજ બધું વિસ્તરાઈ જશે, કરેલી ખૂરાઈ માફ થશે અને ન કરેલી ભલાઈની અવગણના થશે. પણ ના, હાથમાં કોરડો લઈને ઉંબરામાં ઊભેલા લેણદાર પઠાણ જેવો કાળ પોતાનું લેણું બરાબર વસૂલ કરશે. કયામતને દિવસે, આખરી ફેંસલાની ઘડીએ એ એક પાઈ પણ માફ નહિ કરે. એક પેઢીનું બાકી રહી ગયેલું કરજ એ એના ફરજંદો પાસેથી, બીજી ને ત્રીજી પેઢીઓ પાસેથી વસૂલ કરશે. આજનું હિંદુસ્તાન કાળનું જેટલું ઋણ બાકી રાખશે તેટલો બોજો આવતીકાલના હિંદના ખભા ઉપર વધતો જ જશે. પોતાની ફરજ પોતે જ બજાવવી કે ઊગતી પેઢી ઉપર તે ફગાવી દઈને ભીરૂની જેમ ભાગી છૂટવું, તેનો નિર્ણય પ્રત્યેક માનવીએ પોતાની મેળે જ કરી લેવાનો છે.

### શાહીવાદનું સરજેલું વહીવટી ચોકઠું ચાલુ જ છે

આપણા દેશમાં સામાજિક અન્યાય, આર્થિક અસમાનતા, રાજદ્વારી સડો, કોમી વેરભાવ વગેરે દૂષણોનું પ્રમાણ ગુલામી દરમિયાન હતું તેટલું જ સ્વરાજ દરમિયાન પણ ચાલુ રહેલું જ્યારે દેખાય છે





ત્યારે 'વાન બદલ્યા પણ સાન ન બદલી 'વાળી કઠોર ઉક્તિ સાંભળી આવીને હૃદયમાં શૂળની માફક ભોંકાય છે. શ્રી અધ્યાપક ભાગે 'હરિજન'માં લખેલો 'રખે આપણે બ્રિટિશ સત્તાની નકલ કરીએ' નામનો સચોટ લેખ વાચનારાઓમાંથી ઘણાને એ અનુભવ થયો હશે. શ્રી. ભાંગ કહે છે તેમ પંદરમી ઑગસ્ટના સ્વાતંત્ર્ય-દિનની દેશભરમાં અખૂટ ઉત્સાહભેર ઉજવણી થઇ પરંતુ—

'એ દિવસનો ઉત્સાહ હજી શમ્યો નહોતો ત્યાં તો જુદા જુદા પ્રાંતોના ગવર્નરોના પગાર અને બીજાં ભથ્થાં જાહેર કરતી એક સરકારી યાદી નવી દિલ્હીથી બહાર પડી. ગુલામ દેશ ઉપર શાહીવાદી પકડ મજબૂત બનાવવા માટે (વિદેશીઓને હાથે) સરજાયેલું ખરડો ફાડી નાખે તેવું ભારે ખર્ચાળ વહીવટી-તંત્ર પણ શાહીવાદની સાથે સાથે જ દૂર થશે એવી આશા બિચારી પ્રજાએ સેવેલી હતી. એકેએક રાજદ્વારી આગેવાને અને એકેએક જાણીતા અર્થશાસ્ત્રીએ ભૂતકાળમાં સરકારી ખાતાંના વડાઓને મળતાં લખલૂટ પગારભથ્થાંની અનેકવાર આકરા શબ્દોમાં ટીકા કરેલી હતી. હિંદી રાષ્ટ્રીય મહાસભાએ એ વિષે સંખ્યાબંધ ઠરાવો કરેલા હતા. મહાસભાની કરાંચીની બેઠકમાં પસાર થયેલા પેલા મશહૂર ઠરાવમાં સરકારના સૌથી ઊંચા હોદ્દા પર બેસનારી વ્યક્તિ માટે માસિક વધુમાં વધુ રૂા. ૫૦૦ની રકમ ઠરાવવામાં આવી હતી. પણ આજે એ બધું ભુલાઇ ગયું લાગે છે, અને ગવર્નરોના પગાર માસિક રૂા. ૫૫૦૦નો આંકડો ઠરાવવામાં આવ્યો છે'

માત્ર ભૂતકાળમાં આપણે એની ટીકા કરી હતી તે કારણે જ શ્રી. ભાંગે પગાર-ભથ્થાંના આવાં ગેર-હિન્દી ધોરણોનો આજે વિરોધ નથી કરતા. માત્ર ગરીબપ્રેમી ફકીરીની ભાવનાથી જ એ દોરવાયા નથી. દુનિયાના જુદા જુદા દેશોના દાખલા ટાંકીને સાબિત કરી બતાવ્યુ છે કે આપણા દેશના અર્થતંત્ર સાથે આ ધોરણોનો મેળ ખાઇ શકે તેમ નથી. દુનિયાના સૌથી શ્રીમંત દેશ યુનાઇટેડ સ્ટેટસમાં પણ પ્રાંતના ગવર્નરોને માસિક રૂા. ૧૦૦૦થી ૩૦૦૦ સુધીનો પગાર મળે છે. દક્ષિણ આફ્રિકામાં અને ઑસ્ટ્રેલિયામાં પણ એ દરજ્જાના વહીવટકર્તાઓને મહિને રૂા. ૩૦૦૦થી વધુ પગાર મળતો નથી. રૂસી રાજતંત્રના વડાને માસિક રૂા. ૩૫૦નો જ પગાર મળે છે તે હકીકતને, રશિયાના નિરાળા અર્થતંત્રને કારણે, સરખામણીમાં ન લેવાય, તો પણ એટલું જરૂર કહી શકાય કે હિંદના—આઝાદ હિંદના—ગવર્નરને દુનિયાના કોઇ પણ દેશના સમાન દરજ્જાના વહીવટ કરતા વધુ પગાર મળતો હશે. સરેરાશ હિંદીની યુદ્ધ પહેલા અંદાજવામાં આવેલી રૂા. ૬૫ની વાર્ષિક આવક કરતાં આ ગરીબ દેશના ગવર્નરોની આવક હજારગણી છે, જ્યારે અમેરિકા જેવા શ્રીમંત અને આર્થિક અસમાનતાઓથી ભરેલા દેશમાં ગવર્નરોની આવક સરેરાશના પ્રજાજન કરતા માંડ વીસગણી હોય છે તે હકીકત ન ભૂલવા જેવી છે.

## પ્રજા સાથે ખભા મિલાવીને જ કટોકટી પાર કરી શકાય

શ્રી ભાંગે ગવર્નરોના સંબંધમાં જે લખ્યુ છે તે, વત્તેઓછે અંશે મધ્યસ્થ અને પ્રાંતીય પ્રધાનોને પણ લાગુ પડે છે. ગયા એપ્રિલથી જુલાઈ સુધીના ચાર મહિનાઓ દરમિયાન મદ્રાસના પ્રધાનો જિલ્લાઓમાં કેટલા દિવસ સુધી ફર્યા અને મુસાફરી—ભથ્થા પેટે એમણે કેટલી રકમ ઉપાડી તેના મદ્રાસની ઉપલી ધારાસભામાં રજૂ થયેલા આ આંકડામાંના કેટલાક તો સ્વસ્થ ચિત્તે મંજૂર કરી દેવા જેવા નથી: (કૌસમાં આપેલા આંકડા મુસાફરીના દિવસો બતાવે છે)

વડા પ્રધાન (૧૧) રૂા. ૮૨૮; શ્રી રાજન (૩૦) રૂા. ૩૩૩૭, શ્રી. ચંદ્રમૂલી (૪૧) રૂા. ૨૩૦૨; શ્રી સુબ્બારોયન (૧૪) રૂા. ૬૫૭; શ્રી અવિનાશલિંગમ્ ચેટ્ટિયાર (૪૪) રૂા ૪૭૬૨; શ્રી શેટ્ટી (૧૬) રૂા. ૧૭૯૮; શ્રી ભક્તવત્સલમ્ (૪૩) રૂા. ૨૪૦૧; કાલા વેન્કટરાવ (૨૦) રૂા. ૧૮૭૬; શ્રી ડેનિયલ થોમસ (૫૪) રૂા. ૩૪૩૯;

શ્રી કુર્માય્યા (૪૩) રૂા. ૨૪૪૯; શ્રી માધવ મેનન (૪૧) રૂા. ૨૧૬૪; શ્રી સીતારામ રેડ્ડી (૩૬) રૂા. ૧૩૯૬; શ્રી ગોપાલા રેડ્ડી (૨૯) રૂા. ૧૪૯૭.

બીજા પ્રાંતોની દશા પણ વધુ ખરાબ નહિ તો આવી જ હોવાનો સંભવ છે. પ્રજાની સેવા કરનારા પ્રધાનોની સુખ–સગવડ અને તેટલી જાળવવાનો જેમ પ્રજાનો ધર્મ છે, તેમ પ્રજાની ગુંજાશ હોય તેટલા પ્રમાણમાં જ તેની પીઠ ઉપર બોજારૂપ થવાની પ્રધાનોની પણ ફરજ છે. સંભવ છે કે વાતોમાં કેટલાકને મિથ્યા ભાવનાવાદ દેખાતો હશે, અને રાજકારણમાં આવા 'સાધુવેડા' ઘુસાડવાની આપણી હિંદીઓની પ્રકૃતિથી એ ત્રાસી ઊઠતા હશે. પણ અત્યારે જે વિષમ આર્થિક સંજોગોમાંથી આપણો દેશ પસાર થઈ રહ્યો છે, અને તેમાંથી પાર ઊતરવા માટે તમામ પ્રજાજનોના જે સક્રિય સહકારની જરૂર છે, તે જોતાં પ્રધાનો અને ગવર્નરોએ પણ કટોકટીને અનુરૂપ બનવું જ જોઈએ. બ્રિટનની પ્રજામાં આવા 'સાધુવેડા'નો ખાસ પ્રચાર થયાનું જાણ્યું નથી છતાં, ત્યાંના આર્થિક ખાતાના પ્રધાન સર સ્ટેફર્ડ ક્રિપ્સ દરરોજ બપોરે પોતાના ખાતાના નોકરો માટે ચાલતા સરકારી ભોજનગૃહમાં જઈ, પોતાની થાળી હાથે પીરસી ટેબલ સુધી લઈ જઈ સહુ 'સામાન્યો'ની સાથે બેસીને ભોજન લે છે. સાડાચાર વાગે એટલે સાત બેઠકવાળી ભભકદાર મોટરમાં બેસીને પાંચ માઈલ દૂરના બંગલામાં ભોજન લેવા જવાનો રિવાજ જો પ્રધાનો ન છોડી શકે તો પછી ઉપવાસ–એકટાણાં કરીને પણ અનાજ–કટોકટી સામે ઝઝૂમવાનો ઉપદેશ પ્રજાને ગળે કેમ કરીને ઊતરે ?

### પ્રજા હાથ જોડીને બેસી રહે તો સરકાર ન ટકી શકે

આગેવાનોના કયાં કાર્યોથી પ્રજાને પોરસ ચડે છે તેનું એક દૃષ્ટાંત યુક્તપ્રાંતના જાણીતા કોંગ્રેસી ધારાસભ્ય અને બંધારણસભાના સભ્ય શ્રી મહાવીર ત્યાગીએ તાજેતરમાં પૂરું પાડ્યું છે. પોતાના પ્રાંતમાંના કોમી રમખાણોના ભયને પહોંચી વળવા અને પોલીસખાતાનું તેમ જ પ્રજાનું નૈતિક ધોરણ ઊંચું લાવવા માટે શ્રી ત્યાગી અને એમના ૫૦૦ કોંગ્રેસી સાથીઓ સામાન્ય પોલીસની નોકરીએ જોડાઈ ગયા છે. પોલીસના ગણવેશમાં ધારાસભામાં હાજર થયેલા શ્રી ત્યાગીએ સૌ ધારાસભ્યોની તેમ જ વડા પ્રધાન શ્રી પંતની પ્રશંસા મેળવી છે. સામાન્ય રીતે પોલીસનો દરજ્જો બહુ માનભર્યો નથી ગણાતો છતાં વિપરીત સંજોગો ઊભા થયા હોય ત્યારે એ કાર્ય માટે આગળ આવવાની દરેક નાગરિકની ફરજ બની જાય છે, એવા શ્રી પંતના કથન સાથે સંમત થનારા સર્વ કોઈ પોતપોતાના ક્ષેત્રમાં રહીને કોઈ પણ સરકારી ખાતામાં હલકામાં હલકા દરજ્જેથી પ્રવેશ કરીને પોતાની સાથે વહીવટીતંત્રમાં સચ્ચાઈ, પ્રામાણિકતા, નિષ્પક્ષતા અને નીડરતા લાવે તો આપણાં ઘણાં દુઃખો ઓછાં થઈ જાય. પોતે કાંઈ પગાર નહિ લે, પણ એમના સાથીઓને બીજા સામાન્ય પોલીસના જેટલો જ પગાર મળશે, એમની માફક એ ત્રીજા વર્ગમાં જ મુસાફરી કરશે, એમની સાથે જ એ પોલીસ–લાઈન્સમાં વસવાટ કરશે અને પ્રાંતનાં કાળાં બજારોને સાફ કરી નાખવામાં એમને ખાસ મદદ કરશે એવું જણાવતાં કોન્સ્ટેબલ નં. ૫૪૯એ—શ્રી મહાવીર ત્યાગીએ—બહાર પાડેલા નિવેદનમાંના આ શબ્દો બીજા પ્રાંતોમાં પણ નિરુત્તર નહિ રહે:

> 'કોંગ્રેસીઓ ! તમે મોટા હો કે નાના, હવે ચેતી જજો. આજે આપણે અસામાન્ય અને ઝંઝાવાતભર્યા સંજોગોમાંથી પસાર થઈ રહ્યા છીએ. પ્રગતિવિરોધી બળો ભેગાં મળીને આપણે મેળવેલી આઝાદીને ગૂંગળાવવા માટે કાવતરું કરી રહ્યાં છે. જુદા જુદા પ્રાંતોમાં અને કેંદ્રમાં રાજકીય સત્તા આપણા પ્રધાનોના હાથમાં છે તે વાત ઉપર આપણે વધુ પડતો મદાર ન બાંધીએ. ચાલુ તેવી શુભ દાનતવાળી અને ગમે તેવાં શક્તિશાળી પોલીસ અને લશ્કરવાળી સરકાર પણ જો તેના અનુયાયીઓ હાથ જોડીને બેસી રહે તો ટકી શકે નહિ. આજનાં રમખાણો બતાવે છે કે છેલ્લાં ૨૮ વર્ષની રાજકીય





લડતને કારણે કોંગ્રેસે મગરૂબીભેર પ્રજા ઉપર મેળવેલો કાબૂ એ હવે ગુમાવી રહી છે.

'રમખાણો શા માટે ચાલી રહ્યાં છે? એ જો આપણી ઇચ્છા વિરુદ્ધ ચાલતાં હોય તો આપણે શા માટે એને પડકારતાં નથી? શા માટે એમની સાથે લડી લેતાં નથી? મારી સૌને વિનંતી છે કે જે કામ કરવાનું છે તેને માટે સરકાર સામે મીટ માંડીને બેસી ન રહો. એમનું તંત્ર જૂનું અને જર્જરિત છે, ગુલામીના પાયા ઉપર એ ઊભું થયેલું છે અને લોકશાસન માટે એ નકામું છે.'

### લીગ સામે લડતાં લડતાં બીજાઓ પ્રત્યે ગાફેલ ન રહીએ

રાષ્ટ્રશત્રુઓની સામે શ્રી મહાવીરત્યાગીની માફક યુદ્ધે ચડનારાઓને આજે હવે અનેક મોરચે લડવાનો વખત આવી ગયો છે. એક બાજુ પાકિસ્તાનવાદીઓ સામેની લડત ચાલુ છે. હિંદી સંઘ બહાર એમણે કરેલા અત્યાચારો સામે મજબૂત મોરચો ઊભો કરવાનો છે, અને હિંદી સંઘની અંદર રહી ગયેલા એમના પાંચમી કતારિયા મુસ્લિમ લીગવાદીઓને શોધી શોધીને નિર્દયપણે જેર કરવાના છે. પણ બલુચિસ્તાન, સરહદ પ્રાંત અને પશ્ચિમ પંજાબમાં બિન-મુસ્લિમો ઉપર થયેલા અત્યાચારોની બરાબરી કરનારા જે જુલ્મો પૂર્વ પંજાબ, દિલ્હી, અલ્વર, ભરતપુર વગેરે દેશી રાજ્યોના અને છેલ્લે છેલ્લે કુતિયાણા અને બાંટવાના મુસલમાનો ઉપર ગુજારવામાં આવ્યા છે તેને માટેના જવાબદાર નિરંકુશ તત્ત્વોને પણ એટલી જ મક્કમતાથી કચરી નાખવાનાં છે. નિરાધાર અબળાઓ ઉપર ગુજરેલા સિતમો જો આપણામાં પ્રબલ વેરભાવના જગાડતા હોય તો એટલું ન વિસરીએ કે શીખ-હિંદુ માતાઓની માફક મુસ્લિમ બહેનો પણ નરપશુઓને હાથે પિંખાઈ છે. ધર્મસ્થાનોના ખંડન સામે ભભૂકતો આપણો રોષ મંદિરો અને ગુરુદ્વારાઓને પુનઃસ્થાપિત કર્યા વિના ન જંપવાના કારમા શપથ લે ત્યારે મંદિરોમાં પલટાવાયેલી દિલ્હીની ૧૦૦-૧૨૫ મસીદોને પણ એ નહિ ભૂલી શકે. મુસ્લિમ લીગને સંકેલી લેવાની આપણી માગણીમાં કેટલાય લીગવાદીઓ જાતે જ સાથ પુરાવી રહ્યા છે.

અરે, એથી ય આગળ જઈને દિલ્હીમાં મળેલી મુસ્લિમોની પરિષદમાં મૌલાના અબ્દુલકલામ આઝાદે તો જમિયત-ઉલ-ઉલમા જેવી રાષ્ટ્રવાદી સંસ્થાને પણ રાજકારણમાં ભાગ ન લેવાની સલાહ આપી છે. તો પછી હિંદુ મહાસભાવાદીઓ અને અકાલીઓએ કોમવાદ પણ મુસ્લિમ લીગના જેટલી જ માત્રા મૂકે તેની વાટ જોઈને બેસી રહેવાની કાંઈ જરૂર નથી. રાજકારણમાં મુસ્લિમ કોમવાદને જો સ્થાન ન હોય તો હિંદુ કે શીખ કોમવાદને પણ ન જ હોઈ શકે. મુસ્લિમ લીગનો મદ ભાંગવાના ઉત્સાહમાં આપણે એના જેટલાં જ ભયંકર બની શકે તેવાં બીજાં કોમી તત્ત્વો પ્રત્યે ગાફેલ રહીશું તો સામે ચાલીને નહિ, પણ પાછલે પગે વિનાશની ખાઈમાં હડસેલાઈ જશું.

### પ્રજાની ગરદન ઉપર સવાર થવાની સરમુખત્યારી સિફત

એક ઉઘાડા પડી ગયેલા રાષ્ટ્રશત્રુ સામેની જેહાદમાં પ્રજાનું ધ્યાન પરોવી દઈને બીજા છદ્મવેશી રાષ્ટ્રશત્રુઓ દેશ ઉપર પોતાનું આધિપત્ય કેવી સિફતથી જમાવી દઈ શકે છે તે આજે યુનાઈટેડ સ્ટેટસમાં જોવા મળે છે. સામ્યવાદીઓ, આજે અમેરિકામાં હડકાયાં કૂતરાંની જેમ ચોપાસથી હડધૂત થઈ રહ્યા છે. સામ્યવાદીઓ જ્યારે એક પ્રકારની સામાજિક કે આર્થિક તાદમ્યતાના હિમાયતીએ મટીને કોઈ પરદેશી સત્તાના ગુપ્તચરો બને ત્યારે બેશક કોઈ પણ દેશની સરકાર એમને રાષ્ટ્રના દુશ્મનો ગણી શકે અને પોતાની સલામતી માટે જરૂરી જણાય તેવાં પગલાં તેમની સામે લઈ શકે. પરંતુ આવી સ્વરક્ષણની ભાવનાનો ગેરલાભ ઉઠાવીને અમેરિકાના મૂડીવાદી યુદ્ધખોરો સરકારમાંથી અને જાહેર જીવનમાંથી પ્રગતિશીલ વિચારોવાળા, રંગભેદમાં ન માનનારા, આંતરરાષ્ટ્રીય સહકારના હિમાયતી,



કિસાન-મજૂરના શોષણના વિરોધીઓને વીણી વીણીને હાંકી કાઢવા મથી રહ્યા છે; વ્યક્તિ-સ્વાતંત્ર્ય, માનવ-સમાનતા અને સહિષ્ણુતાના આદર્શોના પ્રેરણાસ્થાન અને આખરી આશરા સમા અમેરિકામાં જ આવી વિચાર-હીનતા એટલી હદે પ્રસરી ગઈ છે કે ભલભલા રાજદ્વારી કે સામાજિક આગેવાનોને પણ કોઇ ચોર-ડાકુ કે બદમાશ કહી લે તો વાંધો નહિ પણ જો એને સામ્યવાદીનું લેબલ મારવામાં આવે તો એ એનાં પીંછડાં ઉખેડાઇ જવાના ભયથી કમ્પી ઊઠે છે.

'અમેરિકાને ન છાજે તેવું અમેરિકા' નામના એક તંત્રીલેખમાં 'નેશનલ હેરાલ્ડ' સામ્યવાદી-વિરોધને નામે અમેરિકામાં ચાલતી આવી પ્રગતિ-વિરોધી પ્રવૃત્તિના કેટલાક દાખલા ટાંકે છે. ગયા માર્ચ મહિનામાં પ્રમુખ ટ્રુમેનના એક હુકમથી અમેરિકન સરકારની નોકરીમાં દાખલ થનારા તમામ માણસોની વફાદારી અંગે તપાસ શરૂ થઈ અને તે વખતે હતા તેટલા બધા સરકારી નોકરોની ઉપર એ અંગે કડક જાપતો મુકાયો, અને જેમની વફાદારી વિશે શંકા જાય તે બધાને તંત્રમાંથી સાફ કરી નાખવાનાં પગલાં લેવાયાં. ત્યાં સુધી તો ઠીક, પણ, પછી વાત આગળ વધી. સામ્યવાદ પ્રત્યે સહાનુભૂતિ ધરાવવા માટે બરતરફ કરવામાં આવેલા એક સરકારી નોકરે દેશની સર્વોચ્ચ અદાલત સમક્ષ ધા નાખી, પણ ત્યાંય એને નિરાશા સાંપડી.

'ન્યુ રીપબ્લિક'. નામના ઉદ્દામવાદી વિચાર-સરણીવાળા અઠવાડિકના ગ્રાહક હોવાના એકમાત્ર ગુનાસર માણસોને સરકારી નોકરીમાંથી પાણીચું અપાવા માંડ્યું. એક અમલદાર સામે તો બીજો કોઇ આરોપ મૂકી શકાય તેમ નહોતો એટલે 'એણે સામ્યવાદ-વિરોધી વિચારો ન દર્શાવ્યા માટે' એને રૂખસદ અપાઈ. રાષ્ટ્રશત્રુઓને રંજાડવાને નામે વ્યક્તિ-સ્વાતંત્ર્ય અને વાણી-સ્વાતંત્ર્યને રૂંધવા મથનારાઓ પ્રજાની ગરદન ઉપર કઇ રીતે સવાર થઇ જાય છે તેની ચેતવણી આપણે આજના અમેરિકા પાસેથી સત્વેળા લઇ લેવાની જરૂર છે.

### ભાષા અને લિપિથી જ શું ભાઈચારો વધી જવાનો છે?

રાષ્ટ્રભાષા અને રાષ્ટ્રલિપિની ગુંચવાડાભરેલી ચર્ચાઓમાં સ્વચ્છ દૃષ્ટિબિંદુ રજૂ કરતો રેહાનાબહેન તૈયબજીનો જે કાગળ ગાંધીજીએ 'હરિજનબંધુ'માં પ્રગટ કર્યો છે તેના મુખ્ય મુદ્દા આ પ્રમાણે છે, (૧) હિંદુ-મુસ્લિમ એકતા ભાષા અથવા લિપિથી ન થાય. એકબીજા સાથે હળવામળવાનું, રહેવાકરવાનું, ખાવાપીવાનું, રમતગમત કરવાનું અને કામકાજ ચલાવવાનું થાય તો જ ભાઇચારો વધે. (૨) મુસલમાનો અને બાકીના હિંદુસ્તાનીઓ વચ્ચે હવે તફાવત ન રાખવો જોઇએ. સહુ હિંદીઓની માફક એ પણ હિંદુસ્તાની શીખે, નાગરી લિપિ શીખે, તે ઉપરાંત ઇચ્છા હોય તો ભલે ઉર્દૂ શીખે. પરંતુ કેવળ એમને રાજી રાખવા ખાતર હિંદની આખીય પ્રજા ઉપર ઉર્દૂનો ભાર શીદ લાદવો? મુસલમાનોની ગેરવાજબી માગણી પૂરી કરવાથી એમની અને બીજી લઘુમતી કોમો વચ્ચે એક કૃત્રિમ ભેદ ઊભો થાય છે. એથી બિનમુસ્લિમો રોષે ભરાય છે અને પોતાની અલગ કોમી જમાત ઊભી કરવાની મુસ્લિમ મનોદશાને જોર મળે છે. (૩) ઉર્દૂ લિપિના પ્રચારને માટે દરેક ચોપડીની બન્ને લિપિની આવૃત્તિઓ તૈયાર કરવા જતાં ઉર્દૂ લહિયાઓ મેળવવામાં અને છાપકામની એવી બીજી કડાકૂટમાં જે શક્તિ બગાડવી પડે છે તેને બીજાં મહત્ત્વનાં કામોમાં વાપરવી જોઇએ. હજી આપણે હિંદુસ્તાની બોલી ઘડવી છે, શબ્દકોશ તૈયાર કરવા છે, અને જરૂરી સાહિત્ય રચવાનું છે. ઉર્દૂ લિપિની હઠ પકડી રાખવાથી કામનો બોજો ચારગણો વધી જાય છે, વધારે પડતી અડચણો ઊભી થાય છે, સમય નાહક બરબાદ થાય છે.

રહેનાબહેનની દલીલોનો જવાબ ગાંધીજીના એની ઉપરના વિવરણમાંથી જડતો નથી. બલ્કે ગાંધીજીની વાતમાંથી એક વિરોધાભાસ ઊઠતો દેખાય છે. એક તરફથી ગાંધીજી આટલું સ્વીકારે છે કે—

'એક વાત યાદ રાખવી જરૂરી છે કે

ઉર્દૂ લિપિ અગર ઉર્દૂ ભાષા ખરેખર એકલા મુસલમાનોની નથી એવા બેસુમાર હિંદુ છે જેમની માતૃભાષા ઉર્દૂ છે ને જે કેવળ ઉર્દૂ લિપિ જ લખી જાણે છે.'

બીજી બાજુથી તેઓ કહે છે કે—

'... ..હિંદુસ્તાનમાં રાષ્ટ્રલિપિ એકલી નાગરી રાખવામા આવશે એમ કહેવું એને હું એમ જ કહું કે મુસલમાન ભાઈઓ પર નાગરી જબરજસ્તીથી લાદવામા આવે છે.'

### ભાષાને ધર્મ સાથે નહિ પણ પ્રાંતો સાથે સબંધ છે

વસ્તુતઃ નાગરીને રાષ્ટ્રલિપિ બનાવવાથી એ 'એકલા મુસલમાનો' જ નહિ, પણ 'બેસુમાર હિંદુ' ઉપર પણ 'જબરજસ્તીથી' લાદવામાં આવે છે, એમ ગણાવું જોઈએ. મતલબ કે જો નાગરીને જો રાષ્ટ્ર-લિપિ બનાવવી હોય તો એ લિપિ ન જાણનારા હિંદુઓ, મુસલમાનો ખ્રિસ્તીઓ પંજાબીઓ, બંગાળીઓ દક્ષિણ હિંદુસ્તાનીઓ વગેરે ઉપર એ 'લાદવી' પડશે. આટલું સાફ સાફ દેખાય છે તે છતા ભાષા અને લિપિના સવાલને હિંદુ-મુસ્લિમ ભેદભાવના વમળમા શા માટે ગોટે ચડાવાય છે તે સમજાતું નથી. ગાંધીજી પ્રત્યે પૂર્ણભક્તિભાવ ધરાવનાર પ્રજા અને કોંગ્રેસીઓના મોટા ભાગને ઉર્દૂનો વિરોધ છે તે કરતાય વધુ મોટો વિરોધ એ લિપિઓનો છે. પુશ્તુથી લઈને આસામી સુધીની હિંદની જે ૧૫-૨૦ મુખ્ય મુખ્ય ભાષા-લિપિઓ છે. તેના ગુણદોષની તુલના કરી, હિંદુને કે મુસલમાનને રાજી રાખવાના લેશમાત્ર ઈરાદા વગર માત્ર ભાષા દૃષ્ટિએ જે વધુમાં વધુ સંપૂર્ણ અને શ્રેષ્ઠ તત્ત્વોવાળી જણાય તેવી કોઈપણ એક ભાષ અને એક લિપિ વાપરવાનું ગાંધીજી ઠરાવે તો સાચા રાષ્ટ્રવાદીઓ એ શીખવામા આનાકાની નહિ કરે-પછી એવી રાષ્ટ્રભાષા કાશ્મીરી હશે અને એવી રાષ્ટ્રલિપિ મલયાલમ હશે તો પણ તે એમને મંજૂર રહેશે. પણ કોમી. ભેદભાવનુ ભૂત આ ભાષા-લિપિના સવાલથી હવે નીકળવું જ જોઈએ.

ભાષાને ધર્મ સાથે નહિ પણ જુદા જુદા પ્રદેશો સાથે જ ઊંડો સંબધ છે તે ફરી ફરીને યાદ કરાવતા અનેક પ્રસંગો બન્યા જ કરે છે. ખુદ પાકિસ્તાનમાં પણ એ જ બની રહ્યું છે. પૂર્વ બંગાળના પાકિસ્તાની પ્રધાનો શ્રી હબિબુલ્લાહ બહાર, શ્રી નુરુલ અમીન અને શ્રી અફઝલે **બંગાળીને પૂર્વ પાકિસ્તાનની રાજભાષા બનાવવાની માગણીને ટેકો આપ્યો છે.** એમાંના શ્રી હબિબુલ્લાહ તો એથીય એક ડગલું આગળ જઈને એવો દાવો કરે છે કે પાકિસ્તાનની કુલ વસ્તીમાં બંગાળી બોલનારાઓની સંખ્યા સૌથી મોટી હોવાથી **બંગાળીને જ સમગ્ર પાકિસ્તાનની રાજભાષા બનાવવી જોઈએ.**

### છાપાંમાં પ્રસરી રહેલા જ્ઞાતિભેદ અને કોમભાવ

'પ્રજાબંધુ'મા શ્રી વિહંગમે છાપાંની દુનિયામાં પ્રસરતા જતા કોમભેદ અને જ્ઞાતિભેદ પ્રત્યે આપણું ધ્યાન દોર્યું છે.

'દિવસે દિવસે જ્ઞાતિઓનાં પત્રો વધતાં જાય છે. જૈનો, એમના વિવિધ સંપ્રદાયો, લુહાણાઓ, પાટીદારો, ઔદિચ્યો, મોઢ વણિકો, વગેરે અનેક જ્ઞાતિઓનાં સામયિકો આજે વધી રહ્યાં છે. જ્ઞાતિની સેવાને નામે એમના પ્રાગટ્યને કશો સંકોચ નડતો નથી. પાટીદારોનું પાંચમુ માસિક પ્રકટે છે, જૈનોનું બાવીસમું સામયિક પ્રકટે છે, ગિરનારા બ્રાહ્મણો કે સોનીઓ પણ માસિક વિના રહી જવા માગતા નથી. આ માસિકોનું અર્થતંત્ર ઘણું સરળ હોય છે; જ્ઞાતિના શ્રીમંતો કે મુખ્યો પર જ્ઞાતિસેવાને નામે, જ્ઞાતિ-ઉત્કર્ષના મહાન ધ્યેયને નામે આ માસિક કે સામયિકના લવાજમના કર નાખવામાં આવે છે. જ્ઞાતિના શેઠિયાઓ પાસેથી શરમાવીને જાહેરખબરો લેવામાં આવે છે.

'એ એક દુઃખદ બીના છે કે આપણે આ સંકુચિત મનોદશામાથી છૂટી શકયા નથી...



જ્ઞાતિનાં સામયિકો સમાજ-જીવનની દુર્દશા કરવામાં પોતાનો ફાળો આપી રહ્યાં છે...એનાં વાચકોમાં જ્ઞાતિની દૃષ્ટિએ વિચાર કરવાનું વિષ રેડાતું હોય છે તે હરગિજ ક્ષમ્ય નથી. આજે રાષ્ટ્રીયતાના અને આંતરરાષ્ટ્રીયતાના ખ્યાલો વિશાળ થતા જાય છે ત્યારે જ્ઞાતિના આ સંકુચિત વાડાઓમાં આપણો સંસ્કારી વર્ગ કેમ રહી શકે!'

ગાંધીજીએ કહ્યું છે તેમ છાપાં આજે ગીતા, કુરાન અને બાઇબલનું સ્થાન લઈ બેઠાં છે. એ ધારે તો સમાજમાં વિષ ફેલાવી શકે છે, ધારે તો અમૃત સીંચી શકે છે. નવાં નવાં છાપાં શરૂ કરવાના અનુકૂળ સંજોગો જેમ વધતાં જાય છે તેમ તેમ સમાજનું બૂરું કે ભલું કરવાની છાપાંઓની સમગ્ર શક્તિ વધતી જાય છે. એ વખતે છાપાં ઉપર પ્રથમ તો તેમના સંચાલકોનો, પછી શિષ્ટ પ્રજામતનો અને છેલ્લે છેલ્લે સરકારનો અંકુશ પણ પ્રમાણસર વધતો ન જાય તો સમાજને એવી હાનિ પહોંચે કે જેની અસર નાબૂદ કરતાં વર્ષો વીતી જાય. એ દૃષ્ટિએ સરદાર વલ્લભભાઈએ હિંદી સંઘની ધારાસભામાં રજૂ કરેલો અખબારી-નિયમન ધારો ઘણો સમયસરનો છે. સરદારશ્રીએ જણાવ્યું છે તેમ અખબારી સ્વાતંત્ર્ય ઉપર આમ અંકુશો મૂકવા પડે તે ઘણું ખેદજનક છે, પરંતુ વચગાળાની રાષ્ટ્રીય સરકારની સ્થાપના પછી આજ દિન સુધી સરકારે આપેલા છૂટા દોરનો કેટલાંક બિનજવાબદાર છાપાંએ કેવો ભયાનક ગેરલાભ લીધો છે તે જોઈને હવે સમસમીને બેસી રહી શકાય તેમ નથી. આ દેશમાં કેટલાંક છાપાંમાં જે લખાણો આવી રહ્યાં છે તેને જો વાણી-સ્વાતંત્ર્ય કહેવાતું હોય તો તો પછી ગુંડાઓ અને ખૂનીઓ પણ વ્યક્તિ-સ્વાતંત્ર્ય શા માટે ન મેળવી શકે એવો પ્રશ્ન કોઈ પણ ત્રાહિતને થાય તેમ છે. સરદારશ્રીનાં કાયદાને ડહાપણપૂર્વક માત્ર બે જ વર્ષની આવરદા આપવામાં આવી છે, તો એ બે વર્ષ દરમિયાન હિંદી વર્તમાનપત્રો ઉપર જે જે કાળી લીટીઓ છે, તેને ઘસીને ઊજળી બનાવવામાં આવી હશે અથવા તો એને ઉખેડીને ફેંકી દેવામાં આવી હશે તેવી આશા રાખી શકાય. યુક્તપ્રાંતની સરકારે કરાંચીના વિષધર 'ડૉન' સામે અને આઝાદ જૂનાગઢે તેના મુંબઈવાસી બચોળિયા 'વતન' સામે પોતપોતાની સરહદોમાં પ્રવેશબંધી ફરમાવી છે તે આવકારદાયી છે. કરાંચી સુધી આજે આપણા હાથ પહોંચતા નથી તેથી 'ડૉન' સામે પ્રવેશબંધી ફરમાવવી પડે તે બરોબર છે. પણ મુંબઈનાં સાપોલિયાંઓની સાન ઠેકાણે લાવવાનું—અને નહિતર એમને ચપટીમાં ચોળી નાખવાનું કાર્ય પ્રજાકીય સરકાર માટે સાવ સહેલું છે. સજ્જનતા ભલે ન ચૂકીએ, પણ સાથે સાથે સારાસારનો ભેદ તો ન જ ભૂલી શકીએ.

## નૂતન હિંદ માગે છે આવી સ્વચ્છ નિર્મળ ન્યાયદૃષ્ટિ

દેશની સામે પડેલાં અનેક મહત્ત્વનાં કાર્યો સફળતાપૂર્વક પાર પાડવા માટે જે નિર્મળ, સ્વચ્છ કોમભાવરહિત દૃષ્ટિની જરૂર છે તે દરેક માનવી પોતપોતાના ક્ષેત્રમાં જાળવી રાખે તો તે ઘણું કરી શકે. દક્ષિણમાં આવેલા ચિતૂરના જિલ્લામેજિસ્ટ્રેટ શ્રી. રાજને આવા વર્તનનું એક તાજું દૃષ્ટાંત પૂરું પાડ્યું છે. થોડા મહિનાઓ પૂર્વે એ પ્રદેશમાં થયેલાં કોમી તોફાનોને પરિણામે બે હિંદુઓ ઉપર એક મુસ્લિમે માંડેલો એક ખટલો એક મુસ્લિમ ન્યાયાધીશની અદાલતમાં ચાલતો હતો. તે દરમિયાન આરોપીઓએ આ જિલ્લામેજિસ્ટ્રેટ પાસે એવી અરજી કરી કે મુસ્લિમ ન્યાયાધીશને હાથે હિંદુ આરોપીઓને ઇન્સાફ મળવા વિશે એમને શંકા હોવાથી એ ખટલો બીજા કોઈ બિનમુસ્લિમ ન્યાયાધીશની અદાલતમાં ફેરવવો જોઈએ. એ અરજી રદ કરતાં મેજિસ્ટ્રેટે કહ્યું કે:

> 'વર્ષોની ચળવળ પછી હિંદે સ્વતંત્રતા મેળવી છે અને આજે એને સંસ્થાનપદ સાંપડ્યું છે. અમુક ખટલાઓમાં વાદી-પ્રતિવાદીઓ હિંદુ મુસ્લિમો હોય તેથી જો એ બેમાંથી એક પણ કોમના ન્યાયાધીશ ઉપર એનો સાફ ન્યાય તોળવા જેટલો ઇતબાર ન રાખી શકાય તો





આપણી સ્વતંત્રતા નકામી ઠરે છે આ દલીલનો સ્વીકાર કરાય તો પરિણામ એવું બેહૂદું આવે કે સ્વતંત્ર હિંદમાં આવા ખટલાઓ ચલાવવા માટે આપણે પરદેશી ન્યાયાધીશોની નિમણુક ( અને આયાત પણ ) કરવી પડે. આવી દલીલને હું આજની પરિસ્થિતિમાં મંજૂર રાખી શકું નહિ. આ અરજીનો સ્વીકાર કરવાથી એવી માન્યતા પ્રચલિત બનશે કે પરકોમના આરોપીઓ ઉપર ખટલો ચલાવવા માટે હિન્દીઓ નાલાયક છે.'

### અંતરને આનંદથી ભરી દેતી બે સમાચાર-કંડિકાઓ

દિલ્હીથી માંડીને લગભગ તમામ પ્રાંતોના પાટનગરોમા પ્રજાકીય પ્રધાનો, કોંગ્રેસ કાર્યકરો અને અન્ય સન્માનિત રાષ્ટ્રવાદીઓ હજી પણ જાહેર મેળાવડાઓ, ખાણા-પીણાના સમારંભો ઇત્યાદિના મોહમાંથી છૂટી શકતા નથી. તે તો એવા સમારંભોના વારંવાર આવતા અખબારી અહેવાલો ઉપરથી જાણી શકાય છે. એવા દુઃખદ અહેવાલો વચ્ચે એક આવો સમાચાર-ટુકડો જોવા મળે છે ત્યારે મન આનંદ અનુભવે છેઃ—

'લખનૌઃ પોતાના પુત્ર ડૉ. જયસૂર્ય નાયડુના જન્મદિવસની ખુશાલીમાં યુક્તપ્રાંતના ગવર્નર શ્રીમતી સરોજિની નાયડુએ ગઇકાલે સાંજે ગવર્મેન્ટ-હાઉસમાં હિંદી સંગીતનો એક જલસો ગોઠવ્યો હતો. પ્રધાનો, મંત્રીઓ અને બીજાઓ મળીને ૧૮૦ જેટલા માણસો એમાં હાજર હતા

'તે પછી આજે પણ પોતાના એ પુત્રની વર્ષગાંઠની ખુશાલીમાં શ્રીમતી નાયડુએ ગવર્મેન્ટ હાઉસમાં રહેતા નોકરોનાં બાળકો માટે એક મેળાવડો ગોઠવ્યો હતો. લગભગ ૨૫૦ બાળકો અને તેમની માતાઓ હાજર હતાં. ચકડોળ, ફુંજેતફાળકા અને બાળકોની બીજી રમતગમતોની ગોઠવણ ત્યાં કરવામાં આવી હતી. ચા-નાસ્તા પછી બાળકોને એક જાદુગરનો ખેલ બતાવવામાં આવ્યા હતા. શ્રીમતી નાયડુએ બાળકોને ફુગ્ગા અને રમકડાંની લહાણી કરી હતી.'

અંતરને મીઠી લાગણીથી ભરી દેનારા બીજા પણ એક સમાચાર આ રહ્યા.

'મુંબઇ: હિંદના વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુનાના નિમંત્રણના જવાબમાં દોરાબજી તાતા ટ્રસ્ટ તરફથી નિરાશ્રિતોને સહાય કરવા માટેની એક ટુકડી દિલ્હી જવા રવાના થઇ છે. મુંબઈની તાતા ઇન્સ્ટિટ્યુટ ઑફ સોશિયલ સાયન્સીઝના અઢાર વિદ્યાર્થીઓ અને એક અધ્યાપક આ ટુકડીમાં ગયા છે. નિરાશ્રિતો અને પુનઃવસવાટના ખાતાને તેઓ મદદ કરશે'

વધુ ને વધુ વિદ્યાર્થીઓમા આવી ભાવના જાગ્રત થાય તો એમને યુનિવર્સિટીની ઉપાધિઓ આપતાં પહેલાં એમની પાસેથી ફરજિયાત એકાદ-બે વરસ શિક્ષણકાર્ય કરાવવાની પ્રાંતની સરકારની યોજના એમને ભારે અપમાનજનક લાગશે—અને કરોડો દેશભાઇઓને વાચતા-લખતા ( એટલે કે દેખતા ) કરવાનું પુણ્યકાર્ય તેઓ સામે ચાલીને પોતાની વિદ્યાર્થીસંસ્થાઓ દ્વારા જ ઉપાડી લેશે

તા. ૨૩-૧૧-'૪૭ મ.





ધૂમકેતુ

**ચાલી આવતી આપકથાનો હપ્તો દસમો**

**જેમાં વિદ્યાભ્યાસના વિકટ માર્ગે આગળ પ્રયાણ થાય છે. અને અકસ્માત હોય તેમ કોઇ ને કોઇ હરિનો લાલ સહાય કરે છે.**

બીલખામાં રહીને આ પ્રમાણે જ્યારે હું ધાર્મિક વાતાવરણનો લાભ લઇ રહ્યો હતો, ત્યારે એક પ્રસંગ બન્યો.

ભસ્મનું ત્રિપુંડ, બન્ને હાથમાં રુદ્રાક્ષના બેરખા, ડોકમાં ઝીણી રુદ્રાક્ષની માળા, રેશમી અબોટિયા ઉપર ઊનનું ધાબળીનું ઉપવસ્ત્ર, પગમાં ચાંખડી, અને આઠે પહોર જાણે વિદ્યાભ્યાસમાં તલ્લીન, એવી મારી લાક્ષણિક જીવનવૃત્તિ પ્રત્યે એક માણસને છાનો અનુરાગ થઇ રહ્યો હતો. એ બીજું કોઇ નહિ, ભટ્ટજી ગૌરીશંકર.

ભટ્ટજી ગૌરીશંકરનું સ્થાન જેમ આશ્રમમાં અનોખું હતું, તેમ આખા બીલખામાં પણ અનોખું હતું. પવિત્ર, નિઃસ્પૃહી અને વિદ્વાન બ્રાહ્મણ તરીકે એના પ્રત્યે તમામે તમામ કાઠી દરબારો અને પ્રજાજનો પૂજ્યભાવ ધરાવતા હતા. તેમાં પણ મા જીવુબાઇ કરીને એક સાધ્વી રાજમાતા હતાં; એમને મન ભટ્ટજીમહારાજ એટલે ખરેખરા તપસ્વી એમ જ હતું. ભટ્ટજીનું જીવન પણ તપસ્વીને યોગ્ય જ હતું. સવારના પાંચથી રાતના દસ સુધી જીવનનિર્વાહ અને આવશ્યક આરામનો વખત બાદ કરતાં બાકીની પળેપળ એ જપ તપ ને ઉપાસનામાં વ્યતીત કરતા. એમણે બીલખાના રાજદરબારોમાં કથાવાર્તા ને ભાગવતકાર તરીકે બહુ સુંદર પ્રતિષ્ઠા જમાવી હતી. હાથ પણ એમનો એવો જ છૂટો રહેતો, મોટા મોટા દારૂડિયા દરબારોને પણ એમની આંખની શરમ લાગતી, અને રાણીઓ તો એમના ચરણમાં મસ્તક મૂકીને જાતને પવિત્ર થયેલી માનતી.

ભટ્ટજીને પોતાની પરંપરા જાળવે એવા કોઇક જુવાનની જરૂર જણાતી હતી. એમણે મને ઘણી વખત જપતપમાં નાણી જોયો હતો, મહાદેવને બીલીપત્ર ચઢાવવામાં પણ મારી મદદ લીધી હતી. હું ગપ હાંકતો નહિ, એની એમને ખાત્રી થઇ ગઇ હતી. મહિમ્નસ્તોત્રમાં બપોરના બે વાગે તો બે, પણ જપને નિયમસર કરનાર તરીકે, એમણે મને જાણ્યો હતો. મા જીવુબાઇને ત્યાં તો નિત્યના પૂજાપા માટે મારે ઘણીવખત જવાનું થતું. આ પ્રમાણે પોતાના કામમાં એક તાત્કાલિક યોગ્ય માણસની રાહત મળી જતાં, ભટ્ટજીના મનમાં એક વિચાર આવ્યો. આને જ બધી પરંપરાની ચિંતા આપી દીધી હોય તો ?

તો પોતાનું ઘર ચાલે. 'ઘેર તાળું દેવાઇ ગયું' એવી ભયંકર વંશહીનતાની હિંદુકલ્પનામાંથી જાત બચી જાય, અને પોતાની કાર્યપ્રણાલિકા, પોતે હોય કે ન હોય, તો પણ ચાલતી રહે. ભટ્ટજીએ પોતાનો એકનો એક જુવાન દીકરો ગુમાવ્યો હતો. એની સ્મૃતિ આવતાં એમના જેવા તપસ્વીના જીવનમાં પણ આંસુ આવી જતાં. એમણે એમ મન મનાવવા પ્રયત્ન કર્યો કે, એ જુવાન દીકરો જાણે ફરીને પોતાને ત્યાં આવ્યો છે. એ રીતે એમણે મારા પ્રત્યે જોવાની દૃષ્ટિ કેળવવા માંડી.

પણ ભટ્ટજીની એ દૃષ્ટિને આસપાસના ઘણા વિવિધ કૌટુમ્બિક વિરોધ સામે ચવાતું હતું. દરેક જ્ઞાતિમાં

આમ જે વખતે મારી મનોવૃત્તિઓનો ખરો એક હજી સ્થિર થયો ન હતો ત્યાં જ આ આકર્ષણે મને ઉપાડી લીધો. અને એક દિવસ એવો આવ્યો કે જ્યારે ભટ્ટજીનું નામ ગૌરીશંકર હોવાથી, મારું નામ બદલાવીને મણિલાલ રાખવાનું નક્કી થયું. કારણ કે સાસરા જમાઇ બન્નેનું એક નામ બોલવામાં સૌને અડચણ થવા માંડી. એ મણિલાલનું મેં મણિરાય કરી નાખ્યું. મહારાજશ્રીની છબી પાસે જ વાગ્દાન વિધિ થયો. અને મેં અંગ્રેજી ચોથીની તૈયારી કરવા માંડી. નોકરી મૂકી દીધી.

બીલખામાં એક બીજા ભટ્ટજી પણ હતા. એનું નામ લક્ષ્મીરામ ભટ્ટ. એમના એક ચિરંજીવી ડૉ. નરભેરામ એ વખતે રાજકોટમાં સ્થિર થયા હતા. વારંવાર કામ પ્રસંગે એ બીલખા આવતા જતા. ભટ્ટજીને ત્યાં સંબંધ બંધાયા પછી એમના પરિચયમાં આવેલા તમામનો કુદરતી રીતે મારા પ્રત્યે સદ્ભાવ રહેતો. આ ડૉકટર સાહેબ નરભેરામ અત્યંત પ્રેમાળ અને ઉદાર હૃદયના સજ્જન પુરુષ હતા. એમણે મને સલાહ આપીઃ ' તે હમણાં હું આંહીં રહેવાનો છું તો સંસ્કૃત ભાંડારકરનું પહેલું પુસ્તક તું મારી પાસે કરી જા. '

એમની એ સૂચના તો સામાન્ય પ્રકારની જ હતી. પણ આ એક સામાન્ય લાગતી હકીકતે, મારા જીવનના લગભગ બે મહત્ત્વના પ્રસંગો જાળવીને, મને એક ખરેખરો પંથ બતાવ્યો, એ વસ્તુનો હું વિચાર કરું છું, ત્યારે લાગે છે કે આવી આકસ્મિક ઘટના તો ક્યારેક જ બને છે! એ બન્ને પ્રસંગો આગળ ઉપર આવશે. આંહીં ટૂંકો નિર્દેશ કરી શકાય કે, જે વખતે મને ગોંડલ હાઇસ્કૂલમાં, ત્યાંના અતિશય ચાંપલા ધોરણને લઈને, ફીફ્થમાં કોઇએ દાખલ કર્યો નહિ; ત્યારે આ ડૉકટરસાહેબે નાખેલો સંસ્કૃતનો પાયો ઘણો જ મદદગાર થઇ પડ્યો. ગોંડલથી હું પાંચમી ચોપડીમાં દાખલ થવા જેતપુર ગયો. ત્યાં હેડમાસ્તરે મને સંસ્કૃતમાં તપાસ્યો–મોંએથી જ, અને કડકડાટ જવાબ જોઇને તરત ફીફ્થમાં દાખલ કરી દીધો. એવી રીતે એ બન્યું ન હોત, તો કોઇપણ સંજોગ ભણવાનો હતો જ નહિ–એ વિચારતાં આ નાનકડા જેવા પ્રસંગમાં કેટલું બધું વિધાયક વસ્તુ છૂપાયું છે; એ જાણીને આશ્ચર્યચકિત થઇ જવાય છે. કોણે કહ્યું છે ઘણું કરીને ટોલ્સટોયે–' God works in moments ' એ આ જ હશે નાં?

બીજો પણ મહત્ત્વનો પ્રસંગ અભ્યાસ વિષેનો જ છે. અને એમાં પણ આ ડૉકટરસાહેબ અકસ્માત મુખ્ય ભાગ ભજવે છે. હું મેટ્રીકમાં પાસ થઇ ગવર્નમેન્ટની ' પેન્શનેબલ સર્વીસ ' એ મોહક વસ્તુના આકર્ષણે પોસ્ટની પરીક્ષા દેવા ગયેલો. રાજકોટની એ પોસ્ટલ સુપ્રિન્ટેન્ડેન્ટની ઑફિસમાંથી, ફત્તેહમંદ ઉમેદવારોમાં નામ ન આવતાં, હું કમ્પાઉન્ડની બહાર નીકળી રહ્યો હતો, ત્યાં બરાબર ઝાંપાની પાસે જ, પોતાની લાકડી લઈને ફરવા નીકળેલા, ડૉકટરસાહેબ જ સામે મળ્યા! હકીકત જાણીને મને કહ્યુંઃ ' એમાં તમારા જેવા માટે કાંઇ નથી. તમે ઘેર આવો. હું તમને જૂનાગઢ કોલેજમાં માફી મળે તેવી બે ચીઠ્ઠી લખી આપીશ! '

આ ઉત્સાહજનક શબ્દે હું કૉલેજમાં ગયો. કેવો અકસ્માત!

ડૉકટરસાહેબના ઘરમાં સંસ્કૃત પ્રત્યે પ્રીતિ હતી. એમણે મને સંસ્કૃતની ગણરચના વિષે જે ઉદાહરણ આપેલું તે હજી સુધી હું વાપરું છું ને એ વિનોદ સાથે તરત યાદ રહી જાય છે. આજે શિથિલ જ્ઞાતિબંધન વખતે એ એટલું સચોટ ન લાગે પણ સમજાવવામાં તો સચોટ જાળવે છે. પહેલો ગણ, ચોથો ગણ, છઠ્ઠો ગણ, દસમો ગણ–એ તદ્દન સહેલા શબ્દો એ વખતે ડુંગર જેવડા લાગતા. એ કહેતા, જેમ ગામચોરાશી થાય, તો નાત નાતનાં જુદાં તડ પડે છે ને દરેકનો જુદો ચોકો હોય તેવું આ ગણનું છે. પહેલો, ચોથો, છઠ્ઠો ને દસમો ગણ એક એક નાત છે. એક નાતવાળા બીજા ભેગા જમવા ન બેસે. પહેલા ગણવાળા બ્રાહ્મણ. એનું ચિહ્ન જુદું. એ પ્રમાણે ચોથા ગણવાળાનું. આ તદ્દન સાદી લાગતી વાતને

લીધે સંસ્કૃત વ્યાકરણની આંટીઘૂંટીનો પ્રશ્ન એ વખતે તો જાણે ઉકલી જતો લાગતો.

મેં ડૉક્ટર સાહેબ પાસે ભાંડારકરનો પાયો નાખ્યો ને મને સંસ્કૃત ઉપર પ્રીતિ પણ થઈ.

પણ હવે બીલખામાં મારી કાંઈક પ્રતિષ્ઠા થઈ હતી. અલબત્ત એક કુટુંબના સંબંધી તરીકેની. પણ એને લીધે હું દરબારગઢમાં વધારે આવતો જતો થયો. મા જીવુબાઈના દરબારગઢમાં તો મારું માન એક અત્યંત પવિત્ર બ્રાહ્મણ તરીકે થાવા માંડ્યું હું ત્યાં કથાવાર્તા કહેવા જતો. બ્રાહ્મણને યોગ્ય તમામ સત્કાર, પૂજા, અર્ચન, પાદપ્રક્ષાલન ને પુષ્પહાર થતા—ત્યારે હું મનમાં ને મનમાં શરમાતો કે, ક્યાં આ અસલ તપસ્વીને યોગ્ય રાજરાણીનો ભાવનાત્મક સત્કાર ને ક્યાં હું માંડ ચોથી અંગ્રેજીમાં પાસ થાવાની આશા રાખતો ક્ષુલ્લક વિદ્યાર્થી ! પણ જે ભટ્ટજીને યોગ્ય હતું તે ભટ્ટજીના સંબંધીને પણ યોગ્ય હતું, એ રીતે આ સત્કાર થઈ રહ્યો હતો.

એક વખત અમે સભામંડપમાં કથા સાંભળવા ગયા ત્યારે કોઈ દિવસ નહિ ને તે દિવસે મહારાજશ્રીના સિંહાસન પાસે, જમણી તરફ થોડે દૂર એક ખુરશી મુકાયલી જોઈને આશ્ચર્ય પામ્યા. રાજદરબારો વલકુભાઈ વગેરે આવતા તો એમને માટે પણ સામે આસનની જ ગોઠવણ રહેતી. ત્યારે આ મહારાજશ્રીના સાન્નિધ્યમાં ખુરશી ઉપર બેસનાર કોણ હશે ? કોઈ તપસ્વી જન હશે ?

થોડીવાર થઈ ને ખુરશી ઉપર એક છૂટા ઝુલ્ફાંવાળા બાલ બ્રહ્મચારી જેવા પુરુષ આવીને બેઠા. વસ્ત્ર એમણે ધોળાં પહેર્યાં હતાં. આંખે ચશ્માં હતાં. ચશ્મા પણ નાજુક ને સુંદર હતાં. હાથમાં કેટલાંક કાગળિયા ને પુસ્તક હતાં. એમનું નામ પાછળથી જાણ્યું. શ્યામસ્વરૂપ બાલયોગિન્ મૂળ તો એ વસોના હતા. અને ફરતાં ફરતાં આંહીં આવી ચડેલા. એમને માટે જુદા બે ઓરડા હતા. કથા સાંભળી લીધા પછી હું એમની પાસે જઈ ચડ્યો.

શ્યામસ્વરૂપ બાલયોગિન્‌ને કોઈ સેક્રેટરીની જરૂર હતી. ભટ્ટજીએ મને કહેલું કે તમે જાજો. તમને અંગ્રેજી વિષે કાંઈક ખબર પડશે. હું ત્યાં ગયો તો બાલયોગિન્ બરાબર, મૂલરાજ સોલંકીના જમાનાના પેલા વયજલદેવ આવે છે તેમ, વિભુતિ ભભુતિના ગોળા લઈને નહિ બેઠેલા, પણ એમના આખા ઓરડામાંથી ખુશ્બોદાર અત્તરની સુગંધ છૂટે. બાલ પણ એમના ચકચકિત, તેજસ્વી, કાળા સ્નિગ્ધ ને ખભા સુધી ઝૂલતા. બોલવામાં અત્યંત આકર્ષક ને ચાલાક. માણસને ભુરકી નાખી દે એવી શક્તિવાળા હતા.

ખુરશી, ટેબલ, લખવાની સામગ્રી, પુસ્તકોના થોકડા, લખાણના ઢગલા—એ બધું ત્યાં અનોખા રંગઢંગમાં ગોઠવાયલું હતું. આ બાલયોગી પાસે હું પછી તો ઘણી વખત જતો. આખા કાગળમાં લખાણ કરવાની એમને ટેવ હતી. મારું એ સમયનું એક લખાણ—એવી રીતે લાંબા કાગળમાં લખાયલું છે તે આ શ્યામ સ્વરૂપના અનુકરણમાં જણાય છે. એમણે કાંઈક તત્ત્વજ્ઞાનનું પુસ્તક એ વખતે રચવા માંડ્યું હતું. તેમાં ઉપનિષદ્, પંચદશી, શેક્સપીઅર, એમર્સન વગેરેના ખૂબ ઉતારા મેં જોયા હતા. એ ઉપરથી મને પણ એવું એક પુસ્તક રચવાનું મન થઈ આવ્યું. એ પુસ્તકનું ઉપલું પાનું ઊડી ગયું છે એટલે ક્યું ચાલતું છે ને શું નામ છે એ ખબર પડતી નથી, પણ શૈલી તો બરાબર આ *બાલયોગીની પકડી છે.

આ પ્રમાણે મારા બીલખા નિવાસે મને વિદ્યાભ્યાસ કરવા માટે નિર્ણયાત્મક પગલામાં મદદ કરી પણ બીજી રીતે મારું મન હજી પોતાનો માર્ગ શોધી શક્યું ન હતું. કારણ કે રાગ અને ત્યાગની વચ્ચે એ ઝૂલી રહ્યું હતું. રાગ છોડવાની ચિત્તવૃત્તિ હતી નહિ.

---

* આ બાલયોગી મૂળ વસોના હતા. એ હીપ્નોટીઝમના સારા અભ્યાસી હતા. પછી તો એમણે ઘણા દેશવિદેશ ખુંદ્યા હતા. છેલ્લે છેલ્લે એ જાપાનમાં કાંઈક મુશ્કેલીમાં આવી પડ્યા હતા. એમના આ અભ્યાસે, એમને સંસારના રાગરંગમાં, વધારે પડતો ભાગ લેવામાં ધકેલ્યા હોય એમ કદાચ થયું હોય કે ગમે તેમ ! હાલ તો એ વિદેહ થઈ ગયા છે એમ સાંભળ્યું હતું.



અને ત્યાગમાં રહેલી મહત્ત્વની સિદ્ધિનું આકર્ષણ પણ છૂટતું નહિ. એ સંબંધે જ, મને લાગે છે કે એક કાગળ મારા પિતાનો લખેલો, મને મળ્યો છે. એ કાગળમાં કેટલીક મૌલિક વિચારસરણી હોઇ મેં એ સાચવેલો. એમાંથી નીચેની પંક્તિઓ મારી તે સમયની દ્વિધાવૃત્તિ વિષે ઉલ્લેખ કરતા જણાય છે.

'ચી. મણિશય માવતરનો દોષ છોરુમાં હોવો જોઇએ. પણ જે ડાહ્યા છે તે એ દોષને ઢાંકીને ઉંચે દરજ્જે ગયા વગર રહેતા નથી. જેમ ભુખ્યો સાવજ ગમે તેમ કરીને પોતાનો ખોરાક ગોતી લે છે તેમ જે માણસ જેવી અક્કલવાળો તેવું તે કામ ગોતી લે છે, ત્યારે જ તેને સુખ થાય છે. ત્યાં સુધી તેને સુખ વળતું નથી. તેમ અક્કલ ઉપરાંત કામ ન મળે ને મળે તો નભે નહિ, ઘણે ભાગે તો મળતું જ નથી. કોઇના વાંક કાઢવા તથા કોઈના દોષ કાઢવા એ તો મૂર્ખાઈનાં લક્ષણ છે. જે ડાહ્યું છે તેને તો છેવટે લાભ જ છે. કોઇ દિવસ ગેરલાભ નથી જ. એટલે એને કોઈનો દોષ કાઢવો પડે જ નહીં. ને મૂરખને ખધાના દોષ કાઢવા પડે તથા નશીબને આધારે રહેવું પડે. તેમાં પણ કાંઈ વળે નહિ. એટલે તેનો એ દોષ કાઢે. એટલે એને કાંઈ સારું જ ન મળે. તેમ આળસુને પણ તે જ હાલ છે. આળસુ સદાય દુઃખી રહે છે. માટે આળસને તજી ઉદ્યમ ઉપર મનને દોડાવવું. આ જ નહિ થાય તો પછી ક્યારે થાશે? ગઢપણમાં તો કાંઈ થાવાનું નથી. સારું બોલતાં શીખવું. મોઢેથી કોમળ થાવું. હલકાનો આશીંગો નહિ જ કરવો બુરું થાવાનું થાય ત્યારે બુદ્ધિમાં ફેર પડી જાય છે. ને તે ફેર પડવાનું શું કારણ છે તે નક્કી થયું નથી.

આ કાગળમાં જ ચાર ચોપડી જલદી બીલખામાં પૂરી કરી નાખવાની સૂચના પણ છે.

બીલખા પાસે રામનાથની જગ્યા છે. એ જગ્યામાં હું ઘણી વખત જતો. આખો રસ્તો જંગલમાં ચાલે છે ને ગિરનારની રમણીયતાનો ખ્યાલ આપે છે. આ રામેશ્વર મંદિરની જગ્યા મને તે વખતે ઘણી આકર્ષક લાગેલી. તે વખતની મનોવૃત્તિનો કાંઇક અભ્યાસ, અત્યારના દૃષ્ટિબિન્દુથી ગોઠવીએ તો, એમ જણાય છે કે, કોઈ પણ એક સંસ્કાર સ્થાયી સ્વરૂપ લઇ શકે એવી અભ્યાસની, અનુભવની કે ચિત્તની અવસ્થા ન હતી. ખરી રીતે જીવનનાં અમુક વર્ષો માણસ પોતાના ધ્યેયને કેવળ શ્રદ્ધાથી, આંધળાનો ધા પાંશરો કરીને આપે, તો જ પાછળથી એમાં એને પોતાનો રસ્તો મળી રહે છે. મેં જે ખરેખરી રીતે જે જપતપ શરૂ કર્યાં હતાં, આસનસિદ્ધ કરવાં માંડ્યાં હતાં, તેમાં પ્રગતિ કરી હોત તો ધીમે ધીમે એમાં ને એમાં આગળ વધી શકાત. પણ પેલી એક કાવ્યપંક્તિ આવે છે તેમ,

હજાર દુશ્મન જાં સે હૈ એક દોસ્ત બુરા,
જો પૂછા કૌન હૈ વહ ? મૈં કહું હજાર મેં દિલ.

માણસનું પોતાનું મન એના પોતાનાથી ઘણી વખત દગો રમતું હોય છે! એ આખી મનોશ્લેષણની ક્રિયા પ્રક્રિયા વ્યક્તિને પોતાને માટે ઘણી ઉપયોગી છે, પણ આ જ આટલા વર્ષે એને ક્રમબદ્ધ મૂકવી એ અશક્ય છે. કાંઇક એવું જણાય છે કે કોઇ અદૃશ્ય સત્તા પણ આમાં પોતાનો ભાગ ભજવતી હોય! 'વ્યતિષજતિ પદાર્થાન્ આંતરઃકોઽપિ હેતુઃ' એ પ્રેમ વિષેની ભવભૂતિની ફિલસુફી ઘણા અનુભવોના સત્યનો જાણે કે નીચોડ જ આપી રહેલ છે. રામનાથને મેં આંહીં સંભાર્યા છે કે એટલા માટે કુદરતમાં વૃક્ષો, પહાડો, ઝરા, ઝરણાં પર્વત, નદી, સમુદ્ર–એ સઘળે સ્થળે જતાં મારા ચિત્તને આનંદ આનંદ થઇ રહે છે. એટલે એક રીતે તો હું રખડવા માટે, જાણે કે નિર્માણ થયો હતો, ને મેં લીધેલો માર્ગ મારા સ્વભાવને અનુરૂપ પણ હતો, પણ બીજી રીતે, તમામેતમામ આળપંપાળને તજવા દે ને માણસને સીધો સંસારમાં સ્વર્ગનો ખ્યાલ આપે એવો પ્રેમપંથ પણ એટલો જ આકર્ષક જણાતો હતો.

એમાંથી અંતે વિજય તો પ્રેમનો જ થયો. પણ મારા ચિત્તમાંથી કોઇ દિવસ કુદરત પ્રત્યેનો નિરવધિ અભિલાષ કે દુનિયાની પાછળ જે કાંઇક અસાધારણતા વસી રહી છે, તે અસામાન્ય પરિસ્થિતિની લેશ પણ ઝાંખી થયે, એમાં જ જીવનની સિદ્ધિ છે, એ દર્શન કોઇ દિવસ લુપ્ત થયા નહિ. આવા અભેદમાર્ગને માટે તો માન્યતા એવી છે કે હૃદયની સાચી ને સારી તૈયારી હોય તો એ માર્ગનો જ કોઇ ને કોઇ પ્રવાસી,





આપણુ શોધનો આવી જ મળે છે એ એમ હશે કે નહિ હોય એ કેવળ અનુમાનનો વિષય છે. પણ જેટલુ દશ્ય છે એટલુ જ સાચુ એવી શન્ય વાસ્તવિકતા મારામાં કોઈ દિવસ જન્મી શકી નથી, એ પણ આ ધાર્મિક ગહનતાના પ્રતાપે

આ બીલખામા હુ હતો તે દરમ્યાન જ ઘણું કરીને શ્રી નાનાભાઇ ભટ્ટને હું એક વખત મળેલો કાર્તિકી કે આષાઢી પૂર્ણિમા ઉપર એ આવેના એમના પત્ની પણ સાથે હતાં એ વખતે દક્ષિણામૂર્તિ વિદ્યા ભવનના બીજ નખાઇ રહ્યા હતાં કે નાખવાના હતાં પણ મે એમા દાખલ થઇ જવાય માટે મઇક વિજ્ઞપ્તિ કર્યાનું યાદ છે પણ એ સસ્થા હજી બાલ્યાવસ્થામા હોઈ, એનુ કોઇ નિશ્ચિત ધોરણ નહિ તેથી કે પછી મારે તો સાવ મફતીયા દાખલ થવાની ઇચ્છા હશે તેથી, ગમે તે કારણે એનો લાભ લેવાનું મારાથી બની શકયુ નહિ. પણ આવા એક પ્રસગ ઉપર શ્રી નાનાભાઈએ ગુરૂમહિમા ઉપર કે એવા કોઇ વિષય ઉપર ભાષણ આપેલુ, એ ભાષણની આકર્ષક શૈલીએ મારા ઉપર છાપ પાડી હતી—એવુ કાઇક યાદ રહ્યુ છે

જ્યારે અભ્યાસની તલ્લીનતા વિષે આગ્રહ થવા માડયો ત્યારે મે વાચવા જવાના જે સ્થળો શોધવા માડયા એથી થોડો વખત આશ્ચર્ય ને ચિંતા બન્ને વ્યક્ત થવા લાગ્યાં કા તો ઊડી પાણખાણના છેક તળીયેના ભાગમાં પાણખાણીઆઓએ તૈયાર કરેલા કોઇ ઓરડા જેવા સ્થળમા હું બેઠો બેઠો પાઠમાળા ગોખતો હોઉ કે મારાં લખાણ કરતો હોઉ !

આવી વિચિત્ર મનોવૃત્તિવાળો માણસ વ્યવહારમા કેવુક ઉજાળશે એ વિષે હવે સૌને શકા પણ થાવા માડી

પરિણામે નિશાળના વર્ગમા વધારે નિયમિત થવુ પડયુ

ગમે તેમ કરીને બીલખામાથી મે ચોથુ ધોરણ પૂરુ કર્યાનુ સર્ટિફિકેટ મેળવ્યુ ત્યા ચોથા ધોરણની પરીક્ષાને વાર હતી. એટલે ગોડલ પાચમા ધોરણમાં બેસવાની આશાએ હું નીકળ્યો એ વખતે પણ એક પ્રસગ બન્યો.

બીલખાથી જેતપુર સુધીનું ભાડુ ઠરાવીને ગડુ કર્યું ગાડાખેડુ જાતનો કોળી હતો અજાણ્યો હતો પણ સોઘામા સોઘુ ભાડુ એણે કહ્યુ એટલે એના ઉપર પસદગી ઉતરી બીલખાથી જૂનાગઢ સુધી જે નિયમિત એકા કે ગાડા ચાલતાં એમા એનુ પણ સ્થાન હતું એટલે એક રીતે તદ્દન અજાણ્યો તો ન ગણાય

સાજે ગાડાનું નક્કી કરી સવારમા વહેલા આવવાનુ કહીને ગાડાવાળો ગયો છેક જેતપુર સુધી જવાનું એટલે પથ લાબો હતો સવારમા ત્રણ સાડાત્રણ વાગે ઉપડવુ એમ નક્કી થયુ હતું

ગાડાવાળો સારો નીકળ્યો બરાબર વખતસર આવી પહોચ્યો અમે ત્રણ જણા હતા હું અબાશકર ભાઈ ને સૌભાગ્યવતી પોતે એને પહેલવહેલું સાસરે જવાનુ હતુ એટલે ઉદાસી અને હરખની રેખા ઉપર મન રમતું હતુ હુ બીનખા તરફ રહ્યો હતો—તે ગોડલમા શુ થાશે, દાખલ કરશે કે નહિ એની ચિંતમા હતો. અબાશકરભાઈ જેતપુરમા નોકરી ઉપર જતા હતા

ગાડુ તો બરાબર ઉપડયુ અમારી ભેગુ જોખમ પણ હતુ સૌ વળાવીને પાછા વળ્યાં આશ્રમના દીવા દેખાતા બધ થયા અને બીનખા ચોડવડીને પથે ગાડુ ચાલવા માંડયુ

પડખે અચાનક એક ચોકીદાર દેખાયો કોણ ?'' ગભરાઇને સવાલ કર્યો

એ તો હું છુ—હું દેવદાન !''

દેવદાનભાઈ આશ્રમના બહુ જ વિશ્વાસપાત્ર ચોકીદાર હતા મારા તો એ મિત્ર જ હતા એ દરવાજાની દેઢીના ઓટલા ઉપર બેઠા ગરવ કર્યો સો ઈ નર હાર્યો સીતા રામજી સે ગરવ કર્યો સો ઈ નર હાર્યો' એમ પ્રનભ સુરાવલિમા, મધરાત્ત ભાંગે બેઠા ભજન ગાતા હોય ને હું બેઠો કા વાચતો હોઉ કા માઈ ગપી




લખાણ કરતો હોઉં ! એ ગપીલખાણ આજ જોઉં છું ત્યારે લાગે છે કે આટલું બધું આ લખાણ નાહકનું શું કરવા કર્યું હશે ? પણ એ વસ્તુ તો ગિરનારના ડુંગરી પગથિયાં જેવી છે. ઉપર ચડયા પછી દૃષ્ટિ નાખો તો સોપાનની પરંપરા દેખાય ! એમાંનું એક પણ બીજાના કરતાં ઓછું મૂલ્યવાન નથી એ વસ્તુ તો શાંત વિચાર કરતાં સમજાય.

આ દેવદાનભાઇ ભેગા થઈ ગયા એ પણ એક જોગાનુજોગ જ સમજવો.

ગાડું તો શાંતરાત્રિમાં ઝપાટાબંધ ચાલ્યું. ગાડાખેડુ પણ વાતોએ ચડયો હતો. અંબાશંકરભાઇ ગાડામાંથી ઉતરીને પડખે ક્યારેક ચાલતા, ક્યારેક બેસતા એમ આવી રહ્યા હતા. ચાંદની રાત હતી. ઠંડો પવન હતો. નવજીવનની માદક લહેરમાં અમે ગેલ કરતાં નિશ્ચિતપણે માર્ગ કાપી રહ્યાં હતાં.

લગભગ પાંચ સાડાપાંચે ચોકડી આવ્યું. ભીંભાંખળું થવા આવ્યું હતું. અને આંહીંથી દેવદાનભાઈ જુદા પડવાના હતા.

રામરામ કરીને દેવદાનભાઇ ગયા. એ ગયા ન ગયા ને ગાડાવાળાને પણ શૂરાતન ચડયું હોય તેમ ગાડું ઉપાડયું !

'સરસ્વતીચંદ્ર'માં પેલો નવીનચંદ્ર ગાડા મુસાફરી કરે છે એવી કાલ્પનિક મનોરમ સૃષ્ટિમાં અમે તો તલ્લીન હતાં. ભીલખા, આશ્રમ, ત્યાંનો જીવનવ્યવહાર, આશ્રમની સુંદર, નિયમિત, એકધારા શાંત જીવનની વ્યવસ્થા, ભીલખાથી દેખાતો ગિરનાર પર્વત, એનાં નદીનાળાં ને જંગલ, મિત્રોનો સમૂહ, લોકજીવન અને મારી પ્રતિષ્ઠા સઘળાં જ પાછળ રહી ગયાં હતાં ! અમે નવા જીવનમાર્ગે જતાં હતાં !

હવે કોઇ પગ ધોઇને પૂજા કરે તેમ ન હતું. ભટ્ટજીનું જે ધ્યેય હતું કે મારી પાછળ ભાગવતની કથા કરનારની પરંપરા આ જુવાન છોકરો ચલાવી દેશે એ એમનું ધ્યેય અફળ ગયું હતું. પણ અંગ્રેજી ભણવા જાય છે એટલું જ એમને આશ્વાસન હતું. કથા તો મારે નસીબે કરવાની જાણે કે માંડી જ હતી, પણ એ જુદા રૂપની ને જુદી જ વૃત્તિની.

આ પ્રમાણે અમે અમારા મનોવ્યાપારમાં માર્ગ કાપી રહ્યા હતા, ને ગાડાખેડુ જાણે જલદી પહોંચી જવાની ઉતાવળ હોય તેમ ગાડું હાંકી રહ્યો હતો તે વખતે તદ્દન ક્ષુલ્લક જેવી એક ઘટના બની.

મારી સાથે એક ચંબુ હતો. એલ્યુમિનિયમનો એ ચંબુ મને જીવથી પણ જાદે પ્યારો હતો. ચંબુમાં પાણી ભરાય, અંદર પવાલું રહે ને ઉપર પાછું, પેચવાળું ઢાંકણું આવી જાય, પાણી ઢળે નહિ, એ સઘળી વિશિષ્ટતા એ વખતે અદ્ભુત જણાતી હતી. એ ચંબુ મેં મુંબઇના ગૃહસ્થ શેઠ હરગોવિંદદાસ રામજી જૂની હનુમાન ગલ્લીવાળા, એમને માટે જપતપ કરીને, બહુ પ્રયત્ને એમને રીઝવીને મેળવ્યો હતો. એ આવેલા આશ્રમમાં ચાતુર્માસ ગાળવા ને મેં એમની પાસે બેસવા ઉઠવાનું વાતોચીતોનું રાખ્યું. એમાંથી એમણે જતાં જતાં એક બૃહત્સ્તોત્રરત્નાકર ને એક આ ચંબુ એમ બે ભેટ આપેલી.

ગાડું જ્યારે બહુ જોરથી ચાલવા માંડયું ત્યારે કોણ જાણે શું થયું તે આ ચંબુ નીચે ઢળી પડયો. એ ઢળી પડયો તે ઢળી પડયો પણ પાછો એવી રીતે પડયો કે ગાડાના પૈડા નીચે જ આવી ગયો. અને એના પેટ જેવા પહોળા ભાગ ઉપર ગાડાનું પૈડું ફરી વળ્યું. ગાડું તો મહામહેનતે ઉભું રખાવ્યું, કારણ કે ગાડાવાળો ઝપાટાબંધ ગાડું ઉપાડી રહ્યો હતો, અને રસ્તે પડેલો ચંબુ મળ્યો, પણ અરે રામ ! જાણે કે એ ચંબુ જ રહ્યો ન હતો. પણ હવે થાય શું ? મનને તો એવી ખાઇ ગઈ કે ગાડાવાળાએ ગાડું જોરમાં હવે રહી રહીને ઉપાડયું છે એનું આ પરિણામ છે. પરંતુ આંહીં કાંઇ થઇ શકે તેમ ન હતું.

ગાડું પાછું ઉપડયું. પણ ત્યાં ધીમેથી અવાજ આવ્યો : 'તમે ગયા ચંબુ લેવા, ત્યારે ગાડાવાળો બબડતો હતો, મોડું થાય છે. અને કોક બે માણસ રસ્તા ઉપર આગળ દેખાતા હોય તેવું લાગ્યું !'

આટલા આ પ્રસંગે તો શંકા ઉભી કરી. ગાડા-





વાળાનું વર્તન જરાક વિચિત્ર લાગવા માંડ્યું. એણે જાણે અજવાળા સાથે હરીફાઇ માંડી હોય તેમ લાગ્યું !

એટલામાં તો ફરીને, આગળ કોક બે માણસ છે એ શંકા રજૂ થઇ.

જરાક આગળ ચાલ્યા ને ખાત્રી થઇ ગઇ કે થોડેક આઘે ઝાળાં પછવાડે બે માણસો સંતાયા છે. અંબાશંકરભાઇએ ગાડું ઉભું રાખવાનું કહ્યું. પણ ગાડાવાળાએ તો, મામલો હવે પાંચ મિનિટમાં પને તો પતે, નહિતર પછી કાંઇ નહિ થાય એવી ચિંતા ભરેલી ઉતાવળમાં એને ઉલટાનું વધારે જોરથી હાંકવા માંડ્યું.

તરત અંબાશંકરભાઇ નીચે કૂદી પડ્યા ને એમણે બળદની નથ પકડી લીધી 'અલ્યા ઉભા રાખવાનું કહીએ છીએ ને વધારે જોરથી હાંકે છે, તારે ભેખડે ભરાવવા છે ?'

'પણ છે શું !'

'તારો કાકો કોક ઝાળામાં વાંસે બેઠો છે !'

'અરે કોઇ નથી, હવે હમણા તો અજવાળું થાશે...'

પણ ગાડાવાળાની દાનત હવે કળાઇ ગઇ હતી. એણે આગલી રાતે, ભાડું ઠરાવતી વખતે વાત કરેલી કે, કોક ભેગું હોય તો સારું, ને અમે જવાબ આપેલો કે ભેગું તો કોણ હોય ? જરાક મોડું નીકળવું, એ પણ યાદ આવી ગયું. નક્કી આણે સેતલસ તો બરાબર કરેલી, પણ દેવદાનભાઇ અકસ્માત ભેગા થઇ ગયેલા એમાં એની વાત મારી ગઇ હતી.

એણે ગાડાને હજી હાંકવાનું કર્યું પણ નથ છૂટે તો બળદ હાલે નાં ?

ત્યાં તો ઝાળાં પછવાડેથી પેલા બે નીકળીને રસ્તા ઉપર આવી ગયા, મોટેથી બોલ્યા : 'અલ્યા ભાઇ, કેમ ગાડું રોક્યું છે ?'

પણ જવાબમાં તો ગાડાને પાછું હાંકવાની વાત થઇ !

વખત બહુ જ કિંમતી હતો. માત્ર બે કે ત્રણ મિનિટમા તો કોઇ ને કોઇ, આ મોટો મારગ એટલે નીકળવાનો સંભવ હતો. ગાડાખેડુ પોતાની બાજી નિષ્ફળ ગઇ છે એ પામી ગયો હતો. એટલે એ બોલ્યોઃ અલ્યા ભાઇ ! તમે તમારે રસ્તે જાવને. આમને મફતનો વે'મ આવે છે !'

પેલા બન્ને જણા તરત આડેધડ દોડતા ભાગ્યા. પણ એ દરમ્યાન હું તો ગામને મારગે દોડ્યો હતો. રસ્તામાં જ દેવદાનભાઇ કાંઇક કામે નીકળેલા તે મળી ગયા. એટલે એ તરત ભેગા ચાલ્યા. પણ હવે તો મોંસુજણું થયું હતું.

દેવદાનભાઇએ જ ફોડ પાડીઃ 'અમને તો ખબર જ હોય કે તમે સાંજે ગાડું ઠરાવો, ને આવું આલતુ-ફાલતું, ત્યારે આ પંથકમાં કોઇ ને કોઇ ગઠીઓ મળી જ જાય. મને તો શંકા પહેલેથી હતી. પણ કીધું સવાર થતાં સુધી તો હું સાથે હનો, પછી મોંસુજણું થાય એટલે તો મારગ જાગતો.'

ત્યા તો ગાડાખેડુ ગાડું પાછું વાળીને આવતો જણાયો.

'અરે ભાઇ ! આ તો બહુ વહેમીલા, કોક બિચારા વટેમાર્ગુ . . .'

પણ દેવદાનભાઇ એ બધુ સમજતા હોય તેમ ડોકું ધુણાવ્યું. 'લે હવે, ઠીક એ તો, જરાક માણસ કમાણસનો વિચાર તો કરવો'તો.'

'પણ તમે ભેગા હતા ભૈસા'બ !...

'રાતે તને ક્યાં ખબર હતી કે હું ભેગો આવવાનો છું. લે હવે, સાચવીને સ્ટેશને પહોંચાડી દે !'

આમ તે દિવસે લૂંટાતા રહી ગયા, ને રસ્તે આખે પછી તો ગાડાખેડુના નાના નાના વર્તન ઉપર વિચાર કરતાં ખાત્રી થઇ ગઇ કે એણે તો ગોઠવણ બરાબર કરેલી. પણ જોગાનુજોગ એ અફળ ગઇ.

વીરપુર પહોંચ્યા. ત્યાંથી પછી હું એકલો ગોંડલ સંગ્રામજી હાઇસ્કુલમાં દાખલ થવા માટે ઉપડ્યો.

સ્ટેશનેથી ઉતરીને પરબારો સંગ્રામજી હાઇસ્કુલમાં ગયો. સાથે એક પોટલું હતું.-એક લોટો, પગમાં

( અનુસંધાન પૃષ્ઠ ૪૯ ઉપર )

# ઝેર તો પીધાં છે જાણી જાણી



દર્શક

## પ્રકરણ ૫ મું

### ન જાણ્યું જાનકી નાથે

અમદાવાદ બીજે કાગળ નાખી આવ્યાંનેય ત્રણ વર્ષ વીતી ગયાં હતાં. રોહિણીને ઓગણીશમું વર્ષ ચાલતું હતું, ને સત્યકામનેય વીશ પૂરાં થયાં હતાં. જોકે સત્યકામને તો આજે રોહિણીએ કંસાર કરી એને સોળે સાન ને વીશે વાન વાળી કહેવત સંભળાવી ત્યારે જ થયું કે વીશ થઇ ગયાં? એને મન તો હજુય એ પોતે ૧૪–૧૫ વર્ષનો તોફાની છોકરો જ હતો.

"તો તો તને સોળ થઇ ગયાં હશે."

"હજી, મને તો ઓગણીશમું ચાલે છે. એટલીયે ખબર નથી એટલે તો સોળે સાન ન આવી તેમ કહ્યું."

રાત્રે એ જોડા પહેરીને બહાર જતો હતો ત્યાં રોહિણીએ પૂછ્યું.

"ક્યાં ચાલ્યા?"

"દામાકાકાને ત્યાં સત્યનારાયણની કથા છે."

"હું આવું છું" કહી એ તૈયાર થઇ.

"બાપાને પૂછ્યું છે?"

"ત્યાં જ આવશે ને?"

"તનેય સોળે-સાન ક્યાં આવી છે?"

"કેમ?"

"સાન હોય તો એ ખબર પડેને?" કહી એ લાકડી લઇ આગળ થયો.

કથા પૂરી થઇ, સૌ ભજનો ગાવાની તૈયારી કરતા હતા. ત્યાં રોહિણી રામસાગરના તાર મેળવતા ગોપાળબાપા પાસે જઇને કહે:

"હું ને સત્યકામ જઇએ છીએ. મને ઊંઘ આવે છે."

"જાઓ, અમે તો કાલ અગિયારશ છે એટલે મોડા ઊઠશું."

"તને ઊંઘ આવતી હોય તો અહીં જ સૂઈ રહે. મારે તો રોકાવું છે." આંગળીઓ પર મંજીરાની દોરી વીંટતાં વીંટતાં સત્યકામે કહ્યું.

"હું તો વહેલી ઊઠીને ત્યાં એ ગાયને નીરવા–દોવા નહિ જાઉં."

"હું જઇને નીરીશ."

"ભલે તો હું અરજણકાકાને લઇને જાઉં છું." રોહિણી ચાલવા માંડી. ગોપાળબાપા કહે, "તું જ જા સત્યકામ."

સત્યકામ પાછળ આવીને કહે, "ઊભી રહે." પણ રોહિણીએ ઉતાવળે ચાલવા માંડ્યું. સત્યકામે ઝડપ વધારી એટલે એણે પણ ઝડપ વધારી.

"બહુ હાલવા વાળી." કહી સત્યકામે દોટ મૂકી. જોયું તો રોહિણી પણ અંધારામાં દોડી રહી હતી.

"પગ ભાંગીશ." એણે મોટેથી કહ્યું. દોડતાં દોડતાં કહે "તને અક્કલ છે કે નહિ?" પણ સાંભળે કોણ? છેક નદીનો પટ આવ્યો ત્યાં સુધી દોડ્યા કર્યું. પટ આવતાં બેસી પડી. સત્યકામ પણ આવીને બેસી પડ્યો– એટલે હાંફતાં હાંફતાં આંખ નમાવીને કહે:

"કાં કેવો દોડાવ્યો?" ને પછી છેડા વતી બંને જણને પવન નાંખવા માંડ્યો.

રાત અંધારી હતી. પણ માગશર મહિનાનું આકાશ આજે પૂરબહારમાં ખીલ્યું હતું. ગુલમહોરનાં ફૂલ જેમ ઝાડનાં પાનને ઢાંકી દે છે તેમ અનંત તારાના ગૂંછોએ આકાશને જાણે ઢાંકી દીધું હતું. પાતળી રેખા જેવા નદીના પ્રવાહમાંથી બંને જણા જતા હતા. ઓચિંતાની રોહિણી ઊભી રહી ગઈ–

"કેમ?"

હસીને કહે, "અહીંથી નથી ચાલવું."

સત્યકામે એના ઊજળા દૂધ જેવા દાંત જોઈ સહેજે આકાશના તારા સામે જોયું. પછી ફૂલના ઢગસમા એના મોં સામે જોયું. કેવી હતી આ રોહિણી! સાત વર્ષથી એની સાથે રહેતો આવ્યો





છે. આવ્યો ત્યારે ચૂંદડી ઓઢયા વિના એ ફરતી ને એની સાથે ઝાળાઝાંખરામાં ભરાવા આવતી. પછી એની સાથે કોસ હાંકવા, પાણી વાળવા ગાતડી ભીડીને આવતી. આજે સવારે વળી ઢળકતો છેડો રાખીને એને પીરસવા આવી હતી. કેટકેટલાં રૂપે એ એની સામે આવી હતી, પણ અત્યારે મધ્યરાત્રિએ તારા આ અપાર્થિવ તેજમાં હસતી, ધીમેધીમે પગ વતી પાણી ઉડાડતી આ રોહિણી કોઈક બીજી જ હતી; કે હતી તો એ જ? પણ એના અંગમાંથી આ સુવાસ પહેલાં તો નહોતી આવતી. એના અંબોડાની લઢણ આવી તો નહોતી દેખાઇ—ને આરસની ગચ્છીમાંથી જ કંડારી હોય તેવી મરોડવાળી ગરદન! રાત્રિ ને એકાંત એના પર જાદુ તો નહોતાં કરતાં?

એણે ગભરાઇને કહ્યું, "હવે ચાલ—ચાલ—મોડું થાય છે."

"ના, અહીં બેસવું છે."

"કાંઈ ખસી ગયું છે? એણે ચિડાઇને કહ્યું."

"આવી સુંદર રાત, આવી મનોહર નદી" એણે પગ ઉપાડતાં કહ્યું—ને કાંઠે આવી કહે, "હું તો આ બેઠી."

સત્યકામ હજુ પ્રવાહમાં જ ઊભો હતો. પણ એને તાવ ચડતો હોય તેમ લાગ્યું. એ ઘડીભર ઊભો રહ્યો. પછી રોહિણી પાસે જઇ હાથ પકડી કહ્યું:

"ચાલ, બાપા વઢશે."

રોહિણીનો હાથ તો અનેક વખત પકડયો છે. ધક્કામુક્કી પણ કરી છે પણ આજે? ઝણઝણાટી કેમ—રોમાંચ શાનો? આ ઠીક નહોતું થતું. એ છોડી દેવા જતો હતો ત્યાં રોહિણીએ એના બેઉ હાથ પકડી રાખ્યા ને ખેંચીને બેસાડી દીધો.

"બાપા—વઢશે હં." મૂંઝાયેલો માણસ છેલ્લે નિરાધારીથી કહે તેમ એણે કહ્યું.

"વહેલું પરણાવશે." કહી એ સાવ સહજ હોય તેમ સત્યકામની બાજુમાં જ બેસી ગઈ.

"આ સારુ કયામાં આવી હતી." સત્યકામ ચિડાતો હતો. 'ના—પણ આવી સોહામણી રાત. આવી રૂપાળી ઘડી," ને ઘડીક થંભીને કહે "તોરલને ય કયાં છોકરાં નહોતાં?"

એની બાલિશતા જોઇને સત્યકામ હસ્યા સિવાય ન રહી શકયો.

"ભજનમાંથી બધાં તારા જેવા જ સાર કાઢતાં હશે."

"મેં બાપાને તિથિ જોવરાવવાનું કહ્યું છે."

"તેં? જીભ કેમ ઊપડી તારી?"

"તું બીકણ છે—પણ મારાથી હવે તું ન કહેવાય ખરું?—મેં તો બાપાને સહેજેજ કહ્યું, 'બાપા હવે અમે આમ ને આમ સાથે ફરીએ છીએ એટલે લોક મશ્કરી કરે છે.' બાપા સમજી ગયા, આજ સાંજે મને કહે, તારી બાને બોલાવેલ છે. ને દામાકાકાને મુહૂર્ત જોવા કહ્યું છે. અત્યારે હું કાકીને એ સમાચાર દેવા આવી હતી."

"તું તો ગજબ છે. પોતાની વાત પોતે જ કરવા જાય—સહુને કહીવળી હોઇશ."

"હું જ કહુંને? હરખ હોય તે કહે."

"હરખ તો હોય પણ જીભ જ ન ઊપડે."

"મારી પાસે!"

"હા—તારી પાસે પણ આવી વાત તો ન થાય."

"ત્યારે ઘર શું ચલાવવાના?"

"ત્યારે શું તું ચલાવવાની છે? હિસાબ તો વાડી આખીનો હું રાખું છું."

"હા, તે તો મુનીમ જ રાખેને! તેથી કાંઈ શેઠ કહેવાય? હું તો શેઠ છું."

"હવે લવરી મૂક."

"બાપા આપણા માટે ધરા ઉપરનું પેલું મકાન છે તે સરખું કરાવવાના છે. તમને ખબર છે એની ઓસરીમાં બોરસલીની ડાળી આવે છે. ને ફૂલ એની જાતે ખરે છે."



સત્યકામ એના અંબોડા-પર હાથ ફેરવવા માંડયો.

" નહિ, ભાઈ, એ ફૂલ તો હું દેવને જ ચઢાવવાની."

" રોહિણી. "

" શું ? "

" આ બ્રહ્માંડમાં આપણે તો સાવ રજકણ જેવા છીએ, પણ ઇશ્વરે આપણા મનમાં બ્રહ્માંડમાંય ન માય એટલું સુખ કેમ કરીને ગોઠવી દીધું હશે ? "

રોહિણીએ કહ્યું, " ઇશ્વર કોને કહેવાય ? જશોદાજીને એણે મોંમાં ચૌદ બ્રહ્માંડ દેખાડયાં હતાં. ને આપણી આવડીક આંખ ચૌદ બ્રહ્માંડ નથી જોતી ?

સત્યકામ મૂંગો મૂંગો એક હાથે રોહિણીનો હાથ પંપાળતો પડયો રહ્યો. રોહિણી પણ આકાશ જોવામાં લીન થઈ ગઈ હતી. ઓચિંતાનો સત્યકામ ઊભો થઈને કહે:

" આ સુખ કાયમી થાય તેવો ઉપાય નહિ હોય ? આ પાણીની જેમ ચાલ્યું જાય તેનો શું અર્થ ? "

રોહિણી કાંઈ જવાબ આપે તે પહેલાં જ કહે, " આવી તું એને એક દહાડો કાળ લઈ જાય તે કેમ સહ્યું જાય ? "

" આપણે સાથે જશું. કાળ ક્યાં જશે ? " કહી સત્યકામનો હાથ પકડીને બેઠી થઇ. ભેખડ સડતાં હતાં ત્યાં અવાજ આવ્યો.

" કોણ છે ત્યાં ? "

સત્યકામે કહ્યું, " અમે છીએ. "

" અમે કોણ ? " સામેથી બે બુકાનીવાળા આવતા હતા. રોહિણીને પોતાની પડખે આવતી જોઇ સત્યકામ કહે, " રોહિણી એ તો સુરાભાઈ, કાઠી-ભગત છે. "

" હા, સુરોભાઇ છું, ભગત તો તમે સૌ છો એટલે કોકની છોકરીઉં ઉપાડીને રાતના નીકળી જાવ છો ખરું ? શું ધંધા..."

સુરો કાંઇ કહેવા જાય ત્યાં તો તેના ગાલ પર લપડાક પડી. ને સત્યકામ સુરગની બંદૂક ખૂંચવી લેવા મથતો હતો. સુરગને હાંફતો જોઇ કહે,

" તમે–તમે અશીણી અમને પહોંચવાના ? " કહી બંદૂક આંચકી લીધી, ને એના કાંડા પર કંદો માર્યો. સુરગ વેદનાનો માર્યો નીચે બેસી ગયો.

" સુરગભાઇ, તમને હજી ભાયડા નથી ભેટયા." પછવાડે જોયું તો સુરગનો સાથીદાર નાસી ગયો હતો. ને રોહિણી બેહોશ પડી હતી. એને ખીજ ચડી પણ વાડીમાંના બધા લોકો જાગી જાય એ ભયે અવાજ પર કાબૂ રાખ્યો, " સુરગભાઈ તમને તો તમારી પાઘડીએ જ બાંધવા જોઇએ. પણ ગમે તેમ તોય આપણે એકકઉકકવાળા, તમારો ફજેતો ન થાય. જાઓ તમે તમારે. "

સુરગ કણસતો કણસતો ઊઠયો ને કહ્યું, " ભાગી ગ્યો, સાળાં કઠાં તે પૂરું કરતાં હશે ! તમારા ગળાના સમ ભાઈ, તમે આંહીં હશો એવો વહેમે નહોતો. અમે તો બીજે કામે નીકળ્યા'તા."

" હવે જ્યાં જતા હો ત્યાં જાઓ. એટલે હું આને ઘેર લઈ જાઉં." કહી એ રોહિણી તરફ વળ્યો. એને ઝાઝું વાગ્યું નહોતું. પણ પેલાએ સત્યકામની પીઠ પર ઘા કર્યો ત્યારે વચ્ચે પડવા ગઇ એ વખતે ધક્કો વાગતાં પડી ગઇ હતી–ને પથરા સાથે માથું ભટકાતાં લોહી નીકળ્યું હતું. અર્ધી બીક ને અર્ધી પીડાથી એ બેભાન થઇ ગઈ હતી. સુરગને એની તરફ જોઈ રહેલો જોઇ કહે; " એની સાથે મારું સગપણ થયું છે ને લગન લેવાઈ ગયાં છે."

" મને ખબર છે, મારાથી તો અમથું બોલાઇ ગયું તે દહાડાના ઝેરના માર્યા. પણ તમારું જોરે કાંઇ થોડું નથી."

" લ્યો આ બંદૂક, પેલા ભાગી ગયેલાને જરાક ઠપકારજો. ધીંગાણું હોત તો શું ઉકાળત."

સુરગ બંદૂક લેતાં લેતાં શરમાઇ ગયો–કહે " તમને સારો ભલો વિશ્વાસ પડે છે."





"સુરાભાઈ બંદૂક અમાગ જેવાને બચાવવા હોય. મારવા માટે રાક્ષસ ક્યાં ઓછા છે."

"સાચી વાત છે ભાઈ. આ મારું ફાળિયું હયો. એમાં રોહિણીબેનને લઇ લઇએ."

"તમે તમારે જાઓ. નાહકનો ફેરો થશે. ને તમે ભૂટકાઈ પડશો."હું એને લઇ જાઉં છું. કહીશ કે અંધારામાં પડી ગઇ તમે જીભ વશ રાખી હોત તો આ રામાયણ ન થાત."

સુરગ ગયો એટલે રોહિણીને બે-હાથે ઊચકી નદીના પટ ભણી ચાલ્યો એનો વિંખાયલો અંબોડો બુદ્ધિમત્તા સૂચવતું મરોડદાર નાક, ગુલાબની તાજી પાદડી જેવા હોઠ ને ચાંદની—એને અસ્વસ્થ બનાવવાને માટે પૂરતા હતાં. રસ્તામાં વાંકા વળી વળીને ચુંબન ભર્યાં. પટમાં લાવીને થોડું પાણી છાટ્યું. એટલે રોહિણી હોંશમાં આવી ગઇ. એના બંને હાથ પકડી બેઠી થઇ કહે, "તમને કેવુંક વાગ્યું છે?"

"વાંસો થોડો દુઃખે છે. તું નકામી વચમાં પડી, એ કાંઇ મને મારી ન નાખત. આપણને ઓળખે છે. ચાલીશ કે તેડી લઉં?"

રોહિણીના ચહેરા પરથી ભયની અસર હજુ, સાવ ગઇ ન હતી. સહેજ ફિક્કું હસીને કહે "વાહ, એટલે સુધી ઊચકી તે થોડું છે?" પછી ઘેલું કરનારું સર્જયી મુગ્ધ, જાદૂપૂર્ણ હાસ્ય કરી કહે, "અહીં લાવતા શું કરતા હતા? તમારે મન તો લગ્ન થઇ ગયાં ખરું? બહુ ડાહ્યા."

સત્યકામને શરમાઇને કહે, "તેં બધું કરાવ્યું."

પૃથ્વી ને આકાશ જાણે મરક મરક હસી ઊઠ્યાં.

× × ×

બીજે દિવસે ગોપાળબાપાએ એને પૂછ્યું:

"તારી જન્મોત્રી ક્યાં છે તે ખબર છે? લગ્ન તો વૈશાખમાં લેવાં છે પણ, પણ તિથિ જન્માક્ષર જોયા વિના દામાકાકા કેમ નક્કી કરે?

"મને ખબર નથી."

"આપણું ધરાવાળું મકાન છે એમાં કોઠાર, રસોડું, ફ્રીમેરવા પડશે ને? તું જોઇ આવજે. મિસ્ત્રીને મળી નકશો તૈયાર કરજે. અહીંયા તો હું મારા ભાબુવડવાળા લૂલાં-પાંગળાં ને વસાવવાનો છું.

સત્યકામે કાંઇ જવાબ ન આપ્યો, માત્ર 'ભલે' એટલો ટૂંકો જવાબ આપીને જ ચાલતો થયો.

બીજે દિવસથી એણે મકાન સમરાવવા માંડ્યું. મકાન ફક્ત એન્જિન ચલાવવાળો રહે એ ગણતરીએ જ કોતરાવ્યું હતું. એને કેવી રીતે નવેસરથી ગોઠવવું તે સારુ નકશો તૈયાર કરતો હતો— ત્યા રોહિણી આવી. એટલે કહે:

"જો અહીં રસોડું થશે. પડખે થશે નહાવાની ઓરડી. અહીં કોઠાર બોયતળિયામાં ઉતારવો છે. આગળ પણ જગ્યા નથી, ને પાછળ પણ ઓછી છે. છતાં પછવાડે આપણે શાકભાજીના થોડા માંડવા કરશું. તે ધરા તરફ તો ઝરિયામાં અમારા બંગલાને હતી તેવી એક નાનકડી પોર્ચ જ આવશે. તું એની પાળી પર બેઠી બેઠી ગીત ગાજે."

"નહિ હું તો ત્યાં બેસીને શાક સમારીશ,-પણ ચૂલા તેં કયા મોંના ગોઠવ્યા છે—" પછી હસીને કહે, "ભૂલી તમે કયા મોંના ગોઠવ્યા છે?"

"તારે કાંઈ સલાહ દેવાની નથી. તું કહેતી હતીને કે ઘર ચલાવતાં મને નહિ આવડે. પણ જોજે કે તારા દાખલ થતા પહેલા કેવું તૈયાર કરી રાખું છું. ચૂલામાં કાકડી પણ મૂકી રાખીશ. તારે ફક્ત દીવાસળી સળગાવવાની જ તકલીફ."

"એટલે બધુ સ્વાહા થઇ જાય ખરું?" રોહિણીએ હસીને કહ્યું.

"તને સોંપ્યું હોય તો જરૂર."

સાચે જ સત્યકામ નવું ઘર બાંધવા પાછળ જ લાગી પડ્યો હતો. . માં કેટલા ડબ્બા જોશે, કેટલા ખાટલા-પાટલા—ગાદલાંગોદડાં-સીધુંસામાન એ બધાંને પૂછી પૂછીને તૈયાર કરાવતો હતો. ગોપાળબાપાએ પણ એને કહ્યું હતું કે "ઝરિયામા તારા બાપાએ



બંધાવ્યું હતું તેમાં ભભકો ને સગવડ હતાં—આપણે ભભકો નહિ હોય તો ચાલશે પણ સગવડ તો પૂરી જોઈએ. ઘર વારે વારે ફેરવાતાં નથી એટલે જેટલું જોઈએ તેમાં કચાશ ન રાખતો." પણ એ જ્યારે અમરેલીથી પ્રાયમસ ખરીદી લાવ્યો—ત્યારે અરજણે બાપા પાસે જઈને વિરોધ નોંધાવ્યો. "મુંબઈ રોજ એક જણ તો પ્રાઇમસ ફાટતાં સળગી જાય છે. એવું છાપામાં આવે છે."

"કોકવાર તત્કાળ ખપ પડે તો કામ આવે, વાપરે નહિ એમ કે'શું, આપણે ઝરિયાથી આવ્યા છીએ એનુંય સંભારણું રેવું જોશેને ?"

× × ×

પોષ મહિનાની પાછલી રાત હતી. સત્યકામ પહર ચારવા આવ્યો હતો. ચાલે ત્યાં સુધી માણસોને ભરોંસે પહર છોડવાનું એને ગમતું નહિ. કારણકે એ ઢોર મૂકીને ઊંઘી જતા; પરિણામે કાંતો ઢોર ભૂખ્યાં આવતાં ને કાં કોઈકના ખેતરમાં પેટાંની રાડ આવતી.

ઓશીકે કામળો મૂકી. નિસ્તબ્ધ વાતાવરણમાં ઢોરના ઘાસ ખાવાનો વરડક–વરડક અવાજ આવતો હતો. અફાટ આકાશ નીચે જે અખંડ શાંતિ પથરાઈ હતી તેમાં આવતો આ તાલબદ્ધ અવાજ એક પ્રકારની સજીવ હૂંફ આપતો હતો. સત્યકામ બે દિવસ પછી ઘર તૈયાર થઈ જશે. પછી શું શું લાવવાનું બાકી છે તેનો વિચાર કરતો આડો પડ્યો હતો ત્યાં—

'કર મન ભજનનો વેપારજી.' સંભળાયું.

સત્યકામે અવાજ ઓળખ્યો. દામાકાકા પણ એમની બે ભેંશો લઈને ચારવા આવ્યા હતા. એણે બૂમ મારી.

"દામાકાકા"

"સત્યકામ, આવ્યો હં."

ડચ, ડચ—ભેંશો વાળવાનો અવાજ આવ્યો, ને પછી ફાટેલા જોડાનો ખસડ, ખસડ–અવાજ કરતા દામાકાકા આવ્યા ને બેઠા.

"તું તો મકાન બંધાવવામાં પડ્યો છો ને ?" સત્યકામ અંધારમાં સહેજ ગરવું હસ્યો ને જવાબ ન આપ્યો, દામાકાકા પણ મૂંગા મૂંગા બેસી રહ્યા. આકાશ સામે જોતા હતા ને તરણાં ઉખેડતા હતા. સારીવાર આમ ને આમ વીતી ગઈ. સત્યકામની આંખ ઘેરાવાની તૈયારી હતી. ત્યાં કહેઃ

"મારે તને એક વાત કહેવી છેઃ પણ કહું ન કહું એમ થાય છે."

"કહોને".

"મન ભાંગવાનું મન નથી થતું, પણ દૈવ, શરીર ને મન બધું ભાંગે એના કરતાં આ શું ખોટું એમ થાય છે."

"કાકા તમે તમારે કહો."

'જો ભાઈ ફટકિયાં ફૂટી જાય–સાચાં મોતી તો ઘણુ હેઠેય ભાંગતાં નથી–"

સત્યકામને કાંઈ સમજાયું નહિ—એણે માત્ર હોંકારો જ આપ્યો.

"તારી જન્મોતરી બાપાએ મોકલી છે. હું તિથિ નક્કી કરી દેવાનો હતો ને ?"

'હા.'

"હવે તિથિ નક્કી કરી દેવાની હું ના પાડવાનો છુ'." સત્યકામની છાતી ધબકવા માંડી.

'શા સારુ ?'

'બસ— એમ જ. ગ્રહ અવળા છે."

"એમાં શું ? બે વર્ષ પછી."

"તો તો સારું જ ને."

'એટલે ?'

"તમારી બંનેની જન્મોતરી જોતાં લગ્નનો મેળ જ નથી."

"કંઈ રખે ? કરીએ તો કોણ અટકાવે ?"

"કોઇ અટકાવે નહિ. પણ આમાં કન્યાને વૈધવ્ય યોગ સ્પષ્ટ પડ્યો છે."





સત્યકામ ઘડીભર અવાચક થઈ ગયો. દામાકાકા કહે:

"સત્યકામ ભડની પરીક્ષા ભારથમાં થાય, ભજનિકની ધરભંગ થાય ત્યારે, ને સતીની ચિતા ટાણે હં."

"પણ કાકા તમે આમાં માનો છો?"

"હા, ફલજ્યોતિષમાં અનુભવે મને આસ્થા છે. જ્ઞાનીઓએ ના પાડી છે પણ આકડા માંડવાનો મને છંદ પડી ગયો છે–"

'પણ...'

"તું મને પૂછ કે આ કેમ બને તો મને ખબર નથી. પણ સાચું પડે છે એમ મેં ઘણીએવાર જોયું છે. એટલે કહી રાખું છું કે જાતે દુઃખી થતો નહિ–ને રોહિણીને દુઃખી કરતો નહિ. તું સમજુ છે–અરે અરે ઢોરાં ક્યાં વયાં ગીયાં?" કહેતાક ઊઠીને ભેંશો ગોતવા ચાલ્યા ગયા. જાણે આટલી વાત કહ્યા પછી એક શબ્દ ઉચ્ચારવાની શક્તિ ન રહી હોય ને?

સત્યકામ શૂનમૂત બેસી રહ્યો. જાણે સમય તારામંડળ એક ક્ષણમાં જ ઓલાઇ ગયું; ને અંધકાર કોઇ ભયાનક દુઃસત્ત્વની જેમ એને ગળી જવા માંડયો. એને ગભરાટ ન થયો. ભરદરિયે જીવનઆશા હારી બેઠેલો માણસ જેમ હાથમાંનું રહ્યુંસહ્યું તૂટેલ પાટિયું ય છોડી દઈને પ્રવાહમા પોતાની જાતને તણાવા દે તેમ એણે જાણે આ દુઃસત્ત્વને સ્વેચ્છાપૂર્વક આંખો ઉઘાડીને જ કહેવા માંડયું, "ગળી જા ભાઈ, ગળી જા, જોજે હાડકુંય ન રાખતો. નહિતર, એય કોક દા'ડે જાગી ઊઠશે– સમાધિ તો નિર્વિકલ્પ જ સારીને." ધીરે ધીરે સર્વવ્યાપી અંધકારે જાણે એને ગળી લીધો. હાથ–પગ—સાથળ સમગ્ર–દેહ ને મન કયાં ગયું બધું? નિઃશેષ નિઃશેષ.

× × ×

ઊઠયો ત્યારે સારીપેઠે સૂરજ ચડી ગયો હતો. પણ એ રોજનો સૂર્ય જ નહોતો. જાણે ઝાંખો, મેલો, શોકઘેર્યો. એ ઊઠયો. રાત્રે થયેલી વાત સંભારી–હાશ–દામાકાકાએ એને લગ્ન કરવાની ના પાડી હતી. એણે મકાન બાંધ્યું હતું, ધોળાવ્યું હતું–બધો સરસામાન ગોઠવ્યો હતો. થોડાંક ચિત્રો મઢાવવા આપ્યાં હતાં– એ આજે આવવાનાં હતાં. એનું માથું દુઃખવા માંડયું. ઘેર આવી, ભેંશો બાંધી ઘરમાં જઇ સૂઇ ગયો. રોહિણીએ આવીને માથું દબાવવા કહ્યું પણ એને ના પાડી, માથે કામળો ઓઢીને સૂઇ ગયો.

પરસેવે રેબઝેબ થઇ ગયો હતો. માથું હળવું પડયું હતું. પડખેના ઓરડામાં ગોપાળબાપા દામાકાકા જોડે વાત કરતા હતા.

"મહેતા તેં વાત કરી એ ઠીક નં કર્યું. મને પહેલાં વાત કરવી હતી. હવે એ તો હરિઇચ્છા. એની ધારણા બહાર તો કાંઇ થતું નથી– પણ હવે રોહિણીને આ ખબર ન પડે એટલું જોવું જોશે. નહિતર એ વળી લગ્ન પહેલાં વગર કારણે અરધી થઇ જશે."

"તમે લગ્ન કરાવવાનાં."

"શું કામ ન કરાવું ભાઇ? તારી જ જન્મકુંડળી કરતાં મારી કરમકુંડળી બળવાન છે. હું નીતિથી ચાલ્યો છું. એ બેય જણુ પણ નીતિથી ચાલ્યાં છે. ભગવાન એને શું કામ દંડે?"

"પણ બાપા આમાં દીવા જેવો વૈધવ્યયોગ છે એની ચૂંદડી એ જ મંગળ છે. દેખીપેખીને શા સારુ કૂવામા ઊતરવું?"

'કૂવામાં તો પડયા જ છીએ, બહાર નીકળવું છે. તે કાઇ ગ્રહોથી બી બીને નહિ નીકળાય. સત્‌કર્મથી નીકળાશે. શીલને સેવે તો ગ્રહ અવળા હોય તોય સવળા થઇ જાય. ને લેખને માથે મેખ મારે એ જ મરદને! હું તો વૈશાખમાં પતાવી દેવાનો."

દામાકાકાએ સહેજ ચિંતા ને ગ્લાનિથી કહ્યું:

"તમે પતાવી દો તો તો બધું સવળું."

"શું કહે છે મહેતા તું?

"મને એમ વરતાય છે બાપા કે બે મહિના પછી અમે તમને દેખી શકીયે તો ભાગ્યશાળી."

પડખેના ઓરડામાં સત્યકામને શીત આવી ગયાં.

અંદરના ઓરડામાં ઘડીભર શાંતિ છવાઈ—પછી ગોપાળબાપાનો શાંત–સ્વસ્થ સૂર આવ્યો.

"એમ થાય તોય હું તો રોહિણી ને સત્યકામ જો મારાં છોકરાં હોય તો કહેવાનો કે ગ્રહથી ન બીઓ, મોતથી ન બીઓ. પાપથી બીઓ, સંસારની વાસના જેને થઈ છે તેને મોતથી બીવરાવવાં એ તૂત કરવાનો મારગ છે, સંસાર કાપ્યો કપાતો નથી. એને તો સુગંધિત કરવો પડે છે. મોતમાંય એક સુગંધ આવે છે."

'સાધુને.' દામાકાકા બોલ્યા.

"જો, મહેતા હું તને કહી રાખું છું કે હું હોઉં કે ન હોઉં, તારે એ બંનેનાં લગન કરાવી દેવાનાં છે. મારેય એકવાર મારા કર્મને તારી કુંડળીએ તોળી જોવાં છે."

"મને સોંપો મા. બાપા, પરમાણંદભાઈને કહેજો."

"પણ અમથાં શું એ બેય અમ્મર રહેવાના છે?"

"આંખનું સુખ તો ભોગવે."

"ભલે હું પરમાણંદને કહીશ. પણ રોહિણીને કાને વાત ન જાય તે ધ્યાન રાખજો."

થોડા દિવસ પછી સત્યકામને બોલાવી એક કાગળ આપ્યો ને કહે આમાં ઝરિયામાં આપણી જે મિલકત બાકી છે તેની નોંધ છે, હમણાં એ બધું સારેભાવે વેચાઈ જાય તેવા સંજોગો છે, એમ લખે છે. એટલે તું કાલે ત્યાં જા ને પતાવીને પાંચમ કેડે આવી જા. પુનેમે તારાં લગ્ન રાખ્યાં છે.

સત્યકામનું તો છેલ્લા દિવસોથી જાણે તેજ જ હરાઈ ગયું હતું. એણે નબળા સૂરે કહ્યું:

"લગ્નની શી ઉતાવળ છે?"

"મને ખબર છે તને દામાએ કહ્યું છે તે. એ નરસિંહ મહેતો છે જ ગાંડિયો. એવી કુંડલીમાં હું માનતો નથી. તો તો માણસ શુદ્ધ-બુદ્ધ નિત્ય રહ્યો ક્યાં? એ તો થઈ જાય પેલા તારા ને ગ્રહોનું સોગઠું. તું તારે હળવે હૈયે જા.

સત્યકામ ઝરિયા જવા બીજે દિવસે નીકળતો હતો ત્યાં રોહિણી આવીને કહે—

"આવો, ત્યારે ગાયો માટે પિત્તળના ૬ કોડિયાં લેતા આવજો."

ઝાંપાસુધી એને વળાવવા ચાલી. આજુબાજુ કોઈ નથી એ જોઈને કહે.

"મારે માટે શું લાવશો?"

શોકમગ્ન સત્યકામ પણ પ્રેમના પૂરમાં તણાયા સિવાય ન રહી શક્યો.

'હું જ આવીશ ને? એથી વધારે કિંમતી તને જોઈએ છે બીજું કાંઈ?'

'હું ઘર ધોળાવી રાખીશ. બાપાએ પુનેમ ઠરાવી છે.'

ઝાંપો આવ્યો. રોહિણી ઊભી રહી. સત્યકામે ઘડીભર એની તોફાની–સ્નેહભરપૂર, આંખો, ને બુદ્ધિના તેજે શોભતા કપાળ વચ્ચેની ટીલડી સામે જોયું—ને હાથ ઊંચો કરી નદીના પટમાં પગ મૂક્યો.

રોહિણી એ અદૃશ્ય થયો ત્યાં સુધી ઊભી રહી.

બંનેમાંથી કોઈને ખબર ન હતી કે વિધાતા તેમનાં સ્વપ્નાં ને જાળને વીંખી રહી હતી.

⁂

છબીલને જોતાં જ બોલી ઊઠયા: 'આ હા! છબીલભાઇ કે? ઠીક થયું નાં? હું બરાબર ટાંકણે મળી ગયો—નહિતર આખી રાત હેરાન થાત સ્ટેશન ઉપર—સાળું 'એન્જિન' ખોટવાણું તે ગાડી બાસ્સી પાંચ કલાક 'લેઇટ' થઇ!—ઠીક થયું, તમે મળી ગયા, નહિતર વળી અત્યારે હું ત્યાં જાત ને તમારો તો પત્તો જ હોત નહિ! આમ ક્યાં ઊપડયા છો સૌ?'

છબીલનો આનંદ તો ઊડી ગયો—તે ઊડી જ ગયો—પણ અમારો'ય ભેગો ભાંગરો વટાઇ ગયો! આ ભાઇને અમે તે પહેલાં એક બે વખત જોયેલા હતા. એટલે મૂળ એવી ખબર તો હતી કે એ છે ભાઈ છબીલના મામા—નગીનભાઇ, પોતે બહુ સજ્જન હતા—પણ અમારી સાથે એમનો મેળ શી રીતે મળશે એ એક મોટો ઉત્પાતિયો સવાલ થઇ પડયો! ને આંહીં અત્યારમાં રસ્તામાં જ મેમાન થયા—એટલે બીજે કાઢવા પણ ક્યાં?

(૩)

પણ આવી કોઇ તાત્કાલિક મુસ્કેલી આવી પડે ત્યારે અમારામાંથી શુકદેવની બુદ્ધિ કોણ જાણે ક્યાંથી કામ કરવા મંડી જાતી. શુકદેવ સમજી ગયો કે અમે સૌ મજા મારી જવાથી મૂંઝાઇ ગયા છીએ. એ તરત અમારી મદદે આવ્યો. નહિતર અમસ્તો એ જરાક ગંભીર જેવો દેખાતો, પણ આવું અણધાર્યું કાંઈ આવી પડ્યું કે કોણ જાણે ક્યાંથી એ પોતે જ પોતાને માર્ગ કાઢનારો ધારી મૂકતો! એટલે છબીલ કાંઇ બોલે તે પહેલાં જ એણે ઉત્તર આપી દીધો.

'લ્યો, ત્યારે નગીનભાઇ! આવી જાવ, ગાડીમાં, પછી બીજી વાત!'

'પણ આમ જાવ છો ક્યાં?'

'એ તમે જો જો ને! હમણાં આવી તો જાવ! આખા દીનો 'પ્રોગ્રામ' છે હો, ભાઇ સા'બ!'

'અરે પણ ભાઇ! મારે તો બાર વાગ્યે જાવું છે પાછું, એનું શું?'

આખા દિવસમાં છેવટે અરધો દિવસ પણ સુધરવાનો છે, ભાઇ તો બાર વાગ્યે પાછા જવાના છે એટલું જાણતાં, છબીલના જીવમાં પણ જરાક જીવ આવ્યો!

'તમને બાર વાગે પહોંચાડી દેવા આપણે! પછી છે કાંઇ.' શુકદેવે વાત ઉપાડી લીધી.

'પણ શી રીતે?'

'શી રીતે તે આ રીતે...' શુકદેવે ઝડપી નિર્ણય કરી નાખ્યો: 'છન્નાજી!' તેણે ગાડીવાળાને કહ્યું.

'જી!'

'તમારે અગિયાર વાગે આ વાડી છે નાં—રાજવાડી—એમાં આવવાનું હો!'

'રાજવાડી? પણ આપણે તો...' શુકદેવે એને વચ્ચે જ વાર્યો: 'અરે! ભલા માણસ! મેં કહ્યું એમાં ધ્યાન રાખોને!'

'ભલે!' ગાડીવાળો સમજી ગયો લાગ્યો, કે ગમે તે કારણથી મૂળ યોજના ફરી ગઈ લાગે છે.

'ભલે એમ નહિ, ચોક્કસ આવવું પડે. શુકદેવે કહ્યું: 'નહિતર અમારા નગીનભાઇના કેસ રખડી પડે! અમે નવરાધૂપ છીએ, પણ એને તો એક દીનાં કાવડિયાં પડે છે—કેટલાં પડે છે નગીનભાઈ! હવે?'

'ઠીક છે, ભગવાનની કૃપા છે...આવશે ખરો નાં?'

'અરે હા, હા, ચોક્કસ, તમે ભલા માણસ! ગાડી ઉપર આવી જાવ ને!'

'પણ ન આવે તો—મારે બહુ જ અગત્યનું કામ રખડી પડે એમ છે!'

'છન્નાજી! ચોક્કસ આવવાનું હો!'

'હા સા'બ! હા, ચોક્કસ!'

'એમ નહિ–' શુકદેવજીએ પાકે પાયે વાત માંડી—

'સુથી લાવો, ન આવો તો તમારા જાય!'

'અરે! સા'બ પણ ચોક્કસ આવું!'

'ના એમ નહિ...'

'અને મારે ધક્કો થાય તો સા'બ?' છન્નાજીએ પોતાની વાત સામેથી મજબૂત કરવા માંડી.

'તો બમણા દેવા—સુથીના બમણા—'

છન્નાજીએ પાંચની નોટ કાઢીને શુકદેવના હાથમાં આપી: 'બસ સા'બ? અગિયારમાં પાંચ કમ હોય ત્યાં ગાડી હાજર થઈ જાય!'

'બસ...હવે 'રાજવાડી' ઉપર લ્યો!'

શુકદેવજી અમારાં મન સમજી ગયો હોય કે કોણ

જાણે કેમ—પણ અમારા મનમાં પણ ગડભાંગ થઈ રહી હતી કે, આપણું એ નર્યું જંગલમાં આવેલું ખાનગી ઠેકાણું, તો આ નગીનભાઇને બતાવવા જેવું જ નથી ! એટલે આજે હવે પાસેની રાજવાડીમાં જ મુકામ નાખીએ. ત્યાં પાણી પણ છે. વડલો છે. રસોઇને માટે લાકડાં વાસણ પણ મળી રહેશે—માટે એ જ ઠીક પડશે. ત્યા શુકદેવજીએ પણ એ જ રસ્તો બતાવ્યો.

આમ અમે તો અમારી ચાલી જતી મજાનો જેટલો બચાવાય તેટલો ભાગ બચાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, ત્યાં નગીનભાઈ, પોતાની ધૂનમાં જ હતા તે બોલ્યા: ' તમે ન મળ્યા હોત—તો હું અત્યારે કેબાં ખાતો હત નાં ?'

' પણ આજ ન જાવ તો ન ચાલે નગીનભાઇ ?' અમારા સૌના પેટમાં તેલ રેડાયું. પણ શુકદેવ તો બોલવાની ખાતર બોલ્યો હતો.

' અરે ! ના રે ભાઇ ! એમ તે ચાલે કાંઇ ? આ કોર્ટનાં કામ ! '

' કેમ કાંઇ બહુ જ અગત્યનો સવાલ છે ?'

' ત્યારે નહિ ? આ મારી આજની જે કાંઇ સ્થિતિ છે, એ જેને આભારી છે, એની વાત છે. એટલે જાવું તો પડશે જ ! '

આમ નગીનભાઈનું જવાનું સોળેસોળ આના નક્કી થયું, એટલે શુકદેવજીએ હવે આ ભાઇ સાથે અગિયાર કેમ વગાડી દેવા એની વેતરણ માંડી હોય તેમ જણાયું.

' એમ કરીએ નગીનભાઇ ! આપણે સૌ ચા-પાણી કરીને પછી અંતકડી રમીએ ! '

' અંતકડી ! ' નગીનને આવી છોકરવાદી વાતથી આશ્ચર્ય થયું, શુકદેવ તરત વાતને માપી ગયો હોય તેમ ફરી ગયો.

' અંતકડી—એટલે અમારી જુદી જ રીતની અંતકડી હો. સૌ પોતપોતાનો જીવનનો એક સરસમાં સરસ અનુભવ કહે. એનું નામ અંતકડી. અમારી તો એવી અંતકડી. '

' હા, એ ઠીક. ' નગીને કહ્યું.

' તો આપણે એમ કરીએ...' શુકદેવજી બોલ્યો: ' તમે તમારી કોઇક સર્વોત્તમ પળ વિશે અમને વાત કરો. આપણે ચાપાણી કરીને નિરાંતે બેસીએ. '

' એક શરતે ! '

' શી ? '

' તમારે પણ સૌને—એ જ પ્રમાણે તમારી સર્વોત્તમ પળ વિશે મને કહેવું પડે ! '

અમે તો સમજી ગયા કે શુકદેવજી ગમે તેમ કરીને અગિયાર વગાડી દેવાના વેતમાં છે. આજે એક તો અમારો તાલ મારો ગયો હતો—ને છબીલ તો પાછો પોતે જ અપરાધી હોય તેમ મૂંગો બની ગયો હતો, એટલે અમારા સૌમાં કાંઇક મોટા મનાતા, શુકદેવજી એમાંથી રસ્તો કાઢી રહ્યા હતા, અને સૌનો મારો ગયેલો તાલ થોડોઘણો પણ જાળવવાનો યત્ન કરી રહ્યા હતા.

## (૪)

રાજવાડીમાં પહોંચીને, નહાતાંપરવારતાં ને ચા-પાણી કરતાં જ નવ તો થઈ ગયા ! મંછારામ રસોઇમાં પડ્યો—એટલે અમે સૌએ વડલા નીચે શેતરંજી પાથરીને જમાવ્યું. શુકદેવજી જ અત્યારે તો રંગ જાળવી રહ્યા હતા.

' લ્યો, નગીનભાઇ ! પેલી તમારી વાત ઉપાડો ! '

' એમાં કાંઇ નથી, ભાઈ ! તમતમારે તમારું કરતા હો ઇ કરો ને ! શું લાવ્યા છો—ગંજીફો હોય તો કાઢો ને ! '

' ના—એમ નહિ, હવે તો આપણે એક પછી એક સૌને વાત કરવી પડશે ! ' અમે સૌ તો તરત કૂંડાળું વળીને બેસી પણ ગયા. એટલે નગીનભાઇ પણ જરાક રંગમાં આવી ગયા:

' જુઓ ભાઈ ! આ દુનિયામા કહ્યું છે નાં કે પુરુષના કરમ આડે પાંદડું, એ આ પાંદડા જેવી આ વાત છે ! એલ. એલ. બી. તો હું થયો, પણ આખો દી કામમાં કામ કોઈક રડયુંખડયું વાઘરી કુટુંબ ઑફિસને આંગણે ચડી આવે તો, ચાપાણીના ફદિયાં નીકળે એટલું જ ! કોણ જાણે શું થયું તે કાં વકીલ વધ્યા ને કાં કજિયા ઘટયા—પણ માંડ ખરચો નીકળે !

આ એમ ને એમ ચાર પાંચ વરસ નીકળી ગયાં. પછી તો હું પણ કંટાળ્યો. મને પણ લાગ્યું કે આના કરતાં માસ્તર થયા હોત તોય સારું હતું! બે ચાર ટ્યુશન તો મારી ખાત!

એક વખત એવું બન્યું કે હું બેઠો, આ પ્રમાણે મારી ઑફિસમાં અફસોસ કરી રહ્યો છું, એટલામાં એક આધેડ વયના પણ ગલઢા જેવા લાગતા ગરાશિયા દરબારે ત્યાં પ્રવેશ કર્યો. દેખીતી રીતે જ એની ગરીબી જેવી હાલત છતાં એનામાં હજી દરબારી ગૌરવ રહ્યું હતું.

એના દેદાર કાંઈ બહુ લલચાવનારા ન હતા. છતાં મારે તો કામનું કામ હતું! દરબાર ત્યાં બેઠા. તે થાકેલા ને નિરાશ જણાતા હતા. પણ એમની આંખમાંથી લાગતું હતું કે આ માણસમાં ખરેખરી ખાનદાની રહી છે. પણ ખાનદાની માત્રને રોળીટાળી નાખવાનો, આ અંગરેજોએ જે ધંધો આદરેલો, જુદાં જુદાં રૂપાળાં રૂપાળાં નામ આપીને, 'ફલાણો કોડ' 'ફલાણો ધારો' ને 'ફીંકણો ઍક્ટ'—એવા ને એવા, કાંઈ ને કોઈ કાગળ ગોટાળિયાના કામમાં હેરાન હેરાન થઈ ગયેલા આ દરબાર હોય એમ મને લાગ્યું!

થોડીવાર તો એ બોલી શક્યા નહિ. હું એની સામે જોઈ રહ્યો. છેવટે એણે એક મેલી જેવી લૂગડાંપોથી કાઢી. એમાંથી એક કાગળિયો ગોતી કાઢયો:

'સાહેબ!' તેણે મારા હાથમાં કાગળિયો મૂકતાં કહ્યું: 'આ વાતને કેટલાં વરસ થયાં—એ આ કાગળિયો કહેશે!'

મેં કાગળ ઉપર નજર ફેરવી. ત્રણ ચાર વરસ ઉપરની કોઈ વાત હતી. 'આ એટલા વરસ થયાં, આંહીંથી ત્યાં ને ત્યાંથી આંહીં હું ધક્કા ખાધા કરું છું, કોણ જાણે શું છે, પણ વાતનો નિકાલ જ થતો નથી!'

મેં કહ્યું: 'તમારી વાત બરાબર કહો તો ખબર પડે!'

એણે કહ્યું: 'વાતમાં વાત આટલી જ છે. મને સાંભરતું નથી કે મેં અમારા કામદાર પાસેથી પૈસા લીધા હોય. હવે કામદારે કાઢયું છે લેણું. ઇ ટાણે તો ઈ જ કરતા કારવતા—હતો, તે કોણ જાણે, કયે ચોઘડીએ, મારો સહીસિક્કાનો કાગળ મેળવ્યો હશે, ભગવાન જાણે એણે શું કર્યું, હવે એ કાગળ રજૂ કર્યો છે, ને લેણા પૈસા નીકળે છે. મારે જવાબ દેવાનો છે!'

'સાક્ષી–પુરાવો કાંઈ? કાંઈ લખાણ?'

એણે ઉપર નજર કરી: 'બધુંય ઉપરવાળો જાણે! અમે તો વિશ્વાસુ વરણ. કાંઈ સાક્ષી ને કાંઈ પુરાવો!'

'પણ આ તો દરબાર! અંગરેજ સરકારની કોરટ. એમાં તો ન્યાય જોખાય! દરેકે દરેક વાતનો પુરાવો જોઈએ!'

'તીયા—અન્યા—આ ગોરો જાણે આપે છે ઇ તો ઠીક, પણ ભગવાન એનું ય લેખું લેશે! એણે જે અમારા ગરાશિયા ઉપર આદરી છે—અને તમે ઉજળિયાત કોમે જે આદરી છે—અમારી પાસે શું રહ્યું છે? રહેવામાં આ એક છે...' એણે પોતાની કાખમાં દબાવેલી ને ધોતિયામાં વીંટેલી જૂના ચામડામાં મઢેલી તલવાર દેખાડી: 'અમારે તો આ'ય હવે દાતરડાં થઈ ગ્યાં છે! શું રહ્યું છે અમારી પાસે?'

એની આંખમાં રતાશ આવી ને સાથે સાથે જરાક ભીનાશ પણ દેખાણી. અંગ્રેજોની ભયંકરમાં ભયંકર કોર્ટ પ્રણાલિકા—જે દસ દસ, બાર બાર વરસ સુધી, કાગળનો નિકાલ જ કરે નહિ, એવી એ ભયંકર પ્રણાલિકામાં સપડાયેલો, ને એનાથી હેરાન હેરાન થઈ ગયેલો, આ થાકેલો આદમી હતો. એનું જાણે કે કોઈ સાંભળતું જ ન હતું! આંહીં મારી પાસે પણ ખરી રીતે મદદ માગવા કરતાં, પોતાના થાકની વાત કહેવા માટે જ એ આવ્યો હતો! એને ખબર પડતી ન હતી કે આ રાજ રાજ કરે છે, ન્યાયી અંગરેજનું રાજ, તે એમાંથી કાં વરસો સુધી એનું કાગળિયું જ નીકળે નહિ! ને જે વાત વિશે પોતે કાંઈ જાણતો જ નથી, એ વાત વિશે કાં સૌ એને ધક્કા ઉપર ધક્કા ખવરાવ્યા જ કરે! આ ન્યાયકોર્ટ ન્યાયકોર્ટ કરે છે– તે આ ન્યાયકોર્ટ હશે?

એને આ નવી નવાઈની વાત લાગતી હતી!

મધ્યયુગના છેલ્લા અવશેષના પણ છેલ્લા અવશેષ





જેવો આ માણસ ત્યાં બેઠો હતો. એનામાં નિખાલસતા હતી. બહાદુરી હતી. પોતાનો પણ કોઇક જીવનધર્મ છે એવી સાદી સમજણ હતી. છતાં જ્યાં જૂઠાણામાંથી સાચ શોધી કાઢવાની, પાણી વલોવવાની જ રાતદિવસ મથામણ થઇ રહી હતી—ત્યાં એનો ક્યાં પતો લાગવાનો હતો? એની બહાદુરીનો પણ શું ખપ હતો? યુગના પ્રવાહમાં એની હિમ્મત તણખલાને તોલે થઇ રહી હતી! અને જેમ અંગરેજે એની મશ્કરી આદરી હતી, તેમ અંગરેજને પડખે પડખે હવે વાણિયા ભામણે એમણે પણ આદરી હતી!

કોણ જાણે મને શું થયું શુકદેવભાઇ! તે મેં વગર પૈસે એની વાત હાથમાં લીધી. વિધિ જે કરવાનો તે બધો કર્યો. અને એની તરફથી હું ત્યાં હાજર થયો.

આબરૂદાર બે ત્રણ ગામના ગરાશિયા દરબાર લેખે એની ખાસ મુદ્દતે સાહેબની કોરટ બેઠી. ગોરો અધિકારી કામ ચલાવી રહ્યો હતો. સામેના વકીલ હતા. એનો કામદાર હતો. દરબાર તો દિઙ્મૂઢ જ થઇ ગયા હતા.

ઉપરાઉપરી સવાલજવાબ—જે કાંઇ થવાનું હતું તે થયું. લગભગ હુકમનામાની તૈયારી હતી. ગોરાએ, દરબારને બે વેણ સંભળાવ્યાં પણ ખરાં. બરાબર એ વખતે મારા મનમાં જાણે કે એક ધક્કો લાગ્યો. હું તો દરબારની સામે જ જોઇ રહ્યો હતો. દરબારના ચહેરામાં મને હજી પણ સત્યનું તેજ દેખાતું હતું. પોતાનું સત્ય માર્યું જાય છે, એની અપાર વેદના પણ ત્યાં હતી. મને લાગ્યું કે કહો ન કહો પણ આ બહાદુર માણસની વાત સાચી જ છે. ને સાચી હોવી જ જોઇએ! આ કામદારે ગોટાળો કર્યો છે.

પણ...પણ એ...વાત...માને કોણ?

મેં અચાનક દસ્તાવેજનો કાગળ છેલ્લો છેલ્લો જોઇ જવા માટે માગ્યો. કોર્ટમાં થોડું અંધારું હતું. જે તરફથી પ્રકાશ આવતો હતો, તે તરફ કાગળને અદ્ધર રાખીને, હું તો એની એક બે લીટી વાંચવામાં મશગૂલ હતો. કોઈ વાત નીકળી આવે તો, પણ અચાનક જ મારી દૃષ્ટિ કાગળની મધ્યમાં જ ઠરી ગઇ!

'આ...હા! મારા પ્ર...ભુ!' એવા એક અંતર ઉદ્ગાર સાથે મેં કાગળ તરત પાછો આપી દીધો.

'કેમ?' ગોરાએ મને પૂછ્યું. 'તમે નિર્ણય કર્યો?'

'કરી લીધો છે!' મેં જરાક કડકાઈથી કહ્યું.

'શું!'

'તમે ન્યાય આપો—અમારે કોઇ વાતનું સમાધાન કરવું જ નથી!'

'ચોક્કસ!'

'હા, ચોક્કસ!'

'અત્યારે વાર્ષિક ઊપજ કેટલી ગણાય છે? એ પ્રમાણે હસા પાડું!'

'પણ તે પહેલાં સાહેબ! મારે એક વાત કહેવાની છે.' મેં અચાનક જ કહ્યું: 'આ દરબાર ખોટું બોલે—કોઈ દિવસ, એમ તમે માનો છો?'

'હવે એ વાત—અસંગત છે!'

'અસંગત કાંઈ નથી. એ જ વાત સંગત છે.' મેં જુસ્સાથી કહ્યું: 'આ દસ્તાવેજ જ ખોટો છે. હું આહ્‌વાન કરું છું કે તદ્દન ખોટો છે. એ દસ્તાવેજ લખ્યાની સાલ તારીખ જુઓ અને જે કાગળ ઉપર એ લખાયો છે—એ કાગળમાં, જે સાલ, ધોળા પાણી અક્ષરમાં કાગળ બનાવનાર કારખાનાએ પોતે નાખી છે—એ પણ જુઓ. કાગળ બન્યા પહેલાં તો આ દસ્તાવેજ લખાયો છે. એ શી રીતે બન્યું? આવી દીવા જેવી વાત છતાં, આ બહાદુર દરબારને, વરસોથી હેરાન કરવામાં ન્યાયનો કયો હેતુ સચવાઇ રહ્યો છે એ હું જાણવા માગું છું. દસ્તાવેજ તદ્દન ખોટો અને બનાવટી છે!'

ગોરો અધિકારી, સાંભળનારા, વકીલ, ને કામદાર પોતે—એક મોટો ધડાકો થાય ને સ્તબ્ધ બની જાય તેમ સ્તબ્ધ જ બની ગયા! કોઈના મોં ઉપર જાણે નૂર જ ન રહ્યું હતું!

આ તે દિવસથી જેમ એ દરબારનું નસીબ ફરી ગયું તેમ મારુ નસીબ પણ ફરી ગયું!

'મારા જીવનની એ સર્વોત્તમ પળ હતી—બોલો, હવે તમારા જીવનની સર્વોત્તમ પળ કઇ છે?'

'લાડુ ખાવાની!' શુકદેવે વિનોદી જવાબ વાળ્યો: 'જુઓ, આપણને મંછારામ બોલાવે છે—ને આ બાજુ પેલો ગાડીવાળો પણ ઝાંપામાંથી આવતો જણાય છે!'

લાવો, મારી વારતા મને પાછી આપો. તમારી સામે જ હું એને બાળી નાખું છું.

# જખ મારી અમે લેખકોએ—

જિતુભાઇ પ્ર. મહેતા

એ ચિંતો જ એ ઓરડામાં આવ્યો. કિશન. ઓરડામાં જેટલાં બેઠાં હતાં એ બધાં એકસાથે ખુશ થઈ ગયાં. ઉત્પાદકનો અવાજ આગળ થયો : 'બહુ સારું થયું. અમને એમ કે તમે પંજાબ ગયા પણ સાજા સારા આવે તો—'

કિશને જબાન ઉપરથી નીમક છાંટી વાકય પૂરું કર્યું :'–તો અમારી કથા પૂરી થાય ને ચિત્ર શરૂ થાય.'

આવતાંવેંત આનંદી સ્વભાવના કિશનના આ વેણથી ઓરડામાં મૌન મુખ્ય નાયક જેવું બની ગયું.

ઉત્પાદકે ઊથલો મારી કિશનને સંભાળી લેવા કોશિશ કરી : 'કિશન, આ મંગાવું કે પાણી? આપણે દિવાળી ઉપર ચિત્રનું મુહૂર્ત કરવું છે. તમારી જ રાહ જોવાય છે. તમે જ આપેલી વારતા, પ્રસંગો બધું તૈયાર છે. હવે જરા મનોરંજનનો મસાલો આપી દો.'

કિશને ઉત્પાદકની આતુરતાને ઠેશ મારી સંભળાવ્યું : 'હું મારી કથા પાછી લેવા આવ્યો છું. મને મારી પોથી આપી દો. એટલે ચાલતો થાઉં.'

ઓરડામાં બીજીવાર મૌને કબ્જો લેવા માંડયો. મારાથી રહેવાયું નહિ એટલે મેં કિશનને જરા ઈશારાથી ટાઢો પડવાનું સમજાવ્યું. કિશન બોલ્યો : 'મેં પંજાબની ધરતીની જે કથા આપી છે એ સાવ જુદી છે. એનો ય મને વાંધો નથી. પણ એમાં પંજાબની મશ્કરી છે.'

ઉત્પાદકે કિશનની કથાનો બચાવ કર્યો : 'અરે, એવું શું બોલો છો ? હરિયાળાં ખેતરો, શેલવાર અને દુપટ્ટો, પંજાબી સ્વરની હલક, નદીના પાડોશમાં પ્રણયપ્રસંગ, જમીનનું જોબન !'

કિશનથી રહેવાયું નહિ : 'તમે મારી વારતાના માલિક બનવું રહેવા દો. પંજાબથી હું આવું છું... ને મને મારી આ કથા કરડે છે. દુપટ્ટા હવામાં ઊડે છે એ મારું ગીત ? સંધ્યાને છૂંદીને હોઠ ઉપર રાખી છે એ પંજાબી લલનાનો રંગ ?...મારે પંજાબના દિલના ચીરા હવે વટાવવા નથી ! મારે એ વરવી જમીનને શણગારવી નથી, એ વિધવાના કપાળમાં મારો ચાંદલો કરવો નથી.'

કિશન પંજાબને આંખમાં સમાવી અહીં આવ્યો હતો. એની આ અસર ? કિશનની બોલી શરૂ રહી:

'પંજાબની પાંચ નદીઓનું સંગીત અમે કવિઓએ ગાયું એ ગાણું વેશ્યા ગાય છે એના કરતાંય બૂરું. અમે જોબનવંતી મસ્તી ઉછાળી, અમારી આ દિલોની દલાલી બૂરી. અમે નારીનો દુપટ્ટો હવામાં ઉડાડીને જે ઠેકડી કરી એ અમારી બેઇજ્જતી. લાવો, ભાઇ મારી પંજાબી સંસારની વારતા પાછી આપો. હું તમારી સામે એને બાળી નાંખવા માગું છું.'

ઓરડામાં એક અરેરાટી સરકી. કિસનની એ ઉમદામાં ઉમદા કૃતિ હતી. એમાં સાહિત્ય હતું, શૈલી હતી, સર્જનની ખૂબી હતી. કિશન અમારી લાગણીની પરવા કરવા માગતો નહોતો.

'આંચકો ખાવ છો ? એક જીવ વિનાની પુસ્તક ઉપર અંકાયેલી વારતાને બાળી નાંખતાં ધ્રાશકો પડે છે ?'

મેં વચ્ચેથી જ કહ્યું : 'કિશન, તારી કથાની અંદર શિલાનું પાત્ર આવે છે એના જેવું પાત્ર તું ફરીવાર ઘડીશ કે નહિ એની કોને ખબર ? ને શિલાનું રૂપ. સંધ્યા સમયે ખેતરમાં ફરતી ફરતી એ છોડ સાથે ગેલ કરે છે, સંવાદો બોલે છે, એનો નાશ કરવો છે ? કલાની હત્યા કરવી છે ?'

કિશન હસ્યો. એના હાસ્યમાં છપ્પન છરીની ધારો ચમકી ગઇ.

'અરે ભાઇઓ ! તમને કાગળ ઉપરનું આ સત્યાનાશ આકરું લાગે છે ? મારી કથાના કરતાં હજાર ગણી વધુ મુલાયમ લલનાઓ પંજાબમાં ખતમ થઇ. કંઇકનાં ઘર ભાંગી ગયાં...ને તમે આ કાગળ





ઉપરની કારીગીરીને ફૂરો છો? લાવો હું પંજાબનું આવું ચિત્ર ઉતરે એ જોવા જગાય તૈયાર નથી.'

કિશને વધુ વાત ન કરી. ઉત્પાદક પાસેથી એની કથાના પૈસા લીધા હતા એ રકમ પાછી આપી, વારતાની પોથી હાથમાં લઇ, બહારના ચોગાનમાં જઈ કિશને એ વારતાને બાળી દીધી.

મને એ બળતી કથામાંથી પાત્રોની ફાઈઆ-રીઓ લગભગ સંભળાવા લાગી, કેટલાયે દિવસોથી હું એ કથાના પાત્રોમાં તલ્લીન હતો.

કિશનને કોઇ રોકી શક્યું નહિ. કથા બળી ગઇ ને કિશન ચાલી ગયો.

થોડા દિવસ પછી અચાનક જ શહેરના રસ્તા ઉપર કિશનનો ભેટો થઇ ગયો. અમે સાથે ચાલવા લાગ્યા. કલાકો ફર્યા પછી કિશને પંજાબની એની નજરે દીઠેલી દુનિયાની વાત કરી.

દરિયાની પાળ ઉપર ચાલતાં ચાલતાં કિશને મને એક ક્ષણ રોકી કહ્યું : ' મારી પત્નીનો પત્તો નથી. ઢુંઢી વળ્યો પણ કોઇ વાવડ મળ્યા નહિ. મને એક વિચાર રોજ રાતે વધુમાં વધુ ડંખે છે. મારી પત્નીના પેટમાં બાળક આકાર લઈ રહ્યું છે. આવનાર જીવ નહિ જ આવે? જેને દુનિયામાં આવવું હતું એ આકાર લેતા, કુમળા માસને જન્મ લેતા પહેલા જ પીંખાઈ જવું પડશે? તમારું રાજકારણ તો માતાના પેટ લગી પહોંચ્યું! ધારો કે બાળક જન્મશે, ને મા મરી ગઇ હશે. ને એ બાળક મોટું થશે, ને કોઇવાર મારી આંખ સામે આવશે તોય મને ખબર નહિ શું કે એ મારો કુંવર છે! કવિનો પુત્ર! સાહિત્યકારનો પહેલો દીકરો! રૂપેરી પરદાના સફળ લેખકનો પાટવી કુંવર' ખરું કહું છું કે જેણે આકાર લીધો નથી એ આવનારો ગુલાબી જીવ અમને પંજાબીઓને ઠપકો દે છે! પંજાબી કથા, પંજાબી સંગીત...પંજાબી દુપટ્ટો... પંજાબી મનો-રંજન...જખ મારી અમે લેખકોએ!...રજા લઉં!'

અને કિશન એકદમ ચાલી ગયો. હું એની સાથે વધુ વાત કરવા માગતો હતો પણ મને અરધે રસ્તે રાખી એ અદ્રશ્ય થઈ ગયો. મેં એને માટે ઘણી તપાસ કરી. કિશનનો પત્તો લાગ્યો નથી.

એના શબ્દો મને વાગ્યા કરે છે : 'જખ મારી અમે લેખકોએ.'



તપના બાહ્યદંભ કરતાં જ્યારે તલવાર બળવાન બને છે

# રાષ્ટ્રનિર્માણ

જયભિખ્ખુ

અઘોર ઘોર જંગલ છે. ઊંચા ઊંચા પહાડો પોતાના બાહુ પ્રસારી કોટ રચી રહ્યા છે. વૃક્ષ પોતાની ડાળીઓ ગૂંથી ગૂંથીને એ પ્રદેશને સૂર્ય કે ચંદ્રથી અસ્પૃશ્ય બનાવી રહ્યાં છે. નાનાં નાનાં ઝરણાં ગિરિવનોને ગજવતા ચાલ્યાં જાય છે.

બળબળતા બપોરે પણ અત્યંત શાંતિ અને શીતળતા વ્યાપેલાં છે. ઠંડો પવન ત્યાંની ગુફાઓમાં સંગીત કરતો વાય છે. ઘેઘૂર વૃક્ષોથી ઘટાઓની નીચે ઝોળીઓ ભેરવેલી છે. કામ કરતી ભીલડીઓ પોતાના બાળારાજા માટે હાલરડાં ગાય છે.

સૃષ્ટિની આદિ અવસ્થાને ઓપતો આ પ્રદેશ છે. અહીં સૃષ્ટિના આદિવાસી સમા કિરાત, વ્યાધ, શંબર



ને ભીલ વસે છે.

આ પ્રદેશમાં, ઠંડી હવામાં ઝાડ–પાન પર કાળા નાગ ઝુમે છે, ઊંડી ગુફાઓમાં વાઘનાં નસકોરાં ગાજે છે. જળઘાટ પર મગર મોં ફાડીને કોઇની રાહમાં બેઠા છે. ગણીગાંઠી ગાયો આ પ્રદેશમાં દેખાય છે. ઘેટાં–બકરાં અહીં લાંબું જીવતા નથી.

જીવે છે કેવળ ભીલનાં બાળ, વ્યાધનાં સંતાન, શંબરનાં છોકરાં. પાણીના મગર એમનાથી દૂર ભાગે છે. વાઘભાઈના તો એ કાન આંબળે છે. કાળા નાગને સિફતથી પકડી કાળા કેશમાં ગૂંથે છે. કોઇ પુરજન અહીં પ્રવેશતો નથી. કોઈ પ્રવાસી અહીં આવતો નથી. સૂરજ અને ચંદ્ર પણ અહીં ઓછા પ્રવેશ પામે છે. અહીંની રાત મૃત્યુના જેવી ભીષણ છે, દિવસ ચૂડેલના વાંસા જેવો છે.

આ પ્રદેશ વઢિયારના અંધાર ખૂણાને નામે ઓળખાય છે. અહીંના વાસીઓની જિંદગી પણ અજબ છે. પાંચ વર્ષ સુધી બાળક માનો રહે છે. પાંચથી બાપની આંગળીએ વળગે છે, આઠ વર્ષે તીર, કૃપાણ અને કટારી શિખે છે ને બાર વર્ષે એકલમલ્લ બની વગડા વીંધે છે. વગડાના કોઈ ખૂણે ધીંગાણામાં એ વધેરાઇ જાય છે. ઘરને ખૂણે અહીં ભાગ્યે જ કોઇ મરે છે. એવું મૃત્યુ અહીં ભાગ્યે જ કોઇને મળે છે. એવું મૃત્યુ અહી શરમજનક લેખાય છે.

ગઈકાલે જ અહીં પાસે યુદ્ધ ખેલાયું છે. કલ્યાણના રાજાએ પંચાસરના રાજા જયશિખરીને માર્યો છે. ભૂંડે હાલે, મસ્તક પડ્યું ને ધડ લડ્યું છે અહીં. એને અંધેરે રસ્તે રહેલો સેનાપતિ આ જંગલમાં જ રહ્યો છે. સગર્ભા રાણી અહીં જ સંતાનજન્મ માટે આવી છે.

ડાળે ડાળે દુશ્મનના જાસૂસ ફરે છે; પાંદડે પાંદડે વફાદાર ભીલો ચોકી કરે છે.

આ દુર્ગમ જંગલોને માર્ગની કેડી નથી. એકવાર પ્રવેશેલો એ જ જન્મમાં જાણકારની મદદ સિવાય ભાગ્યે જ બહાર નીકળી શકે. રાજા કિલ્લા જીતી શકે, અમારા કુબા ન જીતી શકે. એવું અભિમાન ધરાવનાર આ લોકો છે.

૨

આવી અંધારી સૃષ્ટિમાં પણ આજે ભારે ઉકળાટ છે. પવન પડી ગયો છે. વૃક્ષનું એક પણ પાંદડું હાલતું નથી. ગુફામાં પણ પોતાનો શ્વાસ પોતાને ગરમ લાહ્ય જેવો લાગે છે. જુવાનો જળાશય તરફ ગયા છે. સ્ત્રીઓ વૃક્ષની ઊંચી ઊંચી ડાળે ઝોળી ભેરવી બાળકોને આસાયેશ પહોંચાડી રહી છે.

અચાનક ઊંચી ઊંચી ઝાડની ડાળોમાંથી ઘુવડ બોલ્યું. સામેથી રોતાં શિયાળની લાળી સંભળાણી.

ઝાડ પર ચોકી કરવા બેઠેલા બે ચાડિયા સાંકેતિક પશુભાષામાં વાત કરી રહ્યા હતા.

ઘુવડ કહેતું હતું, 'કોઇ જોગી જતિ છે.'

શિયાળ કહેતું હતું. 'જાણીતો છે–જવા દો !'

કેડી વગરના માર્ગે ચોક્કસ પગલાં ભરતો એક સાધુ ચાલ્યો જતો હતો, ઉઘાડા માથે અને અડવાણે પગે, પૂરેપૂરી ઊંચાઇ, સાગના સોટા જેવો નક્કર દેહ, માટલા જેટલું મોટું માથું, હાથીની સૂંઢ જેવા ઝૂલતા હાથ. એવું દેહસૌષ્ઠવ જોઇ ભલભલા ભીલ, કિરાત અને વ્યાધ શેહ ખાઇ જાય. એના હાથમાં રહેલો વાંસનો દંડ રાજદંડના જેવી ખુમારીવાળો લાગે, અજાણ્યાને લાગે કે કોઇ સેનાનાયક જંગલોમાં કશી સિદ્ધિ માટે ઘૂમતો હશે. પણ આ રાજસી કલ્પના તો એનાં નયનો ન નીરખ્યાં હોય ત્યાં સુધી જ રહેતી. શ્રાવણની જલભરી વાદળી શાં, ભોળા બાળનાં જેવાં નિખાલસ ને કરુણાજળથી છલછલતાં નયનો જોતાં જ જોનારનું મસ્તક સ્વતઃ ઝૂકી જતું.

સાધુ આ પ્રદેશનો ચિરપરિચિત હતો. ઘણી વખત આ ટૂંકા રસ્તેથી નીકળે. કોઇ શબરીના બાળકના જેશ જોઈ દે, કોઈનાં નામ પાડી દે, કોઈને ઓસડવેસડ આપે.





સાધુજનની નજર અચાનક એક સ્ત્રીની અદૃશ્ય થતી પાની પર ગઈ. લાલ હીંગળોકની છટા ત્યાં હતી. હાથમાં ઝોળી લઈને એ ઝડપભેર અંદર ચાલી જતી હતી. એની ગતિમાં કંપ હતો, એનાં પગલાંમાં ભય હતો.

અરે, મારાથી ભય! નવીનવાઈની વાત! સાધુ ત્યાં ખડો થઈ ગયો. એણે જોરથી દંડ પછાડ્યો. ખુલ્લે અવાજે હાક મારી.

'માઈ!'

કુબાઓમાંથી ને ગુફાઓમાંથી શબરીઓ દોડી આવી. રમતાં બાળક દોડી આવ્યાં. સહુ સાધુને વીંટળાઈ વળ્યાં. પણ સાધુની નજર પેલા કુબા તરફ હતી. એમાં સરી જનાર પેલી સ્ત્રી તરફ હતી. એની અનુભવી દૃષ્ટિ કહેતી હતી કે, એ સુંદરી આ પ્રદેશનું પ્રાણી નથી. છૂટો કેશકલાપ ને છૂટા પાલવનું સૌષ્ઠવ કહેતું હતું કે, કોઈ ઊજળા કુળની એ અવતારી હતી.

'માતાઓ, મારાથી મોં સંતાડતી પેલી સ્ત્રી કોણ છે?'

કોઈ તરત જવાબ ન આપી શક્યું.

'સાધુથી પણ ચોરી?' સાધુનો અવાજ ગર્જ્યો.

એક શબરી ધીમેથી આગળ આવી. નમ્રતાથી બોલી: 'જાણો છો ને સાધુરાજ! વખત ખરાબ છે. પાંદડે પાંદડે જાસૂસ બેઠા છે.'

'હું પણ જાસૂસ છું?'

'ના, ધર્મરાજ.'

શબરીઓ દોડતી ચાલી ગઈ ને થોડીવારમાં એક સુંદર સ્ત્રીને ખેંચી લાવી. ઉનાળે જેમ મોગરે ફૂલ ખીલે, એમ વિપત્તિમાં ય નારીનાં રૂપ કોળતાં હતાં. શબરીઓ, ભયભીત હરિણી જેવી એને કહેતી હતી. 'આપણો બાપ, ધર્મનો અવતાર, એનાથી ડરવાનું શું?'

'સાધુરાજ! શરણ.'

'શરણ! ગુજરાતની રાણીને શરણ ન હોય, એને આશીર્વાદ. સાધુના બોલ પર શ્રદ્ધા તો છે, માતા?'

'મહારાજ, આશીર્વાદ મને નહીં, જેનો પતિ મૃત્યુને વર્યો છે, એ અભાગણીને યમ પણ સ્પર્શવાનો નથી. આશીર્વાદ આપો મારા લાલને. સાધુના બોલે ફરી ગુજરાતના કોટકાંગરા ઊભા થાય તો.' રાણી દોડીને ગુફામાં છુપાવેલ પોતાનાં બાળને લઈ આવી. લાવીને સાધુને ચરણે મૂકી દીધો.

હાથ-પગ-ઉછાળતું, ગુલાબના ગોટા જેવું બાળક હસતું હસતું હાથ-પગ પછાડી રહ્યું છે. સાધુરાજની આંખો એ બાળકના દેહ પર થંભી ગઈ. રેખાએ રેખાને-સ્પર્શતાં નેત્રો કોઈ ગેબની વાતો વાંચી રહ્યાં. બાળકનું ઉજ્જવળ લલાટ, લાંબા લાંબા બાહુ, ઊંડી ને અણિશુદ્ધ રેખાઓ જાણે જોગીને કંઈ કહી રહી હતી. ઊંડા વિચારમાંથી જાગતા હોય તેમ સાધુરાજ થોડીવારે બોલ્યાઃ

'મા, આ બાળક મને સોંપી દે.'

'મુજ દુખિયારીનો એ એક માત્ર આધાર છે.'

'તારા જેવાં અનેક દુખિયારાંનો એ આધાર બનશે. લઈ જવા દે મને. ક્ષણિક પુત્રમોહને તજી દે. એ ધર્મવિજય સાધશે. સંસારમાંથી હિંસાના પ્રચારને રોકશે. મારા-તારાની લડાઈ અળગી કરશે યુદ્ધનાં કલ્પાંતોથી થાક્યો છું. મહાન રાજા કાં મહાન યોગી, એના લેખ એના પર વિધાતાએ લખ્યા છે. જોગધર બનાવીશ. બની શકે તો આ પ્રતાપી બાળક દ્વારા આ ભૂમિને માનવરક્તના પાનથી મુક્ત કરવા માંગુ છું, માડી!'

'મહારાજ, મારા હૈયાના હારને કેમ અળગો કરી શકું! એ જ મારું જીવન છે.'

'ક્ષત્રિયાણીને પુત્રને કેમ અળગો કરવો, એ ન શીખવવું પડે. જે હોંશથી પુત્રને સમરાંગણે જવા દે છે, એ જ હોંશથી એને વિદાય આપે.'



'ક્ષત્રિયાણી સમરાંગણે જવા જરૂર વિદાય આપે. સગે હાથે જેણે પતિને વિદાય આપી, એને બીજું શું દુર્લભ છે? પણ કોઇ ક્ષત્રિયાણી પોતાના પુત્રને જોગી થવા માટે રજા ન આપે!'

'રૂપસુંદરી, શું યોગીપદ રાજપદ કરતાં હીન છે? રાજપદે તારા જેવી પદ્મિનીઓને વિધવા બનાવી, આ બાળકને અનાથ બનાવ્યો; સંસારને કસાઈની કોઢ બનાવ્યો; એ રાજપદ યોગીપદ કરતાં ઉત્તમ? રાજપદ તારા બાળકનું ખૂન માગશે, એને શાંતિ નહીં લાધે. સદાની વ્યગ્રતા એને ક્રોધી ને કરમી બનાવશે. યોગીપદ એને અભયતા આપશે. સંસારને એ અભય આપશે, પોતે તરશે—બીજાને તારશે.'

રૂપસુંદરી કંઇ ન બોલી. એકીટસે બાળકની સામે નિહાળી રહી. સાધુના શબ્દોમાં સત્યના પડઘા હતા. કલ્યાણરાજના ગુપ્તચરોનાં ટોળાં પાસે એ ક્યાં સુધી આ ફૂલને જાળવી રાખવાની હતી? ને દુશ્મનના હાથમાં ગયેલું આ પુષ્પ કરમાતાં કેટલી વાર! યુદ્ધથી પીડિત નારીને રાજપદ કરતાં યોગીપદ ભાવી ગયું.

'રૂપસુંદરી, ક્ષત્રિયાણીની અદાથી પુત્રને અર્પણ કર.' સાધુરાજે ફરી કહ્યું, 'દીકરો જોગી થવા ગયો એનું દુઃખ ન ધરીશ. કોઈ દહાડો એમ સાંભળે કે પાંચ-પંદર તારા જેવી સ્ત્રીઓનો સૌભાગ્યતિલક રોળાતો અટકી ગયો, તો ય ગનીમત માનજે. સાધુના બોલ પર શ્રદ્ધા રાખજે. સુંદરી! એ બાપની કીર્તિને સવાઇ કરશે. ખંડેખંડ એની નામના રહેશે. પ્રસન્ન મુખે રજા આપ, માડી! આ શીલગુણસૂરિને કોઇવાર યાદ કરજે.'

શૂરી ક્ષત્રિયાણીએ સાધુરાજને ચરણે બાળક ધરી દીધો. એની આંખો અર્પણનાં અમૂલખ આંસુથી છલોછલ હતી.

-૩-

બાળસૂર્યની જેમ બાળ વનરાજ મોટો થતો જાય છે. જૈન સાધુ—સાધ્વીઓનો એ લાડીલો બન્યો છે. વીરમતી ગણિનીને માથે એના ઉછેરનો ભાર છે. શીલગુણસૂરિજી એને અદ્ભુત વિદ્યાઓ આપી રહ્યા છે. સ્વચ્છ અરીસામાં જેમ શુદ્ધ પ્રતિબિંબ પડે એમ બાળક વનરાજ બધું ઝીલી રહ્યો છે. બાળક છે તોય રાજા ભર્તૃહરિ, રાજા ગોપીચંદની છટા એનામાં દેખાય છે. મોટી મોટી આંખોમાં પ્રતિસ્પર્ધીને ડારે એવું તેજ ઝળકે છે. નાના એવા કંઠમાં વાતાવરણને સભર કરે એવો પ્રતિઘોષ છે. ચાલથી જાણે ધરતી ધમધમે છે.

સૂરિજી સંતોષની નજરે નીરખી રહે છે, એમનો આ નાનો નવો શિષ્ય પોતાની મહેચ્છાઓ ને સ્વપ્ન સાકાર કરશે; સામર્થ્યભર્યા વૈરાગ્યની એ હાકલ કરશે. આર્યાવર્તની કોઇ પણ વાદસભામાં કે રાજસભામાં એ અવિજેય બનશે, મારા ધર્મ-ઉદ્યોતનાં સ્વપ્ન એ સાચાં કરશે. વનરાજમાં આજથી મૂર્તિમંત થતાં બળ, વીર્ય ને પરાક્રમ કયા ક્ષેત્રને અણસ્પર્શ્યું રાખશે?

સૂરિજી શિષ્યપ્રતિ ખેંચાયે જતા હતા, શિષ્ય પણ ગુરુને ઇશ્વરસમા માનીને પૂજતો હતો. એમના દર્શાવેલા સ્વાધ્યાય પ્રતિ એ રોજ ને રોજ શ્રદ્ધાભેર ધસતો જતો હતો, કમળ પોતાની પાંખડીઓ એકદમ વિકસાવી રહ્યું હતું, ભાતભાતના રંગનો ત્યાં છંટકાવ થઈ રહ્યો હતો.

મોહ કદી મર્યાદાને ગાંઠતો નથી. અપક્વ વયે, અમતીની દશાએ બાળકને વ્યાખ્યાનની પાટ પર સૂરિજી ખેંચી જતા, એના મોંમાંથી સરસ્વતીની ધારા વહેવડાવતા, શ્રોતાવર્ગ આ પ્રતાપી બાળકને દેવાંશી કલ્પી વાહવાહ પોકારતો.

પણ આ વાહવાહમાંથી જ બાળ વનરાજને સત્યપરાયણ થવાની ઝંખના જાગી. સત્ય શું હતું? પોતે જે આચરી રહ્યો હતો એમાં અંતરનો સાથ હતો, કે કેવળ ગુરુપ્રેમની છેતરપીંડી હતી? પોતે આ જીવનમાં લીન બન્યો હતો કે પ્રેમના અવતારસમા ગુરુને રિઝવવા એ ઢોંગ કરતો હતો? સત્યનું તો એ ખૂન કરતો હતો, સાથે સાથે જીવનદાતા ગુરુથી સત્ય છુપાવી ગુરુદ્રોહ તો નહોતો કરતો ને!

વનરાજની આંખોમાંથી ઊંઘ ઊડી ગઇ, સ્વાધ્યા-





યથી મન હઠતું ગયું. આ સ્થિતિ સૂરિજીથી વધુ છાની ન રહી. એક મધરાતે ચિંતાતુર વનરાજ પકડાઇ ગયો. એની આંખોમાં રહેલો સંતાપ ગુરુએ વાંચી લીધો. મોહ માનવીના મન પર પડદા નાખે છે. રેખા પરથી જીવનના જોશ ભાખનાર ગુરુ શિષ્યની વેદનાનું રહસ્ય ન કળી શક્યા.

'અડધી રાતે પણ ઊંઘ કાં નહીં? શું સવારમાં શ્રાવકોએ કરેલા તારા જયજયકારની યાદ આવે છે?' સૂરિજી સ્નેહભીની નજરે વનરાજને નીરખી રહ્યા. પુનઃ થોડીવાર બોલ્યા:

'વનરાજ, વત્સ, આમ આવ! તારી ધીરગંભીર શાસ્ત્રવાણી, ઝળાહળાં થતું તારું વદન, કેસરી જેવી તારી છાતી, ને આખના અવિશુદ્ધ અકોટા જોઇ સહુ કહે છે: 'ગુરુદેવ, વનરાજ નામના કાઢશે. ધર્મની ગાદી પર 'ન ભૂતો ન ભવિષ્યતિ' એવો ધર્મવીર આવશે, કાશીના એક મહાન પંડિતને મેં બોલાવ્યો છે. નદિયા–શાન્તિના એક નૈયાયિકને નોતર્યો છે. બીજો સિદ્ધસેન સર્જવો છે. થોડો સમય સ્વાધ્યાય પૂરો કરી લે. સાધુપદની સાથે જ સૂરિપદ ન આપું તો કહેજે.'

વનરાજનું ચિત્ત આ વાતો તરફ ન હતું, એ અન્યમનસ્ક જેવો બેઠો હતો. એની નાની દુનિયામાં ધરતીકંપ જાગ્યો હતો.

અચાનક એણે કહ્યું: 'ગુરુદેવ, પેલા અંધકારમાં રહેલા નિર્દોષ પંખીના માળા પર હમણાં જ એક ઘુવડે તરાપ મારી માળો વીંખી નાખ્યો. નાનાં બચ્ચાંને એ જાલિમ ખાઇ ગયો. મને તો મન થઇ રહ્યું છે, કે આ સાપડાના એક ઘા ભેગો એને રોળી નાખું. પણ મેલું તમારું સૂત્ર યાદ આવે છે. 'પાપીને ક્ષમા કર! ક્ષમમાં જ તારો વિજય છે.'

ગુરુદેવ હસ્યા. ખેંચાયેલા તીરના જેવી ભમરો પર આવેલો પ્રસ્વેદ લૂછ્યો ને કહ્યું:

'વનરાજ, આજનો સ્વાધ્યાય પૂરો કર. આજ ભમણા જાપ જપજે! શાંતિ લાધશે. ચાર ભાવના ભાવજે. પ્રાણી માત્ર પ્રત્યે મૈત્રી, ગુણાધિક પ્રત્યે પ્રમોદ, દુઃખી–પાપી તરફ–કરુણા ને અવિનયી તરફ ઉદારતા શીખજે!'

વનરાજે મન પર ઝટ કાબૂ મેળવી લીધો. ગુરુઆજ્ઞાને અનુસર્યો.

૪

દિવસો વીતી ગયા. સ્વાધ્યાય ઉગ્ર બન્યો. સંયમ સખત કેળવ્યો. ચાર ભાવનાનું શરણ લીધું, પણ વનરાજનું મન વ્યગ્ર જ છે. એકાગ્રતા હજી એને લાધી નથી એકાંત ઘણી વાર અસહ્ય થઇ જાય છે. શાન્ત ઉપાશ્રયની દીવાલોમાં શાન્તિ માટે તપ કરતો વનરાજ કોઇવાર ભાન ભૂલી જાય છે. એ પોકારી ઊઠે છે; 'તલવાર!'

ગુરુદેવની જાગ્રતિ પણ એટલી જ છે. એ તરત જ પાસેના ખંડમાંથી અવાજ કરે છે. 'અશાંત કાં બેટા! અરિહંતનું ધ્યાન ધર! નોકારવાળી ફેરવ, સૃષ્ટિ પર પ્રેમભાવ સ્થાપ. જંતુ પર સમભાવ ધારણ કર!'

ગુરુદેવ, જંતુ પર તો સમભાવ આવી ગયો છે, પણ આ માનવજંતુ તરફ......કાલે પેલા ઘેર ભિક્ષા માટે ગયો હતો, ત્યારે એક જુવાન સ્ત્રીને ચાર સૈનિકો જબરદસ્તી ઉપાડી જતા હતા. એનો ધણી સામે થયો તો સિપાહીએ મારી નાખ્યો. બોર બોર આંસુએ પેલી યુવતી રોતી હતી, પણ આતતાયીઓને દયા ક્યાંથી? પૃથ્વી પર આ અન્યાય કેમ સંભવી શકે?'

'કર્મની બલિહારી છે. કર્મ કોઇને છોડશે નહી. આજે નહીં તો કાલે, એનો હિસાબ આના–પાઇ સાથે ચુકવાશે. તું ઉગ્ર ન થા. પાપીને ક્ષમા કરતાં શીખ!'

'ગુરુદેવ, તમને છેતરવામાં પાપ છે. ઢોંગ નહીં કરું. પાપીને ક્ષમા આપ, એમ મનને સમજાવવા ઘણી વાર મથ્યો, પણ બંડખોર મન નથી કબૂલ કરતું. એ કહે છે, પાપી જો ક્ષમા પામશે તો પછી પુણ્યશાળીને જીવવું ભારે પડશે. શઠોની સાથે સાધુતા વાપરવી, એ સાધુઓની સાથે શઠતા વાપરવા

બરાબર છે.'

વનરાજની મુદ્રા તપાવેલા તાંબા જેવી બની ગઇ હતી. એની નસેનસ ફૂલીને હીરની દોરી જેવી બની ગઇ હતી. સૂરિજી શાન્ત નજરે એને નીરખી રહ્યા; વનરાજે આગળ ચલાવ્યું:

'ગુરુ અંતર્યામી છો, જો મારું અંતર તમારાથી છુપાવું તો એ પાપ લેખાશે. ગુરુદેવ, અંતર રોજ પોકાર કરી કરીને કહે છેઃ 'વનરાજ, શું આ પાટ પર બેસીને ફિલસૂફીઓ જ હાંક્યા કરીશ? સ્વર્ગ-નરક ને મોક્ષની કથનીઓ કર્યા કરવી એ જ તારું નિર્માણ? મનથી તો ધુતારો પણ ઉપર ઉપરથી ધર્મનો અવતાર થઇને ફરીશ? આ બાહુમાં રહેલો દંડ શોભાના ગાંડિયા જેવો રહેશે? જીવનભર કેવળ નિરુદ્દેશ પ્રવાસ ખેડ્યા કરીશ? ગુરુદેવ!' વનરાજ આગળ વધ્યો, ને સૂરિજીના ચરણમાં પડીને બોલ્યોઃ

'તમારા દિલને દુઃખ ઊપજે છે, તે જોઉં છું. પણ જે અંતર્યામી હોવા ઘટે, એનાથી રમત રમું તો કોટી કલ્પાંતે પણ નરકમાં મારો વાસો રહે. ગુરુદેવ, મારી અયોગ્યતા મને વ્યગ્ર કરી મૂકે છે. નાસી જાઉં, ભાગી જાઉં, શું કરું, કંઇ સમજાતું નથી. કાંટો રહેવા દેવો ને ઉપાનહ (જોડા) પહેરવા એ તમારો ઉપદેશઃ મારું મન કહે છે, કે એના કરતાં કાંટાને કાં ઉખેડી ન નાખવો?'

'વત્સ, સંસારમાં સદા ઇષ્ટ–અનિષ્ટનાં દ્વંદ્વ રહ્યાં છે. કેટલીક વાર કાંટો પણ ફૂલ બને છે, ને ફૂલ કાંટાનું કામ કરે છે. સંસારને જીતવા પહેલાં વત્સ, પોતાની જાતને જીતવાની જરૂર છે.'

વનરાજ મસ્તક નમાવીને ઊભો રહ્યો. સૂરિજીને જવાબ આપવાનું સામર્થ્ય એનામાં નહોતું. તેમ મનને સંતોષ આપવા જેટલી શાંતિ પણ એને લાધી શકે તેમ નહોતી. સૂરિજી પ્રેમભરી આંખે પોતાના આ પ્રતાપી શિષ્ય પ્રતિ નિહાળી રહ્યા. સૂરિજીનું ભાવિ વિષેનું જ્ઞાન કંઇ કંઇ કહેતું હતું. આ બાળક પર જ એમણે મહેચ્છાના, મહાવિજયના શાસનઉદ્યોતનાં ગગનચુંબી પ્રાસાદ ચણ્યા હતા. બાળકની યોગીને છાજે તેની નિખાલસતા, સાધુને ઓપે એવી સરળતા, સંસારની વાસના પ્રત્યેનો વૈરાગ્ય; બધુંય બરાબર, બધુંય આદર્શને અનુરૂપ, ફક્ત આટલી જ વિચાર-સરણીમાં ભેદ! પણ વનરાજ તો હજી બાળક છે ને! ઉંમર થતાં બધું સમજશે. નાના આંબે કંઇ ફળ ન આવે! આવતા દો વસંત! જુઓને, એ આંબો કેવો લચી પડે છે! સૂરિજી આગળ વધ્યા. વાત્સલ્ય-ભર્યો હાથ શિષ્યના મસ્તક પર મૂકતાં કહ્યું.

'વત્સ તું હજી બાળક છે. ઉઘાડી આંખે જે દેખાય એટલી જ દુનિયા છે. એમ ન માનીશ. બહાર દેખાય તેટલા જ શત્રુ છે, એમ ન કલ્પીશ. જુદી પણ કોઇ દુનિયા છે. છૂપા પણ કોઈ શત્રુ છે. એને જો, પિછાણ ને જીત! આજથી મારી સાથે જ રહેજે! મારા સંગથી કદાચ તારો માર્ગ સરળ થાય.'

શિષ્યે ગુરુઆજ્ઞા શિરોધાર્ય કરી.

૫

ગુરુને શિષ્ય પડછાયાની જેમ અનુસરે છે. બંનેને હૈયે આનંદ છે. ગુરુને પ્રતાપી શિષ્યના ઘડતરનો, શિષ્યને પવિત્ર ગુરુના સાંનિધ્યનો. શિષ્ય ગુરુની પ્રત્યેક ક્રિયાને યોગ્ય સગવડથી સંભાળે છે, પણ ત્રણ ચાર દિવસથી એક નજીવી હરકતથી વનરાજ હેરાન હેરાન છે. ગુરુજી પૂજા કરી સમાધિમાં બેસતા, એ વેળા અખંડ બળતા દીપની વાટોને ઊંદરડા ખેંચી જતા. વનરાજ બરાબર સાવધાની રાખતો, પણ આ ઊંદર મામા તો ભારે જબરા. ચકર આવે ને દિવેટ ઝડપી જાય. ગુરુ રોજ ટકોર કરે, 'વનરાજ, એટલીય ખબર રાખી શકતો નથી!' વનરાજ જેટલી ખબર રાખે એટલી નીરર્થક નીવડે.

પણ આજે તો ઊંદરમામાની પૂરેપૂરી ખબર લઇ નાખવાનો એણે નિર્ણય કર્યો. એક વાંસની વળીમાંથી નાનું ધનુષ્ય તૈયાર કર્યું. નાનાં એવાં તીર બનાવ્યાં. પૂજાની વેળાએ જેવા પેલા પાખંડી બહાર આવ્યા કે ધડાધડ તીરના મારાથી બે–ચારને વીંધી નાખ્યા. એ





પછી એકે મામો બહાર ન આવ્યો. ગુરુની પૂજા નિર્વિઘ્ને સમાપ્ત થઈ. ગુરુના આનંદનો પણ પાર નહોતો. એ ધન્યવાદ આપવા ફર્યા કે તેમની નજર ત્રણ-ચાર ઘાયલ ઊંદર પર પડી. એમનું કુણું હૈયું આ દેખાવથી ધ્રૂજી ઊઠયું, એમણે ચીસ પાડી.

'વનરાજ, આ શું કર્યું ? એક તરફ પવિત્ર પૂજા ને બીજી તરફ આ હત્યાકાંડ !'

'ગુરુદેવ, આ મામાઓ ચોથા ઉપાયથી (દંડ) સાધ્ય હતા, હવે પૂજા નિર્વિઘ્ને થશે.'

'વનરાજ, વનરાજ !' શબ્દોમાં ભૂકંપના આંચકા હતા. 'મારું શિક્ષણ તેં લજાવ્યું. જા, અહીંથી ! મને તારું મોં બતાવીશ નહીં, ખૂની !'

વનરાજ રડી પડ્યો, એને પશ્ચાત્તાપ થતો હતો: પોતે આચરેલા કર્તવ્ય પ્રત્યે નહીં, પણ ગુરુનું-પ્રેમના અવતાર ગુરુનું દિલ દુભવ્યું તે માટે. એ રોતો રોતો ચાલ્યો ગયો. સૂરિજી બીજા ખંડમા ચિત્તની શાંતિ માટે ગયા, દિવસભર બેમાંથી એકે બહાર ન નીકળ્યા. વનરાજ રડતો રહ્યો, ગુરુ શાન્તિ-મંત્ર જપતા રહ્યા. મ... ધરાત થઈ, ઘોર અંધકાર વીંટળાઇ વળ્યો, અચાનક ... ગુરુને કોઇ પ્રકાશ લાધ્યો. સૂરિરાજ ઊભા થઈ ગયા, જાણે ... કે ... ખંખેરતા હોય તેમ આખી કાયા હલાવી.

'હું શાસ્ત્ર...નો પારગામી થઈ ને ભૂલ્યો. અરે, મન કેવી અકલ્પ્ય વિરા...ટ વસ્તુ છે. જેણે ધાવણ ધવરાવ્યાં એ ક્ષત્રિયાણીને મેં ... પુત્રમોહ છોડવા ઉપદેશ કર્યો, ને હું જ મોહમાં સપડાયો. નવનવ માસ પેટમાં ભાર વેંઢનારી, પુત્રને તજી શકી ને હું શિષ્યને છોડવાના વિચારથી ધ્રૂજી ઊઠું છું. સિંહબાળના સંસ્કારોને ફેરવવા મેં મોહવશ નિરર્થક પ્રયાસ કર્યો. ઉઘાડી આંખે દેખાતાં છતા મોહથી દેખ્યું ન દેખ્યું કર્યું. હવે એ પંખીને મારે પિંજરમાંથી મુક્ત કરવું ઘટે. એના મન પર લાદેલી હિંસાનું પ્રાયશ્ચિત્ત આજે જ કરવું ઘટે.'

સૂરિજી ઊભા થયા, વનરાજ સૂતો હતો તે ખંડમાં આવ્યા, શિષ્યને પણ નિંદ્રા નહોતી. એનો હાથ હાથમાં સાહ્યો, ચંદ્રના પ્રકાશમાં રેખાઓને ઝીણવટથી જોઇ.

'વત્સ !'

'ગુરુજી !'

'બેટા !' શબ્દોમા હજીય મોહનો ટંકાર હતો.

'ક્ષમા કરો, દીનાનાથ, હું તમારો ઘોર અપરાધી છું.' વનરાજ ગળગળે સાદે બોલ્યો

'અપરાધી તો હું તારો છું. તારા અંતરના અવાજનો હત્યારો હું છું. શિષ્યમોહમાં અંધ બન્યો હતો. કોડ હતા કે તારા જેવા શિષ્યના બળે શાસનના ઉદ્યોત કરી નાખીશ, પણ એ કરનાર હું કોણ ! તારા જન્મજાત સંસ્કારને ફેરવનાર હું કોણ ? ઊઠ બેટા, તું સિંહનું સંતાન છે. જયશિખરી તારો પિતા ને શૂરી ક્ષત્રિયાણી રૂપસુંદરી તારી મા. આ ગુજરાત તારું રાજ્ય. જા, તને કોઈ અંતરીક્ષમાં સાદ કરે છે, પેઢી જૂના સંસ્કાર, રજ-વીર્ય સાથે મળેલા સંસ્કાર જલદી છૂટતા નથી. દૂર દૂરની કર્તવ્ય-કેડીની હાકલ પડી રહી છે. વત્સ, જા ને રાષ્ટ્રની સુંદર મૂર્તિ ઘડ !'

'ના ગુરુજી, હું નહિ જાઉં, હું સાધુ બનીશ. મેં મારા ઉચ્છૃંખલ મનને તપ-જપથી મારી નાખવાનો નિશ્ચય કર્યો છે. તમારા ચરણે મુક્તિ પામીશ' વનરાજ ગુરુના ઘવાયેલા હૃદયને પિછાણતો હતો

'ના, તારા અંતર પર આજસુધી ઘણો અત્યાચાર કર્યો, હવે ખુશીથી કહું છું, તારા રસ્તે જા ! આખા સંસારને સાધુ બનાવી શકાતો નથી. ધર્મનો ઉદ્યોત કેવળ સાધુથી થશે, એમ પણ માનતો નથી. અલબત્ત સાધુ માટે ગૃહસ્થ કરતા કર્તવ્યભાર નિભાવવાની સુવિધા વિશેષ; છતાં એ પણ વિસરવાની જરૂર નથી કે ધર્મનું શ્રેષ્ઠત્વ વાદથી નહી, વૃત્તિથી થાય તો જ એ ટકે. રાણી રૂપસુંદરીને તેડાવી છે, સુરપાળને પણ આમંત્ર્યો છે. જા, અને સાધુના બોલે ઉજ્જડ ખેડાં ફરી વસાવ ! તારા પગલે સમૃદ્ધિ જાગશે, તારી હાકે સૈન્ય જાગશે, તું રાષ્ટ્રનું નિર્માણ કરીશ.'

'શું હું રાજા બનીશ ! ગુરુદેવ, તમારા શબ્દોમાં સિદ્ધિ છે, મને ફરી કહો.'



'તું રાજા બનીશ, પરાક્રમી રાજા બનીશ.' સૂરિજી થોડીવાર થોભ્યા ને પુનઃ ચલાવ્યું, 'પણ સાથે સાથે એટલું ય ભૂલીશ મા કે ચોર અને રાજામાં ઝાઝો ફેર નથી. એક ચોરી કરે છે, બીજો લૂંટે છે. લૂંટથી મેળવેલું લુચ્ચાઈથી જાળવવું પડે છે.'

'તો ગુરુદેવ?' વનરાજ મૂંઝાઈ ઊઠ્યો.

'રાજા ધર્મમૂર્તિ પણ બની શકે છે. ને એ વેળા સામાન્ય સાધુથી પણ વધુ કલ્યાણ કરી શકે છે. તારી રેખાઓ આજસુધી મેં પૂરેપૂરી જોઈ નહોતી, તારા પરના મારા મોહે મને દિશાશૂન્ય બનાવ્યો હતો. તારા લેખમાં રાજયોગ પડ્યો છે. જા, અને રાજા થા! પણ મારી આટલી શીખ પણ લેતો જા!' સૂરિજી થોભ્યા. વળી બોલ્યા:

'મારી શીખ પ્રેમ અને ત્યાગની છે. એટલું ધ્યાન રાખજે કે તલવાર કરતાં પ્રેમ તને વધુ વિજય અપાવશે, તારા વિજયને ચિરંજીવ બનાવશે. પરિગ્રહ કરતાં ત્યાગમાં વધુ માનજે. ભલે તારી સીમા નાની હશે, પણ એ તને સાર્વભૌમ બનાવશે. લોકોના અંતર પર રાજ કરતાં શીખજે, દેહ પર નહીં. સત્તાથી સાચવેલું રાજ તો ધુમ્મસના જેવું નશ્વર છે.

'નજીવી લડાઈઓ ને નજીવા લાભાલાભ; એમાં રક્તછાંટણાં કરીશ નહીં. ઇચ્છા તો આકાશ સમી અનંત છે. આખી પૃથ્વી મળે તો પણ માનવીના મૂઠીભર મનને સંતોષ નથી. લોભને તો સોનારૂપાના પર્વતો પણ સંતોષ શીખવાડી શકતા નથી. સંસારને જીતવા પહેલાં જાતને જીતજે! કદી કદી પોતાની જાત જેવો પોતાનો દુશ્મન કોઈ નથી. આતતાયીને હણવાને બહાને માનવતાના પડમાં છુપાયેલ હિંસક પશુને નિરર્થક ઉશ્કેરીશ નહીં. અહીં તો વાવવા જેવું લણવાનું છે.'

'ગુરુદેવ, આપની શિખામણ શિરોધાર્ય, પણ હવે આપ વિશ્રાંતિ લો. ફરી મને ઉપદેશ આપજો. હજી કંઈ હમણાં હું જતો રહેવાનો નથી.'

'વત્સ, કાલે જ તારે જવું પડશે. હવે જે સાધના તારે આરંભવાની છે, એનું સ્થાન અહીં નથી.'

'આપના વિના હું કેમ રહી શકીશ?'

'મારે માટે પણ એ જ પ્રશ્ન છે. પણ સ્નેહ આગળ કર્તવ્યને કંઈ વિસારે પડાય? તું પણ તપ કરજે તારી સિદ્ધિને કાજ, હું પણ તપ કરીશ, મારી સિદ્ધિને કાજ.'

વનરાજ ગુરુદેવનું વિરાટ હૃદય નીરખી રહ્યો. એ એકદમ દોડીને ચરણ પકડીને બોલ્યો:

'ગુરુદેવ, જો રાજ મેળવીશ તો તમારા ચરણે અર્પણ કરી દઈશ.'

'ધર્મના ચરણે અર્પણ કરજે! વનરાજ, હું તો તને આજથી ગુજરાતના સિંહાસને બેઠેલો નીરખું છું.'

ગુરુ ને શિષ્ય ન જાણે ક્યાં ય સુધી વાતો કરતા રહ્યા. ઘનઘોર આકાશમાં ન જાણે વાદળો ક્યાં સુધી વરસતાં રહ્યાં.

બાલસૂર્ય જ્યારે પૃથ્વી પર પધારતો હતો, ત્યારે વઢિયારની બંઝી ભૂમિ પરથી એક બંકો નર પગે બાણુકમાન ભેરવી ચાલ્યો જતો હતો, દૂર દૂરની પર્વતમાળ તરફ.

પાછળ એક વયોવૃદ્ધ જાજરમાન સ્ત્રી હતી.

એની પાછળ એવો જ વયોવૃદ્ધ યોદ્ધો થોડા સૈનિકો સાથે ચાલતો હતો.

એક ભગ્ન શિવાલયને ઓટલે કોઈ સાધુરાજ ઊભા હતા. તાજું યુદ્ધ ખેલાયું હોય એવી ઉખર ભૂમિના દેદાર જેવું એમનું મોં હતું. તેઓ જોરજોરથી શાન્તિમંત્ર ભણી રહ્યા હતા.

વાચક, આ મહાનુભાવોની પિછાણની જરૂર છે ખરી?

❋

# ભાવનાના સંગ્રામની કથા

[ એક અવલોકન પત્ર ]

અનિલ શાહ

પ્રિય ભાઈ,

બે વર્ષ પહેલા હ્યુગોનું મૂળ 'નાઈન્ટી-થ્રી' વાંચ્યુ ત્યારનો મનમાં એક વિચાર ઘોળાયા કરતો હતો. તમારો અનુવાદ 'જ્વાલા' વાંચી આજે એ લખી નાખવાની ઇચ્છા થઈ આવી છે.

બાળમંદિરમા પહેલી વાર્તા સાંભળી તે ચકાચકીની હતી—તેમા ચકીબાઇ અગ્રસ્થાને હતાં. ત્યારબાદ જે વાર્તાઓ સાંભળી છે તે 'સઘળીમાં નારીજાતિનું જ વર્ચસ્વ છે. બાળવાર્તાઓમાં પણ નદીમાં સોનેરીવાળ તણાતો જોઇ રાજકુમાર 'પરણું તો આવા વાળવાળી સ્ત્રીને, બીજી બધી મા-બ્હેન' એવા આકરા શપથ લઇ લેતો હોય છે, અથવા તો એકદંડિયા મહેલમાથી રૂપસુંદરીને છોડાવવા તે રાક્ષસને મહાત કરે છે—અને એવું જ બધું બીજી વાર્તાઓમાં.

જોકે શિશુ-કિશોર અવસ્થામાં સાંભળેલી બધી જ વાર્તાઓ કાંઈ પ્રેમકથાઓ ન હતી. પરંતુ સમગ્ર લલિતસાહિત્ય તરફ આપણે દૃષ્ટિપાત કરીએ છીએ ત્યારે શું જણાય છે? એકાંકી નાટકો એવા હોય, ટૂંકી વાર્તાઓ પણ ઘણી નીકળે, કાવ્યો પણ થોડાઘણા હશે, પરંતુ ડિટેક્ટિવ અને સાહસકથાઓને બાદ કરતાં એવી કોઈ નવલકથા ધ્યાનમાં નથી જેમાં પ્રેમપુરાણ ન આવતું હોય. હ્યુગોના 'નાઇન્ટી-થ્રી' પર હું આફ્રીન છું તેનું એક કારણ એ પણ છે કે તેમાં સ્ત્રી-પુરુષના પ્રેમની વાત માત્ર ન હોવા છતાં બધી રીતે એ આવી અદ્ભુત કથા છે.

સ્ત્રી ખરેખર અદ્ભુત વસ્તુ છે. તેનામાં રોકાયેલું મન કાંઇ ન વિચારી શકે, સ્ત્રીનો જેને ચટકો લાગ્યો હોય તે ફરીફરીને વિવિધરૂપે પોતાના મનની વાત રજૂ કરવા તલસે—તે હું સરળતાથી સમજી શકું છું. ઉષા-સંધ્યાની લાલિમા, ચંદ્રમાની શીતલતા, સમુદ્રનો ગુંજારવ, ફળફૂલનું માધુર્ય-સર્વત્ર એને પ્રેયસીના જ દર્શન થાય તે સ્વાભાવિક છે. સ્ત્રીની લગનીમા તારી દે યા મારી દે એવો પ્રભાવ છે તેનો કોણ ઇન્કાર કરશે? એનું પ્રાધાન્ય સ્વીકારવામાં વાંધો નથી, પરંતુ તેની સાર્વત્રિકતા સામે બંડ પોકારવાની ઇચ્છા થાય ખરી.

ગૃહજીવનની વાતો જેમા હોય તેમાં પ્રણયતત્ત્વ સ્વાભાવિક રીતે આવે જ. રામાયણ એટલે રામકથા નહીં, પણ રામસીતાની કથા. પણ મહાભારતેય પ્રેમકથાઓથી જ ભર્યું હોય તે વાત આજે સહેજ વિસ્મય પમાડે છે. રમણલાલની વાર્તાઓમાં પ્રેમ ન આવે તે સંભવી શકે નહીં, પણ મુનશીમાં યે એનું એ જ'! ઐતિહાસિક વાર્તાઓમાં પણ ઇતિહાસને વફાદાર રહેવાને વિષે ઘણું આણી શકાય, પરંતુ વર્તમાનયુગની રાજકારણી નવલકથાઓને યે પ્રેમલા-પ્રેમલી વિના કેમ નહીં ચાલતું હોય!—પછી તે '૩૦-૩૨ની 'સંજીવની' હો, કે '૪૨ની 'અણખૂટ-ધારા' કે આઝાદ-હિન્દની 'કદમ કદમ બઢાયે જા' હોય.

ઘણાં વર્ષોથી સાહિત્યની પેલી વિખ્યાત સરળ વ્યાખ્યા સાંભળતો આવ્યો છું: 'સાહિત્ય એ જીવનનું પ્રતિબિંબ છે.' પ્રતિબિંબ ખરું સ્તો! — પરંતુ મુખ્યત્વે જીવનના રંગભર્યા પાસાનું—સ્ત્રીપુરુષના સુકોમળ સંબંધનું,

મને એ પ્રશ્ન થાય છે. જગતમાં અનેક કાયદા પડ્યા છે. સંસારમાં અનેક બનાવો બને છે—જેમ ઘાયલપ્રેમીઓ આત્મવિલોપન કરે છે તેમ બીજી બાજુ વિપ્લવ અને ક્રાંતિઓ થાય છે. ભૂખમરામાં લાખો માણસો મૃત્યુ પામે છે. પાયે ખંડોને આવરતાં મહાયુદ્ધો થાય છે, આર્થિક, રાજકીય, સામાજિક અને ધર્મનાં ક્ષેત્રોમાં વિચાર-પરિવર્તનો થાય છે. આ સઘળાંની મધ્યમા વાર્તાકારનો નાયક જીવી રહ્યો છે. એના પોતાના સંસારમાં તેની સ્ત્રીનું ચોક્કસ સ્થાન છે તે વાતની ના પાડવાનો આશય નથી, પરંતુ એના ઉપરાંત, એના સિવાય પણ, બીજું કાંઇ છે કે નહિ! નાયકની જીવન પર તેની પ્રેયસીની આંખની ચમકની, મુખના ઉલ્લાસ અને હતાશાની જેમ અસર છે, તેમ માર્ક્સનો વર્ગવિગ્રહ અને ગાંધીજીના વર્ગલોપનમાંથી કઇ ફિલસૂફીનો સમાજમાં વધુ સ્વીકાર અને ફેલાવો થાય છે તેનીય છે, બંગાળ-પંજાબના ભાગલાની છે; રેશનિંગ અને કંટ્રોલની છે, અમલદારો અને વેપારીઓની પ્રામાણિકતાની છે. તેણે જેમ એક સ્ત્રી સાથે પોતાનાં સુખદુઃખ જોડ્યાં છે, તેમ પિતા-માતા, ભાઇ-ભાંડુ, મિત્રો, ઉપરી-



અમલદાર, કાર્યસાથી અને પાડોશી—અનેક સાથે વર્તાઓ છે અંશે જોડ્યાં છે. આજનો નાયક આ સર્વ બળોની—માનવીઓની અસરો ઝીલે છેઃ એમની દ્વારા તેમાં સુખદુઃખનું નિયમન કાંઇ ઓછું થતું નથી. આપણો વાર્તાકાર એમની વાતો નથી કરતો તેમ નહીં, પણ આળાં હૈયાંની વિતકકથાઓ આલેખવામાં એ એટલો તો મશગૂલ રહે છે કે પ્રેમકેલી સિવાયનું સઘળું ઉપકથારૂપ બની જાય છે. ' ગુજરાતનો નાથ 'માં ફરીફરી વાંચવાનું મન થાય તેવા ,કયા ભાગ છે ? ખંભાતના અખાતમાં મંજરીના અપરૂપ સૌંદર્યને નિહાળી જ્યારે કાક 'પુરુષજીવનને મોટામાં મોટો લહાવો ' માણે છે, જ્યારે કાકને ' આનંદરાત્રિ 'નો કપરો અનુભવ થાય છે, જ્યારે મંજરીનું ગર્વમર્દન થાય છે, અને 'ઉષાએ શું જોયું' તેનું રસભર્યું વર્ણન થાય છે—વગેરે. ' દિવ્યચક્ષુ ' વાંચ્યાને ઘણાં વર્ષ થઇ ગયાં : એનું રાજકારણ બધું યે ભૂલી જવાયું છે. યાદ છે રંજન અરુણને તેના ઓષ્ઠ સ્પર્શથી ઉઠાડે છે તે પ્રસંગ. શ્રી દેસાઇ તેમાં કેવા ખીલી ઊઠ્યા છે ? ' બંધન અને મુક્તિ ' શ્રી ' દર્શક 'ની '૫૭ ની વિપ્લવગાથા છે, પણ કલમની સકળ મોહિની લેખકે એમાં ક્યાં પીરસી છે ?—સુભગા–શેખરની વિરહ–મિલનની પળોમાં જ ને ! મેઘાણીભાઈની સમયના પ્રવાહને આલેખતી નવલકથા ' વહેતાં પાણી 'માં પણ એક નહીં અનેક પ્રેમઝરણ ઠલવાયાં છે, અને ' કાળચક્ર 'નો એક દાંતો વિમલા –સુમતિચંદ્રના નાજુક સંબંધનો હતો જ. છોડો ગુજરાતને ! શરચ્ચંદ્રની ક્રાંતિકારીઓની વાર્તા 'પથેરદાબી ' હૃદયના તરફડાટથી મુક્ત નથી, અને ' શ્રીકાન્ત 'નો મહિમા સાધ્વી કમલીલત્તા કે સતી અન્નદાદિદિને લઇને થોડો જ છે ? શ્રીકાન્ત રાજલક્ષ્મીના અદ્‌ભુત પ્રેમસંબંધને લઇને જ છે તે આપણે સહુ જાણીએ છીએ. રવીન્દ્રનાથની ' ઘરે-બાહિરે 'ને કાકાસાહેબે ' રાષ્ટ્રોદ્ધારક નવલકથા ' તરીકે બિરદાવી છે. હિંદની એ એક શ્રેષ્ઠ નવલકથા પર કાકાસાહેબની જેમ મારી જેવા બીજા ઘણા આફરીન હશે. પરંતુ વિચારું છું કે પ્રેમત્રિકોણ વિના ટાગોર જેવા કલાસ્વામીને પણ ન ચાલ્યું ? એ વિનાં એમને યે રસજમાવટ સંભવિત લાગી ? રાષ્ટ્ર પ્રથમ કે સત્ય, ઊંચા ધ્યેય માટે સાધનની વિશુદ્ધિની આવશ્યકતા વગેરેની આવી અદ્‌ભુત છણાવટની સાથે પોતાની વિમલાસર્જિત હૃદયવેદનાને લોકલોકાન્તરમાં ફેલાવી ભર્યાં ભાદરવાની સવારે નિખિલે ગાતાગાતા બેસી રહેવું તે અનિવાર્ય હતું ?

પરદેશનું તો બહુ વાંચ્યું નથી, પણ 'Tale of Two Cities ' એ ફ્રાન્સની વિપ્લવકથાની સાથે જ પ્રણયકથા છે તે જાણું છું. સ્પેનના આંતરવિગ્રહની તમારી પ્રિય ' For Whom the Bell Tolls ' માત્ર પુલ ઉડાવવાની વાત નથી. એકાદ 'ડુંગરદાદાની દીકરી' વિના હેમિંગ્વેને પણ ચાલ્યું નથી.

આ પ્રણયપ્રસંગોમાં માત્ર આપણને જ રસ પડે છે તેવું નથી, વાર્તાકાર પોતે પણ ત્યારે જ ખરો ખીલે છે. તેમાં જ પોતાનું સર્વસ્વ ઠાલવે છે. જાણે કે એવા પ્રસંગોની રાહ જોઇને તેની કલમ બેઠી હોય તેવું લાગે છે. મને પ્રશ્ન થાય છે કે સામાજિક, ઐતિહાસિક, રાજકીય કે ચાહે તે પ્રકારની વાર્તા કેમ ન હોય, આના વિના લખવાનો પ્રયાસમાત્ર કેમ નહીં થયો હોય ? મન પણ નહીં થયું હોય ?

મને બીજો પ્રશ્ન આ થાય છેઃ યુવાનીમાં માણસને પ્રિયામાં જ સઘળું સમાયું છે તેમ લાગે તે સ્વાભાવિક છે—એ ઉંમરે :

All the trees are green lad
And all the goose are swan,
And all the girls are queen.

વગેરે લાગે–તે જ કુદરતી અને કહાય યોગ્ય છે. ' બીજું કાંઇ દેખવું નો'તુ.'ની રઢ લઇ જુવાન જો ' જ્યાં જ્યાં નજર મારી ઠરે, યાદી ભરી ત્યાં આપની 'ની પ્રભુપ્રાર્થના પોતાના પ્રેમપાત્રને ઉદ્દેશી ગાય તો આશ્ચર્ય નથી. 'ઋતુસંહાર'ના કાલિદાસની પેઠે મદના નશામાં પૃથ્વીના બધાંય ફૂલોની છાબ, બધાંય ફળોની ટોપલી, નિજના સર્વોત્તમથી રચેલી પૂજાનો ધૂપ કેવળ એક પ્રેયસીને ચરણે ધરી દે તો પણ રવીન્દ્રનાથની જેમ મને ઘૃણા થતી નથી, પરંતુ ઉંમર વધતાં એ નશાનું ઘેન ઊતરતું નહીં હોય ? ઊછળતાં પાણી સમથળ નહીં થતાં હોય ? ફૂલોની માળા પ્રેયસીના કંઠ સાથે ઇશ્વરના ચરણોમાં જવા લાગતી નહીં હોય ? ઉંમર વધતાં માણસ પ્રેમી મટતો નથી,

# ભાવનાના સંગ્રામની કથા

[ એક અવલોકન પત્ર ]

અનિલ શાહ

પ્રિય ભાઈ,

બે વર્ષ પહેલા હ્યુગોનું મૂળ 'નાઈન્ટી-થ્રી' વાંચ્યું ત્યારનો મનમા એક વિચાર ઘોળાયા કરતો હતો. તમારો અનુવાદ 'જ્વાલા' વાંચી આજે એ લખી નાંખવાની ઇચ્છા થઈ આવી છે.

બાળમંદિરમા પહેલી વાર્તા સાંભળી તે ચકાચકીની હતી—તેમા ચકીબાઈ અગ્રસ્થાને હતાં. ત્યારબાદ જે વાર્તાઓ સાંભળી છે તે સઘળીમાં નારીજાતિનું જ વર્ચસ્વ છે. બાળવાર્તાઓમાં પણ નદીમાં સોનેરીવાળ તણાતો જોઈ રાજકુમાર 'પરણું તો આવા વાળવાળી સ્ત્રીને, બીજી બધી મા-બ્હેન' એવા આકરા શપથ લઈ લેતો હોય છે, અથવા તો એકદંડિયા મહેલમાંથી રૂપસુંદરીને છોડાવવા તે રાક્ષસને મહાત કરે છે—અને એવું જ બધું બીજી વાર્તાઓમાં.

એક શિશુ-કિશોર અવસ્થામાં સાંભળેલી બધી જ વાર્તાઓ કાંઈ પ્રેમકથાઓ ન હતી. પરંતુ સમગ્ર લલિતસાહિત્ય તરફ આપણે દૃષ્ટિપાત કરીએ છીએ ત્યારે શું જણાય છે? એકાંકી નાટકો એવા હોય, ટૂંકી વાર્તાઓ પણ ઘણી નીકળે, કાવ્યો પણ થોડાઘણા હશે, પરંતુ ડિટેક્ટિવ અને સાહસકથાઓને બાદ કરતાં એવી કોઈ નવલકથા ધ્યાનમાં નથી જેમાં પ્રેમપુરાણ ન આવતું હોય. હ્યુગોના 'નાઇન્ટી-થ્રી' પર હું આફ્રીન છું તેનું એક કારણ એ પણ છે કે તેમાં સ્ત્રી-પુરુષના પ્રેમની વાત માત્ર ન હોવા છતા બધી રીતે એ આવી અદ્ભુત કથા છે.

સ્ત્રી ખરેખર અદ્ભુત વસ્તુ છે. તેનામા રોકાયેલું મન કાંઈ ન વિચારી શકે, સ્ત્રીનો જેને ચટકો લાગ્યો હોય તે ફરીફરીને વિવિધરૂપે પોતાના મનની વાત રજૂ કરવા તલસે—તે હું સરળતાથી સમજી શકું છું. ઉષા-સંધ્યાની લાલિમા, ચંદ્રમાની શીતલતા, સમુદ્રનો ગુંજારવ, ફળફૂલનું માધુર્ય—સર્વત્ર એને પ્રેયસીના જ દર્શન થાય તે સ્વાભાવિક છે. સ્ત્રીની લગનીમા તારી દે યા મારી દે એવો પ્રભાવ છે તેનો કોણ ઇન્કાર કરશે? એનું પ્રાધાન્ય સ્વીકારવામાં વાંધો નથી, પરંતુ તેની સાર્વત્રિકતા સામે બંડ પોકારવાની ઇચ્છા થાય ખરી.

ગૃહજીવનની વાતો જેમાં હોય તેમાં પ્રણયતત્ત્વ સ્વાભાવિક રીતે આવે જ. રામાયણ એટલે ગમકથા નહીં, પણ રામસીતાની કથા. પણ મહાભારતે ય પ્રેમકથાઓથી જ ભર્યું હોય તે વાત આજે સહેજ વિસ્મય પમાડે છે. રમણલાલની વાર્તાઓમાં પ્રેમ ન આવે તે સંભવી શકે નહીં, પણ મુનશીમાં યે એવું એ જ'? ઐતિહાસિક વાર્તાઓમાં પણ ઇતિહાસને વફાદાર રહેવાને વિષે ઘણું આણી શકાય, પરંતુ વર્તમાનયુગની રાજકારણી નવલકથાઓને યે પ્રેમલા-પ્રેમલી વિના કેમ નહીં ચાલતું હોય?—પછી તે '૩૦-૩૨ની 'સંજીવની' હો, કે ૪૨ની 'અણખૂટ-ધારા' કે આઝાદ-હિન્દની 'કદમ કદમ બઢાયે જા' હોય.

ઘણા વર્ષોથી સાહિત્યની પેલી વિખ્યાત સરળ વ્યાખ્યા સાંભળતો આવ્યો છું: 'સાહિત્ય એ જીવનનું પ્રતિબિંબ છે.' પ્રતિબિંબ ખરું સ્તો! — પરંતુ મુખ્યત્વે જીવનના રંગભર્યા પાસાનું—સ્ત્રીપુરુષના સુકોમળ સંબંધનું.

મને એ પ્રશ્ન થાય છે. જગતમાં અનેક કોયડા પડ્યા છે. સંસારમાં અનેક બનાવો બને છે—જેમ ઘાયલપ્રેમીઓ આત્મવિલોપન કરે છે તેમ બીજી બાજુ વિપ્લવ અને ક્રાંતિઓ થાય છે. ભૂખમરામાં લાખો માણસો મૃત્યુ પામે છે. પાંચે ખંડોને આવરતાં મહાયુદ્ધો થાય છે, આર્થિક, રાજકીય, સામાજિક અને ધર્મનાં ક્ષેત્રોમાં વિચાર-પરિવર્તનો થાય છે. આ સઘળાંની મધ્યમા વાર્તાકારનો નાયક જીવી રહ્યો છે. એના પોતાના સંસારમાં તેની સ્ત્રીનું ચોક્કસ સ્થાન છે તે વાતની ના પાડવાનો આશય નથી, પરંતુ એના ઉપરાંત, એના સિવાય પણ, બીજું કાંઈ છે કે નહિ? નાયકની જીવન પર તેની પ્રેયસીની આંખની ચમકની, મુખના ઉલ્લાસ અને હતાશાની જેમ અસર છે, તેમ માર્ક્સનો વર્ગવિગ્રહ અને ગાંધીજીનાં વર્ગલેખનમાંથી કઈ ફિલસૂફીનો સમાજમાં વધુ સ્વીકાર અને ફેલાવો થાય છે તેનીય છે, બંગાળ-પંજાબના ભાગલાની છે, રેશનિંગ અને કંટ્રોલની છે, અમલદારો અને વેપારીઓની પ્રામાણિકતાની છે. તેણે જેમ એક સ્ત્રી સાથે પોતાનાં સુખદુઃખ જોડ્યાં છે, તેમ પિતા-માતા, ભાઈ-ભાંડુ, મિત્રો, ઉપરી-



અમલદાર, કાર્યસાથી અને પાડોશી—અનેક સાથે વત્તેઓછે અંશે જોડ્યાં છે. આજનો નાયક આ સર્વ બળોની—માનવીઓની અસરો ઝીલે છેઃ એમની દ્વારા તેમાં સુખદુઃખનું નિયમન કાંઈ ઓછું થતું નથી. આપણો વાર્તાકાર એમની વાતો નથી કરતો તેમ નહીં, પણ આળાં હૈયાંની વિતકકથાઓ આલેખવામાં એ એટલો તો મશગૂલ રહે છે કે પ્રેમકેલી સિવાયનું સઘળું ઉપકથારૂપ બની જાય છે. 'ગુજરાતનો નાથ'માં ફરીફરી વાંચવાનું મન થાય તેવા ક્યા ભાગ છે? ખંભાતના અખાતમાં મંજરીના અપરૂપ સૌંદર્યને નિહાળી જ્યારે કાક 'પુરુષજીવનને મોટામાં મોટો લહાવો' માણે છે, જ્યારે કાકને 'આનંદરાત્રિ'નો કપરો અનુભવ થાય છે, જ્યારે મંજરીનું ગર્વમર્દન થાય છે, અને 'ઉષાએ શું જોયું' તેનું રસભર્યું વર્ણન થાય છે—વગેરે. 'દિવ્યચક્ષુ' વાંચ્યાને ઘણાં વર્ષ થઈ ગયાં : એનું રાજકારણ બધું યે ભૂલી જવાયું છે. યાદ છે રંજન અરુણને તેના ઔષ્ઠ સ્પર્શથી ઉઠાડે છે તે પ્રસંગ. શ્રી દેસાઈ તેમાં કેવા ખીલી ઊઠ્યા છે? 'બંધન અને મુક્તિ' શ્રી 'દર્શક'ની 'પચ્ચીસ'ની વિપ્લવગાથા છે, પણ કલમની સકળ મોહિની લેખકે એમાં ક્યાં પીરસી છે?—સુભગા–શેખરની વિરહ–મિલનની પળોમાં જ સ્તો! મેઘાણીભાઈની સમયના પ્રવાહને આલેખતી નવલકથા 'વહેતાં પાણી'માં પણ એક નહીં અનેક પ્રેમઝરણ ઠલવાયાં છે, અને 'કાળચક્ર'નો એક દાંતો વિમલા–સુમતિચંદ્રના નાજુક સંબંધનો હતો જ. છોડો ગુજરાતને! શરચ્ચંદ્રની ક્રાંતિકારીઓની વાર્તા 'પથેરદાબી' હૃદયના તરફડાટથી મુક્ત નથી, અને 'શ્રીકાન્ત'નો મહિમા સાધ્વી કમલીલત્તા કે સતી અન્નદાદિદિને લઈને થોડો જ છે? શ્રીકાન્ત રાજલક્ષ્મીના અદ્ભુત પ્રેમસંબંધને લઈને જ છે તે આપણે સહુ જાણીએ છીએ. રવીન્દ્રનાથની 'ઘરેબાહિરે'ને કાકાસાહેબે 'રાષ્ટ્રોદ્ધારક નવલકથા' તરીકે બિરદાવી છે. હિંદની એ એક શ્રેષ્ઠ નવલકથા પર કાકાસાહેબની જેમ મારી જેવા બીજા ઘણા આફરીન હશે. પરંતુ વિચારું છું કે, પ્રેમત્રિકોણ વિના ટાગોર જેવા કલાસ્વામીને પણ ન ચાલ્યું? એ વિનાં એમને યે રસજમાવટ સંભવિત લાગી? રાષ્ટ્ર પ્રથમ કે સત્ય, ઊંચા ધ્યેય માટે સાધનની વિશુદ્ધિની આવશ્યકતા વગેરેની આવી અદ્ભુત છણાવટની સાથે પોતાની વિમલાસર્જિત હૃદયવેદનાને લોકલોકાન્તરમાં ફેલાવી ભર્યા ભાદરવાની સવારે નિખિલે ગાતાગાતા બેસી રહેવું તે અનિવાર્ય હતું?

પરદેશનું તો બહુ વાંચ્યું નથી, પણ 'Tale of Two Cities' એ ફ્રાન્સની વિપ્લવકથાની સાથે જ પ્રણયકથા છે તે જાણું છું. સ્પેનના આંતરવિગ્રહની તમારી પ્રિય 'For Whom the Bell Tolls' માત્ર પુલ ઉડાવવાની વાત નથી. એકાદ 'ડુંગરદાદાની દીકરી' વિના હેમિંગ્વેને પણ ચાલ્યું નથી.

આ પ્રણયપ્રસંગોમાં માત્ર આપણને જ રસ પડે છે તેવું નથી, વાર્તાકાર પોતે પણ ત્યારે જ ખરો ખીલે છે. તેમાં જ પોતાનું સર્વસ્વ ઠાલવે છે. જાણે કે એવા પ્રસંગોની રાહ જોઈને તેની કલમ બેઠી હોય તેવું લાગે છે. મને પ્રશ્ન થાય છે કે સામાજિક, ઐતિહાસિક, રાજકીય કે ચાહે તે પ્રકારની વાર્તા કેમ ન હોય, આના વિના લખવાનો પ્રયાસમાત્ર કેમ નહીં થયો હોય? મન પણ નહીં થયું હોય?

મને બીજો પ્રશ્ન આ થાય છેઃ યુવાનીમાં માણસને પ્રિયામાં જ સઘળું સમાયું છે તેમ લાગે તે સ્વાભાવિક છે—એ ઉંમરે :

All the trees are green lad
And all the goose are swan,
And all the girls are queen.

વગેરે લાગે–તે જ કુદરતી અને કદાચ યોગ્ય છે. 'બીજું કાંઈ દેખવું નો'તું.'ની રઢ લઈ જુવાન જો 'જ્યાં જ્યાં નજર મારી ઠરે, યાદી ભરી ત્યાં આપની'ની પ્રભુપ્રાર્થના પોતાના પ્રેમપાત્રને ઉદ્દેશી ગાય તો આશ્ચર્ય નથી. 'ઋતુસંહાર'ના કાલિદાસની પેઠે મદના નશામાં પૃથ્વીના બધાંય ફૂલોની છાબ, બધાંય ફળોની ટોપલી, નિજના સર્વોત્તમથી રચેલી પૂજાનો ધૂપ કેવળ એક પ્રેયસીને ચરણે ધરી દે તો પણ રવીન્દ્રનાથની જેમ મને ઘૃણા થતી નથી, પરંતુ ઉંમર વધતાં એ નશાનું ઘેન ઊતરતું નહીં હોય? ઊછળતાં પાણી સમથળ નહીં થતાં હોય? ફૂલોની માળા પ્રેયસીના કંઠ સાથે ઈશ્વરના ચરણોમાં જવા લાગતી નહીં હોય? ઉંમર વધતાં માણસ પ્રેમી મટી ...





પણ વિકાસ થતાં તે બીજું યે ઘણું ઘણું થાય છે. તેની સૃષ્ટિનો વિસ્તાર થાય છે અને તેમાં સ્ત્રી ઉપરાંત બાળકો સગાસંબંધીઓ, સમાજસંસ્થા, નગર, રાષ્ટ્ર, અને સકળ વિશ્વ પ્રવેશ પામે છે. ચશ્માનાં રંગ ઊતરતા તે જગતને વધારે સ્પષ્ટ ભાળે છે, અને એ તેના આનંદનું કારણ માત્ર પ્રિયાનો પત્ર જ નહીં પણ મોંઘવારી ભથ્થામાં વધારો કે નવા અખબારનું શરૂ થવું પણ હોય છે. તેને વિરહવ્યાકુળતા જ નથી હોતી, ધારાસભાની રસાકસીભરી ચૂંટણીનું પરિણામ જાણવાની તેની ઉત્સુકતાનો કે ઑસ્ટ્રેલિયા–ઈંગ્લંડની-મેચનો શું અંજામ આવ્યો તે જાણવાની તેની ઉત્કંઠાનો પાર નથી રહેતો; તેનાં હર્ષશોક, દયામાયા, રાગદ્વેષના ક્ષેત્રનો આમ ઉંમરની સાથે સીમાવિસ્તાર થઇ રહ્યો છે. ત્યારે આપણો સાહિત્યકાર ચાહે તે ઉંમરે લખવા બેસે, પ્રેમની વાત વિના તેને ચાલતું જ નથી. વૃદ્ધ થઇ ગયો હોય, દાંત પડી ગયા હોય, વાળ રહ્યા હોય કે ધોળા થઇ ગયા હોય, અપરિણીત હોય કે છોકરાંને ઘેર છોકરાં હોય—વીસ વર્ષની જુવાન સ્ત્રીનું વર્ણન કરવામાં તેને એટલી જ મોજ આવતી હશે? સાંભળ્યું છે કે કવિજનો ચિરયુવાન હોય છે—તે આટલા જ સારું શું? નક્કી, એ સ્થિતિ ઇર્ષ્યાજનક નથી પણ દયાજનક છે—એ તેના ચિત્ત-તંત્રની સંકુચિતતા સૂચવે છે, વિકાસ–શીલતાની મર્યાદા સૂચવે છે.

સાહિત્યકાર કુલગુરુ વિકટર હ્યુગોની શ્રેષ્ઠ નવલ-કથા 'લે મિઝરેબ્લ' છે તે નિર્વિવાદ છે. એ કિતાબ જીવનના પાઠ્યપુસ્તકસમી છે. પરંતુ મને લાગે છે કે 'નાઈન્ટી–થ્રી' સાહિત્યકારો માટે પાઠ્યપુસ્તકરૂપ થવું જોઈએ. ઉત્કંઠાનું આટલું સાહિત્ય, ભાવના અને ભવ્યતામાં આટલું ઉડ્ડયન, રસની આટલી જમાવટ; અને આ તમામ સ્ત્રી–પુરુષના સંબંધના નામ સુદ્ધાંને અડકયાં સિવાય! સાચે જ, આ પુસ્તક જગત સાહિત્યમાં અદ્વિતીય બની રહે છે. હ્યુગોની એક કલાકલગી થઈ રહે છે. ચિરંજીવી 'જ્વાલા' પુકારી પુકારીને કહે છે, માત્ર નરનારીના એકલ પ્રેમને જ નહીં, પણ માતા અને બાળકોનો પ્રેમ; ગુરુ અને શિષ્યનો પ્રેમ, સેનાની અને સૈનિકનો પ્રેમ. આ તમામ ચીતરવા જેવા છે, એટલું જ નહિ, આ બધું આબાદ રીતે રજૂ થયું હોય તો બીજી નરમ નરમ વાતોની કશી જરૂર પણ રહેતી નથી. પ્રેમિકાનું વર્ણન વાંચવામાં જે લિજ્જત આવે છે તેથી અદકી ત્રણ અનાથ બાળકોની અર્થહીન દિનચર્યાના વિગત-પૂર્ણ વર્ણનમાં આવી શકે છે. પ્રિયતમપ્રતી અભિ-સારિકાનું વર્ણન કરવામાં જે રસ પડે છે તેથી ઓર આનંદ ખોવાયેલા પેટ જણ્યાં બાળુડાંને માટે વલવલાટ કરતી જનનીની દોડધામ ચીતરવામાં આવે છે. 'જ્વાલા'માં માત્ર યુદ્ધો હોત તો કદાચ એને 'પાતાળપ્રવેશ', 'સાહસિકોની સૃષ્ટિ' વગેરે સાહસ-કથાઓની સાથે મૂકી કોઈ ઉપેક્ષા કરી શકે. પરંતુ "જ્વાલા" તો ઘણા ઊંચા આસને વિરાજે છે. અનેક પાત્રોને તેમાં ચીતરવામાં આવ્યા છે—ભિખારી છે, નિઃશસ્ત્ર સેનાપતિ છે, જગજ્જનની રૂપે સ્ત્રી છે, દેવનાં દીધેલ ટીચૂકડાં ફિરસ્તા છે. કેવળ યુદ્ધવર્ણનો નથી. ઊગતા ને અસ્ત પામતા બે યુગોનો સંગ્રામ છે, એક જ પક્ષે બે વિરોધી આદર્શોનું ઘમસાણ છે, એક જ ચિત્તમાં અથડાતી બે ફરજોનું દ્વંદ્વયુદ્ધ છે. 'જ્વાલા'ની 'દાહમાંથી દયા નહીં!' રહમ નહીં!' ના પુકારો ઊઠે છે, તેની જ રાખમાંથી જર્જરિત મસ્તકો પર માનવતાના નવીન અંકુરો ફૂટે છે. 'જ્વાલા' એ યુદ્ધકથા હોય તો પણ એ યુદ્ધ કેવળ શસ્ત્રોનું નથી—તેમાં માનસયુદ્ધો છે, ભાવનાના સંગ્રામ પણ છે, ઑરકેસ્ટ્રાના જાણે કે સર્વ વાજિંત્રો હાજર છે; નથી છતાં પેલો ચિરપરિચિત ધ્વનિ આદિકાળથી સરસ્વતી જે બજવતી આવી છે તે ય ગૂંજે છે. ને તો યે લગારે ઊણપ હોય તેમ લાગતું નથી. જેટલું છે તેટલાથી અને નથી તેની ગેરહાજરીથી એક લભ્ય વાતાવરણ ખડું થયું છે. 'જ્વાલા'ની અપૂર્વતા એમાં જ સમાયેલી છે—એની ઉપર હું આફ્રીન છું.

'નાઈન્ટી–થ્રી'માંથી બીજા સાહિત્યકારોએ બોધપાઠ લીધો હોય કે ન લીધો હોય, 'જ્વાલા'માંથી તો આપણા કેટલાય સાહિત્યકારો કાંઈ નવીન પ્રેરણા લઇ સરસ્વતીચંદ્ર–કુમુદકુસુમથી અનેરું એવું કાંઈક આપશે તેવી આશા સાવ વિફલ જશે!

( અનુસંધાન પાન ૨૪થી ચાલુ )
બીલખાના ઓખાઇ જોડા અને જઇને હાઇસ્કુલની ઓશરી ઉપર જ પરબારો મુકામ નાખ્યો.

ગોંડલ પણ એ વખતે તો મોટું ધમાલિયું શહેર લાગે. ઠેર ઠેર ઝૂલી રહેલી લાલપાંદડીની 'બોગનવેલિયા' આશ્ચર્યજનક જણાય. મનમાં એમ થાય કે આ સમ્રામજી હાઇસ્કુલમાં તો આપણા રામનો કાંઈ પત્તો ખાય તેવું જણાતું નથી.

હું બેઠો હતો ત્યાં ફરતા ફરતા મિ. શાહ કરીને એક માસ્તર આવ્યા. ટર્મના પહેલા ઉઘડતા દિવસો હતા એટલે છોકરાઓની ધમાલ હતી. એમણે મારો ચિત્ર વિચિત્ર વેષ જોઇને એક ઘડીભર તો મારી સામે જોયા કર્યું, પછી ધીમેથી પૂછ્યું:

'ક્યાંથી આવો છો?'

'વીરપુરથી.'

'વીરપુરમાં મીડલસ્કુલ છે?'

'ના ના, તો તો બીલખાથી.'

તેમણે મને હેડમાસ્તરની 'રૂમ' બતાવીઃ 'ત્યાં જઇને બેસો, તમને બોલાવશે.'

મેં હેડમાસ્તરના રૂમ તરફ પ્રયાણ કર્યું. પણ ત્યાં તો કમ્પાઉન્ડમાં ભેગું થયેલું ટીખળી છોકરાઓનું ટોળું મારી પાછળ પાછળ આવ્યું.

તેમાં એક અગ્રણી જેવો હતો. એ જાણે મને જોઇને નવાઇ પામ્યો હોય તેમ આંખો પહોળી કરતો જરાક સામે આવીને ઉભો જ રહ્યો.

થોડીવાર પછી એ પાછળ ખસી ગયો. પછી એણે કાંઇક અવાજ કર્યો, અને હજી તો શું થાય છે એ હું જાણું તે પહેલાં 'જે જે જે!' એવા મોટા ગગનભેદી શબ્દથી આખું કમ્પાઉન્ડ ગાજી ઊઠયું. ગભરાટમાં ને ગભરાટમાં મારું પોટકું નીચે પડી ગયું હતું, તે લઇને હું ધૂળ ખંખેરું છું, ત્યાં સૌ છોકરાને વીખેરી કાઢતો, એક સત્તાવાહી અવાજ અંદરના ખંડમાંથી આવ્યોઃ એ અવાજ હેડમાસ્તરનો હતો. તેમણે મને પોતાની પાસે બોલાવ્યો. પોટકું ને લોટો—ઓશરીની કિનાર ઉપર મૂકીને, ધૂળવાળા ઓખાઇ જોડા બહાર ઉતારીને, હું અંદર ગયો. તે વખતે નટવરલાલ હેડમાસ્તર હતા. એ પાટણના નાગરગૃહસ્થ હતા. ઘણા કડક ને શિસ્ત પાલની હતા. ગોંડલનું કેળવણીખાતું એ વખતે સુતરીયાના હાથમાં હતું. કડકાઇ એ જ જાણે વિદ્યા છે એ એ જમાનો હતો. એટલે સર્ટિફિકેટ જોઇને મને શાહ માસ્તરના ક્લાસમાં ફિફ્થમાં બેસવાનું તો એમણે કહ્યું, પણ સાથે સાથે ઉમેર્યું કે, કાલે પરીક્ષા થશે, તેના પરિણામ ઉપરથી તમને ફિફ્થમાં બેસારવામાં આવશે.

મારા પેટમાં તો તેલ રેડાયું.

ક્લાસમાં ગયો, ત્યાં પેલો છોકરો પાસે આવ્યોઃ 'ડાળિયા-બાળિયા છે પોટકામાં? લાવો સૌને વહેંચીએ!'

આખો ક્લાસ ખડખડ હસી પડ્યો.

એટલામાં એક બીજો છોકરો આવ્યો; 'યાર! આના જોડા તો જુઓ, કોઇ નવી જ 'ડીઝાઇન' છે હો! કાંધી કરાવેલા દોસ—સમરકંદ બુખારાની ચીજ લાગે છે!'

આપણે તો બોલ્યા ચાલ્યા વિના ચોપડીમાં મોં રાખીને બેઠા રહ્યા.

ત્યાં ત્રીજો ફરતો ફરતો આવ્યોઃ 'શું વાંચે છ યાર?' મારી પાસે કોઇ ચોપડી તો હતી નહિ, ડીક્ષનરીના શબ્દો જોતો હતો.

તે આંખો પહોળી કરીને આશ્ચર્યચકિત થઇ ગયો હોય તેમ ટેબલ ઉપર ચડીને મોટેથી બોલી ઊઠયોઃ 'A scholar–among you–gentlemen—' પણ તેનો છેલ્લો 'ન' લંબાઇ ગયો—અચાનક આવી ચડેલા શાહ માસ્તરના, વાંસા પર પડેલા ધબ્બાએ તેની પાસે 'ન અ અ' બોલાવી દીધો!

તે દિવસે તો અમારા ઓળખીતા યજમાન કણબી હતા તેમને ત્યાં જઇ બાટી પકાવી, ખીચડી કરી, રાત્રે તો સુઇ રહ્યો.

બીજે દિવસે નટવરલાલ સાહેબે પરીક્ષા લીધી. ગણિતમાં કાંઇ કરેલું નહિ એટલે એમણે ફિફ્થમાં દાખલ કરવા ના પાડી.





'ફોર્થમાં દાખલ કરીએ—'

'પણ—મારી જાતમહેનતની મને ખાતરી છે, સાહેબ! હું પાસ થઈશ—એક વખત મને દાખલ કરી જુઓ.' મેં કહ્યું.

તેમનું મન જરાક પીગળ્યું પણ હશે. પણ નિયમ વિરુદ્ધ તેમનાથી શું થાય? ચોથું ધોરણ પૂરું કર્યાનું સર્ટિફિકેટ હતું. એટલે એમણે તો પરીક્ષા લીધી—ને ગણિત તથા બીજા એક વિષયમાં નાપાસ થવાથી દાખલ કરવાની ના પાડી.

'તમે ફોર્થમાં રહો—પછી જોઈને આગળ વધારીશું—'

મેં માથું ધૂણાવીને ના પાડી.

'સાહેબ! મારે તો વખત બચાવવો છે—'

'તો—તો—' નટવરલાલ સાહેબે દિલગીરીથી દાખલ કરવાની ના પાડી. પોટકું, લોટો, સઘળું લઈને પાછા ફરવાની બધી તૈયારી કરીને જ આવેલો, એટલે લોટાવાળા હાથે સલામ કરી એમની રજા લીધી. એ વખતે પણ એમને અરધું મન, કોણ જાણે કેમ, મને દાખલ કરવાનું જણાતું હતું. પણ ધારાધોરણ—અને તેમાં પાછું આ તો ગોંડલ! એટલે એ કાંઈ કરવાને અશક્ત જણાયા. એમની વાત તો બરાબર હતી. કેવળ મારા આત્મવિશ્વાસ ઉપર એ શી રીતે પગલું લઈ શકે? એટલે મેં તો ત્યાંથી રવાના થઈ મારે ગામ જઈ બીજે દિવસે જેતપુર હાઈસ્કૂલનો પંથ પકડ્યો. એ વખતે જેતપુરમાં ૭ અંગ્રેજી ધોરણ હતાં, પણ ગમે તે રીતે હવે તો બે વરસમાં જ મેટ્રિક થયે છૂટકો હતો, એટલે આઠ માઈલનો રસ્તો કાપીને ભાદરનાં કેડ કેડ સમાં પાણી ખૂંદતો ખરે બપોરે હું જેતપુરમાં પહોંચ્યો.



## જ્ઞાનગોષ્ઠિ

### ધૂમકેતુ

[ પ્રૌઢ શિક્ષણ સંસ્કારને ધ્યાનમાં રાખીને યોજેલી સાદી કથિત વાચનાવલિ ]

[ ૧ ]

એક વખત બે મહાપંડિતો ભેગા થયા. બન્ને શાસ્ત્રમાં પારંગત એક બીજાથી ગાંજ્યા જાય નહિ એવા. એમાં એક પંડિત બડો આસ્તિક. બીજો ભારે નટખટ ને નાસ્તિક. એક કહે, ઇશ્વર છે છે ને છે જ. બીજો બોલે, ઇશ્વર નથી નથી ને નથી. હોય તો કાંઈ દુનિયામાં આવો અન્યાય ચાલે?

પછી એ બન્ને પંડિતો વાદવિવાદ કરવા બેઠા. આખું ગામ જોવા ભેગું થયું. શું પણ માળા શાસ્ત્રમાંથી દષ્ટાંત ટાંકે છે? અને વેદવાક્ય? એ પણ કેવાં! તીરથી તીર કાપે એમ એક બીજાનાં વેણ કાપે છે! એમ ને એમ સાંજ પડી ગઈ. પણ કોઈ કોઈનાથી ગાંજ્યા નહિ તો!

સાંજ પડી ને પેટમાં કૂકડાં બોલવા માંડ્યાં, એટલે વાદ વાદને ઠેકાણે રહ્યો ને બેય જણા રસોઈ પાણીની ખટપટમાં પડી ગયા. ગામે વિદ્વાન જાણીને ભોજન આપ્યું. પોથીપોથાં સંકેલીને મંદિરને ઓટલે બેય જણા રાતે સૂઈ રહ્યા

પણ સવારના પહોરમાં એક નવી નવાઈની વાત બની. જે નાસ્તિક હતો, તે બેઠો બેઠો ભગવાનની પૂજા કરવા માંડ્યો હતો. ને જે આસ્તિક હતો તે પોતાનાં તમામે તમામ ભગવાનનાં પુસ્તકો ભેગાં કરીને બાળવા બેઠો હતો! ગામ આખું તો જોઈ જ રહ્યું! અલ્યા ભાઈ! આ શું? આ તો

ખરચી નાખ્યું હશે, એમ જાણીને મહારાણીએ એને પૂછ્યું, 'તમે કેટલું દાન કર્યું'?'

'મેં ? અરે! મહારાણી બા! હું શું દાન કરવાની હતી? સો જોજન દૂરથી ભીખ માગતી માગતી હું આંહીં આવીચડી. આગલે દિવસે તીર્થોપવાસ કરેલો, કોઇ પુણ્યશાળીએ પારણાને દિવસે, થોડોક સાથવો આપેલો, તેમાંથી અરધો ભાગ એક અતિથિને આપી, ભગવાન સોમનાથને પૂજી, પારણું કર્યું. અમારું ગરીબનું તો આ દાન ને આ પુણ્ય!'

રાણી તો મનમાં ને મનમાં દેવવાણીનો અર્થ સમજી ગયાં દાન દેનારનું હૃદય જ દાન કરે છે. હાથથી જે કાંઇ આપે તેની ભગવાન સોમનાથને મન કાંઈ જ કિમ્મત નથી! પછી એક પાઇ હોય કે એક કરોડ હોય!

[ ૪ ]

એક સંતસાધુના ઘરમાં એક ચોર ચોરી કરવા પેઠો. અંદર ગયા પછી તો સમજી ગયો. પણ માણસનું મન છે નાં? એને થયું કે લાવને, ખાંખાંખોળાં કરું વખતે કાંઈક મળી જાય!

સાધુ મહારાજ જાગતા જાગતા બધો તાલ જોયા કરે. જ્યારે ચોર નિરાશ થઈને ચાલતો થયો, ત્યારે બોલ્યા: 'ભાઇ! આંહીં તું કાંઈ લેવા આવ્યો હો તો કાંઈ મળે તેમ નથી. પણ જો દેવા આવ્યો હો તો લઈને જા તેમ છો!'

'શું દેવાનું છે મા'રાજ! મારી પાસે દેવાનું શું છે?' ચોરે હિમ્મતથી જવાબ આપ્યો.

'અલ્યાભાઈ! તારી પાસે છે, એવું તો કોઇની પાસે નથી. આવી મેઘલી કાળી રાતે જે એકલો નીકળે એની પાસે કેટલું મજબૂત હૃદય હોય? મને તું એ આપી દે. અને હું તને દુનિયાનું રાજ આપી દઉં! બાકી બે ચાર પૈસાની લૂંટની વાત આંહીં કરવી હોય તો એમાં હું ને તું બે ય સરખા છીએ!'

[ ૫ ]

એક રાણીએ રાજા સાથે પરણતી વખતે એક શરત કરી. 'મહારાજ! વખતે એવું બને કે આપણે મનદુ:ખ થાય તો તમારે મને એક વચન આપવું પડે!'

'શું?' રાજાએ પૂછ્યું.

'એવું થાય તો મને ઘરમાં જે વહાલામાં વહાલી વસ્તુ લાગે તે તમારે મને સાથે લઈ જવા દેવી!'

રાજાએ એ કબૂલ કર્યું.

પછી એક વખત રાજારાણીને મનદુ:ખ થયું. રાજાએ કહ્યું, 'મેં વચન આપ્યું છે. તે હું પાળીશ. તને વહાલામાં વહાલી વસ્તુ હોય તે તું ઉપાડી જા!'

રાણીએ રાજાનો હાથ પકડીને કહ્યું: 'મહારાજ! આ ઘરમાં મને વહાલામાં વહાલી વસ્તુ તો તમે જ છો. માટે તમે મારી સાથે ચાલો!'

તકરાર તકરારને ઠેકાણે રહી ગઈ ને એને બદલે હાસ્યની લેરખી ઘરમાં આવી ગઇ!

બેમાંથી એક પણ સમજુ હોય તો તો સોમાંથી નવાણું ટકા ઘર ન ભાંગે, તે ન જ ભાંગે.

[ ૬ ]

એક સાધુજન હતા. એમણે જિંદગીમાં બે નિયમ લીધા. એક તો એ કે પોતાની




પાસે જે કાંઈ હોય તે બીજાને જોઈએ એટલે તરત આપી દેવું. બીજો એ કે વેણ કવેણ સહન કરી લેવું. વ્રત નિયમ લેવા સહેલા છે, પણ પાળતાં તો આંખો ઓડે જાય. જો સાચવીને પાળી શકાય તો તો ઉદ્ધાર થઈ જાય.

આ સાધુના નિયમ વ્રતની વાત તો લોકમાં ફેલાણી: એની પરીક્ષા થાવા માંડી. પણ જે મન જાગતું રાખે એ કાંઇ ભૂલ કરે? સાધુ તો સોએ સો ટકા સાચો નીવડયો.

આ વાતની ખબર ભગવાનના દ્વારપાલોને પડી. એમણે ભગવાનને કહ્યું કે હે મહારાજ! આવો સાચક માણસ છે ત્યારે તમે એને કાંઈક શક્તિ આપો.

'ભગવાન કહે, તપાસ કરો, એને શું જોઇએ છીએ. એ કહે તે આપીએ. દ્વારપાલોએ સાધુની પાસે જઇને વાત કરી. સાધુ કહે, 'પણ ભાઇ! મારે શું જોઈએ છીએ, એની મને પોતાને હજી ખબર પડી નથી. મને લાગે છે મારે કાંઇ જોઈતું નથી!'

દ્વારપાલોએ કહ્યું: 'એમ ન થાય મહારાજ! તમારે જોઇતું હોય કે ન જોઈતું હોય પણ ભગવાન પોતે, સત્યનો મહિમા રાખવા માટે, તમને કાંઇક ને કાંઇક આપવા માગે છે. તમારે એ લેવું જ પડશે. બોલો, તમે ચમત્કાર કરી શકો એવી શક્તિ ભગવાન તમને આપે?'

સાધુએ જવાબ આપ્યો: 'ના ભાઇ! એ તો ભલે ભગવાન પોતે જ કરતા રહે!'

'ત્યારે, ગમે તેવા દુષ્ટ જનને તમે ફેરવી નાખો એવી સિદ્ધિ લેશો?'

'ના રે ભાઈ! એ કામ તો જોગીલોકનાં!'

'ત્યારે આટલું લેશો? તમે જ્યાં જ્યાં જાઓ, ત્યાં ત્યાં માણસોનાં ટોળે ટોળાં તમારા તરફ આકર્ષાય!'

'અરે! મારા બાપ! તો તો મારું આવી જ બને નાં?' સાધુએ જવાબ આપ્યો.

'પણ ત્યારે તમે કહો, તમારે શું જોઇએ છીએ? કાંઈક ને કાંઈક લેવું તો પડશે જ. ઈશ્વરી નિયમનો કાંઇ ભંગ થાય?'

'ત્યારે મને આટલું આપોને, અત્યાર સુધી હું જે કાંઇ સત્કર્મ કરું છું, એમાં મારે એક ભારે વિપત વેઠવી પડે છે. સામા માણસને ખબર પડી જાય છે કે મેં આ કર્યું. ને હું પણ નજરો નજર એનો સાક્ષી બનું છું. એનાથી મનમાં કોઇ કોઇ વખત, જાણ્યે અજાણ્યે અભિમાન થઈ જાય છે. તો હવે તમે એટલું ન કરી દો કે હું જે કાંઈ સત્કર્મ કરું, એની મને પોતાને ખબર જ ન પડે? ને સામાને પણ મારી જાણ ન પડે!'

દ્વારપાલો તો આ સાંભળીને છક્ક થઇ ગયા.

જઇને ભગવાનને વાત કરી. પણ આવી વાત શી રીતે બને એની ચિંતામાં સૌ પડયા. પોતાનું કરેલું પોતે જાણે નહિ એ તો શી રીતે થાય? છેવટે એનો નિકાલ આવ્યો.

સાધુ મહારાજ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં એના પડછાયા માત્રથી સત્કર્મ થાતાં જાય. એને ખબર પણ ન પડે કે કોઈ સત્કર્મ થઇ રહ્યું છે. એ તો પોતાની ભકિતમાં જ મસ્ત હોય!



# કલામાં શૈલીનું મહત્ત્વ

વ્રજલાલ ત્રિવેદી

આધુનિક સમયમાં કલાકારોએ ઠીક ઠીક પ્રગતિ કરી કલાને નવીન ઓપ આપી પૂનઃ ભારતમાં તેમજ તેના ગ્રામવિભાગોમાં માનવંત કરી છે. કલા પહેલાં નહોતી અને અત્યારે છે એવું કહેવાનો આશય નથી. પરંતુ પહેલાંની આપણી જૂની કલા પ્રત્યે તેને સમજવાની આપણી દૃષ્ટિ કેળવાયેલી હતી નહિ. તે વખતે કંઈક જૂના ચિત્રો, કોતરકામના નમૂનાઓ અથવા પ્રતિમાઓ જ્યારે આપણા જોવામાં આવતી ત્યારે સ્વાભાવિક જ આપણને તેના પ્રત્યે ભાવ થતો નહિ. આજે એ જ જૂના ચિત્રો, કોતરકામો, કે શિલ્પો અથવા ભાંગીતૂટી પ્રતિમાઓના અવશેષોના નમૂનાઓની શોધખોળ કરવા માંડી છે. અને એ દરેકને સંગ્રહ કરવા માટે સારા સંગ્રહસ્થાનો પણ તૈયાર કરવામાં આવ્યા છે. આ બધાનુ કારણ શુ? એનું કારણ માત્ર એટલું જ કે, હવે દિનપ્રતિદિન આપણા સમાજની કલાનાં મૂલ્યાંકન કરવાની શક્તિ નૂતન કલાકારોની કલાદૃષ્ટિ વડે સર્જાવા માંડી છે. અને એ દૃષ્ટિ વડે આપણા ભારતના જૂના કલાધરોને માનવંત કરવા અને કલાના આદર્શદેશકો તરીકે તેઓના સ્મરણો તાજા રાખવા માટે મોટા મોટા કલાસમારંભો રચવા પુનઃ પ્રયાસો થઈ રહ્યા છે.

આ બધા પ્રયાસોને લઈને શહેરમાં તો કલાના સંસ્કારો જોરથી ફેલાવા માંડ્યા, પણ બીજી ગ્રામ્યકલાને પછાત પડતી જોઈ, અને આને કારણે શહેરના સંસ્કારીવર્ગને ગ્રામ્યકલા અને તેના વાતાવરણથી નીરસ થતો જોઈ કલાકારોના માનસ ગામડાઓ તરફ પણ વળવા માંડ્યા. અને ગ્રામ્યકલાઓના તથા ગ્રામ્યવાતાવરણોના આહ્લાદક પ્રસંગોના વર્ણનોથી, શહેરના સંસ્કારીવર્ગને ગ્રામ્યવર્ગની નિકટમાં લાવવા પોતાની કલાકૃતિઓ દ્વારા પ્રયત્નો શરૂ કરવા માંડ્યા. કલાકારોને સૂઝ્યુ કે જો આપણી કલાકૃતિઓથી શહેરી સમાજને જ લાભ મળશે તો એક દુઃખદ પરિસ્થિતિ ઊભી થશે. અને તે એ કે, શહેરી અને ગ્રામ્ય એવા વિભાગો પડી જવાનો સંભવ રહેશે. અને એકબીજાને નિકટમાં આવવું પણ મુસીબતરૂપ થઈ પડશે. એટલે જ આજના નૂતન કલાકારોની દૃષ્ટિ–શહેરી જનતા તથા ગ્રામ્યજનતાને સમાન સંસ્કારો મળે અને શહેરી તથા ગ્રામ્યકલાકૃતિઓ અથવા ગ્રામ્યસાહિત્ય એકબીજામાં ઓતપ્રોત થાય એના ઉપર પડી છે.

હવે આપણે જોઈ શકીએ છીએ કે, ગ્રામ્યજનતાના નીચલામાં નીચલા થરમાંથી પણ તેમના જીવનમાં બનતા પ્રાસંગિક બનાવોની પ્રેરણા પણ કલાકારોની કૃતિઓમાં સર્જાવા માંડી છે. અને ગ્રામ્યજનતા પણ એ સમજવા માંડી છે કે આ કલાકૃતિઓમાં તો આપણા જીવનના પ્રાસંગિક બનાવો બરાબર આલેખાયા છે. ચિત્રકૃતિઓમાં, સાહિત્યમાં, અને શિલ્પમાં આટલી ઝડપી પ્રગતિ એ આપણા સમાજની ઉન્નતિનું એક ચિહ્ન છે. કલાકારોની સર્જેલી કલાકૃતિઓથી ગામડાંના નીચલામાં નીચલા થરના માનવને પણ જ્યારે એમ લાગશે કે, આ કૃતિઓમાં તો આપણા જીવનમાં બનતા પ્રસંગોની ઘટનાઓ, વાર્તાઓના નાયકો, વગેરે આ બધું જ આપણી કોમોમાંથી સર્જેલુ જણાય છે. એવી ભાવનાભરી કલાદૃષ્ટિ જ્યારે એને પ્રાપ્ત થશે, અને એ જ કૃતિઓથી પોતે સંસ્કારી થશે, ત્યારે જ કલાકારોના દરેક સર્જનમાં વિશિષ્ટતા ગણાશે. અને એ જ નિષ્પક્ષી સર્જક ગણાશે.

આવી રીતે કોઈ કોઈ વાર કલાકારોને સ્વયંકૃતિઓમાં પણ દરેક સમાજના હિતોનું અવલોકન કરવું પડે છે, કારણ કે સંસ્કૃતિથી અજ્ઞાન એવા માનવોને સંસ્કૃતિની ઉચ્ચ કક્ષાએ લાવવા માટેનો તેમનો આ પ્રયાસ હોય છે. ધારો કે કોઈ કલાકારે કોઈ એવી કૃતિ સર્જી હોય કે જેની ભાવનાઓ તત્ત્વજ્ઞાનથી ભરેલી હોય, તો તેનો લાભ તો જે લોકો વિદ્વાનો અને સંસ્કારીવર્ગ છે તે લોકો જ લઈ શકશે. તેથી કરીને જેમનામાં આવી ભાવનાભરી કલાકૃતિઓ કે ઊંચુ સાહિત્ય સમજી શકવાની શક્તિ નથી તેવા વર્ગને આવી કૃતિઓથી શું લાભ મળશે? અલબત આવી કૃતિઓની જરૂર જ નથી એવું હોઈ જ ન શકે. પણ વધુ પડતો આનો લાભ તો સંસ્કારી વર્ગને જ ઉપયોગી થઈ પડવાનો. એટલા–માટે જ





કલાકારોએ સમાજના નીચલા થર માટે–પોતાની કલાનો ઉપયોગ તેમના જ નીરસ જીવનમાં–કલાના સંસ્કારો રેડવાંના પ્રયાસો શરૂ કર્યા છે. આનું પરિણામ હમણાં હમણાં આપણે જોઈએ છીએ તેમ ગ્રામકળાને ખીલવવામાં અને એને માટેની વિધવિધ યોજનાઓ અને કલાસમારંભો તથા ગ્રામ્યપ્રદર્શનોની રચનાઓ વગેરે, કલાકારોની સહાયતાથી આપણી રાષ્ટ્રિય મહાસભા તરફથી દર વર્ષે યોજાયા જ કરે છે. અને હવે તો એ ગ્રામકળાની પ્રવૃત્તિને આપણી રાષ્ટ્રિય મહાસભાએ પોતાનું એક અંગ માન્યું છે. એટલે વિશેષ આનંદ.

હવે આપણે કલાકારોની અંગત કૃતિઓની વિવિધતા તરફ વિચાર કરીએ.

વિશ્વભરની જાણીતી કલાકૃતિઓની હરોલમાં આવી શકે એવી કૃતિઓ માટે કલાકારે પોતાની કૃતિમાં એવી કઈ નિપુણતા દાખવી હશે કે દુનિયાનો કોઈપણ ભાગનો માનવસમાજ તેને પ્રેમથી વધાવી લે, અથવા તો તેની તારીફ કરે? આનું માટે આપણે એક ચિત્રકારના ચિત્રનો દાખલો લઈ તેની ઉપર વિચાર કરીએ, હવે આ ચિત્રકારે એક ચિત્ર દોર્યું છે. ચિત્રની અંદર ચિત્રકારે "ગાંધીજીની દાંડીકૂચ"નો વિષય આલેખ્યો છે. ચિત્રનું મુખ્ય પાત્ર ગાંધીજી છે. એ તો સૌ કોઈ જાણી શકે. હવે આ ચિત્રને દુનિયાના જાણીતા ચિત્રકારોના ચિત્રની હરોલમાં મૂકવાનું માન મળ્યું છે. મતલબ કે ચિત્ર બહુ સારી રીતે પ્રસિદ્ધિને પામ્યું છે. સહેજ વિચાર કરીએ કે આ ચિત્ર કઈ રીતે અને કઈ વિશિષ્ટતાએ દુનિયાના દરેક વિભાગમાં પ્રસિદ્ધિને પામ્યું? તો આ ચિત્ર વિષે આપણે અનુમાન કરીએ કે ચિત્રમાં જે વિષય આલેખવામાં આવ્યો છે તે "ગાંધીજીની દાંડીકૂચ"નો એક પ્રસંગ છે, ચિત્રનું મુખ્ય પાત્ર "ગાંધીજી" છે. ચિત્રનો વિષય અને પાત્ર–બન્ને દુનિયામાં જગજાહેર છે. તો આ ચિત્રને જગપ્રસિદ્ધિ મળવામાં ચિત્રના વિષય અને તેના મુખ્ય પાત્રની પ્રસિદ્ધ કીર્તિથી વધુ કારણ માનવાનું રહે, કારણકે દુનિયાના જુદા જુદા વિભાગોને ગાંધીજીનો પરિચય ન મળવાના કારણે અને "દાંડીકૂચનો વિષય" જેણે લડતનું નવું સ્વરૂપ દુનિયામાં સર્જ્યું એ જોવા અને જાણવા ખાતર પણ દરેક લલચાય એ પણ સંભવી શકે, એટલા માટે આ ચિત્રની અંદર શૈલીના અભાવે ચિત્રના વિષય અને પાત્રના જોરે ચિત્રકારનું પદ પ્રાધાન્ય ન રહેતાં સહેજ ગૌણ બની જાય છે.

હવે એ જ ચિત્રકારે દોરેલા બીજા ચિત્ર તરફ વિચારીએઃ આ ચિત્રનો મુખ્ય વિષય "ફૂલઝાડ" અને કુદરતનું દૃશ્ય એવો સાદો વિષય આલેખવામાં આવ્યો છે. છતાં પણ આ ચિત્ર ઉપરના "દાંડીકૂચના" ચિત્રની જેમ પ્રસિદ્ધિને પામ્યું છે, અને દુનિયાના સારા પ્રદર્શનોમાં એની તારીફ થઈ છે. આ "ફૂલઝાડ" વાળું ચિત્ર દુનિયામાં પ્રસિદ્ધિને પામ્યું એનું કારણ "દાંડીકૂચ"વાળા ચિત્ર કરતાં જુદું જ છે. ફૂલઝાડવાળા ચિત્રમાં વિષયનું પ્રમાણ "દાંડીકૂચ"વાળા ચિત્ર કરતાં થોડું હતું પણ ચિત્રકારની ચિત્ર કરવાની શૈલીનું પ્રમાણ "દાંડીકૂચ"વાળા ચિત્રની શૈલી કરતાં વધારે ટકા હતું, એટલે બન્ને ચિત્રોના ટકાના પ્રમાણ સરવાળે સરખાં હતાં

દાંડીકૂચનું ચિત્રઃ—વિષયનું પ્રમાણ. ૮ ટકા. શૈલીનું પ્રમાણ. ૨ ટકા. મળી કુલ ૧૦ ટકા થાય છે.

ફૂલઝાડનું ચિત્રઃ—વિષયનું પ્રમાણ. ૨ ટકા. શૈલીનું પ્રમાણ. ૮ ટકા. મળી કુલ ૧૦ ટકા થાય છે.

આ બન્ને ચિત્રની કિંમત જગતે સરખી આંકી છે. પણ "દાંડીકૂચ"વાળા ચિત્રમાં વિષય અને પાત્રના ટકાનું પ્રમાણ વધી જવાથી ચિત્રકારની વિશિષ્ટતા સહેજ ગૌણ રહી જાય છે. જ્યારે "ફૂલઝાડ"વાળા ચિત્રમાં મુખ્ય વિષય અને પાત્રના ટકાનું પ્રમાણ ઓછું હોવાથી ચિત્રકારની ચિત્ર કરવાની શૈલીના ટકાનું પ્રમાણ વધી જવાથી ચિત્રનો વિષય સાદો હોવા છતાં ચિત્રકારની વિશિષ્ટતા પ્રાધાન્ય માલૂમ પડતી હતી. ચિત્રકારને ચિત્રની અંદર જેમ છે એમ કરવું યોગ્ય લાગ્યું હતું. કારણકે તેને તો બન્ને ચિત્રની કિંમત સરખી અંકાવવા ખાતરનો જ આ કીમિયો હતો. "ફૂલઝાડ"વાળા ચિત્રની અંદર, વિષયના ટકાનું પ્રમાણ ઓછું હોવાથી, સાથે શૈલીના ટકાનું પ્રમાણ ઓછું

જ રાખ્યું હોત તો આ ફૂલઝાડવાળા ચિત્રની આટલી પ્રસિદ્ધિ થવી સંભવત નહિ, અને દાંડીકૂચવાળા ચિત્રમાં વિષયના ટકાનું પ્રમાણ વધુ હોવા છતાં ચિત્રકારે શૈલીના ટકાનું પ્રમાણ વધુ પ્રમાણમાં રાખ્યું હોત તો એ પણ નકામું હતું. કારણકે જે ચિત્રોમાં ચિત્રના વિષયમાં કલ્પનાઓનું પ્રમાણ વધુ હોય છે, ત્યાં શૈલીનું પ્રમાણ ગૌણ રાખવું જ પડે છે. અને જો આ પ્રમાણે ઘણીવાર નથી શક્ય બનતું તો ચિત્રની અંદર કોઈ વખત વાસ્તવિકતા નથી લાગતી. પણ સાથે સાથે કલાકારોમાં કૃતિઓ સર્જવામાં શૈલીની નિપુણતા હોવી જં જોઈએ. સાધારણ અને સાદી દેખાતી કૃતિઓથી પણ જગત જ્યારે આકર્ષાશે ત્યારે જ કલાકારોની ખરી મહત્ત્વતા જણાશે. અને ત્યારે આપણે માનવું પડશે કે, કલાકારે પોતાનું ચૈતન્ય રેડી કૃતિને જીવંત બનાવી છે.

ચિત્રકૃતિઓમાં શૈલીની મહત્ત્વતા ઉપર જરા વધારે વિચારીશું. કોઈ ચિત્રકારનું ચિત્ર આપણે જોયું, અને ચિત્રનો ભાવાર્થ ચિત્રના વિષય ઉપરથી આપણે જાણ્યો, એટલેથી કાંઈ પતી જતું નથી. અને ચિત્રનું પૂર્ણ રહસ્ય પણ નથી સમજાતું. ચિત્રના અંદરના પ્રસંગ અને સમયનું વર્ણન જોકે ચિત્રકારે બતાવવુ તો જોઈએ જ પણ, એ વસ્તુનો લેખક પણ પોતાની કલમથી લખી વર્ણવી શકે છે. કવિઓ કાવ્યથી પણ વર્ણવી શકે છે. અને હવે તો આજકાલ ફોટોગ્રાફી પણ એટલી સરસ ઝડપી પ્રગતિમાં છે કે કુદરતમાં અસ્તિત્વ ધરાવતાં વિવિધ દૃશ્યો, તથા માનવીઓની તસવીરો ખેંચવામાં બહુ જ સફળતા ધરાવે છે. આ બધી પરિસ્થિતિ સાથે સાથે પણ ચિત્રકારે પોતાના ચિત્રમાં દરેકની જેમ પોતાની ચિત્ર કરવાની જે શૈલી છે, તેનો પ્રભાવ પહેલો પાડવો જોઈએ. કવિઓની જેમ તેમના કાવ્યમાં શબ્દોની રચના અને છંદની વિશિષ્ટતા ચિત્રકારે પોતાની શૈલીમાં બતાવવી જોઈએ. તેવી જ રીતે ગવૈયો જેમ પોતાના સૂરો અવનવી ઢબથી ગળામાંથી છેડતો હોય, અને તે સૂરના પ્રભાવથી સમય અને પ્રસંગનું બરાબર અચ્છું વાતાવરણ જામે છે. તેવું જ ચિત્રકારના ચિત્રમાં પીંછીમાંથી નીતરવું જોઈએ. ચિત્રકારને ચિત્રમાં ઉપરના દરેક પ્રસંગો સાચવીને ચિત્રમાં પોતાની કલાત્મક શૈલી છે તેનો ઉપયોગ હોય છે. અને ચિત્રકારના હસ્તે આ કલાત્મક શૈલી ચિત્રમાં રેડાયા પછી જ ચિત્રમાં ચિત્રની દિવ્યતાનું દર્શન થાય છે.

શૈલી વિષે હજુ પણ એક વધુ દાખલો લઈએ. અમુક વર્ષો પહેલાં કોઈ ચિત્રકારે એક વ્યક્તિના પિતાની તસવીર ચીતરી. તસવીર ઘણી જ અજબ શૈલીથી આલેખાયેલી હતી. હવે જે વ્યક્તિના પિતાની તસવીર હતી તે વ્યક્તિને તસવીર બહુ જ ગમતી હતી. તેનું કારણ એ હતું કે, તસવીરની અંદરની હૂબહૂ મુખાકૃતિથી તે વ્યક્તિ ખૂબ તસવીરની પ્રશંસા કરતી હતી. પણ તસવીરની અંદર જે, કલાત્મક શૈલી આલેખવામાં આવી હતી, તે કલાત્મક શૈલી તેના સમજવામાં આવતી ન હતી. કારણ કે એનામાં ચિત્રકારની કલાત્મક શૈલીનું બારીક અવલોકન કરવાની શક્તિ હતી જ નહિ. એને તો ફક્ત તસવીરમાં પોતાના પિતા છે, એટલે જ વધારે ગમતી હતી. એ તો સ્વાભાવિક છે, કે, સૌ કોઈને પોતાના પિતાની તસવીર તો ગમેજ ને ?

અમુક વર્ષો બાદ તે વ્યક્તિના મરણ પછી તસવીર એકબીજાની પાસે ફરતી ફરતી કોઈ ચિત્રકારની નજરે પડી. તુરત જ ચિત્રકાર તસવીર તરફ આકર્ષાયો, અને કોઈપણ હિસાબે એ તસવીરને પોતે મેળવી, તસવીરને બરાબર સાફસૂફ કરી નવી ફ્રેઈમમાં મૂકી, એટલે તુરત જ દેખાવમાં ફેર પડી ગયો. જે તસવીર ઘણાં માણસોના હાથમાં આવી અને છેવટે રખડતી રખડતી આ ચિત્રકારની નજરે પડી અને ચિત્રકાર તસવીર તરફ આકર્ષાયો. હવે આપણને ખ્યાલ આવશે કે, ચિત્રકાર શા માટે તસવીર તરફ આટલો બધો આકર્ષાયો ? શું તસવીરની અંદર આલેખાયેલ વ્યક્તિ સાથે તેને કાંઈ અંગત સંબંધ હતો એટલે આકર્ષાયો ? ત્યારે આટલી બધી કાળજી આ ચિત્રકારે ચિત્ર માટે શા કારણે લીધી ? તો એમ કહેવુ પડશે કે ચિત્રની અંદર ચિતરાયેલી વ્યક્તિ સાથે તેને કાંઈ સંબંધ હતો જ નહિ.

ચિત્રકાર એટલા જ પૂરતો ચિત્ર તરફ આકર્ષાયો કે તસવીરની અંદર, જૂના વખતના ચિત્રકારની ચીતરવાની શૈલી જે હતી તેના વડે જ ચિત્રકાર ચિત્ર ઉપર આકર્ષાયો હતો. એટલે જ ચિત્રની અંદર કોઈપણ માનવરેખા, વસ્તુ કે પદાર્થના કરતાં ચિત્રકારની જે ચિત્ર કરવાની શૈલી છે, તેના વડે જ ચિત્રકાર પ્રશંસા પામે છે. શૈલી ઉપર તો જેટલું લખાય તેટલું થોડું જ છે. વિશેષ દાખલાઓ આપણી આગળ મોજૂદ છે.

શાહજહાંએ પોતાની બેગમ મુમુતાઝની પાછળ બંધાવેલ વિશ્વવિખ્યાત તાઝમહેલનો જ ખ્યાલ કરો ને? આ શિલ્પકૃતિમાં શાહજહાં અને મુમુતાઝ તો માત્ર નિમિત્ત હતાં, અદ્યાપિપર્યંત એની તારીફ તો જે આ શિલ્પકૃતિનું સર્જન કરનારો કલાકાર હશે એની જ થાય છે. એની કલાશૈલીથી જ આજ આખું જગત એની તરફ મીટ માંડી રહ્યું છે. આ શિલ્પની સુંદરતાએ જ જગત આકર્ષાય છે. ઈતિહાસના પાનાઓમાં શાહજહાં અને મુમતાઝનું ખાલી નામ જ હોત તો તેઓ આટલા વિશ્વવિખ્યાત થાત જ નહિ. ખરું પૂછો તો મુમતાઝની સુંદરતાનો ખ્યાલ અને શાહજહાંની અમીરાતના ખ્યાલ આ ભવ્ય શિલ્પકૃતિના સર્જકની શૈલીથી જ અમર બન્યો છે.

તાઝમહેલ ન હોત તો આપણે ક્યાં મુમતાઝનું સૌન્દર્ય કોઈ જોવા થોડું ગયું હતું? માત્ર ઇતિહાસના પાનાઓમાં ખાલી મુમતાઝ વિષેની હકીકત વાંચીને જ ખ્યાલ કરવો પડત, તેમ શાહજહાંની અમીરાતનો પણ તેના વિષેની હકીકત વાંચીને કરવો પડત. માત્ર કલાકારની શિલ્પકૃતિથી જ આપણે અનુમાન કરી શકીએ છીએ કે જેના સ્વપ્નથી આ સુંદર કૃતિ સર્જાઈ છે. તેની અંદર દૈવી સૌંદર્ય તો હોવું જ જોઈએ ને? અને જે બાદશાહે આ શિલ્પકૃતિની પાછળ કરોડો રૂપિયા ખરચ્યા છે, તે બાદશાહ પણ કેટલો સમૃદ્ધિવંત હોવો જોઈએ?

જગતના પટ ઉપર આપણા ભારતનો ગૌરવવંતો તાઝ જ્યાં સુધી અસ્તિત્વ ધરાવતો હશે ત્યાં સુધી કલાકાર અને એની શૈલીથી, ભારતની દિવ્ય સંસ્કૃતિની અને શાહજહાં જેવા બાદશાહોની અમીરાત અને મુમતાઝ જેવી બેગમોની દિવ્ય સુંદરતા માનવજીવનની કલાસંસ્કૃતિમાં અમર રહેશે.

સંગીતની અંદર જેમ રાગોની વિવિધતા છે, તેમ કલાકૃતિઓ તરફ પણ નજર કરીએ.

દરેક કલાકૃતિ એક રાગ છે, તેમ દરેક રાગમાં વિવિધતા પણ છે. સંગીતમાં જેમ ભૂપાલી, દેશ, હમીર, ભૈરવ, એવા અનેક રાગો છે, તેવું દરેક કલાકૃતિઓમાં પણ છે. નાની કલાકૃતિઓ અને મોટી કલાકૃતિઓ પણ અર્થસૂચક હોય છે.

યુદ્ધના મેદાનમાં જ્યાં સૈનિકોને જુસ્સો પ્રેરવાનો હોય અને મહાન વિશાળ પટ ઉપર બુલંદ રાગને પહોંચાડવો હોય, ત્યાં કલ્યાણ, ભૂપાલી, દેશ, હમીર જેવા રાગોથી સૈનિકોને કંઈપણ અસર નહિ ઉપજાવે પણ એને બદલે રણભેરવીના બુલંદ અવાજો, પડઘમ અને શરણાઈઓના સૂરો જ અસર કરવાના. તેથી કરીને આ રાગોની જરૂર જ નથી એવું નથી. પણ આવા કલ્યાણ, ભૂપાલી. દેશ, હમીર વગેરે ઉસ્તાદી રાગો સમાજના આનંદી જલસાઓમાં અથવા શ્રીમંતોના મહાલયોમાં તેમ જ બીજા કોઈ પણ સ્થળે દિલને આનંદ માટે ગાઈ શકાય છે. રણસંગ્રામને માટે આ રાગો જરૂરના નથી હોતા. દરેકનો સમય અને સ્થળ જોઈને જ ઉપયોગ કરવો એ જ ઇષ્ટ છે. એવી રીતે—

કલાકારની નાની કૃતિઓ, રાજમહેલોમાં અથવા કલાના સંગ્રહસ્થાનોમાં અથવા ગૃહોમાં વધારે અસર ઉપજાવે છે. જ્યારે મોટી કલાકૃતિઓ દીવાલો ઉપર અથવા વિશાળ પટોમાં વધારે અસર ઉપજાવે. આ ઉપરાંત એક બીજું કારણ છે કે નાની કૃતિઓને જે, કલાના અભ્યાસીઓ નથી તેઓ એ કૃતિને બરાબર સમજી શકતા નથી. તેઓની દૃષ્ટિને તો મોટા ભભકભર્યા રંગોથી ચિતરાયેલા દીવાલ ચિત્રો, અને મોટા શિલ્પો વધારે અસર કરવાના એ દેખીતું જ છે. અને એ પણ જરૂરી જ છે.





હજી એક એવો વર્ગ પણ છે, અને તે સિનેમાનાં પાટિયાંઓ ઉપર નટનટીઓની આકૃતિઓ જોઈને તેની તારીફ કરવાવાળો. આ વર્ગને કલાકારોની કૃતિઓની કાંઈ પડી જ હોતી નથી. એમાં પણ એનો દોષ નથી કલાની સાથે સંપર્કમાં આવવા જેટલો એઓની પાસે સમય હોતો નથી અજ્ઞાન દશામાં જ હોય છે તો પણ આવી સ્થિતિમાંથી ધીમે ધીમે કલાકારો આ થરના વર્ગને પણ હવે કલાના શુદ્ધ સંસ્કારોથી સંસ્કારી બનાવી કલાના સંસ્કાર ઝીલતો બનાવવા કોશિશ કરે છે. આવી વૃત્તિવાળાઓ જ કલાકારોની પંક્તિમાં આવી શકે.

એટલા માટે કલાકારોને આપણે માનવસંસ્કૃતિનું સંશોધન કરવામાં અને ધર્મનું તત્ત્વ–રહસ્ય સમજાવવામાં રાષ્ટ્રોન્નતિનો એક નૂતન સર્જક માનીશું. પછી ભલે એ કલાકારે પોતાની કલા કોઈપણ ક્ષેત્રમાં વિકસાવી હોય. રાજદ્વારી, સાહિત્ય, ચિત્ર, શિલ્પ, સંગીત, નૃત્ય, કે—અભિનય, આ દરેક વિષયની પૂર્ણ ખિલવણીથી રાષ્ટ્રોન્નતિ અવશ્ય થવાની જ.



# નિશીથ—એક સ્વાધ્યાય

**સ્નેહરશ્મિ**

'વિરાટ પ્રણય' 'અન્ન બ્રહ્મ' આદિ પ્રથમ કક્ષાની કૃતિવાળા એક મહત્ત્વના કાવ્યસંગ્રહનું આ નામદાતા કાવ્ય છે કવિ તરીકેની ઉમાશંકરની લાક્ષણિકતાઓનું એ પ્રતિનિધિ થઈ શકે એવું એ સત્ત્વશીલ છે.

કેટલીક વાર સંગ્રહોના નામદાતા કાવ્યો કવિની પ્રધાન પ્રેરણાઓના ધ્વનિરૂપ હોય છે, તો કેટલીક વાર તેને આખા સંગ્રહના એકત્વ ( unity ) સાથે ખાસ સંબંધ નથી હોતો. સંગ્રહો માટે પણ તેમાં રજૂ થતાં બધાં કાવ્યો કોઈ એક ચોક્કસ હેતુપૂર્વક ગ્રથિત થયાં હોય છે એવું હંમેશ નથી હોતું. પણ નિશીથ કાવ્યસંગ્રહ માટે એમ કહી શકાય; કે એ કાવ્યસંગ્રહનું એક ખાસ લક્ષણ છે કવિની ઊર્ધ્વગામી વિશ્વદૃષ્ટિ, અને બીજું છે કવિનો વ્યાપક સમભાવ–વ્યથિત અને પીડિત જગત પ્રત્યેની ઊંડી અનુકમ્પા. આ બન્ને ભાવો આ કાવ્યમાં સારી રીતે અંકિત થયેલા છે એવી જ રીતે ઉમાશંકરની શૈલીનું ખાસ લક્ષણ તેની પ્રૌઢિ છે, 'નિશીથ'ની પંક્તિએ પંક્તિએ એ પ્રૌઢિનાં દર્શન થઈ શકે છે. આમ ઉચિત રીતે જ ઉમાશંકરના બીજા કાવ્યસંગ્રહનું આ કાવ્ય મુખ–કાવ્ય ને નામદાતા કાવ્ય બન્યું છે

બ. ક. ઠા એ આ કાવ્ય ઉપર મહત્ત્વનું વિવેચન લખ્યું છે, અને ઉમાશંકરે આ કાવ્યના રસાસ્વાદમાં તે વિવેચનની મદદ લેવા ભલામણ પણ કરેલી છે. એટલે આ કાવ્યના પરિશિષ્ટ ભાગ તરીકે તે વિવેચન પણ લખાય. એ બન્નેને ધ્યાનમાં રાખી 'નિશીથ'ના કાવ્યતત્ત્વને આપણે હવે તપાસીએ:

નિશીથ એટલે મધ્યરાત્રિ–ગાઢ અંધકાર, આવું નામ શાથી ઉમાશંકરે પોતાના સંગ્રહને આપ્યું હશે એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે જ મનમાં જાગે, આનો એક ઉત્તર એ સંભવી શકે કે, કવિ પોતાના યુગના આદર્શો અને વેદનાનો વૈતાલિક છે. આપણે જે યુગમાં જન્મ્યાં છીએ તે તીવ્ર નૈરાશ્ય, અતલ વેદના અને પ્રાણસંહારક દાસત્ત્વનો યુગ છે. આ જાતની પરિસ્થિતિનું પરંપરાગત પ્રતીક છે રાત્રિ અથવા અંધકાર. એટલે સંભવ છે કે નિશીથનું પ્રતીક ઉમાશંકરને આપણા પ્રજાજીવનના વ્યાપક વિષાદને ગાવાની ઊર્મિમાંથી સાંપડ્યું હોય. પણ આપત્તિઓ, વ્યથા અને યાતનાઓથી કચરાઈ જઈ રડવું એ તો જનસાધારણનું કાર્ય. કવિની દૃષ્ટિ તો ક્રાન્તદર્શી કહેવાય છે. અન્યને જે અંધકારમાં અંધત્વ પ્રાપ્ત થાય તે જ જો એ ક્રાન્તદર્શી દૃષ્ટિને નસીબે હોય તો એ દૃષ્ટિની વિશેષતા ક્યાં રહી ? એથી જ ગીતાના પેલા શ્લોકના ભાવમાં સહેજ શબ્દફેર કરી કહી શકાય કે,

'સૌ ભૂતોને જે નિશારૂપ છે તે કવિને ઉષારૂપ છે.' અંધકારનાં બિહામણાં, ડરામણાં, અકળાવનારાં સ્વરૂપની જગ્યાએ કવિ તેના 'રુદ્ર-રમ્ય' સ્વરૂપનું દર્શન કરે છે. તે દર્શનથી ધન્યતા અનુભવે છે, અને તેને સ્તુતિના અર્ઘ્યો અર્પે છે.

આ અંગે બ. ક. ઠા. કહે છે કે, 'પ્રકૃતિ—સૌંદર્યનું આવું કાલ્પનિક ઉદ્દીપન કાલગ્રસ્ત (ઓબ્સોલિટ) લાગે છે. અર્વાચીન બુદ્ધિકલ્પનાને એ અકૃત્રિમ લાગે ભાગ્યે. અદ્ભુતતા કરતાં કૃત્રિમતાની છાપ જ વધુ ઊપસે છે.' જો આ વિધાન સાચું ઠરે તો આ કાવ્ય કેવળ એક તરંગ-લીલા જ બની રહે. કાવ્યનો હેતુ તરંગલીલા કરતાં ઘણો મોટો ને ઊંડો છે. વળી સાચું કાવ્યતત્ત્વ તો ત્રિકાલાબાધિત છે. તેને કાલગ્રસ્ત થવાપણું હોતું નથી. પ્રકૃતિસૌંદર્યને ઉદ્બોધન—બલકે પ્રકૃતિ માત્રને ઉદ્બોધન જો એક યુગે કાવ્યનું જનક બની શકતું તો આ યુગે શા માટે ન બની શકે ? બ. ક. ઠા. નાં ખુદનાં જ અનેક કાવ્યો એમના વિધાનની આંકણીએ ચકાસતાં તરંગલીલા જેવાં બની રહે, વળી ભાવપ્રતીક તરીકે પ્રકૃતિ કદી પણ કાલગ્રસ્ત નહિ બની શકે. સાગર, ઉષા, તારા, અંધકાર, પ્રકાશ જેટલાં પ્રાચીનકાળમાં કલ્પના સમક્ષ જીવન્ત બની શકતાં તેટલાં જ આજે પણ બની શકે છે.

વળી અંધકાર પ્રકૃતિનું એક એવું તો અદ્ભુત સ્વરૂપ છે કે એની ભવ્યતા અને એની સુન્દરતા નિત્યનૂતન જ રહેવાની. વેદકાળના ઋષિઓને એનું જેટલું આકર્ષણ હતું તેટલું જ આજના કવિઓને પણ છે. નાસદીય સૂક્તના ઋષિથી માંડી આજના બધા જ કવિઓએ એક અથવા બીજી રીતે અંધકારને પોતાના કાવ્યાર્ઘ્ય અર્પ્યા છે, એ બધામાં 'નિશીથ'નું માનભર્યું સ્થાન છે.

પોતાનો કોઇ ચિરપરિચિત હોય તેમ નિશીથને એક વિરોધાભાસી સંબોધનથી કવિ કાવ્યની શરૂઆત કરે છે. કોઇ પણ નટરાજ હોય તે રીતે નિશીથ કવિના કલ્પના-ચક્ષુ આગળ "ભૂગોલાર્ધે પાયની ઠેક લેતો" અને "તાલી લેતો દૂરના તારકોથી" પ્રત્યક્ષ થાય છે. અને એ કોઈ સામાન્ય નટ નથી —એ તો છે "રુદ્રરમ્ય" નટરાજ, આવા નટરાજનું બિરદ આપણી કલ્પનાએ કેવળ એક જ વ્યક્તિને આપેલું છે—શંકરને. સંહારના એ અધિદેવની સંહારક પ્રવૃત્તિમાં વિશ્વે પરમમાંગલ્યનાં દર્શન કરી તેને શિવનું મહિમાવન્તુ ઉપનામ આપ્યું છે. એ નટરાજ મહાદેવનાં કેટકેટલાં વિવિધ સ્વરૂપો છે! પ્રલયકાળે સંહારતું તાંડવ કરનાર એ રુદ્રમૂર્તિના મુખ પર તો ઘોરતમ સંહારમાંય શાન્તિનું સ્મિત જ લહેરતું હોય છે! એ તપસ્વી છે, સંન્યાસી છે અને નારીશ્રેષ્ઠ ગૌરીનો પ્રિયતમ છે. નિશીથના શિવરુદ્ર સ્વરૂપનાં દર્શને શિવનાં આવાં અનેક સ્વરૂપ કવિને દૃષ્ટિગોચર થતાં હોય એવું એ કાવ્ય વાંચતાં આપણે અનુભવીએ છીએ ને આપણા મનમાં જાગતી નવી નવી અપેક્ષાઓને કવિ તેમની વેધક કલ્પનાઓ વડે સંતોષી પ્રફુલ્લ બનાવી મૂકે છે.

પ્રથમ દર્શને જાણે રજનીની જવનિકા ઊપડતાં બ્રહ્માંડની રંગભૂમિ પર કોઇ ભવ્ય નટરાજને પ્રવેશતો આપણે જોઇએ છીએ, કેવો છે એ નટરાજ! એને ગળે સ્વર્ગંગાનો હાર સોહે છે, કરમાં ઝંઝાનું કરાલ, ડમરું બજી રહ્યું છે, એના મુગટમાં ધૂમકેતુના પીંછાં ફરફરી રહ્યાં છે ને દૂર દૂર સુધી તેજ રૂપી મેઘની બનેલી એની પામરી લહરાઇ રહી છે! રાસ રમતાં જેને તાલી દઇ શકાય એવા એના સાથીઓ કોણ? દૂર, દૂરના તારકો સિવાય અન્યનું ગજું જ શું? અને એના એ નૃત્યની અસર શી? લયોચિત પડતી એની પગપાની હેઠળ 'પૃથ્વી ચંપાય મીઠું', અને એને સ્પર્શે 'તેજ રોમાંચ હીંને.' આ સાંભળતાં કોઇ કદાચ કહે કે આં તો અતિમાનવ સૃષ્ટિની વાત થઈ, એમાં મનુજોને શો રસ? પણ એ શંકા જાગે તે પહેલાં તો કવિ આપણને કહે છે કે નિશીથની હૂંફથી તો કોક પ્રીતિપ્રોયાં દમ્પતીઅંતરે વિકારવંટોળ મચી રહે છે!

આવો જે ઊંડા ખગોલના તાગ લેનારો તે "અમારે રંકાંગણે ઊતરે" છે! કેવું અપૂર્વ સદ્ભાગ્ય! પણ કવિને કંઈક અસંતોષ રહી જાય છે, પોતાને જે કંઇ કહેવું છે તે બરાબર નથી કહેવાયું એવું જાણે તેના મનમાં મન્થન ચાલતું હોય તેમ તે ફરીથી કહેવા મંડે છે— 'તું કોણ? તું થોડો જ કોઈ સામાન્ય અતિથિ છે? અમારાથી તો અનેકગણાં મહાન ભવનોનો તું અતિથિ છે! અગસ્ત્યની ઝૂંપ-





ડીએ કોઈક વાર તો કોઇ વાર પેલા મૃગલુબ્ધ શ્વાનને પ્રેરતો તો કોઇ વાર સપ્તર્ષિનો પતંગ કરી ધ્રુવની સાથે ખેલતો તને અમે નથી જોયો? અને તું તો ભારે રસિયો છે! તારા નૌકાવિહારેય કેવા! કોઇ વાર પુનર્વસુની હોડલી લઈ સહેલ કરતો હોય તો કોઈ વાર દેવાયાનીમાં ઝોલાં ખાતો હોય!

જેના હાથમાં પ્રામાણિક શ્રમથી પડેલાં આંટણ ન હોય તેવાઓને પરોપજીવી ઓદી લેખનાર સુરત ગાંધીવાદી યુગના આ કવિને જાણે નિશીથનું આ સ્વરૂપ રખેને કોઈ વિલાસીના વર્તનમાં ખપી જાય એવી ભીતિ લાગી હો કે કેમ પણ તરત જ તેમની કલ્પના એક મોટો પલટો ખાય છે, દેવયાનીમાં ઝૂલવાનું ભૂલી નિશીથ હાથમાં મઘાનું દાતરડું લઈ સુપક્વ તારાગણો રૂપી ધાન્યકણો લણતો નાભક્ષેત્રે આપણી નજરે ચઢે છે. આવો રસરાજ અને આવો શ્રમવીર એ કોઈ સામાન્ય વ્યક્તિ નથી, એ તો છે વર્ષમા અભ્ર ઓઢી લેટી જતો, રૂપોમાં રાચતો નગ્ન યોગી.

યોગીરૂપ બનેલો નિશીથ સ્વાભાવિક રીતે જ શાન્તમના તપસ્વી બની હિમાદ્રિ જેવી દૃઢ પલાંઠીએ આસનસ્થ બનેલો આપણી દૃષ્ટિ સમીપ વિકસી રહે છે. પણ એ શાન્તમના હોવા છતાં આપણા જેવા વામનો માટે તો અલભ્ય જ. અર્જુનની—ભગવાનના મુખમા વિરાટનું દર્શન થતાં જે દશા થયેલી તેવી જ સ્થિતિ નિશીથના જૃમ્ભાવિકાસ્યા ચંડ મુખ આગળ આપણી બની રહે છે, અને તેથી એનું એ પ્રફુલ્લ શિવરુદ્ર સ્વરૂપ ભૂલી આપણે આપણી નાની ધરદીવડીને જ દગોથી વીંટી રહેવા મથીએ છીએ.

આ ચિત્રથી એવો ભ્રમ જાગવા સંભવ છે કે, નિશીથની એ અતિકાય વિરાટતા તો આપણને ડીગરાવી દેવામાં જ પરિણમી! કવિ જાણે આવી શંકાનું સમાધાન કરતા હોય તેમ કહે છે કે, “તારા વિરાટ સ્વરૂપથી અમારી નાની શી ધરદીવડીને અમારાં દગોથી વીંટી લેવા મથતી અમારી અસહાય સ્થિતિ જોઇ, તું બંકિમ અષ્ટમી કે પૂર્ણિમાના છલકન્ત ચંદ્રનું કમંડલુ લઇ, અંગે કૌમુદી–શ્વેત ભસ્મ ચોળી, ચોદિશે રસપ્રોક્ષણ કરતા કોઈ ઊર્ધ્વમૂર્ધા સંન્યાસીની જેમ અહાલેક જગાવતો જગતમાં ઘૂમી રહે છે. તારો આ રસપ્રોક્ષણથી ઉન્નિદ હૈયાકમલોમા ચેતનનો મીઠો પરાગ તું સ્ફુરાવી શકે છે. તું તો સાચે જ શાન્ત તાંડવોનો ખેલન્દા છે!

આવો અમિત વીર્યશાળી અમારે રંકઆંગણે તું જ્યારે ઊતરવાની કૃપા જ કરે છે ત્યારે હે નિશીથ! અમે તારી પાસે કયા વરની યાચના કરીએ! માગવાનું તો ઘણું ઘણું છે, પણ દીનટ વિરાટ, મારા પ્રાણ આજ આકુળવ્યાકુળ છે. મારી દૃષ્ટિ આજ કુંઠિત બની ગયેલી છે. જાણે છે તું શાથી? મારા દેશ પર કોક શાશ્વતી શર્વરી ઊતરી છે. અમલોકોના લોચનો નિદ્રાઘેરાં બન્યાં છે, અમ ભોળુડાં લોકહૈયાં મૂર્છાછાયાં બન્યાં છે. તે સૌને તારા નીરવ નૃત્યતાલે હે વિરાટ, તું નહિ જગાડી જાય? ચિત્તમાં જે મૃત્યુઘેરી તમિસ્રા જામી ગઇ છે, રક્તસ્રોતે જે દાસ્યદુર્ભેદ્ય તન્દ્રાનો જમાવ થયો છે, અને તેથી જે અસહ્ય વિષાદમાં હૈયું રૂંધાઈ ગયું છે, તે મૃત્યુઘેરી તમિસ્રા, તે દાસ્યદુર્ભેદ્ય તન્દ્રા, તે અસહ્ય વિષાદને તારા નૃત્યના તાલે તાલે ગાળી અહીં નવાં સંગીત હે નટરાજ, તું નહિ સ્ફુરાવે!

અમારી આ માગણી તારાથી ન સંતોષાય એવી તો નથી જ. શ્રાન્તોને ચેતના આપવાની તારી શક્તિ તો વિશ્વવિદિત છે. પ્રકૃતિપ્રિયાને તું નવ પલ્લવિત કરી મૂકે છે, ને માનવોની મનોવૃત્તિકામાં તું સ્વપ્નોનાં અનેરાં બી વાવે છે. તું તો સૃષ્ટિની નિત્યનૂતન આશા છે. તારે માટે આટલી વાત કંઈ ભારે ન કહેવાય, અને વળી તું તો ઉષાનો–નવી નવી આશાઓનો, પ્રકાશનો, આનન્દનો વૈતાલિક છે! જે તું ગાય છે, તારા ગીતનું જે શાશ્વતધ્રુવપદ છે તેની જ અમે તારી પાસે માગણી કરીએ છીએ, કહે, કહે હે ઉષાના વૈતાલિક, તારાથી આટલું થશે ને?’

વિષયને અનુરૂપ છંદ, વાણી અને સંગનું આ કાવ્યની પંક્તિએ પંક્તિએ આપણને દર્શન થાય છે, અને એનો વેગ એવો તો પ્રચંડ છે કે કાવ્યમાં કોઇ ક્ષતિઓ છે કે કેમ તેનો વિચાર કરવાની પણ આપણને તક નથી મળતી. કોઇ મોટા ચલચિત્રમાં એક પછી એક નવાં નવાં ચિત્રો જોતાં આપણી રસવૃત્તિ જેમ આનંદમાં તરબોળ બની રહે




તેવો જ અનુભવ આ કાવ્યનાં અનેક ચિત્રો જોતાં આપણે કરીએ છીએ. 'ભૂગોળાર્ધે પાયની ઠેક' લઈ નૃત્ય કરતા એ નટરાજથી માંડી અંગે કૌમુદી–શ્વેત ભસ્મધારી બંકિમ અષ્ટમીનું કમંડલુ કરે લઈ ઘૂમતા એ સંન્યાસી સુધીનાં ચિત્રો કેવાં સુરેખ રીતે આપણા કલ્પના–ચક્ષુ આગળ દોરાઇ રહે છે!

કાવ્યના એ પ્રચંડ પ્રવાહમાંથી નીકળી તટ પર ઊભા રહી વાસ્તવિકતાની દૃષ્ટિએ જ્યારે આપણે આ કાવ્ય તપાસવા બેસીએ છીએ ત્યારે એક પછી એક અનેક શંકાઓ આપણા મનમાં જાગે છે. નિશીથને નટરાજ કહેવા માટે કવિ પાસે કયાં પ્રમાણો છે? જો એને નટરાજ કહો તો મહાકાળભુજંગ શા માટે નહિ? અથવા દિશાઓ રૂપી ભવ્ય પાંખો વિસ્તારી ઊડતા ગરુડ પર આરુઢ થયેલ ભગવાન વિષ્ણુ કેમ નહિ? નિશીથને નટરાજ કે રસપ્રોક્ષણ કરતા સંન્યાસી તરીકે સંબોધતાં પહેલાં કવિએ એ માટેની અપેક્ષા જાગૃત થાય એવી કોઇ પૂર્વભૂમિકા રચી હોત તો સંભવ છે કે એ સંબોધનો વધુ સ્વાભાવિક અને સહજ બનત. ઉદાહરણ તરીકે દિવસભરના પ્રખર તાપથી બળીઝળી રહેલી પૃથ્વી બહેબાકળી બની, ચારે દિશામાં આશ્રય–સ્થાન ઢૂંઢતી, પોતાની અસહાય હતાશ દૃષ્ટિ નાખી નાખી હતપ્રાણ જેવી બની, નિઃશ્વાસ નાખતી, અધોમુખ દૃષ્ટિએ નતમસ્તકે બેઠી હોય છે ત્યારે તેને શિરે કોના મૃદુ સ્પર્શે રોમાંચ જાગી ઊઠે છે? આવા કોઇ પ્રશ્નસહ એ નટરાજનો જો કવિ આપણને પરિચય કરાવત તો, જો સમ્બન્ધો કલ્પનાના નિરંકુશ વિલાસ જેવાં કોઇકને લાગે તે વધુ સ્વાભાવિક ન બનત? એવી જ રીતે તારાઓને એક જગ્યાએ નિશીથની રાસમંડલીનાં જીવન્ત સભ્ય જેવા ચીતરી, તેમની સાથે નિશીથને તાલી લઇ ખેલતો દર્શાવી, જ્યારે કવિ તેજ તારાઓને નભના સુપક્વ ધાન્યક્ષેત્રે નિશીથના હાથમાં રહેલ મહારૂપી દાતરડાથી ધાન્યરૂપે લણાતા વર્ણવે છે ત્યારે ચિત્રોની જીવન્તતાને કંઇક હાનિ પહોંચે છે, કાવ્યનું સમત્વ ( Balance ) જોખમાય છે—અને તેટલે અંશે રસક્ષતિ થવા પામે છે. એવી જ રીતેઃ

પ્રીતિ–પ્રોયાં દમ્પતીઅંતરે કો
વિકારવંટોળ મચે હું–હૂ કે.

પંક્તિમાંનો 'વિકાર–વંટોળ' સમાસ એક પક્ષે નિશીથને તો બીજે પક્ષે કામની ઊર્મિને અન્યાય કરતો હોય એમ ખૂંચે છે. વિકારના બે અર્થો—ફેરફાર અથવા વિકૃતિ—મનનો બગાડ. પહેલો અર્થ અહીં અભિપ્રેત નથી. કામની વૃત્તિ એ મનનો બગાડ છે એવો ખ્યાલ સામાન્ય રીતે લોકોના મનમાં હોય છે, પણ તાત્ત્વિક દૃષ્ટિએ તો એ ખ્યાલ તદ્દન ખોટો જ લેખાય. કામને ધર્મ, અર્થ અને મોક્ષ સાથે એક આસને બેસાડી આપણા તત્ત્વચિન્તકોએ એક મહાપુરુષાર્થ લેખી તેનું બહુમાન કરેલું છે. દમ્પતીના જીવનની એ એક મંગલ કડી છે—અદ્વૈતનું એ પરમ રસાયણ છે. એ કોઇ વિકાર નથી — અને નિશીથ ઉમાશંકરના નિશીથ જેવું દૈવતત્ત્વ વિકારને તો સ્પર્શે જ ક્યાંથી, પણ વિકારને તેના ચરણ સુધી ગતિ જ ક્યાંથી સંભવે? તે તો ત્યાં પહોંચતાં પહેલાં જ ગળી જાય. એટલે કવિને મન તો કામ જ અહીં અભિપ્રેત હોવા છતાં 'વિકાર' શબ્દે એ ભાવને થોડીક હાનિ પહોંચાડી છે.

એવી જ રીતે આપણી પૃથ્વીયે ઘણો મોટો પટ લઇ કવિ અન્ત ભાગમાં જ્યારે આપણા દેશ પર ઊતરેલી શર્વરીની વાત કરે છે ત્યારે એ પટને ઘણો સંકુચિત કરી દેતા હોય એમ લાગે છે. એ શર્વરી કેવળ–' મારા દેશે ' જ નથી–સારી પૃથ્વી પર પ્રવર્તે છે—અને અન્યત્ર—અનેક ગ્રહો ને નક્ષત્રોમાં નહિ હોય એવું આપણે કહી શકતા નથી, એની સીમા આટલી સાંકડી ન થઇ હોત તો?

પણ આપણે ઉપર જોયું તેમ આ પ્રશ્નો તો કાવ્યના પ્રવાહમાંથી નીકળી આપણે 'તટસ્થ' બનીએ ત્યારના છે, પ્રવાહમાં તો એ પ્રશ્નોને અવકાશ જ નથી. અને પ્રીતમે નથી ગાયું કે,

તીરે ઊભા તે જુવે તમાશો!

આપણે ત્યારે તપાશગીર ન બનતાં માંહી પડેલા જ રહી નિશીથના આ કાવ્યનદમાં વિહરતા વિહરતા મહાસુખ પામીએ અને ગાઇએ કે નિશીથના

તાલે તાલે નૃત્યના રક્તબહેળે
સંગીત કેવાં સ્ફુરતાં નવાં નવાં!





અગર તો ગતિશક્તિ જુદાં નથી. ગતિવાળા પદાર્થનું વધેલું વજન-માલ-તેમાં વધારાનો માલ તે કાર્યશક્તિનો -આ સ્થળે ગતિશક્તિનો. હવે કાર્યશક્તિને વજન અગર માલ હોય તો કાર્યશક્તિના તમામ સ્વરૂપને તે હોવાં જોઇએ અને પદાર્થમાત્રના નિયમો તેને લાગુ પડવા જોઈએ. એટલે પ્રકાશના કિરણો પણ ગુરુત્વાકર્ષણથી પર નથી. ગુરુત્વાકર્ષણ એ તો આઇન્સ્ટાઇનના નિયમમાં સમાઇ જ જાય છે. પ્રકાશ ઉપર કહેવાતા ગુરુત્વાકર્ષણની અસર થવી જોઇએ. પ્રયોગ દ્વારા એ હકીકત પણ સિદ્ધ થઈ.

હવે પદાર્થ અને કાર્યશક્તિમાં જુદાપણું ન રહ્યું. જુદી જુદી કાર્યશક્તિને સાંકળનારા સમીકરણોની માફક પદાર્થ અને કાર્યશક્તિને સંકળનાર પણ સમીકરણ હોવું જોઇએ. એવું સમીકરણ આઇન્સ્ટાઇને આપ્યું. જો કોઇ પણ પદાર્થ આખો જ કાર્યશક્તિમાં પરિણમે તો તે કાર્યશક્તિનું માપ તે પદાર્થનું વજન અને પ્રકાશની ગતિના વર્ગના ગુણાકાર જેટલું થાય.

$$E = MC^2$$

આ સમીકરણ શોધાયા બાદ કેટલાયે વર્ષનાં વહાણાં વહી ગયા. ત્યારબાદ ૧૯૩૮-૩૯માં પરમાણુ-ભેદન ( Atomic fission ) સમયે તેની સત્યતાનો પુરાવો મળ્યો. એ ગણતરીને આધારે જ Atom bombની કાર્યશક્તિ-સંહારશક્તિનું માપ મળી રહે.

આ મુજબ પદાર્થ અને કાર્યશક્તિ એકરૂપ જ થયાં.

'નામરૂપ જૂજવાં અંતે તો હેમનું હેમ હોયે'

કાર્યશક્તિ અને પદાર્થ એકરૂપ સિદ્ધ થયા બાદ આપણા વિશ્વનું તૌતિક સ્વરૂપ કેવું કેવું સંભવે એ વિશેની વિશેષ ચર્ચા આવતા અંકમાં આપીશું.

## ઘરઆંગણનું વિજ્ઞાન

આપણે ત્યાં વર્ષોથી શાળાઓમાં વિજ્ઞાન શીખવાય છે. પ્રાથમિક શાળાઓમાં તેમ જ માધ્યમિક શાળાઓનાં પ્રથમના વર્ષોમાં શીખવાતા વિજ્ઞાનમાં થોડાં વનસ્પતિશાસ્ત્ર તેમ જ પ્રાણીશાસ્ત્રના પાઠો હોય છે. કંઇક કંઇક પદાર્થ-વિજ્ઞાન અને રસાયણને લગતું પણ હોય છે. પરંતુ માધ્યમિક શાળાના ચોથા ધોરણ બાદ વિજ્ઞાનનું શિક્ષણ ફક્ત પદાર્થવિજ્ઞાન અને રસાયણમાં જ સમાઇ જાય છે. મહાશાળામાં વિજ્ઞાનના વિષયમાં ફરીથી વનસ્પતિશાસ્ત્ર તેમ જ પ્રાણીશાસ્ત્રને કંઇક સ્થાન મળે છે. આજે મેટ્રિક સુધી ભણેલા સામાન્ય વિદ્યાર્થીના સહવાસથી આપણે સહેજે જાણી શકીએ કે તેમનું વનસ્પતિ વિજ્ઞાનનું જ્ઞાન 'પુંકેસર' અને 'સ્ત્રી કેસર' પૂરતું જ મર્યાદિત હોય છે. પ્રાણીશાસ્ત્રનું પણ તેવું જ.

વનસ્પતિશાસ્ત્ર એ આપણા ઘરનું વિજ્ઞાન છે. એક પણ ગામ એવું નહિ હોય કે જ્યાં થોડાઘણાં ફૂલ સીમમાંથી ન મળે. આપણાં બાળકો પદાર્થવિજ્ઞાન કે રસાયણ કરતાં વનસ્પતિની વિશેષ નજીક છે. ભણાવવામાં પણ પદાર્થવિજ્ઞાન અને રસાયણશાસ્ત્ર ખરચાળ સાધનસરંજામ માગી લે છે. વનસ્પતિશાસ્ત્ર શીખવવા માટેના સાધનમાં ફક્ત એક સામાન્ય લેન્સ, કે સૂક્ષ્મદર્શક કામ આપી શકે. બીજા કશા જ સાધન વગર વનસ્પતિશાસ્ત્રનું જ્ઞાન સહેજે મેળવી શકાય. ગુજરાતી સાત ધોરણ સુધીમાં તો ફૂલ, તેનાં જુદા જુદા અવયવ, તે દરેકની કાર્યપ્રણાલી, તેમ જ જુદાં જુદાં ફૂલના પુંકેસર, વજ્ર, ફૂલમણિ, પાંખડિયો ઇત્યાદિનાં સ્થાન તથા પ્રકાર પરત્વે ફૂલનું વર્ગીકરણ તેને આધારે વનસ્પતિનાં નામ આપવાની શાસ્ત્રીય પદ્ધતિ ઇત્યાદિનું જ્ઞાન આપી શકાય. વનસ્પતિ કેમ સાચવવી, સંઘરવી તે પણ શીખવી શકાય તેમ જ ગામેગામની વનસ્પતિના એવા સંગ્રહનાં પ્રદર્શનો પણ જોવા મળે.

આ બધું શીખવવામાં લાંબા અંગ્રેજી જ્ઞાનની જરૂર પડતી નથી. કાચો માલ, ઘરઆંગણે જ છે. વિદ્યાર્થીઓમાં જિજ્ઞાસાવૃત્તિ નથી એમ પણ નથી. પણ આંગળી ચીંધવાપણું તેમ જ થોડા સક્રિય કાર્યકર્તાઓની જરૂર છે, શાળા મહાશાળા તો એ કામ ઉપાડે ત્યારે ખરું. પરંતુ એ દિશામાં પ્રાથમિક કામ ઘણું ઘણું કરી શકાય.

ખગોળશાસ્ત્ર અને આકાશદર્શનમાં રસ લેતા





કેટલાક ભાઈઓએ આકાશદર્શનનું કામ સ્વતંત્ર રીતે આગળ ધપાવવા ઠીક ઠીક પ્રયત્ન કર્યો છે. 'તારકમંડળ' એ દિશામાં આદરણીય પ્રવૃત્તિ ચલાવી રહ્યું છે. વિશેષમાં તે સંબંધી સાહિત્યનો પણ ઠીક ઠીક પ્રચાર થયો છે.

આપણી પાસે 'પ્રકૃતિમંડળ' તો છે જ. ઉત્સાહી કાર્યકર્તાઓ પણ મળી આવે. વનસ્પતિશાસ્ત્રના અધ્યાપકો, તેમ જ ગોકુળદાસ બાંભડાઇ જેવાનાં જ્ઞાન અને અનુભવનો ઉપયોગ કરી શકાય. વલ્લભરામ વૈદ્ય તેમજ અન્ય વૈદ્યોનો પણ સારો સહકાર મળે. વનસ્પતિશાસ્ત્રનાં શાસ્ત્રીય જ્ઞાનના પ્રચાર માટે 'તારકમંડળ જેવું જ કંઇક ઊભું કરી શકાય. ઉનાળાની અને દિવાળીની રજાઓમાં ગામેગામ અનુકૂળતા મુજબ વર્ગો ચલાવી શકાય. આવા વર્ગોમાં વિદ્યાર્થીને દોરવણી આપવાનું કામ કરનાર એકાદું મધ્યસ્થ મંડળ હોઇ શકે. વિદ્યાર્થીઓ પોતપોતે સંઘરેલી વનસ્પતિનાં નમૂનાં, તેના વર્ણનો, તેમ જ ફૂલ ફળ સબંધી હકીકતો શાસ્ત્રીય સ્વરૂપે લખી મોકલે, અને તેમની ભૂલો કે અશાસ્ત્રીયતા તરફ ધ્યાન દોરી તેમને સલાહસૂચન આપવાનું કામ પણ આવું મધ્યસ્થ મંડળ ઉપાડી લે.

લોકભોગ્ય ભાષામાં તેનું સાહિત્ય પણ બહાર પડે. 'ગગનને ગોખે' અને 'આકાશદર્શન'ની જેમ વિદ્યાર્થીજગત પણ આ નવા સાહિત્યને જરૂર અપનાવી લે.

આવી સ્વતંત્ર પ્રવૃત્તિ દ્વારા જનતા આ ઘરઆંગણના વિજ્ઞાનનું મહત્ત્વ સમજતી થાય, તો પછી વહેલાં મોડાં પણ શિક્ષણશાસ્ત્રીઓ જાગશે જ અને વધારે નહિ તો પણ ઓછામાં ઓછુ પદાર્થ વિજ્ઞાન અને રસાયણશાસ્ત્ર જેટલું મહત્ત્વ તો તેને શિક્ષણના અભ્યાસક્રમમાં આપશે જ. ફક્ત ભૂમિકા તૈયાર થવી જોઈએ.

## "કૅમિકલ સોસાયટી"ની શતાબ્દી

વિજ્ઞાન જગતમાં એક મહાન બનાવ બની ગયોઃ ૧૮૪૧માં સ્થપાયેલી લંડનની કેમિકલ સોસાયટીએ ગયા જુલાઈ માસની ૧૪-૧૭ તારીખે પોતાની શતાબ્દી ઊજવી. આ ઉજવણી પતી ગયા પછી લંડનમાં દુનિયાના દેશોની આંતરરાષ્ટ્રીય રસાયન પરિષદનું અધિવેશન ભરાયું હતું. દુનિયાના જુદાજુદા દેશોમાંથી સારી સંખ્યામાં રાસાયનિકો આ ઉત્સવોમાં ભાગ લેવા એકઠા થયા હતા.

કેમિકલ સોસાયટીની શતાબ્દી ખરી રીતે તો ૧૯૪૧માં ઊજવવાની હતી; પરંતુ યુદ્ધને લીધે એ મુલતવી રાખવામાં આવી હતી.

કેમિકલ સોસાયટીનો ઇતિહાસ એટલે રસાયનશાસ્ત્રની એક સૈકાની પ્રગતિની તવારીખ. આ સૈકાના લગભગ બધા રાસાયનિકો આ સોસાયટીની સાથે સંકળાયેલા છે. ૧૮૪૮માં સોસાયટીને શાહી સનદ મળી હતી. સોસાયટી પોતાનું જર્નલ ચલાવે છે, જે સભ્યોને (ફેલોને) મફત આપવામાં આવે છે સભ્યો એફ. સી. એસ. તરીકે ઓળખાય છે. સોસાયટીનું જર્નલ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવે છે, અને તેનું ધોરણ ઘણું ઊંચું છે. આ ઉપરાંત બીજાં પ્રકાશનો પણ સોસાયટી પ્રગટ કરે છે. આ બધાં રસાયનશાસ્ત્રના અભ્યાસીઓને તેમ જ સંશોધકોને આધારભૂત માહિતી પૂરી પાડે છે.

લંડન કેમિકલ સોસાયટીએ બીજા દેશોને પોતાની કેમિકલ સોસાયટીઓ સ્થાપવામા પ્રેરણા આપી છે: ૧૮૫૭માં ફ્રાંસે પોતાની સોસાયટી કાઢી: ૧૮૬૮માં જર્મનીએ પોતાની 'જીસેલ શેફટ' કાઢી: ૧૯૨૪માં આચાર્ય પ્રફુલ્લ રોયે હિંદમાં આવી સોસાયટી સ્થાપી, જે ઇન્ડિયન કેમિકલ સોસાયટી તરીકે ઓળખાય છે.

છેલ્લા સો વર્ષોની, રસાયનશાસ્ત્રની પ્રગતિના સીમાસ્તંભો જોઇ-જઈએ:

૧૮૬૪મા ન્યૂલેન્ડસે અને લોથર મેયરે સ્વતંત્ર રીતે પુરવાર કર્યું કે જો મૂળતત્ત્વોને તેમના વજનનાં જતા અણુવજનના ક્રમમાં ગોઠવો તો તેના અમુક ગુણો નિયમિત રીતે પરાવર્તન પામે છે. ન્યૂલેન્ડસનો આ નિયમ 'સપ્તકના નિયમ' તરીકે ઓળખાય છે. આ બધા પ્રયત્નોના ફળરૂપ છેવટે રશિયન રસાયનશાસ્ત્રી મેન્ડેલીફે પોતાનો 'પરાવર્તક નિયમ' જાહેરમા



મૂક્યો—આજની મશહૂર 'પિરિયોડિક સીસ્ટમ્' ( periodic system ).

૧૮૮૦ પછી રસાયનશાસ્ત્રના અભ્યાસમાં ભૌતિક વિજ્ઞાનની રીતો દાખલ થવા લાગી. આ સંબંધ એટલો ગાઢ બનતો ગયો કે ભૌતિક રસાયન અસ્તિત્વમાં આવ્યું. ૧૮૯૧માં સોસાયટીની અર્ધ–સપ્તાબ્દી ઊજવતી વખતે ભૌતિક રસાયનના પાયા ટીપાઈ ગયા હતા, એ સમયના અરસામાં રસાયનની ખિલવણીમાં ખૂબ ભરતી આવી હતી અને ચાલુ વિચારોમાં મોટા ક્રાંતિકારી ફેરફારો થઈ રહ્યા હતા. ડૅાલ્ટનનો અણુવાદ આ ખિલવણીમાં નિમિત્ત હતો. અણુના અભ્યાસમાં દાખલ થયેલો ગોટાળો દૂર થયો હતો. રાસાયનિકો અણુને અભેદ્ય ગણાતા હતા. અણુ અને પરમાણુ વચ્ચેનો ભેદ બરાબર સમજાઈ ગયો હતો. રાસાયનિક પ્રક્રિયાઓમાં તેનું મહત્ત્વ સમજાયું હતું. અણુની રચના સંબંધી વિશેષ જ્ઞાન મેળવવાનું લગભગ અશક્ય થઈ ગયું હતું.

પણ થોડાક વર્ષમાં તો પ્રગતિનું ચક્ર ઝડપબંધ ફરવા લાગ્યું. નવા ફેરફારો અસ્તિત્વમાં આવતા ગયા. ૧૮૯૫માં રૅાન્ટજને ક્ષ–કિરણોની શોધ કરી. ૧૮૯૬માં બેકવેરેલે રેડિયો-એકટીવીટીનું અસ્તિત્વ શોધી કાઢ્યું. બીજે વર્ષે જે. જે. થોમસને 'ઇલેકટ્રોન' શોધ્યો અને બતાવી આપ્યું કે બધા અણુઓમાં તેની હાજરી હોય છે જ. ૧૮૯૮માં મેડમક્યુરીએ રેડિયમ ધાતુ જુદી પાડી. ૧૯૦૧માં મેક્ષપ્લેન્કે પોતાનો 'ક્વૅાન્ટમ' સિદ્ધાંત પ્રગટ કર્યો. ૧૯૧૧માં રૂથરફૉર્ડે અણુના કેન્દ્રની રચના સંબંધી વિગતો શોધી કાઢી. ૧૯૧૩માં મોઝલીએ એટમીક નંબર (અણુ સંખ્યા) નો આખો મુદ્દો ખીલવીને પ્રગટ કર્યો.

અણુરચનાના અભ્યાસમાં આ શોધોએ અભ્યાસકોનું ધ્યાન કેન્દ્રિત કર્યું છે અને છેલ્લાં થોડાં વર્ષોમાં અણુનું કેન્દ્ર તોડીને શક્તિ છૂટી પાડવાની શોધો થઈ છે. પરિણામે અણુબૉમ્બ જેવી ભયંકર પ્રલયકારી શક્યતાઓ આજે અસ્તિત્વમાં આવી છે. આ વાત બાજુએ રાખીએ: પણ એમાં શંકા નથી કે આ શોધોએ રસાયનના સંશોધનમાં અદ્ભુત ફાળો આપ્યો છે. જૂની પ્રણાલિકાઓ અદૃશ્ય થતી જાય છે અને નવી રીત-રસમો અસ્તિત્વમાં આવી છે. રસાયનના કેટલાય મૂળ સિદ્ધાંતોમાં બુનિયાદી ફેરફારો થયા છે. કેમિકલ સોસાયટીના સો વર્ષમાં અદ્ભુત પ્રગતિ થઈ છે એમાં ના નહીં પાડી શકાય.

કાર્બનિક રસાયનના અભ્યાસમાં પણ આ મૂળ-ભૂત સિદ્ધાંતો લાગુ કરવામાં આવ્યા છે અને કાર્બ-નિક પ્રક્રિયાઓનું રહસ્ય સમજવામાં ખૂબ ફળદાયી નીવડ્યા છે. કાર્બનિક પ્રક્રિયાઓ અને સામાન્ય રાસા-યનિક પ્રક્રિયાઓ વચ્ચે જે મોટું અંતર હતું તે ધીમે ધીમે હઠી ગયું છે, અને આજે કાર્બનિક અને સામાન્ય રાસાયનિક પ્રક્રિયાઓ વચ્ચે સમન્વય થતો જાય છે.

સોસાયટીની સ્થાપના વખતે રસાયન, ભૌતિક અને પ્રાણીવિજ્ઞાન પોતપોતાના ક્ષેત્રમાં સ્વતંત્ર રીતે આગળ વધ્યે જતા હતા. આજે ઊલટી દિશામાં કાર્ય ચાલી રહ્યું છે. વિજ્ઞાનની જુદી જુદી શાળાઓ એકબીજા પર આધાર રાખી સમન્વય સાધે છે. પરિણામે 'સરહદીય' વિજ્ઞાનો (borderland Sciences) અસ્તિત્વમાં આવ્યા છે. વિજ્ઞાનની શાખાઓનું એકપક્ષપણું દૂર થયું છે–થતું જાય છે. જીવ–વિજ્ઞાનના પ્રદેશમાં રસાયનનું જ્ઞાન લાગુ પાડીને અસ્તિત્વમાં આવેલ જીવ–રસાયન (Bio-Chemistry) ના ક્ષેત્રમાં ખૂબ પ્રગતિ થઈ છે, એ ખાસ નોંધવા યોગ્ય છે.

## નોબેલ પારિતોષક

લગભગ એક સદી પૂર્વે ઇ. સ. ૧૮૪૬માં સો બ્રેરો નામના એક રાસાયનિકે ગ્લીસીરીનને સુરાખા-રના તેજાબની સાથે રાસાયનિક પ્રક્રિયા વડે સંયોજીને નાયટ્રોગ્લીસીરીન નામનો પદાર્થ બનાવવામાં સફળતા મેળવી. આ પદાર્થ દારૂની માફક ભડાકા સાથે સળગી ઊઠતો. તેને સહીસલામત સાચવી શકાય અને દારૂની





માફક તોપ, બંદૂક ઈત્યાદિમાં યુદ્ધસરંજામમાં વાપરી શકાય એવી કોઈ સફળ યોજના શોધી કાઢવા પ્રયત્નો શરૂ થયા. એ યોજના ફત્તેહમંદ કરી બતાવવાનું માન સ્વીડનના એક રાસાયનિક ઈજનેરને પ્રાપ્ત થયું. તેમનું નામ આલ્ફ્રેડ નોબેલ. એ પદાર્થનો ઉપયોગ દારૂગોળાની બનાવટમાં કરવાની રીત પણ તેમણે શોધી કાઢી. આથી તેમને અઢળક દોલતની પ્રાપ્તિ થઇ. પરંતુ પોતાની શોધમા પરિણામોનો વિચાર કરતાં તેમને લાગ્યુ કે ભૂંડું થયું : માનવસંહારનું પ્રબળ હથિયાર સર્જાયું છે. પરિણામે તેઓ શાંતિવાદી બન્યા : અને સંસ્કૃતિની ખિલવણી અને યુદ્ધની નાબૂદી માટે પોતાનો પૈસો વપરાય એવી ગોઠવણ કરી. કોઇ પણ જાતના ભેદ વિના, માનવજાતને હિતકારી સંશોધન કરનારને એક મોટું ઇનામ આપવા પોતાની મિલકત અર્પણ કરી દીધી. ભૌતિક વિજ્ઞાન, રસાયન, વૈદુ, સાહિત્ય અને શાંતિસ્થાપના–એમ જુદા જુદા પાંચ ઇનામો કાઢયા. પ્રત્યેક ઇનામની રકમ લગભગ સવા લાખ રૂપીઆ જેટલી થાય છે. ઉપરના વિષયોમાં સૌથી શ્રેષ્ઠ કાર્ય કરનારને ઈનામ આપવામા આવે છે.

અત્યાર સુધી ડૉ. રવીન્દ્રનાથ ટાગોરને સાહિત્ય માટે અને સર સી. વી. રામનને ભૌતિક વિજ્ઞાન માટે આપણા દેશમાં આ પારિતોષિક મેળવ્યાનું મહામાન પ્રાપ્ત થયું છે. ટાગોરની ગીતાંજલિ સર્વશ્રેષ્ઠ ગણવામા આવી હતી. રામને દ્રવ્યરચનામા ઉપયોગી 'રામન ઈફેક્ટ'ની શોધ કરી હતી એ આ માન માટે યોગ્ય ગણવામાં આવી હતી.

શાંતિના કાર્ય માટે કોઇ પણ હિંદીને આ માન મળ્યું નથી. પણ હમણા મહાત્મા ગાંધીજીનું નામ આ માન માટે બોલાય છે. સ્વીડની એકેડેમી દર વર્ષે આ પારિતોષિકોની જાહેરાત કરે છે. ઘણુંખરું વર્ષના છેલ્લા મહિનામા એટલે ડિસેમ્બરમાં આ પારિતોષિકોની એનાયત જાહેર કરવામાં આવે છે.

## ટિબેટમાં હાથ બનાવટનો કાગળ

જ્યારથી માણસ લખતાં શીખ્યો ત્યારથી એણે લિપિને અંકિત કરવા વિધ વિધ સાધનો શોધ્યા છે. હિંદના પ્રાચીન આર્યો તાડપત્રો પર લખતા : આરબો માટીની ઇંટો પર અને પછી ચામડાં પર લખતા થયા. આ થઇ ચર્મપત્રની ઉત્પત્તિ. ઇજીપ્તમા પેપીરસ નામે ઓળખાતો કાગળ વપરાતો. ચીનમા ચોખામાંથી બનાવેલા કાગળો વપરાતા. સમયના વહન સાથે જેમ જેમ સંસ્કૃતિનો વિકાસ થતો ગયો તેમ તેમ લખવાના સાધનસામગ્રીનો વિકાસ થતો ગયો.

આજના મંત્રયુગમાં લખવાના—છાપવાના કાગળો અતિ ઝડપે મોટા જથ્થામા તૈયાર થાય છે. આ કાગળો હાથબનાવટના કાગળો જેવા મજબૂત હોતા નથી. એટલે હાથ કારીગરીની બનાવટના કાગળો વિશેષ પંકાય છે. ધનસંપન્ન લોકો પોતાનો વૈભવ બતાવવા આવા કાગળો અંગત પત્રવ્યવહારમાં ઉપયોગમાં લે છે. આ તો થઇ ઉદ્યોગોમાં ખૂબ આગળ વધેલા દેશોની વાત. પરંતુ યાંત્રિક ઉદ્યોગોમા પછાત ઘણા દેશો કાગળ બનાવવાના બીજા કોઈ સાધનો હજી સુધી જાણતા નથી. ટિબેટમાં આવી સ્થિતિ છે. કાગળ બનાવવાનો ધંધો એ દેશમા લગભગ બૌદ્ધ સાધુઓના વિહારોનો જ ઇજારો છે એમ કહીએ તો ખોટું નહીં ગણાય. આ કાગળ એટલો ચીકણો હોય છે કે તેને ચીરવો મુશ્કેલ થઈ પડે છે. તેના પર સહેલાઇથી લખી શકાતું નથી. એટલો એ ખડબચડો હોય છે. મોટે ભાગે તે પેકીંગના કામમા ઉપયોગમાં લેવાય છે. બારીઓમાં કાચને બદલે જડવામાં પણ તે વપરાય છે. ટિબેટવાસીઓ કલમથી લખાતા નથી. તેઓ બ્રશથી લખે છે—લખે છે એટલે ચિતરે છે. તે માટે ખાસ બનાવટની શાહી વપરાય છે. વાચીને નવાઈ લાગશે કે ટિબેટમાં એક પણ અખબાર નથી.

## ગુજરાતમાં ૧૯૪૫નો વરસાદ

૧૯૪૫ના સપ્ટેમ્બરમાં જે પૂર આવ્યાં તે ૨૧ ૨૨, ૨૩મી તારીખોએ પ્રચંડ વાવાઝોડા, સાથે ત્રાટકેલા અને અનરાધાર વરસેલા પ્રચંડ વરસાદને

આભારી હતાં. ગામ વાર વરસાદનું પ્રમાણ નીચે આપ્યું છે.

| | | |
|---|---|---|
| સુરત | ૨૪ કલાકમાં | ૧૬ ઇંચ |
| વડોદરા | ૨૪ કલાકમાં | ૧૮ ,, |
| ભરૂચ | ૪૦ કલાકમાં | ૧૪ ,, |
| ખેડા | ૪૮ કલાકમાં | ૧૫ ,, |
| આણંદ | ૨૪ કલાકમાં | ૧૧ ,, |
| ખંભાત | ૪૮ કલાકમાં | ૨૨ ,, |
| વાઘોડિયા | ૪૮ કલાકમાં | ૨૮ ,, |

તાપી નદીમાં ૨૨મી સપ્ટેમ્બરે પાણી ૯૮ ફૂટ એટલે દરિયાની સપાટીથી ૩૫ ફૂટ જેટલે ઊંચે ચડ્યું હતું. ભરૂચ આગળ નર્મદાનાં પાણીની સપાટી ૩૧ ફૂટ જેટલી હતી. પણ તાપી કરતાં નર્મદાનો પટ વધારે પહોળો એટલે પાણીનો જથ્થો તાપી કરતાં તેમાં ઘણો વધારે હતો.

## વિજ્ઞાનનો છેદ ઉડાડો

સ્પેનિશ વિચારક ઓરટેગાના 'યુનિવર્સિટીનું મિશન' એ નામના પુસ્તકના અનુવાદક પોતાના ઉપોદ્‌ઘાતમાં વિજ્ઞાન સંબંધી નીચેના વિચારો રજૂ કરે છે, જે સમજવા જેવા હોઇ નીચે આપીએ છીએ.

વિજ્ઞાન એ કંઈ આપણે કહીએ તે વસ્તુ નથી. તેના સાચા અર્થમાં વિજ્ઞાન એ માત્ર શોધખોળ છે; કોયડાઓ ઊભા કરવા તેમનો ઉકેલ લાવવા પ્રયત્ન કરવો અને તેમનો ઉકેલ મેળવવો. પરંતુ ઉકેલ મળી ગયા પછી તેનું જે કાંઈ કરવામાં આવે તે વિજ્ઞાન નથી. અને તેથી વિજ્ઞાન શીખવું કે શીખવવું અથવા તેનો ઉપયોગ કરવો, એ વિજ્ઞાનથી જુદી જ બાબતો છે. વિજ્ઞાનનો શિક્ષક પોતે વૈજ્ઞાનિક પણ હોય તો ઘણું સારું; પરંતુ એ કંઈ અત્યંત આવશ્યક નથી. અને વસ્તુતાએ વિજ્ઞાનના મોટામાં મોટા સફળ શિક્ષકો જાતે વૈજ્ઞાનિકો હોતા નથી. વિજ્ઞાન એ માનવજાતની સૌથી ભવ્ય સાધના અને સિદ્ધિ છે, યુનિવર્સિટી તો, તેને મુકાબલે એક શીખવનાર સંસ્થા હોઇ, કોઇ અવર વસ્તુ છે. વૈજ્ઞાનિક પ્રવૃત્તિ એટલી ઉચ્ચ ભૂમિકાએ ચાલતી હોય છે કે તેની પ્રક્રિયા અતિશય સૂક્ષ્મ હોવી આવશ્યક છે. તેથી કરીને આપણને ગમે કે ન ગમે, પણ વિજ્ઞાનમાં સામાન્ય માણસને સ્થાન નથી. વિજ્ઞાન એ સામાન્ય માનવસમુદાયના રોજિંદા વ્યવહારથી દૂરની, વિરલ સાધના છે. અને સાચો વૈજ્ઞાનિક એ આપણા આજના જમાનાનો યોગી છે. તેથી દરેક સામાન્ય વિદ્યાર્થી વૈજ્ઞાનિક થવાનો ઉમેદવાર છે એમ માનવું એ નરી મૂર્ખતા છે. ઉપરાંત, કોઇ પણ આદર્શ સંજોગોમાંય, દરેક સામાન્ય માણસ વૈજ્ઞાનિક બને એ ઇચ્છવા જોગ પણ નથી. વિજ્ઞાન એ ભલે ભવ્યમાં ભવ્ય માનવસાધના હોય, પણ તે કંઇ એક માત્ર માનવ-સાધના નથી. તેના જેવા જ મહત્ત્વની અને ગૌરવવાળી બીજી સાધનાઓ પણ છે, અને તેથી તે બધીને ભોગે આખી માનવજાત વિજ્ઞાનને અર્પણ કરવાનું કોઇ જ કારણ નથી. વૈજ્ઞાનિકનું જીવન પોતે તો બીજાઓ જેટલું જ અથવા તેથી પણ વધુ મર્યાદિત અને સંકુચિત હોઇ શકે. સાચો વૈજ્ઞાનિક એક મનુષ્ય તરીકે તો ધૂની, ચસકેલ, પાગલ માણસ હોય છે. ખરી નવાઇ તો આ સંકુચિત માણસ જે વસ્તુ તારવી આપે છે તેમાં–મોતીમાં રહેલી છે, નહિ કે તેને ઉપજાવનાર છીપલીમાં. વૈજ્ઞાનિકને અનુકરણીય–આદર્શ મનુષ્ય તરીકે રજૂ કરવો એ વ્યર્થ છે. કારણ કે વૈજ્ઞાનિકના ઘડતરમાં જ એવી ઘણી વિચિત્ર બાબતો પેઠેલી હોય છે, જેને આદર્શ ન કહી શકાય.

## ધંધાદારી શિક્ષણ અને વિજ્ઞાન

ધંધાઓનું શિક્ષણ અને વૈજ્ઞાનિક શોધખોળ એ બેને અવશ્ય છૂટાં પાડવાં જોઇએ. કેટલાક ધંધાઓ શીખવવામાં અનેક વિજ્ઞાનોની વ્યવસ્થિત માહિતી ઉપરનો કાબૂ એક અગત્યનું અંગ હોય છે એ ખરું; પરંતુ એ માહિતી પેલી શોધખોળનું અંતિમ પરિણામ હોય છે–એ શોધખોળ પોતે નથી. સામાન્ય સિદ્ધાંત તરીકે કહી શકાય કે સામાન્ય વિદ્યાર્થી વિજ્ઞાનનો ઉમેદવાર હોતો નથી. દાક્તર થવા ઇચ્છનારો કેમ

રોગ મટાડવા એ શીખતો હોય છે. તે હેતુસર તેણે તેના સમયમાં પ્રચલિત એવું શરીરવિજ્ઞાન અવશ્ય જાણવું જોઇએ પરંતુ દાક્તર તરીકે તેણે તેથી આગળ જવાનું હોય નહીં. અર્થાત્ તેણે એક શરીરવિજ્ઞાની થવાની જરૂર નથી. બીજા શબ્દોમાં કહીએ તો, તેણે તે વિજ્ઞાનમાં માથું મારવાની જરૂર નથી. તે જો તેમ કરવા જશે, તો તે વિજ્ઞાનને જ એક સામાન્ય વસ્તુ બનાવી મૂકશે. વૈદું એ તો શોધાયેલા પરિણામોને ઉપયોગમાં લેવાની વસ્તુ છે. એ પરિણામો જો વિજ્ઞાન-શુદ્ધ હોય તો તેટલું વધુ સારું. પરંતુ તેમ હંમેશ હોવું આવશ્યક નથી. એ પરિણામો હજારો વર્ષોથી ચાલ્યા આવેલા અમુક અનુભવમાંથી પણ ઊગ્યાં હોય કે જે અનુભવને હજુ વિજ્ઞાન સમજી કે સમજાવી શક્યું પણ ન હોય!

એ જ વસ્તુ કોઈ શાળામાં વિજ્ઞાનનો કે ઇતિહાસનો અધ્યાપક થવા ઇચ્છનારને પણ લાગુ પડે છે. તે એક વૈજ્ઞાનિક કે ઇતિહાસ-શાસ્ત્રી થવાનો છે એમ તેને માનતો કરી મૂકીને તેનાં કૉલેજનાં ભણતર દરમ્યાન તેને ભ્રમિત કરી દેવો એ ભૂલ નથી! એનાથી શો લાભ થાય છે!

આમ, વિજ્ઞાન તરફના યુનિવર્સિટીના ઝુકાવનું ભારે હાનિકારક પરિણામ આવ્યું છે. યુનિવર્સિટીનું જે મુખ્ય કામ છે—સંસ્કૃતિનો પ્રચાર—તેનો તે કારણે છેદ જ ઊડી ગયો છે. ઉપરાંત ભવિષ્યના ધંધાદારીઓને તેમના ધંધા માટે કઇ સારામાં સારી રીતે તૈયાર કરવા એ બાબતમાંથી પણ તેનું લક્ષ આડે માર્ગે દોરવાઇ ગયું છે.



# ગ્રંથસમીક્ષા

અ. મ. રા.

## પાછલે બારણે

[ લે. પન્નાલાલ પટેલ; પ્રકા૰ ગતિ પ્રકાશન લિ૰ અમદાવાદ; પ્રાપ્તિસ્થાન, ભારતી સાહિત્ય સંઘ લિ૰,મુંબઇ-અમદાવાદ; મૂલ્ય, અઢી રૂપિયા. ]

ઉઘડને પાને સુંદર પ્રકૃતિવર્ણનથી બારું ખોલતી અને છેક સુધી એવું આકર્ષણ ટકાવી રાખતી ૧૫૫ પાનાંની આ બૃહદ્વાર્તા કે લઘુનવલ પચાસ હજારના પટાની એક નાની ઠકરાતના રજવાડી વાતાવરણમાં વાચકોને લઇ જાય છે.

કથાવસ્તુને ગતિમાન કરતો પ્રસંગ છે, માથે લટકતા વૈધવ્યભયવાળી ઠકરાણી રાજબાઇએ એક મહિનાનો ગાદીવારસ પુત્ર ગુમાવતાં પડખેના ગામના રજપૂત મુખી હમીરજીના તે જ ઉમરના જોડકા પુત્રોમાંથી એકની જોડે તેના શબનો પોતાના વિશ્વાસુ માણસ ગલબાજી દ્વારા રાતોરાત કરાવેલો અદલા-બદલો. અને વાર્તાનો છેલ્લો કળશપ્રસંગ છે, એક મધરાતે હમીરજીના ઘરના પાછલે બારણેથી જેણે વિદાય લીધી હતી તે જ બાળકનું, અમરસિંહ ઠાકોર તરીકે, એ જ ગલબાજીની સાથે, પચ્ચીસ વર્ષ પછી એવી જ એક રાતે, જે માતાએ એને આટલો વખત ખોયો હતો તેને તેની આખર ઘડીએ પોતાનું જણ્યું પોતાને પાછું મળ્યાનો આનંદ સંપડાવવા, તે જ પાછલે બારણેથી થતું આગમન અને ઠાકોરની દુનિયામાં પુનર્વિદાય. કથાનામને સાર્થ ઠરાવતી અને કથાને એક પ્રકારની સુશ્લિષ્ટતા આપતી કથાના આદિ અને અન્તની આ બે ઘટનાઓ જાણે વાર્તાકારની આંખ આગળ અતિસ્પષ્ટ સ્વરૂપમાં ખડી હતી એમ લાગે છે. એ બે વચ્ચેનો પચીસેક વરસના ગાળામાં પથરાતો સંસાર તો એમણે જાણે પછી પોતાના કલમ બળે ઊભો કરી લીધો છે. એ સંસાર એટલે હમીરજીના બીજા પુત્ર હિંમત અને રાજા બની બેઠેલા તેના ભાઇ અમરસિંહ વચ્ચેનો અને તેમની માતા કુંવરબાઇ અને ઠકરાણી રાજબાઈ વચ્ચેનો સંઘર્ષ ઉપકારવશ ઠકરાણી પાસે પ્રતિનાયક કે ખલ

પાત્રનું થોડુંક કામ વાર્તાકારે એ સંઘર્ષ ઊભો કરવા અને પોતાની વાર્તા ચગાવવા કરાવ્યું છે. પોતાની પુત્રદાત્રી ઉપકર્ત્રીના આભાર તળે દબાઇ રહેવાને બદલે એ તો, કુંવરબાઇ પોતાના હાથમાં રહેલા બીજા દીકરા હિંમતને 'બાળેટણુ' બનાવી રાજા બનનાર દીકરાની હોડમાં ઊભો રહી શકે એવો બનાવવા તેને લોકહાંસી વચ્ચે પણ ભણાવવાની જે પ્રવૃત્તિ કરે છે તેથી, તેની દુશ્મન બની જઇ તેની સુખીપણાની જમીન આંચકી લેવાનો પ્રયાસ આરંભે છે. રજવાડાંની ગુંગળાવતી હવાથી દૂર અમદાવાદની મુક્ત હવામાં કોલેજ સુધી પહોંચેલો અને ગાંધીજીએ પ્રચારેલી ભાવનાઓથી રંગાઇને સત્યાગ્રહ લડતમાં જેલ પણ ભોગવી આવેલો હિંમત આથી પોતાનાજ ભાઇ ઠાકોર અમરસિંહ સાથે સંઘર્ષમાં આવે છે. વૃદ્ધ કુંવરબાઇને પોતાના જણ્યા ઝઘડી પડવાનો સંભવ ફફડાવે છે. પણ એ વાત્સલ્યમૂર્તિને દુઃખી કરતાં વાર્તાકારનો જીવ ચાલતો નથી. એની છાતીએથી બાળકને વછોડતી વેળા 'રાજા બની એ તો અનેકનું ભલું કરી શકશે એવા ગલબાજીએ ધરેલા પ્રલોભક આશ્વસન કે સમાધનથી સહેજ પીગળવા છતાં તેનાથી બોલાઇ ગયેલા 'મને તો લાગે છે કે મારું જણતર લજવશે' એ શબ્દોને તેનો ઠાકોર બનતો પુત્ર અમરસિંહ સાચા પાડશે કે શું એમ કેટલોક વખત તેના વર્તનથી આપણને લાગવા માંડે છે, પણ આખરે તો એ શબ્દોની ઉચ્ચારનારીનું એનામાં વહેતું લોહી પોતાનો ભાવ ભજવે છે. આંચકી લેવાયેલી જમીન માટે રાવ ખાવા આવેલી કુંવરબાઇના મોંમાંથી અકળામણના માર્યા રાજબાઇને સંબોધાઇને નીકળી પડેલા 'જરાક તો ગણુ રાખો' એ શબ્દોએ ચમકેલો તથા એ બાઇની પોતાને તાકી રહેલી ભૂખ રહસ્યભર નજરથી બેચેન બનેલો અમરસિંહ ગલબાજી પાસેથી સાચો ભેદ કઢાવે છે. પછી તો મરણોન્મુખ માતાની પુત્ર દર્શનની ઝંખનાને જવાબ દેવા આવી પહોંચી 'મા, હું અમર!' એ શબ્દો સાથે માતાના ખાટલા આગળ ઢગલો થઇને પડવાનું જ એને બાકી રહે છે. પચીસ વર્ષે પાછા મળતા પુત્રને બાઝી પડી તેના જ હાથમાં મરણશરણ થતી માતાના શબને હિંમત ને અમર બેઉ છેડે ઝાલીને ભોંય નાંખે છે એ પ્રસંગ જ બે ભાઇઓ વચ્ચે હવે પેલો સંઘર્ષ નહિ રહે એની સુમંગલ આગાહી આપણને કરાવે છે. જેવો કુંવરબાઇને તેવો જ ગલબાજીને પણ ફફડાટ હતો કે રખે પોતે ખોટા પડે અને કુંવરબાઇના બોલ સાચા પડે. એ એનો ફફડાટ પણ શમે છે. વાર્તા આમ મંગલાન્ત છે. 'તમારી માતાનું આટલું ઋણ હતું એ આજ મેં અદા કર્યું!' એ પચીસ વરસે ખૂલેલા ભેદની કોટડીનું બારણું હિંમતને માટે જોરથી વાસી દેતા અને પ્રાપ્ત વેશ ભજવી છૂટવાનો સ્વસ્થ નિરધાર કરતા અમરસિંહના વિદાય-ઉદ્ગાર વાર્તાકારનો કલાવિજય છે.

હિંમતને ગાંધીમાર્ગી જ ભાવનાશાળી સ્વમાની જુવાન અને અમરસિંહને પીળા પ્રદેશના પ્રતિનિધિ બનાવી, વાર્તાકારે બેઉને અથડામણને આરે આણી મૂક્યા, પણ જંગનો પહેલો ભડકો થાય તે પહેલાં સુલેહનો શ્વેત વાવટો આણુ ફરકાવી દીધો. પરિણામે રજવાડી આપખુદી સામેના સત્યાગ્રહની કથા આપણને મળતાં રહી ગઇ. પણ વાર્તાકારને સત્યાગ્રહ કરતાં કુંવરબાઇ ને ગલબાજી ને અમરસિંહમાં, માનવીના વાત્સલ્ય ને પ્રેમના અમર ભાવોમાં, વધુ રસ છે. એટલે વાતને લંબાવી સત્યાગ્રહકથા આપવાના મોહને વશ એ થયા નથી. અને એ સારું જ કર્યું છે.

જેની એક વાર્તાય બની શકત તેની આવી બૃહદવાર્તા બનાવતાં લેખકને સારું આવડ્યું છે. ખીલવી શકાય એવી પરિસ્થિતિઓના તથા કુંવરબાઇ, રાજબાઇ, અમરસિંહ ને ગલબાજીના અંતરમાં ચાલતા વ્યાપારોના નિરૂપણમાં એમની વાર્તાકલાએ પોતાનું પાણી બતાવ્યું છે. વાર્તાના આરંભ અને અન્ત તો એમની કલાદષ્ટિ સ્પષ્ટ રીતે બતાવી આપે છે.

વાર્તાનાં પાત્રોમાં કુંવરબાઇને લેખકનું લક્ષ વધુ મળ્યું છે. વાર્તાના આદિ અને અન્તમાં તો એ પાત્ર જ મહત્ત્વનું બની બેસે છે અને એ બેઉ વખતે એની સામે જ લેખકે કેમેરા ગોઠવી દીધો છે. વચગાળામાંય





વ્યક્તિત્વ, જીવન્ત અને અતિ-સ્પષ્ટરેખ પાત્રાલેખન અને ત્વરિત કાર્યવેગ—આ સર્વ 'ગુજરાતના નાથ'ને મુનશીનું પ્રથમ પંક્તિનું યશોદાયી કલાસર્જન ઠરાવે છે, એ કહી બતાવવાની ય હવે ભાગ્યે જરૂર હોય.

## રાજાધિરાજ

[ લેખક-પ્રકાશક ઉપર મુજબ : મૂલ્ય પણ ઉપરના પુસ્તક જેટલું. ]

જયસિંહના સોરઠ અને લાટ પરના વિજયની અને રાજાધિરાજત્વ પ્રાપ્તિની આ 'ગુજરાતના નાથ'ની અનુસંધાનકથા શ્રી મુનશી હીરકમહોત્સવ ગ્રંથાવલિના ત્રીજા પુસ્તક તરીકે ચોથી આવૃત્તિ લેખે પ્રગટ થઇ છે. એને પણ એનાં આકર્ષણો ઓછાં નથી. મંજરીના પાત્રની વધુ પ્રગટ થતી વિશિષ્ટતાઓ અને તેનો ભવ્યકરુણ અન્ત, કાકનાં વધુ પરાક્રમો, લાટનો સ્વાતંત્ર્યજંગ, ખેંગાર અને રાણકદેવીનાં પાત્રોનો ચમકાર. બેરા બોબડાના હસાવતા પાત્રે વાળેલો દાટ, અને સોરઠનું યુદ્ધ તરતજ ગણાવી શકાય તેમ છે.

આ ઐતિહાસિક નવલકથાઓની ટીકા થએલી તે સંબંધમાં અર્ધપ્રગટ આત્મવિશ્વાસથી મુનશીએ જે કહ્યું હતું, કે એનામાં જીવ હશે અને તેની અગ્નિનારાયણને આહુતિ આપવામાં આવશે તો જરૂર 'ઘૃત'ની માફક તે 'જીવિત' બનશે, તેને આ નવી આવૃત્તિઓ સાચું પાડે છે.

## વતનનો સાદ

[ લે. ગુણવંતરાય આચાર્ય પ્રક. નવયુગ પુસ્તક ભંડાર, મૂલ્ય રૂ. ચાર.]

તત્કાલીન સોરઠના ગૌરવપૂર્ણ ઇતિહાસનું એક અર્ધવિસ્મૃત પ્રકરણ સજીવ કરતી આ નવલકથા રા. ગુણવંતરાય આચાર્યની સૌથી પહેલી કૃતિ છે. એમાં લેખકે મહત્ત્વાકાંક્ષા ઘણી રાખી છે. તેમને કરણ વાઘેલા, કૌળાદેવી અને મલેક કાફૂર માથેનો અપજશ ધોવો છે, દિલ્હીની રાજખટપટ ચિતરવી છે, સોરઠની ધરતી જાગી ઊઠી મુસલમાનોને હાંકી કાઢવા તત્પર બની એની વીરગાથા ય ગાવી છે, ખેંગાર વંશ જ રા' મહિપાળને બિરદાવવો છે, સુલતાન મહમદ તઘલખને સોરઠે પરાજય આપ્યો એની કહાણી કહેવી છે, પ્રભાત ચાવડાનો ભવ્યકરુણ અન્ત આલેખવો છે, અને મોખડાજી ગોહિલને કથાનાયક બનાવી તેની ચાંચિયાગીરીને અને રાજ્યપ્રાપ્તિને ઊજળી કરી આલેખવી છે. આ બધું અઢીસો પાનાંમાં એ સંતોષકારક કહેવાય એવી સફળતાથી સમાવી શકયા છે. ઐતિહાસિક પાત્રોને રા. આચાર્ય વધુ પડતાં ઘેળી નાખે છે એને 'इति ह आस' એવા ઇતિહાસની સંમતિ હોય યા ન હોય, પણ વાચકોનું વતનવાત્સલ્ય એવા આલેખનથી પંપાળાતું ને પોષાતું હોઇ એમનો હેતુ એ જરૂર મેળવી રહે તેમ છે.

રા. આચાર્યના એ પાણીદાર કૌમારપ્રયાસની આ તો બીજી આવૃત્તિ છે. બીજી આવૃત્તિ વેળા કશો જ ફેરફાર નથી તેનો વાંધો નથી, પણ 'ઝંડા'ના અર્થમાં 'ઝુંડા' (પ્રકરણ ૧૦) અને 'માન્યતા'ના અર્થમાં 'માનિનતા' (પૃ. ૪૨) અશુદ્ધ જેવા શબ્દ પ્રયોગો તો લેખકે સુધારી લેવાની જરૂર હતી જ.

## સુન્દરીઓનો શણગાર

[ લે મનુભાઈ જોધાણી પ્રાપ્તિસ્થાન, ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, અમદાવાદ; ચાર રૂપિયા. ]

જેમાં સ્ત્રીઓનાં ચતુરાઈ, વટ, પ્રેમ, પરાક્રમ, શીલ આદિ તેમનાં શણગારરૂપ સુલક્ષણોનું જુદી જુદી રીતે દર્શન થાય છે એવી, જનસમાજમાં કંઠપરંપરાથી પ્રચલિત એવી લોકસાહિત્યની, ઇતિહાસની અને જૈનધર્મમાં કહેવાતી દંતકથાઓના ૧૮-૧૯ વરસ પહેલાં બે ભાગમાં પોતે પ્રગટ કરેલા સંગ્રહમાંથી ઐતિહાસિક વાર્તાઓ કાઢી નાખીને, એ એકઠા ભાગનું એક પુસ્તક બનાવીને રા. મનુભાઈ જોધાણીએ તેની આ બીજી આવૃત્તિ પ્રગટ કરી છે. પુસ્તકની ૩૧ વાર્તાઓ જનતામાં લોકપ્રિય થવાનો સંભવ છે જ. એમાંની પોતાના સાહિત્યજીવનના પ્રારંભકાળની ભાષા 'કેટલીક બહેનોને એ ગમે છે' માટે 'વિવેચકોની ટીકાનો ભય રાખ્યા સિવાય' કર્તાએ આ પુસ્તકમાં જેમની તેમ રાખી છે. પણ પુસ્તકમાંની જોડણીની અસંખ્ય અશુદ્ધિઓ માટે એ કે બીજું કોઈ બહાનું નભી શકે નહિ.

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ માણેકચંદ રવાણી; ૧૬ શ્રીમાળી સોસાયટી · અમદાવાદ.
મુદ્રક : હરિલાલ મગનલાલ ભટ્ટ · ભારતી મુદ્રણાલય : હરણવાળી પોળ · ચાર રસ્તા; ખાડિયા અમદાવાદ.
વિજ્ઞાપના વ્યવસ્થાપકઃ સાયન્ટિફિક પબ્લિસિટી કું. મોડલ ટૉકીઝ સામે · અમદાવાદ.





વ્યક્તિત્વ, જીવન્ત અને અતિ-સ્પષ્ટરેખ પાત્રાલેખન અને ત્વરિત કાર્યવેગ—આ સર્વ 'ગુજરાતના નાથ' ને મુનશીનું પ્રથમ પંક્તિનું યશોદાયી કલાસર્જન ઠરાવે છે, એ કહી બતાવવાની ય હવે ભાગ્યે જરૂર હોય.

## રાજાધિરાજ

[ લેખક-પ્રકાશક ઉપર મુજબ : મૂલ્ય પણ ઉપરના પુસ્તક જેટલું. ]

જયસિંહના સોરઠ અને લાટ પરના વિજયની અને રાજાધિરાજત્વ પ્રાપ્તિની આ 'ગુજરાતના નાથ'ની અનુસંધાનકથા શ્રી. મુનશી હીરકમહોત્સવ ગ્રંથાવલિના ત્રીજા પુસ્તક તરીકે ચોથી આવૃત્તિ લેખે પ્રગટ થઈ છે. એને પણ એનાં આકર્ષણો ઓછાં નથી. મંજરીના પાત્રની વધુ પ્રગટ થતી વિશિષ્ટતાઓ અને તેનો ભવ્યકરુણ અન્ત, કાકનાં વધુ પરાક્રમો, લાટનો સ્વાતંત્ર્યજંગ, ખેંગાર અને રાણકદેવીનાં પાત્રોનો ચમકાર, એરા ખોખડાના હસાવતા પાત્રે વાળેલો દાટ, અને સોરઠનું યુદ્ધ તરતજ ગણાવી શકાય તેમ છે.

આ ઐતિહાસિક નવલકથાઓની ટીકા થએલી તે સંબંધમાં અર્ધપ્રગટ આત્મવિશ્વાસથી મુનશીએ જે કહ્યું હતું, કે એનામાં જીવ હશે અને તેની અગ્નિનારાયણને આહૂતિ આપવામાં આવશે તો જરૂર 'ઘૃત'ની માફક તે 'જીવિત' બનશે, તેને આ નવી આવૃત્તિઓ સાચું પાડે છે.

## વતનનો સાદ

[ લે. ગુણવંતરાય આચાર્ય પ્રક. નવયુગ પુસ્તક ભંડાર, મૂલ્ય રૂ. ચાર.]

આ તત્કાલીન સોરઠના ગૌરવપૂર્ણ ઈતિહાસનું એક અર્ધવિસ્મૃત પ્રકરણ સજીવ કરતી આ નવલકથા રા. ગુણવંતરાય આચાર્યની સૌથી પહેલી કૃતિ છે. એમાં લેખકે મહત્ત્વાકાંક્ષા ઘણી રાખી છે. તેમને કરણ વાઘેલા, કોળાદેવી અને મલેક કાફુર આથેનો અપજશ ધોવો છે, દિલ્હીની રાજખટપટ ગિનરવી છે, સોરઠની ધરતી જાગી ઊઠી મુસલમાનોને હાંકી કાઢવા તત્પર બની એની વીરગાથા ય ગાવી છે, ખેંગાર વંશ જ રા' મહિપાળને બિરદાવવો છે, સુલતાન મહમદ તઘલખને સોરઠે પરાજય આપ્યો એની કહાણી કહેવી છે, પ્રભાત ચાવડાનો ભવ્યકરુણ અન્ત આલેખવો છે, અને મોખડાજી ગોહિલને કથાનાયક બનાવી તેની ચાંચિયાગીરીને અને રાજ્યપ્રાપ્તિને ઊજળી કરી આલેખવી છે. આ બધું અઢીસો પાનાંમાં એ સંતોષકારક કહેવાય એવી સફળતાથી સમાવી શકયા છે. ઐતિહાસિક પાત્રોને રા. આચાર્ય વધુ પડતાં ધોળી નાખે છે અને 'इति ह आस' એવા ઇતિહાસની સંમતિ હોય યા ન હોય, પણ વાચકોનું વતનવાત્સલ્ય એવા આલેખનથી પંપાળાતું ને પોષાતું હોઈ એમનો રૌ એ જરૂર મેળવી રહે તેમ છે.

રા. આચાર્યના એ પાણીદાર કૌમારપ્રયાસની આ તો બીજી આવૃત્તિ છે. બીજી આવૃત્તિ વેળા કશો જ ફેરફાર નથી તેનો વાંધો નથી, પણ 'ઝંડા'ના અર્થમાં 'ઝુંડો' (પ્રકરણ ૧૦) અને 'માન્યતા'ના અર્થમાં 'માનિનતા' (પૃ. ૪૨) અશુદ્ધ જેવા શબ્દપ્રયોગો તો લેખકે સુધારી લેવાની જરૂર હતી જ.

## સુન્દરીઓનો શણગાર

[ લે. મનુભાઈ જોધાણી પ્રાપ્તિસ્થાન, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; ચાર રૂપિયા. ]

જેમાં સ્ત્રીઓનાં ચતુરાઈ, વટ, પ્રેમ, પરાક્રમ, શીલ આદિ તેમનાં શણગારરૂપ સુલક્ષણોનું જુદી જુદી રીતે દર્શન થાય છે એવી, જનસમાજમાં કંઠપરંપરાથી પ્રચલિત એવી લોકસાહિત્યની, ઇતિહાસની અને જૈનધર્મમાં કહેવાતી દંતકથાઓના ૧૮-૧૯ વરસ પહેલા બે ભાગમાં પોતે પ્રગટ કરેલા સંગ્રહમાંથી ઐતિહાસિક વાર્તાઓ કાઢી નાખીને, એ બેઉ ભાગનું એક પુસ્તક બનાવીને રા. મનુભાઈ જોધાણીએ તેની આ બીજી આવૃત્તિ પ્રગટ કરી છે. પુસ્તકની ૩૧ વાર્તાઓ જનતામાં લોકપ્રિય થવાનો સંભવ છે જ. એમાંની પોતાના સાહિત્યજીવનના પ્રારંભકાળની ભાષા 'કેટલીક બહેનોને એ ગમે છે' માટે 'વિવેચકોની ટીકાનો ભય રાખ્યા સિવાય' કર્તાએ આ પુસ્તકમાં જેમની તેમ રાખી છે. પણ પુસ્તકમાંની જોડણીની અસંખ્ય અશુદ્ધિઓ માટે એ કે બીજું કોઈ બહાનું નભી શકે નહિ.

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ માણેકચંદ રવાણી; ૧૯ શ્રીમાળી સોસાયટી · અમદાવાદ.
મુદ્રક : હરિલાલ મગનલાલ ભટ્ટ · ભારતી મુદ્રણાલય : હરણવાળી પોળ · ચાર રસ્તા; ખાડિયા અમદાવાદ.
વિજ્ઞાપના વ્યવસ્થાપક: સાયન્ટિફિક પબ્લિસિટી કું. મોડલ ટોકીઝ સામે · અમદાવાદ.




ચુનીલાલ વર્ધમાન શાહ

# ગ્રામ નવરચના

સંપાદક

ઈશ્વરલાલ મોહનલાલ દવે





અમદાવાદને આંગણે—

# મહાવીર નગર
# તીલક નગર
અને
# કલ્યાણ નગર માં વસી

તામારાં નગર બનાવો.

હાલના રાજ્યને સાચું પ્રજારાજ્ય, બનાવી સ્વતંત્ર, સ્વમાની અને ચિંતામુક્ત જીવન જીવતા બનો એવો મારો હાર્દિક આશીર્વાદ છે.

પરાધીન પ્રજાજન પૈકી

## રેવાશંકર હરિશંકર ત્રિવેદી.

કોંગ્રેસમેન.

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૭ : 'નવરચના' વર્ષ ૧૨ : અંક દશમો
જાન્યુઆરી : ૧૯૪૮

ક્રમ



: વાર્ષિક લવાજમ :
દેશમાં : રૂા. ૭-૮-૦ :: પરદેશમાં : રૂા. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધીરસ્તો : અમદાવાદ



## દયાપાત્ર પ્રજા

[૧]

બધા ભેગા થયા એટલે હારીઝ નામના શાગીર્દે પ્રશ્ન કર્યો: 'ગુરૂદેવ! આપે જ્યાં બાર વર્ષ નિવાસ કર્યો છે એ ઓર્ફેલીઝ શહેર વિષે કાંઈક કહો'

અને અલ્ મુસ્તુફા ઘડીભર શાંત બની ગયા. અનંત આકાશની સામે અને દૂરદૂરની ટેકરીઓ સામે તેણે મીંટ માંડી. એમના મૌનમાં મંથન રહ્યું હતું. પછી તેમણે કહ્યું:

'મારા મિત્રો! અને પંથવાસીઓ! જે પ્રજા સૂત્રો સ્વીકારે છે, પણ ક્રિયામાં ધર્મશૂન્ય રહે છે, તે પ્રજા દયાપાત્ર છે.'

'જાતે નહિ વણેલું એવું કાપડ જે પ્રજા પહેરે છે, જાતે પેદા નહિ કરેલું એવું અનાજ જે પ્રજા ખાય છે, અને પોતાના દેશનું નહિ એવું પીણું જે પ્રજા પીએ છે, તે પ્રજા દયાપાત્ર છે.'

'સિદ્ધાંત વિનાના વિજયી શેઠને જે પ્રજા વીર માને છે તે દયાપાત્ર છે. ચમકતા વિજયીને, દાદાગીરી કરનારને, જે ઉદાર ગણે છે તે પ્રજા દયાપાત્ર છે.'

'જે પ્રજા, પોતાના સ્વપ્નાદર્શોમાં, વિકારને ધિક્કારે છે, પણ જીવનમાં એને વશ થાય છે, તે પ્રજા દયાપાત્ર છે.'

'ડાઘુ બનીને જવાનું હોય તે પ્રસંગ સિવાય, જ્યાં માણસો ભેગાં થઇને ઉચ્ચ અવાજ કાઢતાં નથી, પોતાનાં જર્જરિત ખંડેર સિવાય બીજા કશા માટે અભિમાન રાખતા નથી, અને તલવારની અણી નીચે ગરદન ઝુકાવ્યા સિવાય, જ્યાં લોકો એક થઈને સામે થવાનું શીખતા નથી, તે પ્રજાનું જીવન દયાપાત્ર છે.'

'જે પ્રજાના રાજદ્વારી પુરૂષો બહુબહુ તો શિયાળ જેવા છે, કે જેમની બહાદુરી એમની લુચ્ચાઇમાં સમાપ્તિ પામે છે, અને જ્યાં તત્ત્વજ્ઞો, શબ્દનું ડુગડુગીયું વગાડનારા મદારીઓ જેવા છે, જેની કલા કાં થીગડાં ચોરે છે કાં હાસ્યાસ્પદ અનુકરણ કરે છે, તે પ્રજા દયાપાત્ર છે.'





'ઢોલ ત્રાસા ને શરણાઇઓથી જે પ્રજા પોતાના નવાનવા રાજકર્તાઓને વધાવે છે અને 'હુર્રે હુર્રે!' બોલીને એમને અભિનંદન આપે છે અને પાછું એવુ જ સન્માન બીજા આવનારા રાજકર્તાને પણ આપે છે એ પ્રજા દયાપાત્ર છે.'

'જેના વૃદ્ધો વયભારને લીધે મૂક બન્યા છે ને જેનાં મજબૂત કહેવાય તેવાં માણસો હજી તો ઘોડિયામાં પડયાં છે, તે પ્રજા, ખરેખર દયાપાત્ર છે'

'જે પ્રજા, અનેક જથ્થામાં વહેંચાયેલી છે, અને એ દરેક જથ્થો પોતાને પ્રજા ગણે છે, એ પ્રજા દયાપાત્ર છે.'

[૨]

## શેષ સંપત્તિ

આથમતી સંધ્યાના આછા ઉજાસમાં એક ભિખારી નદીકાંઠે જવા માટે રસ્તા ઉપરથી પસાર થઇ રહ્યો હતો.

રસ્તા ઉપરથી જતાં જતાં એણે પોતાનું મન બદલ્યું હોય તેમ એ એક પળવાર લીમડાના ઝાડ નીચે ઊભો રહ્યો

ત્યાં ખરી પડેલાં અસંખ્ય પાનની પથારી તરફ તે ઘડીભર જોઇ રહ્યો પછી એ ત્યાં જ બેસી ગયો. પોતાની પાસેનું એક પોટલું છોડી, એમાંથી એણે નકામાં ચીથરાં, એક તૂટેલ ફૂટેલ ડબલુ, એક નકામું જીર્ણશીર્ણ ચપલ, એક ભાગેલી રકાબી, એક તૂટેલો પ્યાલો, ફાટેલો લેંઘો અને બીજી પણ એવી જ કેટલીક ચીજો કાઢી, એ એક એક, બે ત્રણ વખત એણે તપાસી અને પછી એક ખૂણામાં એનો ઢગલો કરી એ ચાલતો થયો!

મેં એ ઢગલો જોયો, અને એની આ અસ્વચ્છતા ઉપર ઘૃણા દર્શાવતાં, એ તરફ જરાક લટાર મારી.

બીનવારસી મિલ્કતની પેઠે, એણે છોડેલી એની સમૃદ્ધિનો શેષભાગ ત્યાં પડયો હતો! એને કોઇ અડે તેમ હતું નહિ

પણ બીજે દિવસે વહેલી સવારમાં, હજી જરા જરા તાપ લેતી પ્રભાતની હવા, ઠંડી ઉડાડે તે પહેલાં, હું ત્યાં ફરવા નીકળ્યો તો સામેથી એક વૃદ્ધ અપંગ ભિખારી ચાલ્યો આવતો હતો એના હાથમાં એક અણઘડ લાકડાનુ ઠૂંઠું હતું બીજા હાથમાં એક નાન કડું ડબલું હતું

એ આ રસ્તા ઉપરથી જ પસાર થયો ને પેલા ચીંથરાના ઢગલા પાસેથી નીકળ્યો!

આટલી બધી મિલ્કત આંહીં રેઢી મૂકીને કોણ શાહુકાર ચાલ્યો ગયો હશે એ વિચારે એને જરાક ત્યાં ઊભો રાખ્યો!

વ્યવસ્થિત મૂકેલા ઢગલાને જોઇને એ વિચારમાં પડયો હતો એનો માલિક આટલામાં જ કયાંક હશે તો?

પણ થોડીવાર સુધી જ્યારે ત્યાં કોઇ ફરકયું નહિ, ત્યારે એણે એની પાસે બેસીને, પોતાનાં પસંદગી ધોરણે એમાંથી ઉપયોગી વસ્તુઓ ઉપાડવા માંડી!

પોતાનું ડબલું મૂકીને, આ તજી દેવાયલું સારું ડબલું લઈ લીધું! એક ચંપલ એને મળી ગયું ને એક એની પાસે હતું એટલે અખંડ જોડી થઇ ગઈ! રૂમાલ પણ એને ઠીક લાગ્યો. આટલું બધું તજી દેનાર પ્રત્યે એને ઈર્ષા થઈ




કે એની ભૂખાઈ ઉપર એને હસવું આવ્યું: એ કહેવું મુશ્કેલ હતું. પણ એણે પોતાની આજની સફળ ભાગ્યરેખા ઉપર પ્રસન્ન હાસ્ય કરીને જ્યારે એ સ્થાન છોડ્યું, ત્યારે પેલી સંપત્તિનો, હજી બાકી રહેલો શેષભાગ ત્યાં રહી ગયો હતો!

હવે એ શેષ સમૃદ્ધિને જો કોઈ દીવાસળી ચાંપી દે તો સારું, એમ વિચાર થતો હતો, ત્યાં તો થોડી વારમાં, કોઇ બીજો ભિખારી એ શેષમાં પોતાનું મહાભાગ્ય વાંચતો ત્યાં ઊભો રહી ગયો હતો!

અને એમ ને એમ એ શેષ સમૃદ્ધિ, અનંત ગરીબીનું પ્રતીક દર્શાવતી, સાંજ સુધી રત્નખાણની જેમ, એક પછી એક, કોઈને કોઈની ગરીબ આવશ્યકતાને સંતોષ આપતી, ખડી રહી હતી!

બીજે દિવસે સવારે ફરતાં એ તરફ દૃષ્ટિ જતાં હું ચોંકી ઊઠ્યો!

એઠવાડના બોજા નીચે બધી જ સમૃદ્ધિ દટાઈ ગઈ હતી!

આગલી સાંજરે, આસપાસના કોઈને કોઇ બંગલામાં થયેલી ઉડાઉ મીજલસનું ખરડેલું ધાન્ય, પોતાની બીનઆવડતનો તુમાર કરી ન બેસે માટે, કોઈક નોકર તમામ સેળભેળનો ત્યાં ઢગલો કરી ગયો હતો!

[ ૩ ]

## બડભાગી કોણ?

ઈશ્વરના આરાને હસવું આવ્યું કે રડવું આવ્યું એ ખબર નથી; પણ મા સાબરમતીનાં નીર શોકભારે જરાક મંદ જણાયાં હતાં!

ચેહ બળતી હતી. અગ્નિના કણ આકાશમાં ઉડતા હતા. અને પડખેના રેતીપટમાં માણસોની ઠઠ જામી હતી. જેની રાખ થઇ રહી હતી એનાં, યશોગાન ગાતાં ગાતાં, પોતાના હુંકારને હજી વધારે મોટા હુંકારનો ઓપ આપનારાઓ ભાષણો આપી રહ્યાં હતાં!

જ્યારે એ સઘળું પૂરું થયું ત્યારે સૌ પાછા ફર્યા.

સૌના દિલમાં એક કામ પતી ગયાની ચિંતામુક્તિ હતી. નીકળ્યા ત્યારે પગલાંમાંથી ભાર ગયો હતો. દિલમાં વ્યવહાર વાત કરવાનો અવકાશ દેખાતો હતો.

સૌ પોતપોતાની ટોળકીમાં પાછા ફરી રહ્યા હતા. અને એમાં વચ્ચે વચ્ચે મૃતાત્માને સંભારી લેતા હતા!

પણ ટોળું ઘણું મોટું હતું. એવો એ બડભાગી કોણ હશે જેને આટલા બધા વળાવવા આવ્યા હતા?

સવારની ઝાંખી આછી પ્રકાશરેખામાં એ ટોળાને જોતો હું ત્યાં બેસી રહ્યો હતો. સામે ચંદ્રભાગાના ખંડેર હતાં. આઘે, નવી ઊભી થતી ઈમારતોનાં અભિમાની ડોકાં દેખાતાં હતાં. પાછળ આકાશ સાથે વાત કરતી ટાંકીઓનાં ઉન્નત શીર્ષ આવી રહ્યા હતાં!

અને બડભાગી માનવને ત્યાં રેતીમાં રાખીને સૌ પોતપોતાના ત્વરિત કાર્યક્રમની વિચારમાળામાં હવે ઝડપથી પાછા ફરી રહ્યા હતા!

એ જ સાંજે, એ જ રેતીમાં નિહાળતો, ઝાંખી થતી ભૂખરી ધૂસર હવાની ગ્લાનિ દેખતો, હું ત્યાં બેઠો હતો. મારાથી થોડે દૂર એક ફીલસુફ ગધેડા સાથે, એક કજિયાળું કૂતરું,

જીવનવિગ્રહી સવાલની ચર્ચા માંડી બેઠું હતું. અને એ કોઈની દરકાર કર્યા વિના સામે, કાગડા ઉતાવળે માળામાં પાછા ફરી રહ્યા હતા!

થોડીવારમાં હું બેઠો હતો ત્યાંથી જ, એક કોઈ બાઇ નીકળી. એણે કાળું ઓઢણું ઓઢયું હતું. મોં થોડુંક ઢાંકી દીધું હતું. એના ખોળામાં જાણે કોઇ મૃતફૂલનો ભાર હતો. એ ધીમે શોકઘેરા પગલે નદી તરફ જઇ રહી હતી. એની પાછળ થોડે દૂર, એક કૂતરું આવી રહ્યું હતું!

ઠીક સમય ગયે, મોડેથી એ જ્યારે પાછી ફરી, ત્યારે આકાશમાં તારાઓએ ડોકાં કાઢવાની હરીફાઈ માંડી હતી. નદીનો પટ શૂન્ય થતો જતો હતો. અને દૂરના ધોબીના તાપ સિવાય સઘળે શાંતિ લાગતી હતી

તે શોકઘેરા પગલે જ આવી રહી હતી. આવીને એક પળ, જે દિશામાંથી હમણાં એ આવી, એ દિશા તરફ જોઈ રહી જોઇ જ રહી પછી એણે ધીમા રૂદનનું ગ્લાનિભર્યું એક ડૂસકું ખાધું અને ભારે હૈયે એણે એ સ્થાન છોડયું પણ એની પાછળ આવી રહેલું કૂતરું હજી ત્યાં ઊભું હતું! એ પણ, પોતે જ્યાં ગયું હતું, એ સ્થાનની જાણે, યાદી ભરી નોંધ લેતું હોય તેમ, ત્યાં ઊભું રહી ગયું હતું!

પેલી બાઈ ચાલતી થઈ. પણ કૂતરું હજી ત્યાં ઊભું હતું!

એણે એક વખત રૂદનભીના અવાજે એને બોલાવ્યું. પણ એની સામે જરાક જોઇને, અને થોડાં ડગલાં ચાલીને, ફરીને પાછું, એ પેલા સ્થાનકને જાણે યાદ કરતું હોય તેમ ઊભું રહી ગયું!

બે ત્રણ વખત રૂદનઘેરા અવાજ આવ્યા:
'કાળિયા! ચાલ બેટા! ચાલ હવે, ચાલ ..'
પછી તો જાણે એ અવાજ ભાંગી ગયો.

ધીમા શોકઘેરા વિચારભારે પગલે કૂતરું ફર્યું ખરું, પણ પાછું વળી આવીને ત્યાં જ ઊભું રહી ગયું! જાણે પેલા પોતાના દોસ્તની જીવનહવા છોડવા માગતું ન હોય!

સવારે જે એક મોટું ટોળું વળાવવા આવ્યું હતું એ, અને આ એક હલકટ શ્વાન!

હું તે કયા મૃત્યુને બડભાગી ગણવું એની મથામણમાં ત્યાંથી ઊઠયો, ત્યારે તો અંધકારની સાથે મિલોના ધુમાડાએ કયારની ગાઢમૈત્રી કરી લીધી હતી!

: ધૂમકેતુ

★

## ભૂલથી

દેહની લોમકા માથે ખેડવું શરૂ મેં કર્યું
લોખંડી કોશ મારીને હળને બળદો વડે
દોડાવ્યો, ખેડવા આજે દેહને. પણ ખેડતા
દેહ, સાથે ય આત્માને ખેડાવું ભૂલથી પડયું!

મર્યાંત

અ૦

રાતના ત્રણ વાગે એવા ભુખડીબારશ સ્ટેશને બીજા તો કોણ ઉતારુ હોય ! કોઈ નહિ હોય તો પોતે શી રીતે પડખેને ગામડે, અત્યારે એકલી પહોંચશે, એ ચિંતામાં પડેલી લીલાવતીએ, જ્યારે કોઇ એક ઉતારુને, હાથમાં પોટલું લઈને, સ્ટેશન તરફ જતો જોયો, ત્યારે એણે મનમાં રાહત અનુભવી. કોઈક પણ ઉતારુ અત્યારે હતો ખરો ! એટલે હવે બે ત્રણ માઇલનો રસ્તો ટપામાં કાપતાં થોડો ઘણો આધાર રહેશે !

ગાડીમાંથી એ ઉતરી ન ઉતરી ત્યાં તો ગાડીએ પીપુડી વગાડી ને પ્લેટફોર્મ ઉપર લીલી ઝંડી પકડીને ઉભેલો સાંધાવાળો માત્ર રહ્યો. એણે ટીકીટ લઈ લીધી. ઝાંપામાંથી લીલાવતીએ બહાર જોયું તો માત્ર એક ટપો ત્યાં ઉભો હતો ! અને ટપાવાળો તો, કોઇક હરિનો લાલ ઉતરે તો સારું, એ આશાએ છેક ટીકીટબારી સુધી આવીને અંદર જોઈ રહ્યો હતો !

એણે એકને બદલે બે ઉતારુ જોયાં અને એને લાગ્યું કે આજે એનો ફત્તેહદિન છે. દંડીની વધુ ચમકારી ન હોત તો તો પોતે ગઈકાલે જ, પેલા કરમણુંખિયાળ અલેલટપુ જેવા ઘોડાને બદલે આ બાદશાહી ઉંચો ઘોડો બદલામાં લીધો, એનું આ પરિણામ છે એ વિષે એક મહાકાવ્ય લખાય એટલું વસ્તુ, ઉતારુઓ ઇચ્છે કે ન ઇચ્છે પણ એ આપ્યા વિના ન રહેત ! પણ ઉતારુઓના સદ્ભાગ્યે સુખલાલ ગાડીવાળો આખી રાત ઠર્યો હતો એટલે અત્યારે કોઇ કવિતા કરવાના તાન [ mood ]માં ન હતો !

'લ્યો ચાલો ભાઈ ! આવવું છે નાં ?' એણે પેલા ઉતારુના હાથમાંથી પોટલું લેવા માંડ્યું.

'હા, પણ શું છે ?'

'અરે ! નહિ તમારી પાસેથી કાંઈ ગામગરાસ લઇ લઉં ! એક આઠ આના ફેંકી દેજો !'

'ગયે વખતે તો મેં ૭ આના આપ્યા હતા !'

'પણ એ તો કોઇ વખત વધારે ઉતારુ હોય તો એમ હોય ! આજ તો કોણ છે બીજું ? આ એક બેન જવાનાં લાગે છે !' ટપાવાળો લીલાવતી તરફ આવ્યો. લીલાવતીનું પોટલું પણ ઉંચકી લીધું. બન્ને ઉતારુઓ પાછળ ચાલ્યો.

[ ૨ ]

થોડીકવારમાં પોતાના ઉંચા કાળા ફુશ ઘોડાને રસ્તા ઉપર 'રેવાલ ચાલે' દોડાવી, આખી શીમને ગજાવતો, સુખલાલ પોતાનો ટપો રસ્તા ઉપર દોડાવી રહ્યો હતો ! સ્ટેશનથી ગામ ત્રણેક માઈલ હતું. ને અત્યારે રાતે ત્રણવાગે ગાડી આવતી એટલે પ્લેટફોર્મ ઉપર બે અઢીકલાક ઠરવા કરતાં, ટપો હાજર હોય તો ઉતારુઓ એનો લાભ લઇ લેતા. હમણાં વળી એક કોઈ નવરો વૈદ જેવો ગામમાં રહેવા આવ્યો હતો ને એણે એક નાનું સરખું ગામબહાર દવાખાનું કાઢ્યું હતું, એટલે મોડી રાતે પણ કોઈ ને કોઇ ઉતારુ મળી રહેતા. આજે એક ને બદલે બે ઉતારુ મળી આવ્યા એટલે પોતાનો દિવસ ચોક્કસ સુધરશે એ સુખદ ભાનમાં સુખલાલ પોતાના ઘોડાને બમણા વેગથી દોડાવી રહ્યો હતો. ત્યાં એને અચાનક સાંભર્યું કે ગાડીમાં એક બાઇમાણસ પણ છે. પેલા ભાઇને તો ઝાંપે ઉતારીને, ચા પાણી કરી, પાછા સ્ટેશને ગાડી વખતે હાજર થઇ જવાશે—પણ આ બાઇ માણસને કાંઈ ઝાંપે ઉતારાશે ? ને એ જો નીકળી બીજે છેડે ઉતરવાવાળી તો એનાં ચાપાણી ઠરી જાશે !

'તમારે ક્યાં ઊતરવું છે બહેન ?' એણે અચાનક ટપામાં દૃષ્ટિ કરતાં પૂછ્યું.

હજી ઉજાસ પ્રગટ્યો ન હતો. એકબીજાના ચહેરા દેખાતા ન હતા. ગાડીમાં બન્ને ઉતારુ માથે ઓઢીને ચુપચુપ બેસી રહ્યા હોય તેમ એને લાગ્યું. સુખલાલના જવાબમાં પેલી આર્યાએ માથેથી જરાક આઘું કર્યું. જવાબ વાળ્યો : 'મારે તો ભાઈ ! પેલા નવા વૈદે આંહીં દવાખાનું કર્યું છે નાં...ત્યાં !'

'અરે ! ત્યારે તો આ ઝાંપે. તમારે પણ ત્યાં જ નાં ?'

સુખલાલે પેલા ભાઇને પૂછ્યું. એને તો તે પહેલાં એક બે વખત એ લઇ ગયેલો.





'મારે પણ ત્યાં જ !' પેલાએ પ્રત્યુત્તર વાળ્યો.

સુખલાલનો ચાપાણીનો પ્રશ્ન આમ ઉકેલાઇ જતાં એને વાતમાં જરાક વધારે રસ લેવાનું મન થઇ આવ્યું; 'બહુ માણસ આવે છે ! પણ બધાં ય ચિત્ત-ભ્રમ જેવાં. એ તે શું ભાઈ !'

'દવાખાનું જ મનના રોગનું કાઢ્યું છે ને !' પ્રત્યુત્તર વાળ્યો.

થોડીવાર કોઈ બોલ્યું નહિ. હવામાંથી ઠંડી આવી રહી હતી. મૂંગે રસ્તે ટપાના અવાજ સિવાય બીજો કોઈ અવાજ અત્યારે સંભળાતો ન હતો.

[ ૩ ]

ટપો જ્યારે દવાખાનાના કમ્પાઉન્ડ પાસે આવીને ઉભો રહ્યો ત્યારે પહેલી જ વખત લીલાવતીએ પોતાની સાથેના ઉતારુ સામે જોયું. જુવાન તેજસ્વી આકર્ષક ચહેરાનો એક આદમી એની સાથે બેઠો હતો. એણે તરત પોતાની નજર પાછી ખેંચી લીધી. પણ આ માણસ પણ આ દવાખાનામાં જ આવી રહ્યો હતો એ જોઇને એને નવાઇ લાગી !

લીલાવતી નાહી પરવારીને નિયમ પ્રમાણે આઠ સાડાઆઠે ડોકટરને મળવા ગઇ.

ડોકટરે એને જોઇ. એ પહેલી જ વખત આવી હતી. તે તરત બહાર આવ્યો. 'આ પાસેના 'રૂમ'માં તમે બહેન ! થોડીવાર બેસો !' એટલું બોલીને ડોકટર પોતાને કામે ગયા.

લીલાવતી ત્યાં બેઠી. પણ એ જ્યાં સ્વસ્થ થઇને ઓરડામાં શું છે.એ જોતી હતી, ત્યાં જ એના ખભા ઉપર કોઇકનો હાથ પડતા એ ચોંકી ઊઠી. એ સફાળી બેઠી થઇ ગઇ. તેણે ત્વરાથી ડોક પાછી ફેરવી ને એ છળી પડી. એની સામે ત્રાંસી ફાટેલી શૂન્ય આંખો વાળી એક બૈરી ઉભી હતી ! ને એની સામે એવી રીતે જોઇ રહી હતી, જાણે, એને વીંધી નાખતી હોય ! એ બૂમ પાડવા જતી હતી એટલામાં ડોકટર ને ડોકટરની પાછળ જ પેલો ટપામાં મળ્યો હતો એ જુવાન, એમ બન્ને જણાએ પ્રવેશ કર્યો. 'જુઓ, આંહીં આવી ચડેલ છે, મેં તમને ન કહ્યું ?'

ડોકટરે ધીમેથી પેલી બાઈની પાસે જઇને એના ખભા ઉપર હેતથી લગાવતો હોય તેમ ટપલી લગાવી. 'સરયૂ બેન ! પેલું સાંભળવું નથી તમારે ? જુઓ, આ કોણ આવ્યું છે ?'

'કોણ છે ?' એક આછો પડધા જેવો લુખ્ખો શબ્દ પેલી સ્ત્રીએ કહ્યો. 'કોણ છે ?'

'કોણ છે જુઓ ! સોહનલાલ નહિ ?'

'સોહનલાલ ?' પેલી સંભારતી હોય તેમ સંભારી રહી. ને પછી હસી પડી: 'હા હા હા. સોહનલાલ ? સોહનલાલ કાં ? સો હ ન લા લ !' છેલ્લો શબ્દ એણે જોરથી સાદ પાડતી હોય તેમ પાડ્યો. ડોકટરે ધીમેથી નાક ઉપર આંગળી મૂકી, એક ક્ષણ એની સામે જોયું. પછી વિશ્વાસ પ્રેરતો હોય તેવો માયાળુ શબ્દ કહ્યો; 'સોહનલાલ છે હો, સોહનલાલ, જુઓ તો, સરયૂ બેન !'

અને એ ધીમે ધીમે એને એ ઓરડામાંથી ખેસવી ગયો.

લીલાવતી આ બન્નેના સંબંધ વિશે કાંઈ અનુમાન કરે તે પહેલાં જ એક બીજો માયાળુ અવાજ સંભળાયો: 'જુઓ, આ વખતે તમે જરા પ્રેમથી વાત કરશો નાં, તો દરેક વખતે એ આવવાનાં છે હો. મેં તમને નહોતું કહ્યું આવશે ? ને આવ્યા છે નાં ? જુઓ, આ કોણ છે ?'

છેલ્લા શબ્દો સાથે જ બારણું ઉઘડ્યું. આગળ ગોપાળ આવી રહ્યો હતો. એની પાછળ ડોકટર હતો. એણે પાછળથી જ લીલાવતીને શાંતિથી વાત કરવાની નિશાની કરી, અને પોતે ધીમેથી સરી ગયો.

લીલાવતીને ઓળખતો ન હોય તેમ એક પળ ફાટી આંખે ગોપાળ એની સામે જોઇ રહ્યો. પરણીત જીવનનો આ ભયંકર આઘાત લીલાવતીને અસહ્ય લાગતો હતો. તેની આંખમાં આંસુ આવી રહ્યાં હતાં, પણ એટલામાં બીજી પળે એ જાણે ઓળખી ગયો હોય તેમ માનીને બોલવા આવ્યો: 'મેં તને નથી કહ્યું લીલુ !

સાચો તો હું હતો. એ સાળો મુફલીસ, આપણા ઉંડા તત્ત્વજ્ઞ વિષયમાં એ સમજે શું? એને ભાન શું છે? એને જ્ઞાન-શું છે? એની પાસે મૂડી કઈ છે? એને બોલવાનો અધિકાર શું છે? એને...

એ દરેક શબ્દ બોલતી વખતે વધારે જોર કરતો હતો! લીલાવતીને એનો વધારે ઉશ્કેરાટનો ભય લાગવા માંડ્યો. તે એની પાસે આવી. એનો હાથ એણે હાથમાં લીધો. એને પ્રેમથી દોરતી હોય તેમ પાસેની પાટલી ઉપર ધીમે ધીમે લેતાં, એની વાતને માયાળુ ટેકો આપતી ગઈઃ 'તમારી વાતની મને ખબર છે હો! તમારી જ વાત સાચી હતી!' એને સમજાવતી હોય તેમ તે ધીમે બોલી રહીઃ 'તમે સરસ બોલ્યા હતા બધાંએ વખાણ કર્યાં હતા. તમે મને પણ આ ન કહ્યું? મારાથી પણ છાનું રાખ્યું? હેં! તમે આવું કર્યું?'

ગોપાળ, ફિક્કું, ધીમું, અર્થહીન શૂન્ય જેવું હસીને એની સામે જોઇ રહ્યો. થોડાક વખત પહેલાં કોઇ નહિ જેવી પિત્રાઇ સાથે થયેલી ધર્મચર્ચા વખતે, પોતે હાર્યો છે, એમ માનીને એ મગજ ખોઈ બેઠો હતો. લીલાવતી એને આ માનસિક રોગ ચિકિત્સકને ત્યાં મૂકી ગઈ હતી. એને ખાસ ઉશ્કેરણીનું કારણ ન મળે તો એ શાંત રહેતો. પણ ગમે તે વખતે પાછો ઉશ્કેરાઇ જતો. અત્યારે લીલાવતી ધીમે ધીમે એના મગજમાંથી એની હારનો ખ્યાલ કાઢી નાખવા મથી રહી હતી.

'તમે મને પણ કેમ ન કહ્યું? હું તો સમજી ગઇ હતી. તમે જ બરાબર કહ્યું હતું. એ તો એ...'

'અરે! એ સાલો જુઠ્ઠો—ચોરટો...' પ્રતિસ્પર્ધિનો જરાક જેટલો સ્પર્શ થતાં જ ગોપાળની ગાડી બીજે પાટે ચડી ગઈ. લીલાવતીએ એને ધીમેથી પાટલી ઉપર બેસાર્યો, પોતે એને અઢેલીને બેઠી. એના ખભા ઉપર હાથ મૂકયો: 'તમે કહ્યું એ હું સમજી છું હો!' તેણે પાછો વિશ્વાસભર્યો અવાજ કાઢયો.

ગોપાળે તેની સામે જોયું. ઓળખાણ પડી ગઈ હોય તેમ એ હરખ્યો. 'તું ક્યારે આવી?'

હું હમણાં આવી. અત્યારે તમારી પડખે જ બેઠી છું હો. તમે આંહીં મારા ખોળામાં માથું રાખીને બે ઘડી સૂઇ જાઓ તો! લાવો, તમારા માથામાં હાથ ફેરવું!'

ગોપાળ નાનકડા છોકરાની માફક એના ખોળામાં માથું નાખીને, થોડીવાર પડયો રહ્યો. લીલાવતી તેના માથામાં હાથ ફેરવી રહી હતી. એની આંખમાંથી આ અર્થહીન વ્યર્થ ક્રિયાના ભારથી, જોર કરીને આંસુ નીકળી રહ્યાં હતાં!

એટલામાં કોણ જાણે ગોપાળને શું થયું તે એ પાછો બેઠા જેવો થઇ ગયો: 'તમામને સાળાને હું ઓળખું છું. મને મારા બેટા હરાવવા નીકળ્યા છે! મ...ને મ...ને અને તને હું ઓળખું છું. તું કોણ છે?'

'મને તમે ન ઓળખી? હું તો લીલાવતી છું. કેમ ભૂલી ગયા? એટલી વારમાં ભૂલી ગયા?'

'કાંઇ ભૂલ્યો નથી.' ગોપાળ જોર કરીને બોલ્યો: 'તમને બધાને હું ઓળખું છું...તમારે મને હરાવવો છે, પણ હું તો...એ...' ગોપાળ ઉઠીને ખૂણામાં પડેલી બાટલી લેવા માટે જતો લાગ્યો. લીલાવતી મોટેથી બૂમ પાડે તે પહેલાં જ, ડૉકટરે બારણું ઉઘાડયું. ગોપાળ એની સામે જોવામાં રહ્યો, ત્યાં પાછળથી પટાવાળાએ પેલી બાટલી ઉપાડી લીધી. ગોપાળ, બે જણાને આવેલા જોઇને વધારે ઉશ્કેરાઇ ગયો. પણ ડૉક્ટરે ધીમે ધીમે પાછો એના ખંડમાં એને લીધો.

[૪]

અંધારી રાતના સોડિયું વાળીને એક ખૂણામાં બેઠી બેઠી લીલાવતી, આમથી તેમ આવતા ડબ્બાને જોઈ રહી હતી. એ આંહીંથી રાતે ઉપડનારી ગાડીમાં પાછી જવા માટે ફરી રહી હતી. એનો ફેરો વ્યર્થ ગયો હતો. ગોપાળ હજી એની આવેશમય વૃત્તિઓની ગુલામીમાંથી છુટો થયો ન હતો. આ ઉભો ગાડી





ઉપડશે, ત્યારે જોડાઈ જવાનો એમ ખબર પડતાં એણે સ્ટેશનમાં માણસોમાં બેસવા કરતાં આંહીં સારું એમ માનીને આમાં વહેલેથી બેઠક લઇ લીધી હતી. અમરતી પણ એ પોતાની પરિસ્થિતિ ઉપર એકલી બેઠી બેઠી વિચાર કરવામાં વખત કાઢી નાખવા માંગતી હતી! પોતાના હેતુ વિનાના આ નાટકી પ્રેમના ભારથી અત્યારે એને થાક ને વેદના બન્નેનો આવેગ સહન કરવાનો હતો.

થોડીવાર થઈ, ને એક માણસે એમાં પ્રવેશ કર્યો ઝાંખા બળતા પ્લેટફૉર્મ ઉપરના ફાનસના અજવાળે એણે જોયું તો પેલો એની સાથે આવ્યો હતો તે જ માણસ પાછો ફરી રહ્યો હતો. એનું નામ પણ એને હૈયે ચડી આવ્યું. સોહનલાલ!

પોતે જાણતી ન હોય તેમ બહાર જોઇ રહી હતી. હજી ગાડીના ડબ્બા આમથી તેમ ને તેમથી આમ આવ જા કરી હતા!

સોહનલાલ પણ બીજે ખૂણે ચુપચુપ બેસી ગયો. એ પણ ગાડીના ડબ્બા જ જોઇ રહ્યો હતો!

પણ લીલાવતીના મનમાં વિચાર ઘોળાતો હતો: ' પેલી આની શું સગી થાતી હશે? બાપલ્યા! એની આંખ—!'

પણ તે બોલી શકી નહિ. એ ગાડીના ડબ્બા જ જોતી બેઠી રહી. કેટલા બધા ડબ્બા હતા!

સોહનલાલ વિચાર કરી રહ્યો હતો: ' આ બાઇ બિચારી કેટલી દુઃખી છે! પેલો એનો ધણી હોય એમ લાગ્યું. જીવતાં જીવત સ્વજન સંબંધે આવી અસહ્ય વેદના સહન કરવી એનો પોતાને અનુભવ હતો એટલે એ સહાનુભૂતિથી એના તરફ અવાર-નવાર જોતો હતો!

લીલાવતી કેટલે સુધી બહાર જોતી જ બેઠી રહી. સોહનલાલ ક્યારેક ડબ્બા બહાર ડોકિયું કરતો, તો પોતાની આંસુભીંજાયલી આંખ એની નજરે ન ચડે તે માટે એ પોતાનું ડોકું અંદર ખેંચી લેતી હતી!

અંતે ગાડી ઉપડી. શરૂઆતનું સ્ટેશન હતું. પખતાણુ ઘણી હતી. એમના ડબ્બામાં કોઇ આવ્યું નહિ. લીલાવતીના હોઠ સુધી શબ્દો આવીને રહી જતા હતા: ' પેલાં બાઇને શું છે? તમારે શું થાય!' એના મનમાથી સવાલ ઉઠીને પાછો મનમાં જ સમાઇ જતો હતો.

છેવટે બીજું સ્ટેશન આવતું લાગ્યું. ત્યારે તો એણે પૂછી લેવાનો નિશ્ચય કરીને પોતાની બેઠક પણ ફેરવીને જરાક પાસે આણી.

એટલામાં ગાડી ઉભી રહી. એક કોઇ બાઇ માણસ ડબ્બામાં ચડતું લાગ્યું. લીલાવતીએ એકદમ ઉતાવળે સોહનલાલને સંભળાય તેમ કહ્યું: ' એ બાઇ તમારે...'

પણ પેલી બાઇ જે ડબ્બામાં ચડતી હતી, એને એમ લાગ્યું કે, કોઇ બે લહુરિયાં ભેગાં થઈ ગયાં છે, ને પોતાના એકાંતમાં ક્ષોભ ન પડે માટે આ ટૉર કરે છે.—જગ્યા આટલી બધી છે છતાં; એટલે એણે તાડુકીને જવાબ વાળ્યો: ' એવું હોય તો બાનું જ રોકી લઇ એ નાં? આટલી બધી જગ્યા છે તોય ' એ બાઇ!' શું માણુસનાં મન સાંકડાં થઈ ગયાં છે!

' પણ મેં તમને ક્યાં કહ્યું હતું? મેં તો આ...' ભાઇને પૂછયું હતું એમ લીલાવતી એ વખતે પણ બોલી શકી નહિ! સોહનલાલ તો સ્ટેશન ઉપરની ધમાલ જોવામા પડયો હતો!

પણ ગાડી તો સ્ટેશન ઉપર સ્ટેશન વટાવી રહી હતી. હમણા પોતાને ઉતરવાનું આવશે, કાં સોહન-લાલને ઉતરવાનું હશે—એ ક્યાંના હશે?

પણ આ વખતે એના મનમાં આવેલો આ સવાલ અદ્‌ભુત રીતે જાણે રસભર્યો હોય એવું એને ભાન થવા માંડયું. અતિશય કસરત કર્યા પછી કોઈ વાનગી, જરાક નિરાંતે બેઠાં હોઇએ ને મળી જાય, એવી એની માનસિક અવસ્થા થઇ ગઇ હતી. વચ્ચે વચ્ચે સોહનલાલે એના તરફ એક બે વખત જોયું, ત્યારે એ દૃષ્ટિમાં એને આકર્ષકતા લાગી હતી. અને થોડી સહાનુભૂતિ વંચાતી હતી.

એના મનમાંથી જોર કરીને એક બે પ્રશ્નો ઉઠયા. પહેલાં એ એની આંખમાં બેઠા. પણ પછી તો એમણે હોઠ ઉપર જ મુકામ નાખી દીધો ! પણ સ્ત્રીના હોઠ એ મહા વૈયાકરણી બ્રહ્મદેવનું પોતાનું અનોખું જ સર્જન છે !

એમ ને એમ એક બીજું સ્ટેશન પણ ગયું. લીલાવતી કાંઈક જોવાને બહાને ઉઠી. તે પછી સોહનલાલ વધારે નજીક આવીને બેસી ગઈ ! સોહનલાલ એ જોઇ ગયો. એણે થોડીવારે ધીમેથી પોતાનો રૂમાલ કાઢયો. ટોપી ઉપર ચડેલી ધૂળ ખંખેરતા પૂછ્યું: 'આમ તમે પણ ત્યાં નવા દવાખાને જ ગયાં હતાં કેમ ?'

'હા.'

'કોને મળવા ?'

લીલાવતીએ જરાક આંખ નીચે કરી. ધીમેથી કહ્યું: 'એમને ચિત્તભ્રમ જેવું છે !'

પણ એટલામાં એક આંચકા સાથે, કચુડુ કચુડુ કરતી ગાડી ઉભી રહી ગઇ હતી. ને પોતે રહી ન જાય એની ઉતાવળમાં કોઈક છોકરો બારણે લટકી રહ્યો હતો, તે સોહનલાલને જોતાં જ, નીચે પ્લેટફોર્મ ઉપર ઉભેલ એક બૈરી ને બીજાં એક બે છોકરાંને મોટેથી બૂમાબૂમ કરતો, બોલવા માંડયો; 'એ મોટી બહેન ! સુધાબહેન ! કાકા આંહીં છે, આ રહ્યા આંહીં છે !'

'કોણુ આવવાનું હતું ?' લીલાવતીએ સવાલ કર્યો. પણ એટલામાં તો ગાડી તદ્દન ઉભી રહેતાં, સુધા ને બીજાં બે છોકરાં ઉપર ચડી આવ્યાં. 'રોઝ જેવા નહિ તો—' સુધાએ આવતાં વેંત સોહનલાલને ઉધડો લીધો:

'માણસ લખે નહિ કે આ ગાડીમાં હું નીકળીશ. તો અમે હેરાન તો ન થાત !'

'અરે ! પણ સાંભળો તો ખરાં ! મારે તો આંહીં જવું પડયું, એમાં રહી ગયું !'

'અરે ! તમે છો જ એવા ? તમને કેસ કે કયાં વળી આ ભાર માથે લેવો ? એકલપેટા નહિ તો ! લ્યો, હવે આને !' સુધાએ એક છોકરું સોહનલાલના માથામાં માર્યું. એકને લઈને પોતે બેઠી.

થોડીવારમાં બધુ શાંત થઇ ગયું. સુધા પણ છોકરાંને ખવરાવવામાં પડી ગઇ. લીલાવતીને થયું કે આ સોહનલાલની શું હશે ? તે ધીમેથી એની પાસે સરી.

'બેસોને બેન ! તમતારે' સુધાએ કહ્યું: 'અમારે તો હમણાં જ ઉતરવાનું આવશે. આવ્યું નાં ગગા ?' એણે છોકરો બહાર દૃષ્ટિ કરી રહ્યો હતો તેને પૂછ્યું.

'દેખાય તો છે !'

'ઠીક ત્યારે, ગાડીમાં કાંઈ ભીડ હતી ! આ એક સ્ટેશન બેઠા ન બેઠા ત્યાં તો ઉતરવાનું આવ્યું ! તમારે કયાં જાવું છે બેન ?'

'રાજપરા—'

'ત્યારે તો આના પછી એક ને બીજું ! સોહનલાલ ! તમે આંહીં ઉતરી જાવને ! સાંજે ચાલ્યા જાજો !'

લીલાવતી સાંભળી રહી. આ તો આની કાંઈક સગી નીકળી !

એટલામાં તો પાછી ચડવા ઉતરવાની ધમાલ કરતું સ્ટેશન આવ્યું !

પેલી બાઇ આવી હતી એ તો કયારની ઉતરી ગઇ હતી. સુધા પણ ઉતરી ગઇ. છેક છેડે ડબ્બો, એટલે બીજું કોઇ આવ્યું ન હતું. લીલાવતીની સામે સોહનલાલે જોયું. સોહનલાલ સામે એ જોઇ રહી. અંતે સોહનલાલ જ બોલ્યો: 'મારે પણ એવું જ છે !'

'શું ?' લીલાવતીએ ઉતાવળે પૂછ્યું.

'હું ગયો હતો નાં, કેમ તમે મને ટપામાં જોયો હશે, આપણે ત્યાં દવાખાને મળ્યાં'તાં ને ?'

'ત્યારે આ બાઇ ગયાં એ તમારે શું થાય ?'

'એ તો મારાં ભાભી હતાં !'

'ત્યારે તમે જોવા ગયા હતા—સરયૂબેન ? એ ?'

'પરણ્યાં ત્રણ વરસ થયાં, એમાં બે વરસ થયાં

( અનુસંધાન પાન ૭૪ ઉપર )

# બૂચ ફૂલો

મકરન્દ દવે

યાદ છે ? ત્યારે તમે
હા બસ બરાબર આ સમે
ઊભાં હતાં એકલ પણે
જ્યારે વિદાય લઈ તમારી આખરે
મારી સફર મેં આદરી.

ઘામ ત્યારે આકરો તપતો હતો
ને શુષ્ક આ વેરાનના
સ્ટેશનમહીં છાંયો બનીને ક્ષીણ
ત્યાં લખતો હતો !
ત્યારે ખરે આ બૂચના—
આશ્ચર્ય છે ક્યાંથી અહીં આવી ઉગ્યો
ને જીર્ણ પાંખી જિંદગી રક્ષી રહ્યો
એ બૂચના પાયે અધૂરી છાયમાં
ઊભાં રહીને મૂક, પાલવથી તમે
લૂછી રહ્યાં'તાં આંખને.

ત્યારે કહ્યું'તું યાદ છે ?
મેં શું કહ્યું'તું યાદ છે આજે પ્રિયે!
કે એક તો આ ઝાડની કાયા બધી
શેકાઈને સુક્કી બનેલી છે—છતાં
સેવા વિસામાની રહી આપી, ત્યહીં
કાં બાષ્પથી ઊના તમારા શ્વાસના
એને દઝાડો ?
બ્હારની અગ્નિ થકી જે આયખું
રક્ષી રહ્યો છે અંતરે;
તેના અરે ટેકા સમા અંકજ હૃદે
કાં ચાંપતાં અંગાર આવીને અહીં
તેના પદે ?
હાસ્ય વેર્યું ત્યાં તમે આછું મધુ
પણ હાસ્યમાં ડબકી રહ્યાં આંસુ વધુ
આજ જ્યારે ગ્રિષ્મની એ વેદના
વીતી ગઈ છે સાથ વર્ષાની ઝડી
પણ આથમી ચાલી અહીં ત્યારે પ્રિયે!
જ્યાં આપણે મળતાં ફરી
દેખો પણે!
ત્યારે તમે
હા બસ, બરાબર આ સમે
ઊભેલ ત્યાં આ બૂચ શો ઝૂમી રહ્યો
ભારે છટાથી
પર્ણો ને ફૂલો તણી ધારી ઘટા

એ શ્વેત ફૂલો !
ગુચ્છ પર ગુચ્છો રચીને ફોરમે
વેરાનની ભૂમિ ભરી આજે રહ્યાં;
આજે અહીં ભીની મૃદુ લાવી હવા
માધુર્ય સાથે કો અનામી દર્દની
લાવી કથા
પાથરી જાણે રહ્યાં મૂંગી વ્યથા.
મંદ શીળા વાયુમાં સ્પરશી જતી
ફૂલો તણી જ્યાં મ્હેક ને
આછા સમીરે કંપતાં ટપકી પડે
ટપકી પડે જે ફૂલ તે જોતાં પ્રિયે !
ત્યારે ખરેલાં આંખથી
આંસુ તમારાં યાદ સૌ આવી જતાં
ના, ના વૃથા
એ સ્નિગ્ધ ઉજ્જવળ પ્રેમનાં અશ્રુ વહ્યાં

પણ જીર્ણ પાંખા વૃક્ષના હૈયે ચડી
કોઈનું શેં એ અનિષ્ટ શકે કરી ?

દેખો, બનીને શ્વેત ગુલ આવી વસ્યાં
દેખો, વળી તે એમ આ રડતાં હસ્યાં
ખરતાં, સુગંધ સર્વને ભરતાં રહ્યાં.

*



ચાલી આવતી આપકથાનો હપ્તો અગિયારમો

ધૂમકેતુ

ભાદરનદીનું આકર્ષણ તો ઘણા જ જૂના સમયથી મને હતું. એનાં સ્વચ્છ ચોખ્ખાં પાણીમાં વેકૂર ને ધોળાધીલા મરડિયા કાંકરા જોતાં જ આઠદસ માઇલનો થાક તો જાણે પવનવેગે ભાગી જતો. જેતપુરની ઊંચો ઢોળાવ લેતી સાંકડી બજારમાં એ વખતે અનેરું આકર્ષણ જણાતું. ત્યાંની બજાર એટલી સાંકડી કે માણસ થોડાં હોય તો પણ જાણે હૈયેહૈયું દબાતું લાગે. એમાં પાછો વેપારમાં એનો સીતારો હમેશાં તેજ રહેતો. અત્યંત સાહસિક એવી મેમણ કોમનું એ મુખ્યધામ ગણાતું. ત્યાંના વણિક વેપારીઓ પણ જબ્બર હતા. આસપાસનાં અનેક ગામોનું એને ત્યાં હટાણું ચાલતું. જેતપુરમાં માલ સોંઘો પડતો એવો સૌનો અનુભવ હતો. ત્યાં એ વખતે દરબાર નંગ અઢાર લગભગ હતા. એટલે અઢાર ભાગીદારોના આ ગામમાં ન મળે કોઇ ધણી કે ન મળે કોઇ ધોરી! આખા કાઠિયાવાડમાં જો કોઇ પોલીસને વધારેમાં વધારે કામગીરી હોય તો જેતપુરની પોલીસને. એ કામ કરે ન કરે એ સવાલ જુદો. ત્યાંના જુગાર ખેલનારા એ કાંઈ બસોપાંચસોની મામુલી રકમનો દાવ લેનારા નહિ! ત્યાં વાત હજારુંથી થાતી. ને એમાં પણ રંગુન એડન આફ્રિકાની કાઠિયાવાડ ઢળતી ઋતુ ચાલતી હોય ત્યારે તો જેતપુરની બજાર અત્તરથી મહેકી રહેતી!

પરદેશથી દેશમાં આવેલા એ સૌના મગજમાં કેટલી રાઇ રહેતી એનું ઉદાહરણ તો તમે જેતપુરનાં વિખ્યાત ગણાતાં તરબુચ ખરીદવા નીકળો તો ખબર પડે. તમે પેલી કોળણ સાથે ભાવ ઠરાવતા બેઠા હો, ને દસઆનાના આઠ આના કે નવ આના કરતા હો, ત્યાં તો તમારી પાછળથી ખનન કરતો, એડવર્ડ છાપનો નવોનકોર રૂપિયો, એ જરાક રસિકડી જેવી જણાતી રૂપાળી કોળણના પગનાં અંગુઠાના કરડા સાથે અથડાતો પડે, ને પાછળથી અવાજ આવે: 'મૂક માથા કૂટ, આમ લાવ!'

તમે આ ઉડાઉગીરી ઉપર નજર નાખવા ડોક ફેરવો ત્યાં તો તરબૂચ લેનારો ઊપડી ગયો હોય ને એના કપડામાંથી આવતી અત્તરની સુગંધથી તમારું માથું ભરાઈ ગયું હોય! આ જેતપુર!

આ જેતપુરમાં એક વસ્તુનાં તમને ભૂલેચૂકે પણ દર્શન થાય નહિ. ત્યાં કોઇ માને નહિ કે વિદ્યા જેવી કોઇ ચીજ છે! અઢાર દરબારના નાના મોટા અઢાર દરબારગઢ. એની થોડા થોડા અંતરમાં પૂરી થતી સામ્રાજ્ય સરહદો. એ સામ્રાજ્યના રક્ષક જેવા. જૂના ચામડાના કમ્મરપટ્ટા બાંધીને, હાથમાં તલવાર લઇને ફરતા પસાયતાઓ, મોટી મોટી ડાંગ લઇને બજારમાં રખડતા દોઢ દોઢ ગામના દરબારો, એમના ઊંઠાં સુધી ભણેલા, લોનના અંગરખાં, પાઘડી ને દુપટ્ટામાં આખા રાજનો ભાર માથે લઇને ફરતા, છેલ્લાં દોઢસો વર્ષથી જેમણે કાઠિયાવાડની ઓખાત બગાડી નાખી છે એવા; આપસઆપસમાં હમ્મેશાં ઝઘડતા ને એક બીજાનું કાપતા, નાગર ને વાણિયા મુત્સદ્દીઓ—એજન્સીની આંધળી અંગ્રેજ કોઠીમાં એ બે સિવાય ત્રીજો કોઇ બેટો ફાવે પણ નહિ— એટલે, આ અઢાર દરબારના સંખ્યાબંધ કામદારો, વાર્ષિક રૂપિયા પોણાબસોથી માંડીને માસિક રૂપિયા પોણાબસો સુધી મેળવનારાઓનો શંભુમેળો ત્યાં જેતપુરની બજારમાં નજરે ચડતો!





આમાં બિચારી નિશાળો તો, જાણે આભડછેટમાં પડેલી ચાંડાલકન્યાઓ હોય એવી, જેતપુરની પશ્ચિમ દિશાના એક ખૂણામાં ઊભેલી હતી ! એવું જ એનું દવાખાનું હતું ! એવી જ લાયબ્રેરી હતી ! અને બરાબર એને જ અનુરૂપ એની સડક ! જેતપુરથી ત્રણ માઇલ દૂર ભલે વીસમીસદીનો પવન આવ્યો હોય, આંહીં જેતપુરમાં તો, સોળમી સત્તરમી સદીની, મરાઠા યુગની અવ્યવસ્થિત છાવણીનો દેખાવ હમેશને માટે રહેતો !

આવા ગામમાં કોણ જાણે કેટલી ખટપટે માંડમાંડ અંગ્રેજી ૭ સુધીની કમરીબાઇ મીડ્લસ્કૂલ સ્થાપી શકાઈ હતી. હું જેતપુર ગયો ત્યારે એનો એક વધારે ઓરડો નવો તૈયાર થવા આવ્યો હતો ને પાંચમું ધોરણ તેમાં બેસતું.

આ જેતપુરના અસરંગી વાતાવરણને ઘોળીને પી જનાર, કડક, આખાબોલા, મુત્સદ્દીના મુત્સદ્દીને બે ઘડી રમાડે તેવા, શૉપ્પીન, જૂનવાણીપંથના છેલ્લા પ્રતાપી પુરુષ જેવા, નરભેરામ કરમચંદ કોઠારી એ વખતે ત્યાં હેડમાસ્તર હતા. મારા પિતાને એમની સાથે નહિ જેવી કાંઈક પિછાન હતી. ભાદર નદી ઓળંગી, હેમચંદભાઇની ધર્મશાળાને ઓટલે બેસીને કટકબટક કરી, અમે બન્ને પિતા અને પુત્ર—નિશાળ તરફ ચાલ્યા. એ વખતે મારા પેટમાં તો સવામણ સીસું પડ્યું હતું. મનમાં થતું હતું કે ગોંડલના નટવરલાલ માસ્તરે દાખલ કરવાની ના પાડી હતી અને આંહીં પણ જો ગડગડિયું મળ્યું તો ક્યાંય નહોતા ગયા ! નરભેરામ માસ્તર કડક ગણાતા એ સાંભળ્યું હતું, એટલે મારા પિતા, આખે રસ્તે મારો આત્મવિશ્વાસ જળવાઇ રહે માટે બોલતા આવે કે, 'આંહીં નરભેરામ માસ્તર ડોળે જ નહિ ને.!' પણ મારું મન કોઇ રીતે એ વાત માને નહિ, હેમચંદભાઇની ધર્મશાળાથી લખમણવાળાની ફૂલવાડી પાસે થઇ બહારને રસ્તે ચાલી, સીધા કમરીબાઇ મીડલસ્કૂલના કમ્પાઉન્ડમાં દાખલ થયા.

નરભેરામ માસ્તર એ વખતે ક્લાસમાં હતા. અમે ઑફિસમાં બેઠા.

થોડીવાર થઇ, અને એક ઠીંગણા ઘાટના, બેઠી દડીના, ભરાઉ શરીરવાળા પુરુષે અંદર પ્રવેશ કર્યો. એણે ગોઠણ નીચે આવે એવું, ઝાંખા લીલા રંગનું, મોઢા આગળ કસ બાંધવી પડે તેવું અંગરખું પહેર્યું હતું. માથે બેઠા ઘાટની પાઘડી હતી. ખભે સોનેરી ખેસ નાખ્યો હતો. એની મુખમુદ્રા એકદમ આંજી નાખે તેવી પ્રતાપી હતી. અને એની આંખમાં તો ભલભલાને થથરાવી નાખે એવી કડકાઈ હતી. એ આંખનો એક જ ફેરફાર આખી નિશાળને શાંત કરી દેવા માટે બસ હતો !

નરભેરામ માસ્તર આવ્યા અને અમે 'જે જે' *કર્યાં. 'કેમ ? કેને, આને દાખલ કરવો છે ?'*

એ મારા પિતાને ઓળખતા હોય તેમ પરિચિત સ્વરથી બોલ્યા 'વીરપરવાળો કોઈ પૂરું કરતો નથી. તમારે ભણવું છે કે પછી વાતું કરવી છે ?'

મારા મોટાભાઇ રામજી ત્રણ અંગ્રેજી કરીને આંહીંથી જ ચાલ્યા ગયેલા એટલે એ વિષે આ ઉલ્લેખ હતો. 'ક્યાં છે રામજી ?'

એ વખતે થાણાગાલોળમાં રામજીભાઈ માસ્તર હતા.

'શેમાં દાખલ થાવું છે ?' એણે મારી સામે જોઇને કહ્યુંઃ 'ફીફ્થમાં' મેં જવાબ વાળ્યો. અને સર્ટિ. કાઢીને સામે ધર્યું.

'એ તો ઠીક હવે, સંસ્કૃતમાં કેટલા પાઠ કર્યા છે ?' એમણે કહ્યું.

'ચોવીસ !'

'આવડે છે કાંઇ ? મસ્જ્નું ભૂતકૃદંત શું !'

સંસ્કૃત પૂછ્યું એટલે અરધી હિંમત તો આવી ગઇ હતી. મેં તરત જવાબ વાળ્યોઃ મગ્ન.

'અને 'ऊढ' કોનું ભૂતકૃદંત છે ?'

'વહ્નું' મેં તરત પ્રત્યુત્તર વાળ્યો.

'ક્યાં રહેવાનો છે ?'

'કોટડી આંહીં ખોડપરામાં ગોતી કાઢશું.' મારા પિતાએ કહ્યું.

'ખાવા પીવાનું ?'



'ખાટા શેકી લેશે. ને કોક એટલામાં મોટું માણસ રહેતું હશે, તો ત્યાંથી શાક પાંદડું માગી લેશે. ગોંડલવાળો ફુલાણો કે તમને પાંચમીમાં દાખલ ન કરીએ એટલે તમને બોલાવવા પડચા છે!'

નરભેરામ માસ્તરની દૃષ્ટિએ સર્ટિ. તો ત્યાં ટેબલ ઉપર પડચું હતું. એમાં ચોથું ધોરણ પૂરું થવાની વાત હતી. પાસ કર્યાની વાત ન હતી. ખરી રીતે તો એ પરીક્ષા લઈને પછી શીફ્થમાં બેસારે. પણ એને કોણ જાણે શું થયું, પછી મારા પિતાની એકદમ સીધી વાતે અસર કરી કે સંસ્કૃતના પ્રત્યુત્તરે, એણે ઘંટડી વગાડી

જવાબમાં પટાવાળો આવ્યો. 'જેઠાલાલ માસ્તરના કલાસમાં, માસ્તરને કહે, આને બેસારી દે!'

'પાંચમીમાં?' મારા પિતાએ પૂછ્યું.

'હા. પણ કહેજો મહેનત કરે. મા'રાજ!' એણે મને ઉતાવળે જતો જોઈને હાકલ કરી: 'મહેનત કરજો, નહિતર લટકી પડશો!'

આ પ્રમાણે જેતપુરની કમરીબાઈ મીડલ સ્કૂલમાં પાંચમીમાં દાખલ થવાનું બની શક્યું તેથી મને ઘણો જ ઉત્સાહ આવ્યો. અમે બપોર પછી ઓરડી શોધવા નીકળ્યા. પણ માસિક એક રૂપિયા ભાડાથી ઓછે ક્યાંય કોટડી જ મળે નહિ ને! અમારે વધારેમાં વધારે આઠ આના ભાડું ખરચવું પોસાય તેમ હતું. સાંજના ચાર વાગ્યા સુધી રખડયા પણ ક્યાંય ભાડે ઓરડી મળી નહિ.

તે દિવસે શનિવાર હતો. એટલે પાછા સાંજે વીરપુર તરફ વહેતાં મૂકવાનો વિચાર કર્યો. પાછું સોમવારે આવી જાવું. સીધો—સામાન પણ આઠ દિવસનો લાવવાનો હતો. એટલે તે દિવસે તો પાછા વીરપુર ગયા.

સોમવારે આવીને મેં એક ઓરડી શોધી કાઢી. એનું ભાડું માત્ર છ આના! એક મોટા ફળીને ફરતી ચારે તરફથી પડી ગયેલી ગડગડિયા પથ્થરની વંડી મેં જોઈ. એ ગડગડિયા ઉપર આભૂષણની પેઠે છાણાંની કતાર લાગી ગઈ હતી. અંદર વખંભર ફળીમાં પણ છાણાં જ છાણાં થાપ્યાં હતાં! કેમ જાણે છાણાં થાપવાનો જ વંડો હોય! મને લાગ્યું કે આ આપણી જગ્યા છે. આપણે જ્યાંથી આવીએ છીએ ત્યાં પણ ખાંટ, પીંજરા, મીર ને સુમરાનાં લગભગ આવાં જ ઘર ચારે તરફ દેખાય છે. એટલે એક રીતે આપણી જે સૃષ્ટિ ત્યાં હતી તે આંહીં પણ ચાલુ રહે છે. મેં એ વંડામાં પૂછપરછ કરી, તો ઓશરીના એક ખૂણામાં છ આનાની ઓરડી મને મળી ગઈ!

મેં તો સરસામાન ત્યાં નાખ્યો. વાળ્યું ચોળ્યું, સાફ કર્યું, પાણીભર્યું, રોટલો કર્યો ને શાક લેવા માટે બજારે ગયો.

ત્યાં એક ચમત્કાર થયો. હું જ્યાં શાક લેતો હતો, ત્યાં એક કોઈ બીજા ગૃહસ્થ પણ શાક લેતા હતા. અનેક પ્રકારનાં શાક હતાં. સૌથી સોંઘાં વંત્યાકરીંગણાં હતાં. પણ રીંગણાથી એક ચીજ વધારે સોંઘી હતી. લગભગ મફત જેવી જ હતી. મારી પસંદગી એના ઉપર ઊતરી. ગાજર ઉપર. એમાં જેટલો પ્રશ્ન કરકસરનો હતો. એના કરતાં પણ વધારે પ્રશ્ન તો ઘરકેળવણીનો હતો. આજે જેમાં ઉત્તમ પ્રકારનું 'વીટામીન' હોવાનું કહેવામાં આવે છે, એ ગાજર ખોરાક તરીકે ખરી રીતે સર્વોત્તમ ગણી શકાય ને માણસો મફતનાં એનો બહિષ્કાર કરે છે, એ વાત એ અવસ્થામાં પણ અમારા કાન ઉપર અમારા પિતાએ વારંવાર નાખી હતી. મને ગાજરની પસંદગી કરતો જોઈને પેલા ગૃહસ્થ મારી પાસે આવ્યા: 'કેવા છો?' મેં કહ્યું: 'કેમ? બ્રાહ્મણ!' 'હં', ત્યારે બરાબર, બ્રાહ્મણભાઈ એટલે લોભનો તો કટકો હોય. ગાજર તો બળદ ને એવાં જાનવર માટે છે. એ માણસનો ખોરાક છે? પૈ એકનાં શેર છે, એટલે ઉપાડયાં છે, પણ સોંસરવાં નીકળશે!'

મેં કહ્યું, 'ત્યારે તમને ખબર નથી લાગતી. સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ આ વસ્તુ છે. ને. વળી સોંઘામાં સોંઘી છે. એટલે મેં લીધી છે. અસંખ્ય માણસો જે કરે એ વસ્તુ સાચી હોય એવો કોઈ નિયમ નથી!'





પેલા ગૃહસ્થને જરાક મજા પડી હોય તેમ લાગ્યું. 'પણ પેટમાં દુઃખશે ભાઇ!' એણે કહ્યું.

પછી તો અમે શાક લઇને રસ્તે પડ્યા, રસ્તો અમારો એક જ હતો.

'જુઓ' મેં કહ્યું: 'આપણે શું કરીએ છીએ? વસ્તુને વખોડીએ છીએ. આપણી જાતને નહિ. બાજરી ગરમ પડે. ગોળ ગરમ પડે. અડદ બાદી કરે. ચોળા વાયડા. આપણી શરીર રચના સાથે આમનો મેળ ન હોત તો એમના અસ્તિત્વનું કાંઇ જ કારણ ન હતું. એટલે આપણે શરીરરચનામાં એમનું કેટલું પ્રમાણ યોગ્ય છે એ કાઢી શકતા નથી, અને દોષ, હમેશાં વસ્તુને આપીએ છીએ.'

પેલા ગૃહસ્થને આવી ભારેખમ વાત આવડા નાનકડા છોકરાને મોએ થતી જોઇને જરા નવાઇ લાગી. તેણે પૂછ્યું: 'કેવા પ્રશ્નોરા છો? વૈદકનો ધંધો હશે!'

'પ્રશ્નોરા તો નથી. ને વૈદકનો ધંધો પણ નથી. પરંતુ અમારા ઘરની હવામાં વૈદકની અનેક વાતો હરતીફરતી રહ્યા કરે છે!' મેં જવાબ વાળ્યો.

'આંહી શું કરો છો?'

'આંહીં ભણવા આવ્યો છું!'

'એમ?' ક્યાં રહો છો?

'ખોડ પરામાં.'

રસ્તે બીજાં પણ અનેક ગપ્પાં મારતાં અમે ચાલ્યા. ત્યાં ખબર પડી કે એ પણ ખોડપરામાં જ રહેતા હતા. પોતે એકલા જેવા હતા રેલ્વેમાં નોકર હતા. ઘર કુટુંબ ભાવનગર રહેતું. અને આંહીંથી એ જેતલસર હમેશાં જતા આવતા. રેલ્વેનોકરીમાં હતા, ને કોઇ ઘેર હતું નહિ, એટલે એમનું ઘર દિવસે રેઢું પડતું. હું એક નાનકડી ઓરડીમાં રહું છું એમ જાણીને એમણે પોતે જ કહ્યું: 'ત્યારે આવતા રહોને, આપણી પાસે. ઓરડી એક ખાલી છે. રસ્તા ઉપર જ છે. આપણે કબજે છે. તમારે ભાડું આપવું હોય તે આપજો!'

અમે પાછા ફરતાં ઓરડી પણ જોઇ લીધી. નીચે ફરસબંધીવાળી ઓરડી સરસ નીકળી. મને ગમી ગઇ. એક બારણું એમના ફળીમાં હાલચાલની ડેલીમાં પડતું હતું. બીજું રસ્તા ઉપર હતું. એમણે ભાડું આઠ આના કહ્યું. અને પછીથી છ આના ઠરાવ્યા.

એકાદ મહિના પછી આંહીં ફરી જવાનું નક્કી કરીને તે દિવસે તો હું મારી ઓરડીએ ગયો.

પણ હું જ્યાં રહેતો હતો એ સ્થળમાં એક પ્રકારની મોહિની હતી. ત્યાં જાતમહેનતની મીઠાશ હવામાં ભરી હતી. ત્યાં એક ફેરીવાળો રહેતો. સવારે જમીને નીકળતો ને છેક સાંજે લોથપોથ થઇને ઘેર આવતો. પણ ઘેર આવે ત્યારે કોઇ ને કોઇ આડોશી-પાડોશી એનો રોટલો, લોટ આપે એટલે, ભેગાભેગો ટીપી દેતા! ને ચાર્જમાં એકબીજાની થોડી આવી વિનોદ ભરેલી મશ્કરી: 'ત્યારે બૈરું લાવતા હો તો, રોટલો ય ટીપે ને પગે ય દાબે!'. પડખે એક બીજી બાઇ રહેતી. એનો ધણી એટલું ઓછું કામતો કે એવી પાંચમી સુવાવડ, હું ત્યાં હતો ત્યાં જ આવી ત્યારે, સાંજે એને છોકરી આવી છે એમ ખબર પડી ને સવારે તો એ ફળીમાં, એ ચાર સુંડલા છાણ ભેગું થયેલું, એનાં છાણાં, થાપતી બેઠી હતી! સાધારણ રીતે ઉપલા ઘરમાં તો દોઢ બે મહિના સુધી પીળીપચક થઇ ગયેલી બૈરી આવું હોય ત્યારે દેખાતી જ નથી, ત્યાં આ જોઇને મને ભારે નવાઇ લાગેલી. પરંતુ, આવી અસાધારણ શરીરરચના તો ઘણા મહેનતુ વર્ગમાં પણ કોઇક વખત જ દેખા દે છે! ત્યાં એક વાંઢો રહેતો, એનો બિચારાનો મોટામાં મોટો વિનોદ સાંજે શેરીનાં તમામ છોકરાંને ભેગાં કરીને રામનામની ધૂન જગાવવાનો હતો. ધૂન પૂરી થાય ત્યારે એ સૌને એક એક ટીકડી વહેંચતો!

આમ એ વખતભર ફળીમાં બધા જ ગરીબ હતા. એટલે એક મજા પડતી. કોઇનું કોઇ કામ કોઇ દિવસ અડયું રહેતું નહિ. સવારમાં પાણી ભરવાનું હું ભૂલી ગયો હોઉં, ને ઉતાવળે ઉતાવળે દસવાગે તાળું મારીને ભાગતો હોઉં ત્યાં જ પડખેની ઓશરીમાંથી, લાખો પત્ર કરીને છોકરાં ધવરાવતી કોઇ ને કોઇ બાઇનો ટોકો આવે:



'તમારું માટલું જરાક બા'ર રાખતા જાજો હો! હજી અમારે વૌને પાણી ભરવું છે!'

આમ તમારે ત્યાં કોક દિવસ લોટ ખૂટ્યો હોય તો એ પણ આવી જાય. ને છાણાં-બળતણ પણ મળી જાય. અને એનો ચાર્જમાં ચાર્જ—તમે એનું એક પતું લખી આપો કે આવેલ પતું વાંચી આપો—એટલો જ! આવી રીતે કામને બદલે કામ લેવાની કે આપવાની વૃત્તિ માણસ જાતમાં જો ફરીને જાગે તો એ પણ એક પ્રકારની રાજકીય પ્રગતિ છે એ વિષે આપણે વહેલે મોડે વિચાર કરવો પડે એવો એક સમય અવશ્ય આવશે. કારણ કે આજે તો હવે કામને બદલે કામ તો ગયું છે, પણ પૈસા સાટે કામ આપવું એમાં પણ ઘણાને મૂર્ખાઈ લાગવા માંડી છે! કામ આપવું જ નહિ ને પૈસા લઈ લેવા એવી રેઢીયારવૃત્તિ વધતી જાય છે. અને એ રેઢીયારવૃત્તિ, આપણે પૈસા ભેગા કરી લેવા, એવી સામાજિકવૃત્તિનો પડઘો માત્ર છે!

આ પ્રમાણે આ છાણાભંડારી ફળીમાંથી એકદમ જવાની વૃત્તિ થાય તેવું ન હતું. ત્યાં જ્યારે જુઓ ત્યારે કોઈને કોઈ રસિક ગામડિયો વિનોદ ચાલતો જ હોય! છોકરાં પણ ઇશ્વરે એ એક જ ફળીમાં ઉડનેક ધારેલાં એટલે એમની કાં રમ્મત ને કાં કજીયો—બન્નેમાંથી ગમે તે એક ચાલુ હોય! ને ચાલુ ગમે તે હોય પણ ઘોંઘાટ સરખો જ થાતો હોય!

ઓરડીનું બારણું ડસાવીને તમારે વાંચવું પડે ને કાં વાંચવા માટે કોકને ઓટલે જઈને બેસવું પડે, એટલું દુઃખ આ ફળીમાં ખરું. બાકી બીજી બધી વાતે તમારે લે'ર! એકલા છો એવું તો ક્યારે'ય લાગે જ નહિ ને! અને વિનોદ, થોડીક 'જીન્સી' કહી શકાય તેવી મશ્કરીનો રંગકુંભ, એ તો જ્યારે જુઓ ત્યારે એક હાથથી બીજે હાથે ફરતો જ હોય! કદાચ જેમ લૂખા જારના રોટલાને તીખામાં તીખા મરચાંની માવજત આપવી પડે છે, તો જ એ ગળે ઊતરે, તેમ હાડ ભાંગી નાખે એવી મહેનતુ ગરીબીને આવી થોડીક રંગભરેલી ચીજો જોઈતી હશે, તો જ એ ગરીબીમાં હાડચામ ભેગાં રહી શકે!

એટલે આંહીંથી—આ ફળીમાંથી ખસવાનું મન થાય તેમ તો હતું નહિ. પણ છ માસિકમાં જ્યારે પરિણામમાં એક ને બદલે, બે લાલ ચોકડી જોવામાં આવી ત્યારે લાગ્યું કે હવે જો આ ફળીનો રંગ જોવામાં રહેશું તો પરીક્ષાનો રંગ ઉડી જશે! અમસ્તું પણ આપણે ત્યાં કેળવણીનું ધોરણ જ એવું છે કે પરીક્ષામાં બેસનારો માણસમાં ન બેસે, ને માણસમાં બેસનારો પરીક્ષામાં ન બેસે! એથી કેળવણી એકદેશી થઈ ગઈ છે. એમાં માણસ ચાવી દીધેલી યાદશક્તિની વાજાપેટી જેવો બની જાય છે! એને જ્યારે ઉભો કરો ત્યારે એ કેટલું ય બોલી જાય—જેમાં એ પોતે જ કાંઈ સમજતો હોય નહિ! અનુભવની વાણીની એમાં મોટી ખોટ લાગ્યા જ કરે!

પરંતુ કેળવણીની આજે આવવા માંડેલી નવી-દૃષ્ટિને પણ, પરીક્ષાના સ્થાન વિષે હજી વિશદ વિચાર-સરણી કરવાની બાકી રહી છે, તો એ જમાનામાં જ જ્યારે કેળવણી પરીક્ષામાં પરિસમાપ્ત ગણાતી, ત્યારે આ છ માસિકના પરિણામે તો એક નાનો સરખો ધરતી-કંપ જન્માવી દીધો. સૌને લાગ્યું કે ભાઈ કાંઈ એપ્રિજી પુરું કરે તેમ લાગતા નથી. ટ્રેનીંગ કોલેજનો રાજશાહી માર્ગ છોડવામાં મોટી ભૂલ થઈ ગઈ છે એમ જણાવા માંડ્યું. એટલે હવે તો ગમે તે રીતે નાક રાખ્યે જ છુટકો હતો. જ્યારે છ માસિક પછી હું પાછો જેતપુર ગયો ત્યારે પેલી સારી ઓરડીમાં મુકામ ફેરવી નાખ્યો! અને એક ચિત્તે અભ્યાસમાં પડી ગયો!

રાંધવાનો સમય પણ ઓછામાં ઓછો કરી નાખ્યો. રોટલો ને દૂધ કે રોટલો ને દહી ખાઈ લેવાનું રાખ્યું, કે જેમાં શાક રાંધવાનો વખત જ જાય નહિ. એ વખતે વળી એક નવો પ્રયોગ પણ આદરી કાઢેલો ને ઠીક વખત સુધી એણે રંગ રાખી દીધો હતો. મારા પિતાનો એક સિદ્ધાંત હતો કે અનાજને રાંધવાથી એ બગડે છે. ફણગા ફુટેલા ઘઉં ને બાજરી એ સૌથી ઉત્તમ ખોરાક છે. મેં આ પ્રયોગ તો ન કર્યો, કારણ કે એમાં પછી કોઈ જાતનો સ્વાદ લાગતો નહિ, પણ રાંધવાની કોઈ જાતની કડાકૂટ રહે





નહિ, મનને પણ ખાવાનો રસાસ્વાદ મળી શકે, ને મહેનત પણ હોજરીને ઓછામાં ઓછી પડે, એવો એક નુસ્ખો મેં શોધી કાઢયો. કહું કે બાજરીનો તદ્દન કોરો, લોટ લેવો, એમાં આવતું જાતું તેલ નાખવું. ઘી હોય તો સારું, પણ ઘી મોંઘુ પડે તો તેલ ચાલે. અને એમાં જરાક નરમાગો ગોળ નાખવો. આ મિશ્રણ રસાસ્વાદ લાડુ જેવો આપે ને કકાકૂટ કાંઇ નહિ. આના મિશ્રણમા રૂચિ ને શક્તિ પ્રમાણે માપનો ફેરફાર કરી શકાય. બાકી ત્રણે સરખાં માપનાં હોય તો તો રંગ જ રહી જાય! કુલરના લાડવાની આ બનાવટ. પણ પ્રમાણ ફેર. મેં તો લોટ ગોળને હિસાબે ને જોખમે, ઘી તેલનું માપ ઓછું જ રાખેલું, આ પ્રયોગથી પાંચ જ મિનીટમા ખોરાક તૈયાર!

આ પ્રયોગ વધારેમાં વધારે ત્રણ દિવસ કરીને પછી હું છોડી દેતો. વળી પાછું બે ચાર દિવસ જાય એટલે એ ફરીથી શરૂ કરતો. એ પ્રયોગ તે વખતે કરેલો એનાથી કાંઇ નુકસાન થયું હોય તેમ ધ્યાનમાં નથી. આજે તો, જો કોઇ ડૉક્ટર; પ્રયોગપ્રેમથી પ્રેરાઇને બીલ ન કરવાની બાંહેધરી આપે, અને કદાચ આ નુસ્ખો ફરી અજમાવવાનું મન થઈ જાય તો ભલે! બાકી નહિતર હિમ્મત ચાલે તેવું લાગતું નથી! જો કે સમયના બચાવ માટે આ પ્રયોગની મહત્તા કાંઇ જેવી તેવી નથી, એક રીતે એ આપણું Natinal food–રાષ્ટ્રીયભોજન થઈ શકે તેમ છે. આપણા મુંબઇ ઇલાકાના પ્રધાનો 'બ્રેડબાટર'ની, પાછળ ગાંડાં કાઢે છે, ને વારંવાર માળા ખાવા માટે એક ઠેકાણે કે બીજે ઠેકાણે ભેગા થઇ જાય છે, એ જો આ પ્રયોગ અપનાવે તો એમને ઘણો જ ફાયદો થાય!

આ પ્રયોગથી બુદ્ધિમાં શું ફેરફાર થયો એ તો કાંઈ ધ્યાનમાં રહ્યું નથી. પણ છમાસિક સુધી, મને લાગે છે મારી ગણના ઠોઠ છોકરાઓમાં થતી. છ માસિક પછી મેં ઝપાટો માર્યો એને લીધે ઉપલા વિદ્યાર્થીઓમાં મારું નામ દેખાવા માંડયું! જે ગૃહસ્થની ઓરડોનો લાભ ગાજર મૈત્રીથી મળેલો એ ગૃહસ્થનું નામ રતિલાલ નીકળ્યું. એ ભાવનગરના નાગર ગૃહસ્થ હતા. વીરપુરમાં હું એક વખત હતો ત્યારે મને જેમ એક નાગરગૃહસ્થના પરિચયથી અંગ્રેજી ફાયદો સમજાયો હતો ને એણે જ એ. બી. સી ડી. નો પાયો નાખી દીધો હતો. તેમ આ બીજા નાગર ગૃહસ્થ મળી ગયા કે, જેમણે મારામાં રસ લઇને મને ભણવાના ફાયદા ને પોતે નથી ભણ્યા તો કેવા રખડ્યા છે એ સમજાવવાનું સ્વેચ્છાથી ઉપાડી લીધું! અકસ્માત હોય તેમ આ જ પ્રમાણે, જ્યારે મેટ્રીક પાસ થઈને હું સસ્તી નોકરીમાં ચડી જવા માગતો હતો ત્યારે પણ, આગળ વધવાનું પ્રોત્સાહન બે ત્રણ પોરબંદરી જુવાન મિત્રોએ આપેલું–એ પણ નાગર જ હતા! મારૂ ભાઇઓ કીકાણી પોટા! ને જીવનમાં કાંઇક સ્થાયી ગણી શકાય તેવી પરિસ્થિતિ ઉભી કરનાર એ પણ અકસ્માત નીકળ્યા નાગર! અને બીજા સાત આઠ પ્રસંગો એવા છે કે એમાં દરેક વખતે કોઇને કોઇ રીતે આ પ્રમાણે જ મદદ મળી હતી! આવી રીતે વારંવાર થતા અકસ્માતોમાંથી જ માણસ કદાચ અતાર્કિક બની જતો હશે.

આંહીં જે ભાઇનો ઉલ્લેખ કર્યો છે, રતિભાઇનો, એ રતિભાઇ, ગોંડલ ટ્રાફિક સુપ્રીન્ટેન્ડેન્ટની ઓફીસમાં પાછળથી મને મળેલા. એ વખતે હું બી. એ ની પરીક્ષા આપીને તરત જ ત્યાં રેલ્વેમાં દાખલ થયેલો એમણે મને ઓળખ્યો નહિ. પણ મેં એમને ઓળખી કાઢેલા. એ ત્યાં કલાર્ક હતા. રતિભાઇનો સ્વભાવ એવો માયાળુ નીકળ્યો કે, શિયાળામાં છ વાગે હું દાતણ પાણી કરી, ગોદડું ઓઢી, અઢીઆનાના પેચા બીડ જડયા ચીમનીદીવા પાસે ગોખતો બેઠો હોઉં, ત્યાં ઓરડીના બારણા ઉપર એનો ટકોરો અચૂક પડે! ગરમાગરમ વરાળ નીકળતો કોફીનો એક મોટો પ્યાલો મૂકીને એ ચાલ્યા જાય! કેમ જાણે છ વાગે મારે માટે વગર દોકડે કોફી તૈયાર કરવાનો એમણે ઇજારો રાખ્યો હોય!

રતિભાઇની નોકરી આકરી હતી, પણ એમાંથી જ્યારે નવરા પડે ત્યારે એ આવીને મારી ઓરડીમાં બેસે. પોતે ઠોઠ રહ્યા હતા એનું એમના મનમાં ભારે દુઃખ હતું. એટલે એ પોતાના અનુભવથી, કોઇ ભણ્યા વિના હેરાન થાય નહિ, એની ભારે કાળજી રાખતા. એને ખબર પડી કે હું કવિતા કરું છું



એટલે હસતાં હસતાં કહી લેતા કે 'જો જો હો! કવિતામાં રહી જાતા નહિ!'

આ પ્રમાણે જ્યારે મારું ધ્યાન અભ્યાસ તરફ વધારે કેન્દ્રસ્થ બની રહ્યું હતું ત્યારે એક એવો પ્રોત્સાહક બનાવ બન્યો કે આજે એનું યોગ્ય મૂલ્યાંકન આંકવાનું અશક્ય છે, પણ અનુમાનથી એમ કહી શકાય કે જે વખતે, પ્રોત્સાહનની જરૂર હોય તે વખતે જ બરાબર પ્રોત્સાહન આપવાથી, માણસમાં આત્મશ્રદ્ધા જમાવી શકાય છે. એક વખત ગુજરાતીના ક્લાસમાં ગુજરાતી માસ્તર આવ્યા ત્યારે એમના હાથમાં એક નોટ હતી, અને આવતાં વેંત એમણે પહેલો પ્રશ્ન કર્યો કે 'ગૌરીશંકર જોશી કોણ છે?'

ફીફ્થનો ક્લાસ, છોકરા નંગ ત્રીસ પાંત્રીસેક હશે, પણ રૂમ નાનકડી અને ફર્નીચરથી ભરચક, એટલે એકી સાથે તમામ ચહેરા નજરે આવે તેમ ન હતું. પહેલાં થોડો સમય તો એમણે ચારે તરફ જોયા કર્યું પણ કોઇ છોકરો ઉભો થયો નહિ! એટલે ફરીવાર પૂછ્યું.

છેક છેલ્લા બેન્ચ ઉપરથી હું ઉભો થયો. ગુજરાતીના એ માસ્તરનું નામ, ભાણજી અભેચંદ રાવરાણી. આજે આ જમાનામાં પણ, હાઇસ્કુલ કોલેજોમાં કોઇએ ગુજરાતીને ગંભીરતાપૂર્વક યોગ્ય સ્થાન આપવાનો કે રાષ્ટ્રીયગૌરવ સ્થાપનામાં વાણી મારફત વ્યક્તિને ઘડવાનું, એ પણ એક આવશ્યક અમોઘ સાધન છે એવા એના સ્વરૂપનો, ખ્યાલ નજર સમક્ષ રાખ્યો નથી, તો એ જમાનામાં, બિચારી ગુજરાતીનું શું સ્થાન હોય? અને એમાં પણ હાઇસ્કૂલમાં? ભાણજી માસ્તર બિચારા પાણી વિનાના મચ્છ જેવી અવસ્થામાં હતા! એવામાં એની દૃષ્ટિએ આ એક મારો નિબંધ આવી જતાં એમને આનંદ આનંદ થઇ ગયો! એ ઉત્સાહમાં એમણે આખા વર્ગમાં મારા નિબંધને સર્વોત્તમ કહી પ્રશંસા કરી નાખી. થઇ રહ્યું. બીજે દિવસેથી મારું મૂલ્યાંકન જૂદું જ થવા માંડ્યું. કવિરાજ તરીકે ગણના થવા માંડી અને ગુજરાતીના ખાં તરીકેની નામના મળી!

પણ આ નામના માત્રથી કામ ચાલે તેમ ન હતું. અંગ્રેજીમાં એક બી. એ. માસ્તર હતા, જેઠાલાલ શંકરલાલ રાવલ, એ જરાક જેટલી ભૂલ થાય તો મશ્કરી કરી મૂકતા. અને પ્રભાશંકર માસ્તર ગણિતમાં ભૂલ થાય તો તરત સંભળાવી દેતા: 'મા'રાજ! વીરપુર ભેગા થઇ જાવ! આંહીં તમારો સીધો કોઇ જોખે તેમ નથી!'

એટલે ધ્યાન તો ડગલે ને પગલે રાખવાનું હતું.

એમાં પાછો સાહિત્યનો શોખ તો ભૂતની પેઠે પાછળ વળગ્યો'જ તો!

એ વખતે, પ્રમાણમાં ઘણા ટૂંકા કહેવાય તેવા ગાળામાં, મેં એક તરફથી જેમ અભ્યાસમાં ઘણી પ્રગતિ કરી, તેમ બીજી તરફ જીવનઅનુભવોની પણ ઘણી ઘણી ઋતુઓ નીરખી કાઢી એમ કહી શકાય. હું દર શનિવારે બપોરે વીરપુર જવા ઊપડતો. વીરપુરના ત્રણ ચાર છોકરા ત્યાં ભણતા. અમે બધા ભાદર કાંઠે ભેગા થઇ જતા અને પછી ખંખેરી મૂકતા તે ત્રણ ચાર વાગતામાં વીરપુર ભેગા થઇ જતા!

સોમવારે સવારે એ જ પ્રમાણે પાછા જેતપુર આવવા માટે પાછા ફરતા. એ વખતે અમને રસ્તામાં જે આનંદ આવતો, અને અમે રામાયણની, મહાભારતની, ઐતિહાસિક નવલકથાઓની, રસલ્હાણ કરતા આખો રસ્તો કાપી નાખતા, એ સમય આજ પણ સાંભરે છે, ત્યારે ઘડીભર થાય છે કે જેતપુર-વીરપુર સડકની, મારી એ જૂની પીપરોનો છાંયો એક વખત પાછો ફરી લઇ આવું! જીવરામ મહારાજનો એક છોકરો નરસંગ કરીને હતો, અને એક જેઠાલાલ હરિભાઇ મોદી, અમારી એ ત્રણની ટોળીએ, એ રસ્તો આખા વરસમાં થઇને, નહિ નહિ તો એક સો વખત વટાવ્યો હશે! અને છતાં અમારી બધી ઐતિહાસિક નવલકથાઓ તો પૂરી થઇ શકી ન હતી! એ પાછી મેટ્રીક થયા પછી હું થોડો વખત વીરપુર રહેવા ગયો ત્યારે શરૂ થઇ! એ વખતે એનું સ્થાન ગયું વાલજી સુતારની કોઢમાં, ગાજીપરા ફળીને નાકે, શિયાળાની સગડી પાસે, એ કથાનક સ્વરૂપે ફરી વાર પ્રગટી,





ત્યારે એનો મુખ્ય કથાવાર્તા કહેનારો હું થઇ પડયો હતો. !

જેતપુરમાંથી રતિભાઈની બદલી થઇ ત્યારે પછી મેં એ ઓરડી છોડી દીધી. એક સુતારની ફળીમાં પાછી આઠ આનાની ઓરડી ગોતી કાઢી! આ જગ્યાએ અચાનક એક લાભ મળ્યો. ત્યાં બી. એ. માસ્તર રહેતા હતા. તે વખતે મીડલસ્કૂલમાં આ એક જ ગ્રેજ્યુએટ હતા. જેઠાલાલ શંકરલાલ રાવલ, એટલે સામાન્ય રીતે એ, બી. એ. માસ્તરના નામથી જ વિદ્યાર્થીઓમાં જાણીતા હતા.

આ બી. એ. માસ્તર ત્યાં જ રહેતા. એટલે એક રીતે મને ફાયદો થયો. જો કે એ પોતે ભાગ્યે જ મદદ કરે તેવા હતા, પણ એમનાં વહુ સ્વભાવે શુદ્ધ માતૃત્વનો વારસો જાળવેલ સન્નારી હતાં, એટલે એમણે રતિભાઈનો ચાર્જ ઉપાડી લીધો. દસ સાડા દસે, તમે તમારો લુખો બાટો, મરચાંની ચટણી, સાથે ચાવતા હો, ત્યાં એનો મોટો પુત્ર ચીમનલાલ આવે ને શાક દાળ કે કાંઇ ને કાંઇ, વાનગી મૂકી જાય!

ત્યાં ઘર માલિક સુતાર નીચેના ભાગમાં રહેતો. એનો છોકરો જુગારી જેવો હતો. અને એકનો એક છોકરો હતો. એટલે સુતાર ને સુતારણ તો આખો દિવસ એની ખટપટમાંથી નવરાં થાતાં જ નહિ, બીજી તરફના ભાગમાં નવાણીઆ સ્ટેટના કોઈ કારકુન રહેતા. બી. એ માસ્તરની અને એમની વચ્ચે રાતે શેતરંજ જામતી. અને ઘણીવખત ત્રણથી રાતે લડાઇ જામતી. મને જે શેતરંજનો રંગ લાગેલો તે આહીંથી, એમાં ને એમાં મેં કોલેજનું એક વરસ કારણ વગરનું ગુમાવ્યું હતું.

બી. એ. માસ્તર સ્વભાવે કડક ગણાતા. બનતાં સુધી કોઇ સાથે બહુ બોલતા નહિ. એટલે હું ત્યાં રહેતો પણ એ કોઈ રીતે ભણવામાં મદદ રૂપ થાય તેવા સંજોગ ન હતા. છતાં એમને મારા પ્રત્યે પ્રીતિ તો હતી જ,, એટલે વારંવાર સૂચના આપતા, પણ એમના સ્વભાવમાં જે વસ્તુ ન હતી, નરમાશ, તે એ ક્યાંથી લાવી શકવાના હતા? પણ સંજોગ એવા બન્યા કે બી. એ. માસ્તરને પણ ધીમે ધીમે લાગ્યું કે આ છોકરો છેક કાઢી નાખવા જેવો નથી એટલે પાછળથી એ બહુ મદદરૂપ બન્યા.

એ વખતે ખોડપરામાં પાણીની ભારે ખેંચ રહેતી. નળ તો કયાય હતા નહિ! સવારે દિ' ઉગ્યા પછી કોઇ પાણી ભરવા જાય તો પાણી જ મળે-નહિ એટલી તાણ હતી. જેતલસરને માર્ગે ગોપા પટેલની વાડીએ માત્ર પાણી રહેતું. એ પણ સવારમાં વહેલાં પહોંચે તો પત્તો ખાય તેમ હતું. એટલે બી. એ. માસ્તરનાં વહુ બિચારાં પાંચ સાડાપાંચે ઊઠે તો ખરાં, પણ એમની ભેગું કોણ જાય? અંધારામાં માઈલ દોઢમાઈલ એકલાં જાવું એ પણ આકરું, અને માસ્તરભાઈને ત્યાં કયાં મફતિયા પટાવાળા કે કામ કરવાવાળા આંટાફેરા મારતા હોય? એ તો પોલીસ પટેલ કે મુખી, ભલે ને ઇંપરડી પંદર લેતો હોય, પણ એને ત્યાં પંદર જણા કામ કરતા હોય. મોટામાં મોટી ગુજરાત કોલેજના પ્રિન્સીપાલ કરતાં પણ, એની પડખેના ગામડાનો મુખી, વધારે મહત્ત્વનો છે, એવી આંધળી પ્રણાલિકા, મરી ગયેલી આંધળી અંગરેજ સરકારે સ્થાપેલી, તેમાં એકદમ ફેરફાર થવો તો અશક્ય છે, પણ વિદ્યાવિતરણની આખી રચના જ ભુખડીબારશ જેવી ભૂમિકાના આધારે એણે ગોઠવી રાખી છે, એટલું તથ્ય પણ કોઇના મગજમાં આવે તો બણ્યું છે. એટલે બિચારા બી. એ. માસ્તરને ત્યાં ન મળે કોઈ પટાવાળો કે ન મળે કોઇ કામ કરવાવાળો.

છેવટે માસ્તરની મદદે એમનો વિદ્યાર્થી ધાયો. મેં પાંચ વાગે ઊઠીને એમનુ પાણીપત્રક સંભાળવનું કામ હાથમાં લીધું. એક હાથમાં ફાનસ અને એક હાથમાં ગાગર લઇને હું આગળ ચાલતો ને પાછળ બેડું લઇને બી. એ માસ્તરનાં વહુ આવતા. અમે ગોપા પટેલની વાડીએ પહોંચીએ ત્યારે હજી કોઈ રડ્યું ખડ્યું અતિ ઉત્સાહી આજન આવ્યું હોય એટલે ઝપાટાબંધ પાણીનું કામ પતી જતું!

આ વસ્તુસ્થિતિએ અમારા ગુરુશિષ્યના અંતરમાં ફેરફાર કરી નાખ્યો. પછી તો એમની દવા




લાવવી, એમનું શાક લાવવું, એમના છોકરાને નિશાળે મૂકી આવવો, એવાં અનેક કામમાં હું જ મદદરૂપ બનતો. એટલે ધીમે ધીમે, બી. એ માસ્તર પણ ગળ્યા!

એમાં એક વખતના પ્રસંગે જરાક રમુજ પેદા કરી. સરસ્વતીચંદ્ર ચોથા ભાગમાં ચંદ્રાવલી મૈયાનાં સંદેશામાં કે બીજે ક્યાંક એક શ્લોક આવે છે. એનું ચોથું ચરણ 'કિં વા કપોત ઉત વા કલવિહ્કકપોત ' એમ છે. એમાં કલવિહ્કપોત એટલે હોલાનું બચ્ચું એવો અર્થ છે. બી. એ. માસ્તરની પરીક્ષા કરવાના હેતુથી મેં એક કાગળમાં આ ચોથું ચરણ લખીને એનો અર્થ એને પૂછવાની ચેષ્ટા કરી. એમને આવડયો નહિ, પણ એ સમજી ગયા. એટલે એમણે કહ્યું કે ચોપડી લઇ આવ. ચોપડી લાવતાં તો ભારે ગોટાળો થાય. એમાં તો નીચે અર્થ આપ્યા હતા. એટલે હું તો શ્લોક લખી ગયો. એમણે કહ્યુ 'આ શામાંથી છે?' મેં કહ્યું 'સરસ્વતીચંદ્રમાંથી ' પછી તો એમણે નીચેની નોંધપોથીમાંથી વાંચીને જ કહ્યું કે ' અલ્યા! આમાં તો આપો અર્થ આપ્યો છે. તું મોટો મારી પરીક્ષા કરવાવાળો આવ્યો છે તે!'.

આ પ્રમાણે જેતપુરમાં મારૂં અભ્યાસનું કામ ઠીક ઠીક થાળે પડવા માંડયું તે વખતે મને એક બીજો લાભ થયો. જેતપુરમાં પણ એક નાનું સરખું મંડળ હતું. જેમને સાહિત્યમાં કાંઇક રસ હતો.

એ મંડળમાં મારૂં નામ ગણના યોગ્ય લાગવા માંડયું. એ વખતે, ઘણા લાંબા સમય સુધી જેમની મૈત્રીનો મને લાભ મળ્યા કર્યો એવા ત્રણ મિત્રોનો ત્યાં પરિચય થવા પામ્યો. એમાં એક તો છોટાલાલ માનસંગ કામદાર. હવે તો એ એમના સાહિત્યલખાણથી યોગ્ય પ્રસિદ્ધિ પણ મેળવી શકયા છે, એ વખતે એ પણ પાંચમી અંગ્રેજીમાં મારી સાથે હતા. બીજા છોટાલાલ હરખચંદ શેઠ. અને ત્રીજા આપણા આફ્રિકા નિવાસી રાષ્ટ્રીય કાર્યકર પ્રાણશંકર સોમેશ્વર જોશી.



## જાણે ના!

એ કોઇ જાણે ના, જાણે ના.
વજ્જર શું જે બહાર ઘડેલું
અધ્ધર પર્વત ઘોર ચડેલું
સિંહ સમું હૈયું તો ભીતર
ઢગલો થઈને પડતું, રડતું કોઇ અનામી ગાણે આ
એ કોઈ જાણે ના, જાણે ના.

આશ અને ઉલ્લાસ પ્રચારી
હસી બધે જે હાસ્ય પ્રસારી
આ એકાંત ખૂણે અંધારે
અગ્નિતણખે ચડતું અંતર ભેદી કોઇ સરાણે આ
એ કોઈ જાણે ના, જાણે ના.

લાખ દીવા આ ગોખે પ્રજળે
અંદર ભીષણ રાત્રિ કજળે
બહાર ઊભાંને હશે દીવાળી ઘેરી અમાસ માણે આ
એ કોઇ જાણે ના, જાણે ના.

સ.

# રામકથામૃત

ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

આદિકવિ વાલ્મીકિનું રામાયણ એ ભારતનું એક સનાતન મહાકાવ્ય છે. એમાં એક આદર્શ પુરુષની–એક નરચન્દ્રમાની–જીવનકથા આપેલી છે. તેની સાથે તેમાં સુખી ને સુશોભિત ગૃહસંસાર-નો ચિતાર આપવાનો પણ હેતુ રખાયો છે. આદર્શ પિતા, આદર્શ માતા, આદર્શ પતિપત્ની, આદર્શ ભાઈ, આદર્શ રાજા, ને આદર્શ સેવકની મૂર્તિઓ આલેખી કવિએ તેમાં જે ઉજ્જ્વલ રંગો પૂર્યા છે તેની શોભા આટલાં સૈકાં થયાં હજુ ઝાંખી પડી નથી. એ ચિત્રપટનાં ચિત્રો જોતાં આજે પણ તૃપ્તિ થાય એમ નથી. એમાં દશરથ સારા રાજા છે, પ્રજાના હિતકર્તા છે, વહાલસોયા પિતા છે, શૂરા સુભટ છે, પણ તરુણ સ્ત્રીના મોહપાશમાં ફસાયેલા છે. એ મોહ જ આ કથામાં કલેશનું મૂળ થઈ પડે છે. પડખે સપત્નીના દ્વેષનો ને પતિના તિરસ્કારનો ભોગ થઈ પડેલી, દુ:ખની સાક્ષાત્ મૂર્તિ જેવી, રામમાતા કૌશલ્યા ઊભી છે. પુત્ર ગાદીએ આવવાની આશાએ તે દિવસ કાઢે છે; પણ ત્યાં તેને માટે નિરાશા નિર્મા-યેલી છે. એની બાજુમાં લક્ષ્મણમાતા સેવામૂર્તિ સુમિત્રા છે. તે પુત્રને વનવાસની રજા આપતાં કહે છે: 'તું રામને-દશરથ માનજે. સીતાને માતા ગણજે. અરણ્યને અયોધ્યા સમજજે. જા, દીકરા, તું રામની જોડે સુખેથી જા.' એની સોડમાં શરમાતી પાછળ ઊભેલી, લક્ષ્મણપત્ની ઊર્મિલા છે, જેને વાલ્મીકિએ પણ ન્યાય આપ્યો નથી. લક્ષ્મણ જેમ મોટા ભાઈ રામને ખાતર તેમ ઊર્મિલાએ પોતાની મોટી બહેન સીતાને ખાતર સંસારસુખનો ભોગ આપ્યો છે. એ આત્મવિલોપનનો ચિતાર કોક કવિએ હજું આપવો રહ્યો છે. આથી કંઈક દૂર ત્રિલોકને મંગલમય કર-નારી, વસિષ્ઠપત્ની સતી અરુન્ધતી છે. ને એથીયે જરા છેટે, જન્મે અનાર્ય પણ તપના પ્રભાવે આર્ય બનેલી વૃદ્ધ શબરી છે. એ બંનેનાં દર્શન કરતાં માથું આપોઆપ નીચું નમે છે.

હવે એક બીજી ચિત્રાવલિ જુઓ. ચૌદ વરસની અખંડ સેવા કરનાર લક્ષ્મણ–કેવો એ તાપસ બ્રહ્મ-ચારી છે! એણે સીતાના હાથનાં કંકણ કદી નિહાળ્યાં નથી કાનનાં કુંડળ પર કદી નજર ફેરવી નથી, એ તો ઓળખે છે એક સીતાનાં નૂપુરને–કેમકે એ નૂપુર-વાળાં ચરણો આગળ એણે નિત્ય વંદન કરેલાં છે. તે કહે છે:—

**नाहं जानामि केयूरे नाहं जानामि कुण्डले।**
**नूपुरे चैव जानामि नित्यं पादाभिवंदनात्॥**

એનુ પડખે નીચાં નયન ઢાળીને ઊભેલો ધર્માત્મા ભરત છે. અરણ્યમાં એનું સ્મરણ થતાં લક્ષ્મણ કહે છે: 'ભરત ખરેખર સ્વર્ગનો અધિકારી છે. હાથમાં આવેલું રાજ્ય ઠેલી તપસ્વી બન્યો છે. કૈંક ઉપવાસ કરતો હશે ને ઠંડોગાર જમીન પર સૂઈ રહેતો હશે! **( तपस्वी नियताहारः शेते शीते महीतले )** ભરતના જેવું જગતમાં બીજું કોણ કરે! અરે, ભરત જેવા પુત્રને કૈકેયી જેવી મા!' ત્યાં રામ બોલી ઊઠે છે: 'કૈકેયીમાતાને દોષ ન દે, લક્ષ્મણ! ઇક્ષ્વાકુ કુળના એ દીપકની જ વાત આગળ ચલાવ. મારી આંખના રતન જેવા ભરતને યાદ કરું છું ત્યારે મારો વનવાસનો નિશ્ચય પણ ક્યારેક ડગી જાય છે! હે લક્ષ્મણ! હે જાનકી! આપણે વહાલા ભરત શત્રુઘ્નનાં દર્શન ક્યારે કરીશું?'

આ બે તો રામના ભાઈ છે. પણ એને પડખે ઊભેલો હનુમાન? અશોકવનમાંથી સીતાની ભાળ એ કાઢી લાવ્યો. એ જાતે વાનર છતાં સુશિક્ષિત હતો, સંસ્કારી હતો. દક્ષ હતો. કવિ ભવભૂતિએ એને લક્ષ્મણને મુખે 'આર્ય' ઉપનામ અપાવ્યું છે: અને કહેવડાવ્યું છે કે 'એના પરાક્રમથી આપણું કામ સર્યું તેની સાથે જગત પણ ધન્ય થયું છે' **(यस्य वीर्येण कृतिनो वयं च भुवनानि च)**. રાજ્યાભિષેક પછી સીતા હાર એના વીરા હનુમાનના ગળામાં પહેરાવે છે. બીજા સહુ વિખેરાય છે. પણ હનુમાન ક્યાં જાય! તેણે તો 'વીર' રામના જીવનમાં પોતાનું જીવન સમાવી દીધું છે. તેથી તે રામ પાસે વર માગે છે: 'હે વીર! જ્યાં સુધી ભૂતળ પર રામકથા કાયમ રહેશે ત્યાં સુધી મારા દેહમાં પ્રાણ ટકી રહે, ને એ કથા ગવાય ત્યાં બધે હું હાજર રહું, એટલી એક જ મારી ઇચ્છા છે.'

યાવદ્ રામકથા વીર ચરિષ્યતિ મહીતલે:
તાવચ્છરીરે વત્સ્યંતુ પ્રાણા મમ ન સંશય:

એની બાજુમાં ગીધરાજ જટાયુ છે, જેણે પંચ-




વટીમાં પિતાની પેઠે રામલક્ષ્મણનું જતન કર્યું છે. એ પંખી છે. છતાં એણે ક્ષત્રિયને શોભાવે એવી રીતે, આર્તત્રાણના ધર્મનું પાલન કરતાં, સ્ત્રીનું રક્ષણ કરવા જતાં, પ્રાણ પાથર્યા છે. એનું આ શૂરાતન ને શબરીની સાધુતા જોઇ રામને મુખેથી પણ આ ઉદ્‌ગાર નીકળી ગયા છે:

'સાચું છે, લક્ષ્મણ, એ સહુ જગતની પૂજાનાં અધિકારી છે. એમનું ફરી ફરી ચિંતન કરતાં એમ જ થાય છે કે જગતમાં આર્યતાને, ભલાઇને જન્મનાં કે જાતિનાં બંધન છે જ નહીં.'

સર્વત્ર ખલુ દૃશ્યંતે સાધવો ધર્મચારિણઃ;
શૂરાઃ શરણ્યાઃ સૌમિત્રે તિર્યગ્યોનિગતેષ્વપિ.

હવે આપણે સ્થાનિક કથાનાયક રામના ચરિત્રનો વિચાર કરીએ.

કવિ વાલ્મીકિ રામના ગુણોનું વર્ણન કરતાં થાકતા નથી. એમના અનેક ગુણો ગણાવીને કહે છે કે 'આકાશમાં તપતો સૂરજ જેમ કિરણોથી શોભે તેમ રામ એ ગુણો વડે શોભતા હતા.'

રામ માતપિતાને આંખની કીકી સમાન હતા, ભાઇઓને પ્રાણસમાન પ્રિય અને પૂજનીય હતા. શૂર હતા, સંયમી હતા, મૃદુ હતા; 'અમેયાત્મા' હતા; અર્થાત્ એમના આત્માનું માપ કોઇથી કાઢી શકાય એમ નહોતું. પ્રજા એમના પર વારી જતી. નગરની નાની મોટી સ્ત્રીઓ સવારસાંજ ભેગી થઇ રામના કલ્યાણ માટે દેવોને પ્રાર્થના કરતી. એમણે કૌશલ્યા ને કૈકેયી વચ્ચે કદી ભેદ માન્યો નહોતો. તેથી કૈકેયી પણ કહેતી કે 'મને રામ અને ભરતમાં કશો ફરક દેખાતો નથી; અને રામ મને પેટના દીકરા જેટલો જ વહાલો છે.' વળી કવિ કહે છે:

'રામ બેવાર બાણ છોડતા નથી, ને બેવાર વચન બોલતા નથી.' **द्विः शरं नाभिसंधत्ते रामो द्विर्नाभिभाषते ।** એક બાણ ને એક વચન એ રામના જીવનનાં બે મહાવ્રત હતાં.

એમાં એક ત્રીજું મહાવ્રત રામે ઉમેર્યું. પિતાના અંતઃપુરમાં સાડાત્રણસો રાણીઓ હતી, તેમાં રહેલું દૂષણ રામને દેખાયું હતું. માતા કૌશલ્યાને સપત્ની કૈકેયીએ અને દશરથે જિંદગીભર આપેલો ત્રાસ તેમણે નજરે જોયો હતો. પિતાના એ આચરણ સામે રામે બળવો કર્યો. પણ પિતૃભક્ત પુત્ર બળવો કયી રીતે કરે? એટલે તેણે મૂંગે મોઢે પણ પિતાથી જુદે રસ્તે ચાલી જીવનમાં એક જ પત્ની કરવાનો નિશ્ચય કર્યો. પિતાની સામે એ વિરોધનો બુલંદ પોકાર હતો. રામે જીવનભર એક સિવાય બીજી સ્ત્રીનું મનથી કદી ચિંતન પણ ન કર્યું; અને જગતની આગળ એક પત્નીવ્રતનો અમર આદર્શ ઊભો કર્યો.

પતિ પત્નીના પ્રેમનો જે ચિતાર કવિએ રામાયણમાં ખડો કર્યો છે. તે અવિભક્ત આત્માનો ચિતાર છે. પતિ–પત્ની એક ને અભિન્ન કેમ બની શકે તે ત્યાં બતાવ્યું છે.

રામની સાથે વનમાં જવાનો પોતાનો નિશ્ચય જણાવતાં સીતા કહે છે. 'હું તો વનમાં આવીશ જ. હું તમારી આગળ ચાલીશ, ને તમારા રસ્તામાંથી કાંટા ને કાંકરા ખસેડીને રસ્તો સાફ કરીશ. ત્રણે લોકમાંની બીજી કોઇ વાતનું ચિંતન નહીં કરું, પણ એકલા પતિવ્રતનું જ ચિંતન કરીશ. સુગંધી ફૂલોથી મહેક મહેક થતાં વનમાં પણ હંમેશાં તમારી સેવા કરીશ, નિયમ પાળીશ, બ્રહ્મચારિણી રહીશ, અને તમારી સાથે આનન્દમાં સમય પસાર કરીશ.' અને રામ કહે છે 'દેવી! તને દુઃખી કરીને મારે સ્વર્ગનું સુખ પણ નથી જોઇતું.' આજ ખરો સહધર્મચાર છે.

રામ વનવાસે ગયા. લક્ષ્મણે વરસો સુધી અખંડ ચોકી કરી. રામે રાવણને મારી સીતાને લંકામાંથી છોડવી. દેવોએ સાક્ષી આપી સીતાને શુદ્ધ જાહેર કરી. અગ્નિદેવે કહ્યું: 'હે રામ! આ તમારી વૈદેહી! એને જરાયે પાપનો સ્પર્શ થયો નથી.' (**पापा ते राम वैदेही पापमस्यां न विद्यते**) છતાં અયોધ્યા આવ્યા પછી રામને એ જ સીતાનો ત્યાગ કરવા વારો આવ્યો. એને માટે જગત ત્યારથી હંમેશાં રામને ઠપકો દેતું આવ્યું છે. કાલિદાસે 'રઘુવંશ'માં સીતાને મોઢે કહેવડાવ્યું કે 'એ આચરણ રામની વિદ્યાને કે તેમની કુલીનતાને છાજે એવું નહોતું.' ભવભૂતિએ રામને 'કઠોર' વિશેષણ આપ્યું; પણ સાથે તેમને અંતરદાહથી ભડભડ બળી જતા પણ ચીતર્યા. આ પ્રસંગને એક બીજી દૃષ્ટિએ પણ જોવો ઘટે છે. સીતાને માથે આળ ચડાવનાર એક અબુધ ધોબી હતો, એવી કલ્પના પાછળના કવિઓએ કરી છે. વાલ્મીકિ તો કહે છે કે સીતાની નિંદા કરનાર અયોધ્યાની આખી





પ્રજા હતી. રાજા જીવતાં રામ યુવરાજ થાય એમાં એ પ્રજાએ સંમતિ આપેલી. રામની પાછળ શોકાતુર થઈને વનને રસ્તે એ પ્રજા દોડેલી. ચૌદ વરસ સુધી રામની પાદુકાની આણ માથે ચડાવનાર એ પ્રજા હતી. પ્રાણ વિનાના દેહ જેવી રામસૂની અયોધ્યાની એ પ્રજાએ રામ પાછા આવ્યા પછી શું કર્યું? રામના વચન પર વિશ્વાસ ન મૂક્યો. અગ્નિસ્નાન કરીને શુદ્ધ થયેલી, જગદંબા સમી, સીતાની નિન્દા કરતાં આંચકો ન ખાધો અને રામસીતાના જીવનની હોળી કરી. પ્રજાની આ કારમી વાણી સામે વિરોધનો અવાજ ઉઠાવનાર કોઈ નર આખી અયોધ્યામાં ન નીકળ્યો?

અયોધ્યાની પ્રજાનું આ વર્તન કોઈ રીતે સમજી શકાતું નથી. અને તેથી એવી પ્રાર્થના કરવાનું મન થાય છે કે ઈશ્વર આપણને રામાયણનું ગમે તે સારું પાત્ર થવાની તક આપજે, પણ અયોધ્યાની પ્રજા જેવા નગુણા ને નિંદક આપણને કદી બનાવશો નહીં. કૈકેયી જેવી કુમાતાને રામે ક્ષમા કરી. રાવણ જેવો રાક્ષસ રામ જેવા શત્રુને હાથે મરણ પામી તરી ગયો. પણ અયોધ્યાની પ્રજાને માટે ક્ષમા કે તરણોપાય નહોતાં. જે ભૂમિ પર સીતા ધરતીમાં સમાઇ તે ભૂમિ સીતાના નિસાસાથી શાપિત થઇ. એ ભૂમિનો રામે ત્યાગ કર્યો. અમરપુરી જેવી અયોધ્યા સૂની બની ગઇ. ત્યાં માણસનો વસવાટ મટી ગયો અને સેંકડો વરસ પછી ઋષભદેવે ત્યાં નવું નગર વસાવ્યું ત્યારે જ ત્યાં ફરી માણસનો સંચાર થયો. આપણા દરેક પ્રજાજન માટે રામાયણની કથાનો આ એક મોટો પાઠ છે. સાધુચરિત પુરુષોને સતી સ્ત્રીઓની નિંદાનું પાપ આપણે હાથે કદી ન થાઓ!

પણ હવે આ દુઃખદ વિષય છોડી તે કાળના ભારતવર્ષ તરફ નજર કરીએ. આર્ય પ્રજામાં બ્રાહ્મણો ને ક્ષત્રિયો માંહોમાંહે લડે છે. ક્ષત્રિયો અનેક રાણીઓ કરી અંતઃપુરમાં ભરાઈ બેઠા છે. પરશુરામે ક્ષત્રિયોનું નિકંદન કરવા કેડ કસી છે. સામસામાં વેરઝેર જામ્યાં છે. આર્યસંસ્કૃતિ છિન્નભિન્ન થઇ રહી છે. અનાર્યોના હુમલા વધતા જાય છે. આર્યો યજ્ઞયાગ કરી શકતા નથી. આબાદ વસ્તીવાળા મુલક ઉજ્જડ વેરાન બન્યા છે. એવે વખતે દીર્ઘદૃષ્ટિવાળો એક નર જાગે છે. એ છે વિશ્વામિત્ર. તેમને આંતરકલહની વ્યર્થતા જોઈ છે. પોતે જન્મે ક્ષત્રિય હોવા છતાં અહિંસક બ્રાહ્મણ બન્યા છે. વેરને ઠેકાણે પ્રેમની સ્થાપના કરવાની કેવળ આર્યોને જ નહીં પણ આખા ભારતને પ્રેમના છત્ર નીચે એક કરવાની, જરુર તેમને દેખાય છે. પણ એ કામ કોણ કરે? પોતે વૃદ્ધ થયા છે. એ કામ કયા નવજુવાનને સોંપાય? વિશ્વામિત્રની નજર રામ લક્ષ્મણ પર ઠરે છે. તે રામ લક્ષ્મણને લઇ જઇ તેમને આ નવા કાર્યની દીક્ષા આપે છે. ને તેમના કાનમાં મન્ત્ર ફૂંકે છે કે 'તમે આખા ભારતને એક કરો.' રામ એને પોતાનું જીવનકાર્ય બનાવે છે. અને રામાયણને અંતે આપણે શું જોઈએ છીએ? આર્યોની 'સંસ્કૃતિ હિમાચળથી લંકા સુધી ફેલાઇ છે. આર્ય અને અનાર્ય, દાસ અને વાનર, શબર અને નિષાદ ભેદભાવ ભૂલી ભેગા મળ્યા છે. દેશના એક છેડાથી બીજા છેડા સુધી પ્રેમની પતાકા ફરકી રહી છે. જે શત્રુ હતા તે રામને પ્રતાપે મિત્ર બન્યા છે. રામને મન જેવા લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન છે તેવા જ વિભીષણ, સુગ્રીવ, હનુમાન અને ગુહક છે. ભારતવર્ષની આ એકતા એ જ રામની ખરી રાષ્ટ્રસેવા છે એમ કવિ વાલ્મીકીએ બતાવ્યું છે. અને એ રીતે તેમણે આપણી આગળ જેમ આદર્શ નરનો દાખલો મૂક્યો છે તેમ આદર્શ રાષ્ટ્રપુરુષનું દૃષ્ટાંત રજૂ કર્યું છે; અને ભારતવર્ષમાં જે અનેક જાતિઓનો સંગમ થયેલો છે તેમને હળીભળીને એક ભૂમિનાં સંતાન તરીકે સગાં ભાંડુની જેમ, રહેવાનો બોધ પણ આ મહાકાવ્ય દ્વારા આપ્યો છે. રામ જેવા મહાપુરુષની જયંતી ભારતવર્ષ દર વરસે ઊજવે છે—તે એટલા માટે કે એવા પુરુષોનો જન્મ જગતને ઊન્નત અને પાવન કરવાને માટે થાય છે, કવિ કાલિદાસે કહ્યું છે. **भवो हि लोकाभ्युदयाय तादृशाम्.***

* તા. ૧૨-૪-૧૯૪૭ને રોજ વડોદરા રેડિયો પરથી આપેલું ભાષણ—વડોદરા રેડિયો સ્ટેશનના સૌજન્યથી.



મં ગ પુ તે रवीन्द्रनाथ (मैत्रेयीदेवी)માંથી

અનુવાદક: રમણિક મેઘાણી

એમના ટેબલ ઉપર પિત્તળની એક ઘંટડી સદાયે પડી રહેતી. એ રણકતાં જ તેઓ બોલાવે છે એ સમજાઈ જતું. એક દિવસ પ્રભાતના પહોરમાં જ ઘંટડીના રણકારે અમે સૌ સામટા એમના ઓરડા તરફ દોડી ગયા. અમને આ રીતે આવેલા જોઈ તેઓ હસવા લાગ્યા ને બોલ્યા: 'તમારા કાન બહુ સરવા લાગે છે હો, સહેજસાજ વગાડું તો તમને સંભળાય જ ક્યાંથી ? હું તો ક્યારનો યે આ ઘંટડી વગાડ્યા કરું છું...આ જુઓ, તમારાં પિતાને એક કાગળ લખ્યો છે. કાલે એમનો કાગળ આવ્યો છે કાવ્યના રૂપમાં, એ રીતે મને challange (પડકાર) કર્યે મારું કવિત્વ જાગી ઊઠે છે. એ દાર્શનિક થઈને કવિતામાં કાગળ લખે, અને હું કવિ થઈને યે ગદ્યમાં ઉત્તર આપું ! એ કેમ બને ! જુઓ:—

'बन्धु—

चिरप्रश्नेर वेदी सम्मुखे चिर निर्वाक रहे
विराट निरुत्तर,
ताहारि परश पाय जबे मन नम्र ललाटे वहे
आपन श्रेष्ठ वर-
खने खने तारि वहिरंगन द्वारे
पुलके दाँडाइ कतको जे हय बला,
शुधु मने जानि वाजिल ना बीणातारे
परमेर सुरे चरमेर गीतिकला । [१]

એકવાર આખી કવિતા વંચાઈ ગઈ અને એ રહી રહીને બોલવા લાગ્યા, 'કેમે કર્યો ઝલાશે નહિ, જરીક દેખાશે પણ એ પળેક માટે, ગમે તેટલું કરો, પણ એથી વધુ નહિ પામો.

मन्दिर दुयार क्षणेक खुलिया आपन गोपन
घर देखाय वसुधरा ।....
अलोकधामेर आभास सेथाय आच्छे
मर्तेर बुके अमृत पात्रे ढाका,
फागुन सेथाय मंत्र लागाय गाच्छे,
अरुपेर रुप पल्लवे पडे आँका । [२]

'પણ એટલું જોયું' એ જ મારે ઘણું છે, નથી જાણ્યું એનું તત્ત્વ શું છે તે, કે નથી જાણ્યું એની વ્યાખ્યા શું છે તે, છતાં મન તો એનો પડઘો પાડે છે,—

तारि आह्वाने साडा देय प्राण, जागे विस्मित
सुर निज अर्थ ना जाने
धूलिमय बाधा बंध एडाये चले जाइ बहु दूर
आपनारि गाने गाने ।
देखेच्छि देखेच्छि एइ कथा बलिबारे
सुर बेधे जाय कथा जो गाय मुखे,
धन्य जे आमि से कथा जानाइ कारे
परशातीतेर हरष बाजे जे बुके । [३]

એ સ્પર્શાતીતનો સ્પર્શ મળે છે એથી જ તો સર્વ કુશ્રીતાને મ્લાન કરીને જાગી ઊઠે છે સુંદર. એથી જ લખ્યું છે:—

दुःख पेयेच्छि दैन्य घिरेच्छे अश्लील दिन
राते देखेच्छि कुश्रीतारे,
मानुषेर प्राणे विष मिशायेच्छे मानुष आपन
हाते घटेच्छे ता बारेबारे ।
तबु तो वधिर करेनि श्रवण कभु,
बेसुर छापाये के दियेच्छे सुर आनि,
परुष कलुष झंझाय शुनि तबु
चिर दिवसेर शान्त शिवेर वाणी । [४]

'પરન્તુ એથી જ પ્રશ્નનો કંઈ ઉત્તર નથી, ચિરપ્રશ્નની સામે ચિરમૌન જ એક વિરાટ નિરુત્તર બની રહ્યું છે. એને નહિ જાણી શકાય, નહિ કળી શકાય.

जाहा जानिवार कोनो काले तार जेनेच्छि
जे कोनो किच्छु के ताहा बलिते पारे ?
सकल पाउआर माझे ना पाउआर चलियाच्छे
पिच्छु पिच्छु अचेनार अभिसारे ।
तबु ओ चित्त अहेतु आनन्दे ते
विश्वनृत्य—लीलाय उठेच्छे मेते,
सेइ छंदेइ मुखि अमार पाव
मृत्युर पथे मृत्यु एडाये जाव । [५]





'છતાં હું એ જાણી નથી શકચો એ વાતનો યે મને કંઈ જ ક્ષોભ નથી.

জীবনেরে কাহা জেনেছিছ, অনেক তাহ,
সীমা থাকে থাক তবু তার সীমা নাহ।
নিবিড় তাহার সত্য আমার প্রাণে
নিখিল ভুবন ব্যাপিয়া নিজেরে জানে[৬]

અહીં એક વાત યાદ આવે છે. ૧૯૪૦ ના સપ્ટેમ્બરમાં માંદા પડીને તેઓ કાલિમ્પોન્ગથી કલકત્તા આવ્યા, અને એક મહિનાની માંદગી પછી જ્યારે જરાતરા સ્વસ્થ થયા ત્યારે એકવાર કવિતા સાંભળવાની પોતાની ઇચ્છા એમણે વ્યક્ત કરી. તે દિવસે આ કવિતા મેં તેમને સંભળાવી હતી. લાંબે ગાળે કવિતાનો છંદ કાને પડતાં જ એ કેવા ખુશી થઇ ઊઠ્યા હતા એ દૃશ્ય આજે પણ નજર સામે તરવરે છે. એ પછી એમણે ફરી ફરીને કહ્યું કે—'આ વાંચ તો—

সেই ছন্দেই মুক্তি আমার পাব
মৃত্যু পথে মৃত্যু হড়ায়ে জাব। [৭]

ધીરે ધીરે બધા ચાલ્યા ગયા, હું મુંગી મુંગી એમનાં પગ પાસે બેઠી રહી, અને એ કહેવા લાગ્યા 'આનો યે કંઇ ઉત્તર છે ખરો? ક્યાંથી આવ્યા છીએ અને ક્યાં કઈ તરફ જઈ રહ્યા છીએ એ ઓછું આપણે જાણીએ છીએ?

কি আছে জানিনা দিন অবসান মৃত্যুর
অবশেষে এ প্রাণেরে কোনো ছায়া,
শেষ আলো দিয়ে পোলিষে কি রং অস্তরবির
দেহী রচিবে কি কোনো মায়া?" [৮]

જ્યારે સમાપ્તિ આવશે ત્યારે એ ચરમ સમાપ્તિ હશે યા નહિ, અથવા જે અતીત છે તે ખરે જ શેષ થઇ ગયેલ છે કે નહિ તે ઓછું આપણે જાણીએ છીએ! જે આપણી સન્મુખે છે, અને જે આપણી પાછળ છે તે બન્ને આપણે માટે અસ્તિત્વવિહીન છે. માત્ર વર્તમાન જ સત્ય છે, સત્ય એટલે કે પ્રત્યક્ષ છે. પરંતુ જે પ્રત્યક્ષ નથી તે પણ સત્ય હોઈ શકે. અતીત આપણા માટે નિશ્ચિહ્ન છે, પરન્તુ કદાચ એમ નથી. ભાવિ આપણા માટે અજાણ્યું છે, છતાં એ પણ છે જ. એક ઉદાહરણ આપું—અંધારપાસની અંદર થઈને આપણે જઇ રહ્યા છીએ, જ્યાં ઊભા છીએ એટલું—એની આસપાસનો થોડોક પ્રદેશ જ આપણે જોઈ શકીએ છીએ, પરંતુ જે પથ વટાવીને આપણે ત્યાં પહોંચ્યા હોઇએ છીએ એ સ્થળ એ પ્રદેશ પણ વસ્તુતઃ તો હોય જ છે. અને જે પંથ કાપવાનો સામે પડ્યો હોય છે તે પણ હોય જ છે. જે વાત જગ્યા માટે તે જ વાત સમય માટે છે. કાળની વચ્ચે યે આવી આવ-જા ચાલે છે એમ કો'ક કો'ક કહે છે. હું જાણતો નથી, કંઈ સમજાતું યે નથી...જેને જેમ ફાવે છે તેમ તે કલ્પના કરે છે, અને જો એમ જ છે તો નાહી નાંખીએ એટલે બધું પત્યું!'

અને એ નહાવા ચાલ્યા ગયા. હું બેઠી રહી. નહાવામાં એમણે એટલી તો વાર લગાડી કે વચ્ચે વચ્ચે મને 'શું થયું?' 'શું થયું?' એમ ચિન્તા અધિરતા થતી. નાહીને પોતાનાં ઓરડામાં પાછા ફરતાં નવાઇ પામતા એ બોલ્યા-'અરે, તમે હજુયે બેઠા છો ને શું?'

'શું કરું? તમે આટલી વાર લગાડી એટલે મને તો ચિન્તા થવા માંડી.'

"શું મને મુર્છા આવી હશે એમ માનેલું! સુધાકાન્તને બોલાવવાં કે કેમ એ જ વિચારતા હતા ને?"×

સાંજવેળા એ મુંગામુંગા ખુરશી ઉપર ચાદર વડે પગ ઢાંકીને બેઠા રહેતા. પ્રકાશ વધુ ભાગનાં દિવસોએ બહાર બારણાંની આડશે રહેતો. કલાકોનાં કલાકો સુધી એ એમને એમ બેઠા રહેતા. અને ત્યારે ઘણીવાર અમે પણ એમના પગ નજીક ચૂપચાપ બેઠા રહેતા. એક દિવસ એમની સાર-સંભાળ રાખનાર એમના રક્ષકો જેમને એ કયારેક અભિભાવકો કહેતા, તો કયારેક નન્દીભૃંગી યે કહેતા, સુરેલથી નીચે મંગપુ

× આ પહેલાની ઇરિસીપ્લાસની માંદગી વેળા ખુરશી ઉપર બેઠાં બેઠાં જ તેઓ એકાએક બેભાન થઈ ગયેલા, એ વાતનો અહીં ઇશારો છે.

સુધી ફરવા ગયેલા, રાત થવા આવી તેમ છતાં તેઓ પાછા ન ફર્યા, વાટમાં રીંછના ઉપદ્રવનો ભય હતો, તેથી શસ્ત્રવિહોણા એ બંગાળી જુવાનો માટે અમે સારી પેઠે ચિન્તામાં પડી ગયા. માણસને સામો મોકલ્યો. તો ન એ પાછો ફર્યો કે ન પેલાઓ પાછા ફર્યા. ગુરુદેવ ખૂબ જ વ્યાકુળ થઈ ઊઠ્યા ને બોલ્યા– "મેં તમને કહ્યું નહોતું કે મારા આ નન્દીભૃંગી જે છે તેઓમાં લોભાવા જેવું કંઇ જ નથી, તેઓ વિશુદ્ધ ઉપદ્રવ જ છે."

નહિ, નહિ- વિશુદ્ધ ઉપદ્રવ જ એમને કેમ કહેવાય–તો તો પછી આ વેળાએ આટલું ઉચ્ચ હાસ્ય આપણે ક્યાંથી પામત?" મેં કહ્યું.

"એટલે જ તો ચિન્તા કરૂં છું; પહાડી રસ્તો, અંધારી રાત, મારગ ભૂલે તો આપણને હાસ્ય–ખોરાક પીરસનાર કોઇ બાકી જ નહિ રહે." એમણે કહ્યું.

અને સારી એવી રાત થયા પછી જ તેઓ પાછા ફર્યા. ગુરુદેવે એમને ઉધડા લીધા–"આ શું તોફાન છે તમારૂં? આમ ચિંતા કરાવશો?"

"પણ અમે કેવી આફતમાં સપડાયા હતા તે જાણશો તો તમારો રોષ ગળી જશે. ઉલટાનાં સશરીર અહીં પાછા ફર્યા છીએ તે માટે તમે ખુશી થશો. અધરસ્તે દીવો ઓલવાઇ ગયો. ઘોર અંધારૂં, જંગલ, પહાડી રસ્તો, પરસ્પરના શ્વેત વસ્ત્રો સિવાય બીજું કંઇજ ન દેખાય. એકબીજાના હાથ ઝાલીને છત્રી વડે મારગ જોતાં જોતાં આગળ વધતા હતા. વચ્ચે એકવાર લપસીને ખાડામાં યે પડી ગયા હતા. છત્રીને ટેકે માંડ માંડ બચ્યા. એવો તો ઢાળ હતો કે છત્રી પણ ભાંગી ગઇ. જીવતા પાછા ફરી શક્યા એટલો પાડ માનીએ." સુધાકાન્તબાબુએ કેફીયત આપતાં જણાવ્યું.

"એ છત્રી કોની હતી?" ગુરુદેવે ગંભીર થઇને પૂછ્યું.

'દાક્તર સેનની—'

'વાહ! પાછા ફરીને એ ભલામાણસને એક છત્રી મોકલી આપજો સમજ્યા ને!'

હું હસવા લાગી. સુધાકાન્તબાબુના ગયા પછી એમણે કહ્યું—'અમારી આ વાતચીતમાંથી રજમાત્રને જો તમે સાચી માનતા હો તો મારે તમને ભોળાની ઉપાધિ આપવી પડશે. હકીકતમાં એ તો વાતનું વ્યસન છે. ફરતાં ફરતાં મોડું થઇ ગયું એટલે એક રોમાંચકર વાત ઊભી કરીને આપણી સહાનુભૂતિ તો મેળવવી જ જોઇએ ને! કોઇ કોઇને જોઇ શકતું નહોતું, આ તરફ બાંઇ અને પેલી બાજુ રીંછ, આ વાત શાન્તિનિકેતન પહોંચશે ત્યારે તો એવી thrilling બની ગઇ હશે કે તમે એની કલ્પના પણ નહિ કરી શકો. ચાર દિશામાંથી ચાર રીંછ દોટ કાઢતા આવ્યા, અંધારામાં બીજું કંઇજ દેખાતું નહોતું. ફક્ત એમનાં ધોળાં દાંત–અને એમની વચ્ચે આ બે વીર પુરુષો અને હાથમાં દાક્તર સેનની છત્રી!"

એ ભાંગલી છત્રી ઉપર અમે ઘણા દિવસ રમુજ મઝા માણેલી વળતે દિવસે સવારે અવિરામ વર્ષા ચાલુ હતી. રસ્તો લપસણો થયો હતો. દાક્તર સેન મોટરમાં ઓફીસે જવાના હતા. ગુરુદેવે કહ્યું–'અનિલ, ડ્રાઇવરને પેલી છત્રી આપજે તો! રસ્તે ગાડી ક્યાંક લપસવા માંડે તો છત્રી વડે સાચવીને આગળ જવાશે.'

એક દિવસ ભોજન પતાવીને નિત્યના નિયમ મુજબ હજુએ લેખનમેજ પર પહોંચ્યા નહોતા. હું એમના પગ પાસે બેઠી બેઠી અગાઉના જમાનાની વાતો કરતી હતી કે એ દિવસોમાં સુરેલવાળા ઘરમાં વીજળીક દીવા નહોતા, સાંજ થતાં ઓરડે ઓરડે દીવાબત્તી કરવા પડતા એ વાતો એમને ગમતી, અને તેઓ પોતે પણ જૂના જમાનાની વાતો યાદ કરવા મંડી જતાં ને અમારા એ જમાનામાં એવું જ તો હતું. સાંજ થતાંજ 'સેજબાતિ' લઇને કામવાળો આવતો. ત્યારે તમારે આ છે તેવા વિજળીક દીવાઓ નહોતા. અત્યારના દીવાને હિસાબે એનો પ્રકાશ બહુ ઝાંખો ધુંધળો કહેવાય; પરંતુ તેમ છતાં કંઇ અગવડ નહોતી પડતી. મઝાથી કામ ચાલ્યું જતું હતું."

*"સેજબાતિ" કેવી હોય?" મેં પૂછ્યું.

---

* સેજબાતિ—સાંધ્ય પ્રદીપ—કોડિયું.





આ શું ? તમે એ દીઠી નથી ?

"વાહ ! હું કેમ કરીને જોઉં ?"

"ઓહ, સમજ્યો. તમે તો શરૂઆતથી જ આ વીજળીક યુગમાં છો. ખરું ને ! તમે આટલા બધા આધુનિક છો ? પૃથ્વી પર આવ્યે લગભગ એંશી વરસ થવા આવ્યાં, આ દરમિયાન કેટ-કેટલાયે માણસો આવ્યા ને ગયા હશે. કેટલાયના આદિ અંત, અથ ઇતિ થયા હશે. તમે કોણ કોણ ક્યાં-ક્યારે પ્રથમ મળેલા એ યાદ નથી, ખાસ કરીને હમણાં હમણાં યાદ નથી રહેતું. કદાચ એવુંયે બને કે હું ઘડ દેતાકને પૂછી બેસું કે 'નતુન બૌઠાન' (નવી ભાભી) તમને યાદ છે ?...એ વખતની સાથે આજનો વખત સરખાવતા ઘણું ઘણું ફરી ગયું લાગે છે. આ જાણે કોઇ નવીજ દુનિયા ન હોય ! પણ આ બધું પરિવર્તન એવું તો ધીમું ધીમું થયું છે કે ક્યારે શું થયું એની ખબર જ નથી પડી. પણ જ્યારે ભૂતકાળમાં નજર કરું છું ત્યારે જણાય છે કે જ્યાં શરુઆત કરી હતી તેનું આજે હવે કંઈજ અવશેષ નથી, મીનવ-સંબંધોથી માંડીને આખાયે વિશ્વની વ્યવસ્થા પલટાઇ ગઇ છે, એ જમાનામાં એક ચીજ હતી પાલખી. મોટા ઘરની પાલખીઓ સુંદર રીતે શણગારાતી. પડદાવાળી પાલખીઓ વિના બહાર નીકળવાની ત્યારે સ્ત્રીઓમાં તાકાત જ ક્યાં હતી ? આજે કલકત્તામાંથી એ બધી પાલખીઓ ક્યાંય અદૃશ્ય થઇ ગઇ છે. તમે તો કદાચ એ પાલખીઓ જોઇ જ નહિ હોય ?'

'જોઇ કેમ ન હોય ? એ તો હજુ પણ ક્યારેક દેખાય છે.'

'ઓ એ રીતેને ! કલકત્તાના રસ્તા ઉપર પાલખી ચાલતી નથી જોઇને ! અરેરે ! તમે કેટલા બધા નવા જમાનાના છો એ જરા સમજાય તેમ કહોને ! મને તો કંઇજ યાદ નથી આવતું કે ક્યારથી કેટલા વખતથી તમને જોતો આવું છું. ઊભા રહો, હં, તમે તમારા પિતાની સાથે આવતા...'

'ભલા એ જવા દોને, એટલો હિસાબ કરીને શું કરવું છે, એ કરતાં કંઇક વાત જ કહોને–' મેં કહ્યું.

'ના, ના. સ્ત્રીઓને ઉમ્મરની ગણતરી ગમતી નથી...એ જમાનામાં તો આ રીતે સરકારી પાણીની વ્યવસ્થા ન હતી. ઘેર ઘેર ભિસ્તીઓ પાણી નાખી જતાં. નીચેના એક અંધારા ઓરડામાં વર્ષ આખાનું પીવાનું પાણી ભર્યું રહેતું. ગંગાજળ બરાબર યાદ છે કે મોટી મોટી માટીની કોઠીઓમાં એ ભરી રાખવામાં આવતું, એક અંધારા ને ઠંડાગાર ઘરમાં. એ ઘરમાં ભૂત થાય છે એમ સૌ કહેતાં, ઘણી યે દાસીઓએ ત્યાં કેટ-કેટલાયે ચિત્ર-વિચિત્ર ચહેરાના પાર વિનાનાં ભૂતો જોયાં છે, એમ સાંભળ્યું હતું.

(ક્રમશઃ)

### કાવ્ય કણિકાઓનાં અર્થ

(૧) મારી સમિપે ચિરંત પ્રશ્નની વેદી ચિરકાળનું મૌન ધરીને ઊભી છે, કો મૌન પહાડની જેમ, એ એક વિરાટ નિરુત્તર જ ન હોય તેમ ચિત્ત જ્યારે એનો સ્પર્શ પામે છે ત્યારે મારું માનસ ઘણાર જાણે એનું કો'- વરદાન પામે છે. વારંવાર એની સમિપે જઇને ઊભો રહું છું, ને ઘણીયે વાતો ઘણીયે ગીતો ગાઉં છું, પણ જાણું છું કે એનો ખરો વીણા તાર હું બજાવી શકયો નથી. એનાં સાચાં ગીતો હું ગાઇ શકયો નથી.

(૨) ધરતીનું પડ જરીક ખુલીને પોતાનું ગુહ્ય ગૃહ દેખાડે છે, જ્યાં દિવ્યધામનો આભાસ છે મર્ત્યના વક્ષે અમૃત પાત્રમાં એ ઢાંકેલું છે, ફાગણ વૃક્ષો પર જાદુ કરે છે અને પલ્લવ પેટે અરૂપનું રૂપ અંકાઇ જાય છે.

(૩) એનાં જ આહવાને મારો પ્રાણ ચંચળ થઇ ઊઠે છે અને એક અજબ સુર જાગે છે, જે પોતેજ પોતાનો અર્થ જાણતો નથી. ધૂળ-ધુસરીત અને વાંધા-વિઘ્નોને દૂર ઠેલતો એ સુર પોતે પોતાનાં ગાનમાં મસ્ત દૂર દૂર સરી જાય છે.

આ જોયું છે, જોયું છે એમ કહેવા ઇચ્છું છું, પણ એમ કહેવા જતાં કંઠ રૂંધાઇ જાય છે, ને એ



વાત હોઠે ચડતી નથી જે સ્પર્શાંતિત હર્ષ મારા હૈયામાં ઉછળી રહ્યો છે તેથી હું ધન્ય છું, પરંતુ એ હું કોને કહું?

(૪) દુઃખ સાંપડયું છે, દૈન્યે ઘેરાયો છું, રાત-દિવસ દુઃસ્વપ્નો જોયાં છે, માનવીનાં જીવનમાં માનવીએ જ વિષ ભેળવ્યું છે, એવું ઘણીવાર બન્યું છે. અને એથી જ તો સર્જનહાર મને કાને બધિર નથી કર્યો, બસુરને વૃળોટીને આ દિવ્ય સુર કોણ લાવે છે? ભિષણ કાળ-ઝંઝામાં યે ચિરંતન શાંત શિવ-વાણી સંભળાય છે.

(૫) જે જાણવાનું છે તે કોઈ કાળે, કયારે યે કંઈ જાણ્યું છે કે નહિ તે કોણ કહી શકે છે? સર્વપ્રાપ્તિની વચ્ચે યે અપ્રાપ્તિ પાછળ પાછળ ચાલી જ આવે છે. એ કોઇ અજાણનાં અભિસારે નીકળી ન હોય તે રીતે.

છતાં યે મન અકારણ આનંદે નૃત્ય-લીલામાં મત્ત થઈ ઊઠે છે. એ જ છંદમાં હું મુક્તિ પામીશ, અને મૃત્યુની વાટમાં જ મૃત્યુને પાર કરી જઈશ.

(૬) જીવનમાં જેટલું જાણ્યું છે એટલું જ બસ છે, એમાં મર્યાદા રહી હોય તો છો રહી. અખિલ વિશ્વમાં વ્યાપીને જે પોતાને જાણે છે એવું પ્રગાઢ સત્ય મારા પ્રાણમાં છે એ શું ઓછું છે?

(૭) એ જ છંદમાં હું મુક્તિ પામીશ, અને મૃત્યુની વાટમાં જ મૃત્યુને પાર કરી જઈશ.

(૮) દિવસને અંતે મૃત્યુના અવશેષે આ પ્રાણની કોઈ છાયા રહે છે કે નહિ તે જાણતો નથી. એ જ રીતે છેલ્લાં કિરણો અસ્ત રવિના દેશમાં કોઈ નવા રંગો ઉછાળી કંઇ નવી માયા સર્જશે કે કેમ તે પણ હું જાણતો નથી.



## આજે

આજે એકલવાયા જેવી આ જિન્દગી,
રચવાં નથી પ્રેમગીતો, કરવી નથી બન્દગી.
આજે એકલવાયા જેવી આ જિન્દગી.
ધરતીને અંકે હેત-વર્ષા જ્યાં છંટાતી,
વાયુને હાલરડે નીંદર હો ચોળાતી.
સુંદર સંપનાંએ લીધી સાચી દુનિયા ઠગી,
આજે એકલવાયા જેવી આ જિન્દગી.
અમૃત આપીને અમે વિષને વેચાતાં લીધાં,
રણઝણતા તારને વીણાથી વિખૂટા કીધા.
શત્રુ વિનાની શરમાણી મરદાનગી
આજે એકલવાયા જેવી આ જિન્દગી.
શબ્દો શોધે છે આજ ભટકાતા સૂરને,
સૂરો ભમે છે જોવા શબ્દોનાં પૂરને.
છિન્નભિન્ન થઈ સૌની સુન્દરતા આવગી,
આજે એકલવાયા જેવી આ જિન્દગી.

ઈન્દુલાલ ગાંધી

ધૂમકેતુ

[૭]

એક મહા પંડિતની કીર્તિ સાંભળીને એક રાજા એને મળવા ગયો. પંડિતની પાસે સમૃદ્ધિમાં તો પુસ્તકોના ઢગલે ઢગલા પડયા હતા. ઘણી ઘણી જ્ઞાનવાર્તા થઈ. અંતે રાજાને ઉઠવાનો વખત થયો ત્યારે એણે બે હાથ જોડીને કહ્યું: 'મહારાજ! હું જે પ્રશ્ન પૂછવા આવ્યો હતો એ તો રહી ગયો!'

પંડિતે કહ્યું: 'પૂછો, જવાબ દેવાય તેવો હશે, તો મારી શક્તિ પ્રમાણે જવાબ વાળીશ.'

રાજાએ પૂછ્યું: 'મને કેટલા'ય દિવસથી એક પ્રશ્ન મુંજવી રહ્યો છે. ઇશ્વર શું હશે? કયાં હશે? કેવો હશે?'

પંડિતે માથું ધૂણાવ્યું: 'મહારાજ! આ પ્રશ્ન ઉપર તો વિચાર કરવો જોઈએ. તમે આઠ દિવસ પછી આવો!'

રાજા તો આઠમે દિવસે પાછો આવ્યો: 'પંડિત મહારાજ! મારો પેલો સવાલ—એનો ઉત્તર આઠ દિવસ પછી આપવાનું તમે કહ્યું હતું. આઠ દિવસ થઇ ગયા છે!'

પંડિતે કહ્યું: 'એ સાચું મહારાજ! પણ મને હજી એનો ઉત્તર મળ્યો નથી. આઠ દિવસ પછી પધારો!'

બીજા આઠ દિવસ પણ જોત જોતામાં વીતી ગયા. રાજા પાછો હાજર થઇ ગયો.

પંડિતે માથું ધૂણાવ્યું: 'મહારાજ! હજી બીજા આઠ દિવસ!'

એમ કરતાં કરતાં તો છ મહિના વીતી ગયા. પણ રાજાને હજી એના સવાલનો જવાબ મળતો નથી. એક વખત તો રાજાએ કહ્યું: 'મહારાજ! હવે તો તમારે ઉત્તર વાળવો જ પડશે અમારી ધીરજ હવે ખૂટી ગઈ છે!'

પંડિતે બે હાથ જોડીને કહ્યું: 'મહારાજ! બીજી બધી બાબતમાં તો હું તમારા કરતાં બે આંકડા વધુ જાણતો હઈશ, પણ ઇશ્વરની બાબતમાં તો હું ને તમે બન્ને સરખા છીએ! ઇશ્વર જ્ઞાનનો સમુદ્ર છે, એને હું મારા ખોબા જેટલા જ્ઞાન વડે માપવા બેસું તે માપમાં આવે ખરો?

પણ ઈશ્વર શું છે, એનો વિચાર કરતાં કરતાં, મને જે સૂજ્યું છે તે તમને કહું છું. ઇશ્વર શું છે, એમ વિચાર કરવાથી તો ઈશ્વરનો પત્તો લાગે તેમ નથી. ઇશ્વર શું નથી? એવો સવાલ તમે તમારી જાતને પૂછયા કરો, કોઇક દિવસ એમાંથી ઇશ્વર શું છે, એનો પત્તો મળશે! આનાથી વધુ તો મેં કાંઇ જાણ્યું નથી.!'

[૮]

એક વખત પંડિતોની સભામાં એક પરદેશી પંડિતે સવાલ નાખ્યો કે એવું શું છે જે માત્ર માણસ જ કરી શકે ને ઇશ્વર ન કરી શકે.

પંડિતો તો વિચારમાં પડી ગયા. ઇશ્વર તો બધું કરી શકે. પણ આ સવાલમાં તો ઉંધી જ વાત હતી. માણસ કરી શકે, પણ ઈશ્વર ન કરી શકે, એવી તે કેવી વાત?

વિચાર તો આડાઅવળા બહુ કરે છે, પણ કોઇ વાતે ગડ બેસતી નથી.



છેવટે વિચાર કરી કરીને સૌ થાકયા. પેલા પરદેશી પંડિતને કહ્યું : 'અમને તો કાંઈ સમજણ પડતી નથી. ઇશ્વર ન કરી શકે ને માણસ કરી શકે એવી તો કોઇ વાત નજરે ચડતી નથી !'

'કેમ? આનો ઉત્તર તો સાવ સહેલો છે. ઈશ્વર એક વસ્તુ કરી શકતો નથી. પાપ. એ તો માત્ર માણસનું મન જ કરી શકે છે !'

[ ૯ ]

એક વખત પાટણના મહારાજ સધરાજેસંગે પોતાની વિદ્વાનોની સભામાં સવાલ નાખ્યોઃ 'સૌથી સારામાં સારો ધર્મ કયો ?'

વિદ્વાનો તો પડી ગયા વાદવિવાદમાં. દરેક પોતપોતાનો ધર્મ સારો ઠરાવવા માંડયા. મહારાજનું મન તો ચગડોળે ચડયું. કોઇની વાત ખોટી લાગતી નથી. અને મનનું સમાધાન પણ થાતું નથી.

એમણે તો મહામુનિ હેમચંદ્રને બોલાવ્યા. કહ્યું : 'મહારાજ ! તમે વિદ્વાન છો. મારી શંકાનું સમાધાન કરો. સૌથી સારામાં સારો ધર્મ કયો ?'

હેમચંદ્રે કહ્યું : 'મહારાજ ! તમને એક જૂની કથાવાર્તા કહું, એમાંથી તમારા સવાલનો જવાબ મળી રહેશે.

ગૌડ બંગાળ દેશમાં એક બાઇને કુમતિ સૂઝી. પોતાનો ધણી પોતાના કહ્યામાં રહે એવું જાદુ કરવાનું એને મન થઈ આવ્યું. એક જાદુગરે કાંઇક ઔષધ દીધું. એનો ધણી તો બળદ થઈ ગયો. હવે બાઇને સૂઝયું કે આ તો ભારે થઇ ! પણ રાંડયા પછીનું ડહાપણ શું કામનું ?

એક વખત શંકર પાર્વતી વિમાનમાં ફરે- એમણે આ બાઈને રડતી જોઇ. પાર્વતીએ કહ્યું : 'ભગવાન ! આ બાઈનું દુઃખ દૂર કરોને !'

શંકરે કહ્યું : 'જે ઝાડ નીચે એ બેઠી છે, એ ઝાડની છાયા અત્યારે જેટલા વામાં પડે છે, એટલા વામાં એક ઔષધી છે. એ જો આ બળદ ચરે તો પાછો પુરુષ થઇ જાય !'

બાઇએ આ સાંભળ્યું. ઔષધનું નામ નિશાન તો કાંઇ હતું નહિ ! પણ એટલી જગ્યાનું તમામ ઘાસ એ બળદને ચરાવવા માંડી !

એમ કરતાં કરતાં એક દિ પેલા બળદના ચરવામાં પેલું ઔષધ આવી ગયું ને બળદ પાછો પુરુષ થઇ ગયો !

આમાં મહારાજ ! સમજવા જેવું છે. કયો ધર્મ સારો એ આપણને ખબર ન પડે તો કાંઈ વાંધો નહિ. પેલી બાઇને પણ ખબર ન હતી કે કયું ઔષધ સારું કરશે. પછી એણે જેમ બધા ઘાસનું સેવન કરાવ્યું, તેમ આપણે, બધા ધર્મને સારા સમજવા. એમાંથી એક દિવસ સાચા ધર્મની ખબર પડી જાશે !

મારો ધર્મ સારો એમ, જે માણસ બોલબોલ કરે છે, એને માટે તો પોતાનો કે પારકો કોઈ ધર્મ સારો નથી !

[ ૧૦ ]

એક વખત એક આંધળો માણસ અંધારી રાતે ફરવા નીકળ્યો. એના ખભા ઉપર એક કુંજો એને લઇ જવાનો હતો. એક હાથે કુંજાને પકડીને, બીજા હાથમાં ફાનસ રાખીને એ ચાલી રહ્યો હતો !





રસ્તે ચાલતાં ચાલતાં એક માણસ સામો મળ્યો. એને આ વાતની નવાઈ લાગી. આ આંધળો માણુસ દેખતો તો છે નહિ, ફાનસ રાખે તોય શું ને ન રાખે તોય શું?

એણે મશ્કરી કરી: 'અલ્યા એ આંધળા! તું દિવસે દેખતો નથી ને રાતે આ ફાનસ તને દેખાડી દેશે? ફાનસથી તું શું દેખવાનો હતો?'

આંધળાએ ગુસ્સો કર્યા વિના શાંતિથી જવાબ વાળ્યો: 'એ ફાનસ મારા જેવા માટે નથી. તમારા જેવા માટે છે. મારી સાથે એ અંધારામાં ભટકાવાના ને મારો કુંભો તોડી નાખવાના. આ ફાનસ મેં એવા સાચા આંધળા માટે રાખ્યું છે!'

પેલો તો ચૂપ જ થઇ ગયો. શું બોલે?

[ ૧૧ ]

એક ગવૈયો હતો. પોલાંડ દેશનો એના દેશ ઉપર આફત આવી. જર્મનોએ ચડાઇ કરી. એનું ઘર નાશ પામી ગયું. એને કેદમાં નાખ્યો. ગવૈયો છે એમ ખબર પડી. એટલે દુશ્મનસૈનિકોની પાસે ગાવા માટે લઈ ગયા.

બુઝર્ગ નેવું વરસના એ ગવૈયાએ પોતાનું ગીત દુશ્મનો માટે નથી એમ ચોખ્ખું સંભળાવી દીધું.

ગાવાની ના પાડી દીધી. કાંઈ પરાણે ગળામાંથી ગાણું નીકળે?

લડાઈ પૂરી થઈ ગઈ. દેશમાં ફરીને શાંતિ થઇ. પણ લોકોમાં હજી ઉત્સાહ આવ્યો ન હતો. સારા દિવસ આવશે એવી આશા પ્રગટી ન હતી બધે નિરાશા હતી. દુઃખ હતું. દિલગીરી, આંસુ ને વેદના હતાં. એ વખતે એ બાણું વરસના બુઝર્ગ ગવૈયાએ પોતાનું જૂનું વાજિંત્ર કયાંકથી ગોતી કાઢયું. બાણું વરસના ડોસાને મન થઈ આવ્યું કે, મારો દેશ આજે હતાશ થઈ ગયો છે, એને મારા ગાણાથી ફરીને નવી જુવાની આપું. એને જાગતો, થનગનતો, અને કામ કરતો કરી મૂકું.

અને એણે પોતાનો કંઠ ફરીને લોકોમાં વહેતો મૂકયો!

બાણું વરસે ડોસો ગાવા બેઠો!

પોતાના દેશનું ગૌરવગીત ગાવા બેઠો!

અને થોડા વખતમાં તો દેશને એક છેડેથી બીજે છેડે નવું જીવન જાણે પ્રગટયું.

આ બાણું વરસના ડોસાનું નામ, લડવીક્ સોહસકી.

[ ૧૨ ]

એક મુસાફરને મુસાફરી કરતાં કરતાં થાક લાગ્યો. તરશ તો એવી લાગી કે ન પૂછો વાત! એવામાં એક ઝરણું એણે જોયું. ધરાઈને પાણી પીધું. પણ પોતાને ઠીકાઠીક થાક લાગ્યો' તો, એટલે પાણી પણ અમૃત જેવું લાગ્યું. એના મનમાં આવ્યું કે આવું અમૃત, જેવું પાણી આંહી છે એ દેશના રાજાને ખબર પડે તો સારૂં! એટલે થોડુંક પાણી રાજા માટે ભરી લીધું!

રાજદરબારમાં પહોંચીને વાત કરી. રાજાને પાણી આપ્યું. રાજા ઘણો જ ચતુર હતો. વાતને સમજી ગયો. આને પોતાને થાકને લીધે આ અમૃત જેવું લાગ્યું છે, બાકી તો પાણી જેવું પાણી છે!

કોક દરબારી એની મશ્કરી કરવા જાતો' તો, એને એણે રોકયો. બીજો સવાલ પૂછવા

જાતો' તો એને પણ રોકી લીધો. કોઇક કોઈકને પાણી ચાખવાનું મન થઈ આવ્યું હતું. એમને પણ રોકયા.

એણે તો મુસાફરને ઈનામ આપી રવાના કર્યો. આવું સરસ પાણીનું સ્થળ બતાવવા માટે ઉપકાર પણ માન્યો.

એના ગયા પછી બધા દરબારીઓ હસી પડયા: 'અરે! મહારાજ! આ પાણી જેવું પાણી છે! એમાં શું આવી ગયું છે તે તમે આટલી આટલી એની માવજત કરી?'

રાજાએ જવાબ વાળ્યો: 'જો તમે આવું જ વલણ રાખશો, તો તમારા દિ હવે ભરાઈ ચૂકયા છે એમ સમજજો. એને થાકને લીધે પાણી પણ મીઠું લાગ્યું. પણ એ બીજાને બતાવતું એવો. એને વિચાર આવ્યો એ શું થોડી વાત છે? મારે એ વાત જોવાની હતી. ભગવાને મને આ ઉંચે બેસણે બેસાર્યો છે, એનો અર્થ એટલો કે માણસ એના દિલમાં શી રીતે વાતને વિચારે છે, એ મારે જોવું જોઈએ. જ્યારે હું એમ ન કરી શકું ત્યારે તો ભગવાન પાસે હું માગું છું કે એ મને ઉઠાવી લ્યે! શોભાના રાજા થાવા કરતાં તો ભિખારી થાવું સારું!'

દરબારીઓ તો રાજાની આ સમજ જોઈને ચૂપ જ થઈ ગયા.

[ ૧૩ ]

ભગવાનનાં અનેક રૂપ છે. એમાંથી જેને જે ઠીક પડે તે ઉપાડી લ્યે. પણ અજ્ઞાન માણસો તો એ રૂપ ઉપર લડાઇ કરતાં જ થાકતાં નથી. એ વિષે શંકરાચાર્ય ભગવાનની એક વાત યાદ રાખવા જેવી છે.

માતાને વચન આપ્યું હતું કે જ્યારે સંભારશો ત્યારે હાજર થઇશ. એટલે મરણ-પથારી ઉપર પડેલાં માતાએ સ્મરણ કર્યું ને શંકરાચાર્યજી હાજર થઈ ગયા! સંન્યાસી તો કોઇને ચરણે બેસે નહિ. પણ માતા પાસે તો ચરણે માથું મૂકીને એ બેઠા!

માતાને થયું કે દેશ આખામાં આના જેવો કોઇ જ્ઞાની નથી એણે તો ઠેકાણે ઠેકાણે જ્ઞાનની પરબ માંડી છે. શંકરાચાર્યને કહ્યું કે મને પણ તું કાંઇક જ્ઞાન આપ કે જેથી ભગવાન વિષે મારી દિલમાં અજવાળું પ્રગટે!

મહાજ્ઞાની પુત્રે તો જ્ઞાનની વાત માંડી! પણ એમાં તો એવી એવી ઊંચી વાત આવે કે માતાને કાંઇ સમજણ પડે નહિ!

પછી પોતે જ્ઞાનની વાત મૂકી દઇને માતા સમજી શકે તેવી શંકરભગવાનની સ્તુતિ આદરી!

પણ માતાને તો ભગવાન શંકરના એ રૂપની ઝાંખી કાંઇ હૃદયમાં બેસે નહિ!

ત્યારે વિષ્ણુભગવાનનું રૂપ વર્ણવવા માંડયું! અને એ રૂપની માતાને ઝાંખી થઈ ને પ્રસન્ન પ્રસન્ન થઇ ગયાં!

ત્યારે જ્ઞાનની વાતો આવી છે. કોઈને કોઈ રૂપ ગમે ને બીજાને બીજું રૂપ ગમે. ભગવાનને નામે જે લડાઈ કરે છે એના જેવા નરાધમ બીજા કોઈ જ નથી. ભગવાનને નામે તે પ્રેમ કરવાનો કે લડાઇ કરવાની?



૧૮૫૭ના લોકક્રાંતિના એક અવિસ્મરણીય આગેવાન

# રાજા કુંવરસિંહ

વિજયશંકર મં. ભટ્ટ

શાહજહાનના સમયમાં કુંવરસિંહના પૂર્વજોને રાજાનો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો. કુંવરસિંહ બિહારમાં આરા જિલ્લાનો કુલીન જમીનદાર હતો. જાતનો તે રજપુત હતો. ૧૮૫૭ ની પ્રભાવશાળી વ્યક્તિઓમાંનો તે એક હતો. '૫૭ માં તેનું વય ૮૦ વરસનું હતું. આરાની નજીક આવેલું જગદીશપુર તેનું નિવાસસ્થાન હતું. અહીં પોતાના મહેલ પાસે એણે એક સુંદર દેવાલય બંધાવ્યું હતું. લગભગ બધા યે બળવાના સૂત્રધારોની માફક એના જીવનની વિગતવાર હકીકત મળતી નથી. પણ લોકવાયકા એવી છે કે, બાળપણથી જ એને મર્દાનગી રમતગમતનો શોખ હતો.ભણવાગણવાનું રૂચિકર નહોતું.

-તેના જન્મકાળ સમયે અંગ્રેજોની સત્તા બંગાળ-બિહારમાં જામતી જતી હતી. પહેલો અંગ્રેજ ગવર્નર જનરલ હેસ્ટીંગ્સ સત્તારૂઢ બન્યો હતો અને હિન્દમા તેણે અનેક કાવાદાવાના પાસા ફેંકવા માંડ્યા હતા. કુંવરસિંહના પિતાનું નામ શાહજાદસિંહ. મુગલાઇ છિન્નભિન્ન થઇ તે કાળ અગાઉથી જમીનદારો સમૃદ્ધ બનતા આવ્યા હતા. મોગલોના સમયમાં સરકારી તીજોરીમા અવારનવાર ભરણું કર્યા બાદ આ જમીનદારો પોતાની જાગીર અને પ્રજાના સ્વતંત્ર માલીક હતા. કંપનીનુ રાજ સ્થપાયા બાદ ધારાધોરણોનો કડકપણે અમલ થવા લાગ્યો અને સરકાર સારાની રકમોની વસૂલાત પૂરેપૂરી લેવાની શરૂ થઇ. વધુ સારી રાજવ્યવસ્થાને નામે જમીનદારોની સ્વતંત્રતા નષ્ટ થવા માડી.

બિહારી રિવાજ મુજબ કુંવરસિંહને બધા બાબુ કુંવરસિંહને નામે પિછાણતા. આમ તો બાબુને પિતા તરફથી સારી સંપત્તિ મળી હતી. શાહજાદસિંહને ચાર દીકરા હતા તેમા બાબુ કુંવરસિંહને જમીનદારીમાં બાર આની ભાગ આપી બાકીની ચાર આની ત્રણ પુત્રો દયાળસિંહ, રાજપતિસિંહ અને અમરસિંહને આપી હતી. જૂના કાળની જમીનદારીમા ઉછરેલા આ ગૃહસ્થોના કારભારમા ધીરેધીરે અવ્યવસ્થાએ પગપેસારો કર્યો. પલટાતા સમયનાં એંધાણ તે પારખી શક્યા નહિ જૂના સમયની કુલીનતામાં રહેલા સદ્ગુણો પણ દુર્ગુણોની માફક કારી નીવડે છે એ ભાન તેમને રહ્યુ નહિ. કુંવરસિંહની ઉદારતા પ્રસિદ્ધ હતી ખર્ચ ઉપર અંકુશ નહોતો. હાલમાં પણ સંયુક્ત કુટુંબોમાં બને છે તેમ બાપીકી મિલ્કતમાંથી ખર્ચ કાઢવાનો દરેક જણ પોતાનો જન્મસિદ્ધ હક સમજતો અને તે પ્રમાણે વર્તન રાખતો. આમ અવ્યવસ્થા, ગેરવહીવટ-અને ઉદારતાને પરિણામે બાબુને વ્યાજે પૈસા લેવાની ફરજ પડતી. આથી તેનું દેવુ વધતું ચાલ્યું.

જગદીશપુરની આસપાસ ગાઢ જંગલ હતું. આ જંગલમાં ઇમારતી લાકડાંનો તોટો નહોતો. એમાંથી ઉત્પન્ન પણ સારી પેઠે થાય તેમ હતું. પણ કુંવરસિંહ આ વનમાંનું એક પણ ઝાડ કાપવા દેતો નહિ આ જંગલમાં તે શિકારની મોજ માણતો.

આ સ્વતંત્ર મનમોજી બાબુની પ્રતિભા અને શૌર્યનો પ્રભાવ બિહારવાસીઓ ઉપર ઠીક પડ્યો હતો. તેની શેહ એટલી બધી હતી કે, જ્યારે તે બહાર નીકળતો ત્યારે તે સમયના રિવાજ મુજબ રસ્તાની બન્ને બાજુ લોકોની હાર બંધાઇ જતી અને તેઓ ઝૂકીને સલામ કરતા. દુકાનદારો બાબુના માનમાં ઊભા થઈ જતા. તેની હાજરીમાં કોઇ તમાકુ સુંઘી શકતું નહિ. તે અંગ્રેજોનો સાચો સહાયક હતો અને તેમને મુશ્કેલીઓને પ્રસંગે મદદ પણ કરતો હતો.

૧૮૫૭ ની શરૂઆતથી જ આખાયે બિહારમાં ગંભીર પ્રકારની ઠીલચાલ ચાલુ થઈ ગયેલી હતી. વહાબીપંથના મુસ્લિમો ગુપ્ત યોજનાઓ ઘડી રહ્યા હતા. સિપાઇઓ ધર્મનાશના ભયે ક્યારે વિફરી બેસશે તેની ખાત્રી નહોતી. આ અરસામાં આરાના મેજીસ્ટ્રેટે સ્થાનિક જેલમાં માટીના વાસણોમાં કેદીઓને ખાવાનું આપવાનું ફરમાન કાઢ્યું. માટીનાં વાસણ એકવાર વાપર્યા બાદ ફેંકી દેવામાં આવે છે એ હકીકત મેજીસ્ટ્રેટના ધ્યાનમાં રહી નહિ. ઉતર

હિન્દમાં હાલ પણ એ જ પ્રથા ચાલુ છે. માટીનાં બટેરાંમાં ચાહ પીધા બાદ ફેંકી દેવામાં આવે છે. આવાં માટીનાં બટેરાં ધોઈ નાંખી ફરી વાપરવાનો હુકમ છૂટતાં હિન્દુ કેદીઓ રોષે ભરાયા અને હુકમનો ભંગ કરવા તત્પર થયા. આ કટોકટીની વેળાયે બાબુ કુંવરસિંહની મદદ માગવામાં આવી. કુંવરસિંહે જ્યારે કેદીઓને આશ્વાસન આપ્યું કે, માટીનાં વાસણને ધોઇ નાખ્યા બાદ ફરી ઉપયોગમાં લેવા બદલ તેમને કોઈ જ્ઞાતિ બહાર મૂકી શકશે નહિ ત્યારે જ કેદીઓએ તેમ કરવા કબૂલ્યું. અંગ્રેજ મેજીસ્ટ્રેટ બાબુની સહાય વિના આ બાબતમાં કદી સફળ થાત નહિ.

બાબુની ઉદારતા બેનમૂન હતી. તેના મહેલ પાસે એક સુંદર બાગ હતો. આ બાગમાં ફુલછોડ એટલા બધા હતા કે જાણે ફુલની ચાદર બિછાવી હોય એવો દેખાવ બની જતો. કોઇ બ્રાહ્મણ દેવપૂજા અર્થે આ બાગમાંથી ઘણાં ફુલ લઇ જતો. બાબુને આ ગમતું નહિ પણ ફુલ દેવને અર્થે જતાં હોવાથી તેનું ભાવિક દિલ બ્રાહ્મણને ફુલ ચુંટતાં અટકાવી શકતું નહોતું. આથી એણે બાગમાંથી એક વીઘા જેટલી જમીન તે બ્રાહ્મણને દાન કરી દીધી. આમ ગરીબ બ્રાહ્મણ કુટુંબને જમીન મળી અને તેનું બ્રહ્મકર્મ તથા જીવનનિર્વાહ સરળતાથી ચાલવા લાગ્યો.

બાબુમાં મનુષ્ય સ્વભાવ પારખવાની અદ્ભુત શક્તિ હતી. પોતાને શરણે આવેલાને આશરો આપી દુઃખમુક્ત કરવો જોઇએ એમ તે સદૈવ માનતો. રણદલનસિંહ નામનો ગુરખો ખૂન કરીને બાબુને શરણે આવ્યો. ગુરખાએ પોતાની ગલતી કબૂલ કરી. જૂના કાળના એકવચની, વિશ્વાસુ, નિર્ભય અને ઉદારચિત્ત રજપુતની માફક બાબુએ તેને આશરો આપ્યો. મનુષ્ય સ્વભાવને જેમ બુરું કરવાની સ્વતંત્રતા છે, તેમજ તે સ્વભાવને સુધરવાની પણ શક્યતા છે એ સિદ્ધાંત બાબુના ધ્યાનમાં હોવો જોઇએ. આ ગુરખો સમય જતાં તેનો સાચો સલાહકાર નીવડ્યો.

બાબુની પ્રતિભા અને પ્રતાપ આગળ એકલા બિહારીઓ નમતા એ તો ઠીક પણ અંગ્રેજોય તેનું વેણુ સ્વીકારતા. ઉજ્જનથી કેટલાક રજપુતો શાહબાદ આવી વસ્યા હતા. તેમના વંશજોમાં ડુમરાવના રાજવંશીઓ જાણીતા છે. આ રજપુતોનું કુળ ઊંચા પ્રકારનું ગણાતું. બાબુની સાથે આ રાજવંશીઓને ગાઢ સંબંધ હતો. એક પ્રસંગે પટણાના કમિશનરે કામ પ્રસંગે સભા બોલાવેલી. તેમાં ઘણા કુલીન જમીનદારો હતા. આ સભામાં બાબુ કુંવરસિંહ ડુમરાવના રાજા સાથે આવી પહોંચતાં પહેલી ખુરસી બીજા કોઇ જમીનદાર માટે જોઈ તેને ગુસ્સો ચઢયો. આવું અપમાન ગળી જાય એવો એ નહોતો. બાબુએ અમલદારોનું ધ્યાન આ બાબત દોર્યું અને સમજાવ્યા કે, પહેલી ખુરસી ડુમરાળના રાજાને મળવી જોઇએ.

આવો ખેલદિલ, કુલાભિમાની, ઉદાર રજપુત જે પટણાના કમિશનર ટેલરનો મિત્ર હતો તે બળવાને પ્રસંગે ઉત્તરાવસ્થામાં વિફરી બેઠો. તેમાં અંગ્રેજ ગુમાખી અને બેઈમાનીએ સારી પેઠે પોતાનો ભાગ ભજવ્યો છે. હિન્દમાં અંગ્રેજોનો પગપેસારો અને પ્રભાવ તેમની બેઇમાનીની સંખ્યાબંધ કથાઓ પૂરી પાડે છે એ આપણે આ ખંડમાં વિચાર્યું છે.

આવો ઉદાર રજપુત રાજા ધીરેધીરે દેવામાં ડુબતો જતો હતો. આમ છતાં તેની શાખને બટ્ટો લાગ્યો નહોતો. તેની ઇમાનદારીમાં દરેકને દૃઢ વિશ્વાસ હતો. તેની જમીનદારી મામૂલી નહોતી. પણ જે વેપારીઓએ તેને પૈસા ધીરેલા તે તો વ્યવહારદક્ષ વાણિજ્યવૃત્તિપ્રધાન આદમીઓ હતા. કથાકીર્તનમાં ઉદારચરિત મહાત્માઓના આખ્યાનો આવે ત્યારે સહૃદયતા અને સહાનુભૂતિ દર્શાવતા પણ વ્યવહારમાં **स्पष्ट वक्ता सुखी भवेत्** એ સૂત્ર અનુસરતા. વળી કેટલાકે તો રકમ ધીરતી વેળાયે જ બાબુની કેટલીક જાગીર પોતાને હાથ પચી જાય એવી સ્વભાવિક ઈચ્છાપણ સેવી હોય તો નવાઈ નહિ. ધીરધાર કરનાર સજ્જનોની બાજ દૃષ્ટિ જે દેવામાં ડૂબ્યો હોય છે એની મિલકત ઉપરજ રહે છે અને દેવાદાર એનાં કૃત્યોથી વધુને વધુ દેવાના ભાર તળે ડુબતો જાય એવી તેમની નેમ હોય છે. પણ આ વૃત્તિ જ્યાં





દેવાદારની મિલકત સદ્ધર હોય ત્યાં રહે છે. બાબુ કુંવરસિંહ પણ આ પ્રમાણે લેણદારોની નાગચૂડમાં ભરાયો હતો. તેના ઉપર દાવો માંડવામાં આવ્યો. આખરે તેની જમીનદારી હરરાજ કરવાનો હુકમ છુટયો

આમ છતાં લેણદારોએ તુરતાતુરત હરરાજી કરવાની ઈચ્છા દર્શાવી નહિ. બાબુનો પ્રતાપ એમને ડારતો. વળી અંગ્રેજ અમલદારો સાથે બાબુને ઠીક લાગવગ હતી. બિહારનો કમિશ્નર ટેલર એનો મિત્ર હતો અને એની ગણના વફાદાર અને રાજનિષ્ઠ સજ્જન તરીકે થતી. બાબુ કુંવરસિંહ દરેક રીતે અંગ્રેજ સત્તાને મદદગાર નીવડે એવો છે એમ ધારી બિહારની સરકાર એની જમીનદારી બચાવી લેવાના પ્રયાસ કરી રહી હતી. આ અરસામાં બાબુએ વીસ લાખ રૂપિઆ મેળવવાનો પ્રબંધ કર્યો અને પોતાની જમીનદારીની આવકમાંથી આ દેવુ પાછું વાળવાનો હુકમ જિલ્લા કલેકટર પાસે મેળવી લીધો. લેણદારોનાં દેવાં પતાવી નાંખવાની પણ યોજના ઘડવામાં આવી. આમ વીસ લાખ રૂપિઆ જેટલી મોટી રકમનું દેવું ક્રમશ: ભરપાઈ કરી ઋણ મુક્ત થઈ જવાનાં સ્વપ્ના બાબુ સેવી રહ્યો હતો પણ— **मनसा चिन्तितं कार्यं दैवमन्यत्त चिन्तयेत्।** એ ન્યાયે એની ધારણા બર આવી નહિ મહેસુલી સત્તાધીશે કમિશ્નર મારફત બાબુને લખી દીધુ: 'જો એક માસમા બધા પૈસા નહિ મળે તો રેવન્યુ બોર્ડ સરકારને તમારી જમીનદારી સાથેનો બધો સંબધ છોડી દેવાની સલાહ આપશે. ત્યારબાદ સરકાર તમારી જમીનદારી સંબંધનું કોઇ પણ કરશે નહિ'

બાબુ કુંવરસિંહ આ જવાબથી હતાશ બન્યો. તેની રાજનિષ્ઠાના પાયામાં ઘા કરવામાં આવ્યો હોવા છતાં તે અડગ રહ્યો. કમિશ્નર ટેલરે બોર્ડનો નિર્ણય ફેરવવા અથાગ શ્રમ લીધો, લેફટેનન્ટ ગવર્નરને તેણે આ બાબત એક ખાનગી કાગળ લખ્યો પણ હુકમમાં કાંઇ ફેરફાર થયો નહિ.

આમ તેની રહીસહી આશાઓના ચૂરા થઈ ગયા. દેવાના બોજાથી દબાયલી પોતાની સંપત્તિ લીલામ થશે એ વિચારથી એ મૂઢ બની ગયો. અંગ્રેજ રાજસત્તાની તુમાખી, અવિચારીપણું અને બેઈમાનીનું તેને પ્રત્યક્ષ દર્શન થયું.

વળી તેનું સાંસારિક જીવન કેટલાયે સમયથી ખોટકાઇ પડયું હતું. તેનો એકનો એક પુત્ર દલભંજનસિંહ વીરભંજન નામનો ગાંડા જેવો પુત્ર મૂકી મૃત્યુ પામ્યો હતો. બાબુને ભાઈભત્રિજાનો પરિવાર હતો પણ પુત્ર મરણની યાદી તેના દઢ મનોબળને પણ હચમચાવી નાંખતી, આમ વૃદ્ધાવસ્થામાં તેને ચોમેર બાજુથી નિરાશા અને નિષ્ફળતાએ ઘેરી લીધો હતો છતાં તેના સ્વાભાવિક વર્તનમાં લેશ માત્ર ફરક પડયો નહોતો.

૧૮૫૭ના જુનની ૧૪મી એ કમિશ્નર ટેલરે સરકારને જણાવ્યું હતું: "ઘણા લોકોએ મને જમીનદારો વિરૂદ્ધ અને ખાસ કરીને કુંવરસિંહ વિરૂદ્ધ લખી જણાવ્યું છે પણ કુંવરસિંહ સાથે મારે એવો ગાઢ સંબંધ છે કે, હું તે માનવા તૈયાર નથી." આ પત્ર બાદ ૮ મી જુલાઇએ કમિશ્નરે ફરી લખ્યું :

"કુંવરસિંહ ન કરી શકે તેવું આ દુનિયામાં કાંઇ નથી. પરંતુ અત્યારે તે નિરાધાર છે. મારા ઉપર અનેકવાર× પોતાની રાજનિષ્ઠા દર્શાવનારા પત્રો એણે લખ્યા છે." કુંવરસિંહના જીલ્લા કલેકટરે પણ એની રાજનિષ્ઠા બાબત સંતોષ વ્યક્ત કર્યો હતો.

આમ સત્તાવનનો દાવાનળ સળગી ઊઠયા બાદ કુંવરસિંહે કાંઇ પગલું લીધું નહોતું. તેના બન્ને સલાહકારો રણદલનસિંહ અને હરેકૃષ્ણસિંહ કુંવરસિંહને બળવાનું સુકાન હાથમા લેવા આગ્રહભરી વિનંતિ કરી રહ્યા હતા. આ અરસામાં કમિશ્નર ટેલરને પણ તેના સલાહકારો વિનવી રહ્યા હતા; "કુંવરસિંહ કયારે ફરી બેસશે તેની શી ખાત્રી? આવો પ્રતિભાશાળી રાજા જેવો જમીનદાર બળવામા પોતાનો સાથ આપશે તો ઘણી ખાનાખરાબી થશે. કાશીથી કલકત્તા

× Kaye : Sepoy war : Vol III P. 98.



સુધીનો પ્રદેશ જોખમાઇ જશે; અને જનસમુદાય આ વૃદ્ધ પણ નિર્ભય અને ટેકીલા જમીનદારની હાકલ સાંભળી સફાળો સચેત બની જશે તો આપણા હાલ બૂરા થશે. આથી જેમ પટણાના ત્રણ મૌલવીઓને શરૂઆતમાં જ યુક્તિસર અટકમાં લઇ લીધા તેવી રીતે કુંવરસિંહને કબજામાં લઈ લેવો જોઈએ. આમ સલાહ મળી રહી હતી એટલામાં એક નજીવો પ્રસંગ બની ગયો અને ટેલરનો સંશય વધુ ગાઢ બન્યો.

દાનાપુરના સિપાઇઓ નવા કારતૂસો લેવાની ના પાડવાથી ટેલરે કુંવરસિંહ તેમજ ડુમરાવના રાજાને બોલાવ્યા અને સિપાઈઓને સમજાવવાનું કહ્યું. આ સિપાઇઓ પોતાના પ્રદેશના ન હોવાથી પોતાની લાગવગ અસરકારક નહિ નીવડે એમ કુંવરસિંહે સ્પષ્ટ જવાબ આપ્યો. આવા જવાબથી ટેલર વહેમાયો અને મિત્ર મટી શત્રુ બન્યો.

આ પરિસ્થિતિમાં અમલદારો કુંવરસિંહની બરોબર તપાસ રાખવા લાગ્યા હતા. આ વૃદ્ધ જમીનદાર વિરૂદ્ધ સારી પેઠે ફરિયાદો થવા માંડી હતી. તે આધારે એના આરાના મકાનની ઝડતી લેવામાં આવી, પણ તેમાંથી કાંઇ વાંધાભર્યું મળી આવ્યું નહિ. આથી પણ ટેલરનો વહેમ દૂર થયો નહિ. ગયાના કલેક્ટર મની એ કુંવરસિંહ સાથે સારું વર્તન રાખવાનું જણાવ્યું હતું: ' જો કુંવરસિંહ જેવા શક્તિમાન જમીનદાર ઉપર શંકા આણવામાં આવે અને તેને છંછેડવામાં આવે તો કદાચ સરકાર વિરૂદ્ધ પડે અને બીજા પણ તેનો દાખલો લે એ સ્વાભાવિક છે. આરાના મેજીસ્ટ્રેટ વેક પણ આજ પ્રકારનો અભિપ્રાય આપ્યો હતો.* આવી સાવચેતીની સલાહનો સદુપયોગ કરવાને બદલે ટેલર મિત્રદ્રોહ કરવા તત્પર થયો. કુંવરસિંહને પટણા તેડી લાવવા સૈયદ આઝીમુદ્દીન હુસેન નામના ડેપ્યુટી કલેક્ટરને તેણે મોકલ્યો. આ સૈયદ કુંવરસિંહનો મિત્ર હતો. પોતાના મિત્ર પાસેથી ટેલરનો મનોભાવ જાણી કુંવરસિંહ ખિન્ન બની ગયો. કંઇક બહાનું કાઢી એણે પટણા જવાનું મોકુફ રાખ્યું.

આમ બળતામાં ઘી હોમાઈ રહ્યું હતું. આ તાકડે તેના બન્ને સલાહકારો દગાબાજ બેઈમાની અંગ્રેજોથી ચેતીને ચાલવા તેને સંબોધી રહ્યા હતા. બન્ને તેને કહેવા લાગ્યા; " તમારી રાજનિષ્ઠાનો નતીજો નીરખ્યો ! આજસુધી તમે કંપની સરકારના હિતમાં કેટલી સેવા આપી રહ્યા છો ! જેલમાં કેદીઓ બેદિલ બની એકસંપી બન્યા ત્યારે તમે તેમને શાન્ત કરી અંગ્રેજોને ચિન્તામુક્ત કર્યા. કંજૂસ અંગ્રેજ અમલ દરમિયાન શું ધાતુ પાત્રોની એવી તંગી થઇ ગઇ હતી કે, માટીના બટેરાં વાપરવાનું ફરમાન જેલમાં કાઢવામાં આવ્યું ! બળવાની શરૂમાં આરાથી પટણા તીજોરી લઇ જવામાં તમે એકનિષ્ઠાથી મદદ કરી હતી, પણ બેવફા, બેઈમાની અંગ્રેજે તેનો બદલો શું વાળ્યો ? સરકારે તમારા વિરૂદ્ધનો હુકમ બજાવવામાં માત્ર એકજ માસની મુદત આપી તમને હેરાન પરેશાન કરવામાં શું બાકી રાખ્યું છે ? આ ઉપરાંત તમારા દિલદાર દોસ્ત કમિશ્નર ટેલરે તમને અટકમાં લેવા પ્રયત્ન કરી જોયો. આમ છતાં તમારી રાજનિષ્ઠા કેમ ઢીલી પડતી નથી ? સિપાઇઓ તેમજ આમ જનતા તમારી સરદારી નીચે અંગ્રેજ અમલને ફગાવી દેવા આતુર બની બેઠી છે. આપણા મહેલના કોઠારમાં વીસ હજાર માણસોને છ માસ સુધી ચાલી શકે એટલું અનાજ સંગ્રહેલું છે. શસ્ત્રાસ્ત્રો આપણે નીપજાવી શકીશું. જરૂર માત્ર તમારે સરદારી લેવાની છે. હવે તમારે આખરી નિર્ણય લેવાની તક આવી પહોંચી છે."

કુંવરસિંહે પોતાના સલાહકારો ઉપરાંત ભાઈ અમરસિંહ તથા ભત્રિજાઓની સલાહ લીધી. એમણે બળવામાં જોડાવાની સલાહ આપી નહિ. કુંવરસિંહને આમ દ્વિવિધ સલાહ મળી, પણ તેની દ્વિધા ઝાઝો સમય ટકી નહિ, દિલ્હીસમ્રાટ બહાદુરશાહની માફક તે વિચારવાયુમાં ગોથાં ખાતો નહોતો. તે કાર્યપરાયણ અને કુશળ આદમી હતો. અંગ્રેજ દગાબાજી અને બેઇમાનીથી તેનું લોહી તપી

*( Martin Indian Empire Vol II P. 400. )





ઊડયું હતું.

દાનાપુરથી બંડખોર સિપાઇઓ આરા આવી પહોંચ્યા હતા તેમને તે જાણ મળ્યો. સિપાઈઓએ કુંવરસિંહને નેતા બનાવ્યો અને તેની સરદારી નીચે એકત્ર બન્યા. કુંવરસિંહના ભાઈ તથા ભત્રિજાઓએ પણ સમય પારખી પોતાના મોટાભાઇને સક્રિય સાથ આપ્યો.

આ સેના આરામાં જઇ પહોચી. ત્યાંનો ખજાનો લૂંટવામાં આવ્યો, કેદીઓને છૂટા કર્યા અને સરકારી ઓફીસો બાળી નાખવામા આવી. પછી આરાના કિલ્લાને ઘેરો ઘાલ્યો. આ કિલ્લામાં કેટલાક અંગ્રેજ અને શીખ સૈનિકો હતા તેમણે બહાદુરીભર્યો સામનો કર્યો.

દાનાપુરથી કેપટન ડનબારની સરદારી નીચે ત્રણસો અંગ્રેજ અને સો શીખોનું લશ્કર આરાની વહારે ધાયું પણ આરા પાસેના એક આંબાવાડિયામાં કુંવરસિંહે પોતાની સેનાનાં કેટલાંક માણસો છુપાવી રાખ્યાં હતાં તેમણે અચાનક રાત્રે ડનબારના સૈન્ય ઉપર હલ્લો કર્યો. ગોળીઓની ઝડી વરસી રહી. ભયંકર કાપાકાપીને પરિણામે પચાસેક જણા બચ્યા તે જીવ લઈને નાઠા. કેપ્ટન ડનબાર આ યુદ્ધમાં મરણ શરણ થયો.

પણ બે ત્રણ દિવસમાં મેજર આયર મોટું લશ્કર લઇ તોપો સાથે ધસી આવ્યો અને કુંવરસિંહને પાછું હટવું પડયું. આઠ જ દિવસમાં આરાનો ઘેરો પૂરો થયો અને કુંવરસિંહ જગદીશપુર પાછો વળ્યો. આયરે તેની પુઠ પકડી તેનો જગદીશપુરનો મહેલ કબજે કર્યો. કુવરસિંહને ભાગવુ પડયું. તેના મહેલને જમીનદોસ્ત કરવામાં આવ્યો. તેણે બંધાવેલા એક મંદિરને તોડી પાડવામાં આવ્યું. અનાજના કોઠારનો કબજો અંગ્રેજ સરદારે લઈ લીધો અને બધું યે અનાજ પ્રજામાં વહેંચી દીધાની એ સરદાર બડાશ હાંકે છે.

પોતાના ઓવર્ગ ઉપરાંત આશરે બારસે સિપાઇઓ સાથે ૧૮૫૭ના ઓગસ્ટમાં તેને ચાલી નીકળવુ પડયું. હવે તે પૂરેપૂરો વિફર્યો હતો. પોતાનું જીવન હોડમાં મૂકી રણસંગ્રામ ખેલવા આ એંશી વરસનો બુઢ્ઢો આતુર બન્યો હતો.

અંગ્રેજ ઇતિહાસકારોએ એના યુદ્ધકૌશલ્યને મુક્તકંઠે વખાણ્યું છે. તાત્યાટોપે તથા ફૈઝાબાદના મૌલવી જેવો તે પાવરધો અને રણકુશળ હતો એમ મેલેસન લખે છે. જો તેના સૈનિકો શિસ્તબદ્ધ રહ્યા હોત તો આરા આગળ જ એના અપ્રતિમ શૌર્યનો પરચો અંગ્રેજોને મળી જાત અને બળવાનો રંગ કંઈ ઓર સ્વરૂપ પકડત. પણ શું બનત તેની ચર્ચા કરવી વ્યર્થ છે. આરાની અંગ્રેજોની જીતે બળવાના પ્રવાહને ખાળવામા મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

શસ્ત્રાસ્ત્ર અને સૈન્યની તંગીથી પીડાતો કુંવરસિંહ જગદીશપુર છોડી નીકળ્યો હતો પણ જ્યારે એણે મધ્ય અને ઉત્તર હિન્દમાં પગપેસારો કર્યો ત્યારે આ ખોટ ભાંગી. અસંખ્ય સિપાઇઓ એની સરદારી નીચે એકઠા થયા જુદેજુદે સ્થળેથી હથિયારો મેળવવામાં આવ્યાં. કુંવરસિંહ સુસજ્જ બની આઝમગઢ ઉપર હલ્લો કરવા તૈયાર થયો. આઝમગઢ જીત્યા બાદ અલ્હાબાદ તથા કાશી ઉપર હુમલો કરી જગદીશપુર જવાની તેની નેમ હતી.

૭ માસ ઉપરાંત અંગ્રેજોને હંફાવતા કુંવરસિંહે આઝમગઢ પાસે અતરૌલિયામાં ૧૮૫૮ નાં માર્ચની ૧૮ મીએ તબૂ તાણી પડાવ નાંખ્યો. ત્યાં મિલમેનની સરદારી નીચેના લશ્કરનો ભેટો થયો આ લડાઇમાં કુંવરસિંહ પાછો હઠવા લાગ્યો ત્યારે અંગ્રેજો સમજ્યા કે તે હાર પામી પાછો હઠે છે. આવી ખોટી માન્યતાથી દોરાઇ વિજયના ઉન્માદથી ઘેલા બનેલા અંગ્રેજ સરદારે એક આંબાવાડિયામાં પોતાની સેનાને ભોજન સારૂ થોભાવી. કુંવરસિંહે અહીંના જંગલની રજેરજ ભૂમિ ખૂંદી વળ્યો હતો. ઘડપણમાં પણ તે યુવાનની માફક ઘૂમતો હતો. અચાનક એણે છાપો માર્યો. અંગ્રેજ સેનાનાં અનેક માણસો માર્યાં ગયાં. કેટલાયે જીવ લઇને નાઠા. કુંવરસિંહે તેમની પૂંઠ પકડી. આ યુદ્ધમાં તોપો તથા લશ્કરી સરંજામ કુંવરસિંહને સારા પ્રમાણમાં સાંપડયો.

આ અરસામાં એક બીજું લશ્કર કર્નલ ડેમ્સની




સરદારી નીચે આઝમગઢ પહોંચ્યું. આ યુદ્ધમાં પણ કુંવરસિંહ ફાવ્યો. થોડુંક લશ્કર આઝમગઢ રાખી કુંવરસિંહ કાશી તરફ વળ્યો. આ પરિસ્થિતિથી વાકેફ થતાં હિન્દનો હાકેમ ગભરાયો. એણે લોર્ડ માર્કકેરને લશ્કર તથા તોપો સહિત મોકલ્યો. આ યુદ્ધમાં પણ અંગ્રેજ સેના પરાજય પામી. પાછી હઠી. કુંવરસિંહે તેનો પીછો પકડયો. કાશી તરફ જવાને બદલે કુંવરસિંહ માર્કકેરની સેના પાછળ પડયો તેમાં ગંભીર ભૂલ કરી એમ મેલસન લખે છે. આઝમગઢના કિલ્લામાં અંગ્રેજ સેના ઘેરાઇ ગઇ પણ બીજી બાજુથી અંગ્રેજ સરદાર કુમકે ધસતાં હોવાથી કુંવરસિંહ ગાઝીપુર જવા ઉપડયો.

હવે તો કુંવરસિંહને હરાવવા છ થી સાત અંગ્રેજ સરદારો ધસી રહ્યા હતા પણ તેમનું કાંઇ ચાલ્યું નહિ. કુંવરસિંહે જગદીશપુર જવા અધીરો બન્યો હતો. ગંગાનદી ઓળંગતાં તેને જમણા હાથની કોણીમાં ગોળી વાગી. બુઢ્ઢાએ જોયું કે, ગોળીનું ઝેર શરીરમાં વ્યાપરી તો મૂકું થશે. તરવારના એક જ ઝટકાથી પોતાનો જમણો હાથ કોણી ઉપરના ભાગમાંથી કાપી નાખ્યો. ઘા ઊપર પાટો બાંધી ગંગા પાર કરી.

જગદીશપુર છોડયાં આઠ માસ વહી ગયા હતા. ૧૮૫૮ની ૨૨મી એપ્રિલે એ ફરી પોતાની જાગીરમાં પ્રવેશ્યો અને ભાઇ અમરસિંહે તૈયાર રાખેલી ટુકડીની સરદારી સ્વીકારી. પોતાના બાદશાહી મહેલ તથા દેવાલયનો નાશ નીરખી તે ક્રોધથી ભભૂકી ઊઠયો. પણ રોદણાં ન રડતાં ઝાંસીરાણી લક્ષ્મીબાઇની માફક ફરી યુદ્ધોન્મુખ બન્યો.

અંગ્રેજસેના સાથે આઠ માસથી ઝઘડતો કુંવરસિંહ અંતિમ પરાક્રમ માટે પોતાનાં રહ્યાંસહ્યાં માણસોને ઊશ્કેરી રહ્યો હતો. જગદીશપુરમાં પ્રવેશયા બાદ બીજે દિવસે લીગ્રેન્ડની સરદારી નીચે કંપનીએ સેના જગદીશપુર તરફ આવી રહી હતી. જગદીશપુરથી દોઢ માઇલ ઊપર ખૂનખાર જંગ જામ્યો. એક બાજુ સુસજ્જ લશ્કર હતું બીજી બાજુ કુંવરસિંહની પાસે એકાદ હજાર મરણીઆ સિપાઇઓ હતા. આમ છતાં અંગ્રેજોનો પરાજય થયો. આ પરાજય-કથા એક અંગ્રેજ અમલદારના શબ્દોમાં ગૂંથાઇ છે.

'ખરી રીતે ત્યાર પછી જે કાંઇ બન્યું તે લખતાં મને શરમ આવે છે. લડાઇનું મેદાન છોડીને અમે જંગલમાં ભાગવું શરૂ કર્યું, શત્રુ બરાબર પાછળથી અમને પીટતો હતો અમારા સિપાઇઓ તરસથી મરવા પડયા હતા. એક નાના ગંદા તળાવને જોઇને તેઓ એકદમ તેના તરફ ધસ્યા, એટલામાં તો કુંવરસિંહના ઘોડેસ્વારોએ આવીને અમને ભીડાવ્યા. ત્યાર પછી અમારી નામોશીની કોઇ હદ ન રહી. અમારી આપત્તિ તેની છેલ્લી સ્થિતિએ પહોંચી. અમે હવે બધા બેશરમ બન્યા, જેને જેમ ફાવ્યું તેમ ભાગવા લાગ્યા.

રસ્તામાં અંગ્રેજોની ટોળીઓ તરસની મારી મરણ પામી. કોઇને દવા મળવી પણ અસંભવિત હતી કારણકે અમારી ઇસ્પિતાલો પર કુંવરસિંહે પહેલેથીજ કબજો મેળવી લીધો હતો.

સહુ ભયભીત બન્યા હતા. સોળ હાથીઓ ઉપર અમારા ઘાયલ સાથીઓને બેસાર્યા હતા. ખુદ જનરલ લીગ્રેન્ડની છાતીમાં પણ એક ગોળી લાગી અને તે મરણ પામ્યો અમારા સિપાહીઓ જીવ લઇને પાંચ માઇલ કરતાં પણ વધારે દોડી ચૂકયા હતા. તેમનામાં હવે પોતાની બંદૂક ઉપાડવાની પણ શકિત રહી નહોતી. શીખો ત્યાંની ગરમીથી રેંસાયેલા હતા. તેમણે અમારી પાસેથી હાથીઓ છીનવી લીધા ને આગળ નાસી ગયા. ગોરાઓને કોઇએ સાથ ન દીધો. ૧૯૯ ગોરાઓમાંથી માત્ર ૮૦ આ ભયંકર સંહારમાંથી જીવતા બચ્યા. જેમ કોઇ પશુઓ કોઈ કસ ઇખાનામાં પ્રવેશ કરે એવી અમારી સ્થિતિ આ જંગલમાં પ્રવેશ કરવાથી થઇ ગઇ હતી. અમે ત્યાં કેવળ કપાઇ મરવા માટે ગયા હતા.'×

× Charls.ball's Indian mutiny Vol II p 288

ભારતમેં અંગ્રેજી રાજ્યઃ પંડિત સુંદરલાલ ભાગ રજો પા. ૧૧૦૩-૧૧૦૪





જે જંગલમાં કુંવરસિંહ યુવાનીમાં શિકારની મોજ માણુતો હતો તેજ જંગલમાં એણે પરદેશીઓને સસલાંની માફક ભગાડી મૂકયા. યુવાનીમાં જે માત્ર રમત હતી તેનો સફળ ઉપયોગ આ સંહારલીલામાં કરવામાં આવ્યો. કામદેવને બાળી નાખવા જેમ શિવજીનું ત્રિનેત્ર ખુલ્યુ હતું તેમજ કુંવરસિંહ પોતાના ક્રોધની જ્વાળામાં અંગ્રેજોને ભરખી ગયો.

આમ કુંવરસિંહે લડાઈમાં જીત મેળવી પણ પોતાની સત્તા જમાવવા અને સુખ ભોગવવા તે જીવી શકયો નહિ. તેના હાથ ઉપરનો ઘા રૂઝાય તેમ નહોતું. તેનું વય ૮૧ વરસનું હતું. કાળે એની ચોટલી પકડી હતી. चोटी काल गही. અંગ્રેજ બચ્ચાને હંફાવાનો સંતોષ તેના મુખ ઉપર તરી આવતો હતો. તેને પાકી ખાતરી થઇ હતી કે, અમરસિંહ પણ પોતાની માફક જ અંગ્રેજોની સામે ઝૂઝશે. બિહારની આમજનતા પણ તેને હાર્દિક સાથ આપી રહી હતી. તેનું જીવન કર્તવ્ય પુરૂં થઈ ગયું હતું. તેનો વૃદ્ધ દેહ હવે કાંઈ કામ આપી શકે તેમ ન હોવાથી તે ૧૮૫૮ના એપ્રીલની ૨૬ તારીખે પોતાની જાગીરમાં મૃત્યુ પામ્યો ×

× કુંવરસિંહના મૃત્યુ બાદ અમરસિંહે સરદારી લીધી અને ૧૮૫૮ના ઓકટોબર સુધી અંગ્રેજો સાથે ઝઘડ્યો, છેવટ અમરસિંહ હાર્યો. અંગ્રેજોએ તેનો પીછો પકડયો પણ તે કૈમુરના પર્વતોમાં ક્યાં અદ્રશ્ય થઈ ગયો તે જણાયું નહિ.



ફંગોળો નાવડીને

ઉન્મેષો, ઊર્મિઓની અવિરત ભરતી આજ ચિત્તે ચડી છે,
વ્હાણું કે સાન્ધ્યટાણું કશુંય ન નિરખો, રાત્રિની યે તમા નાઃ
ફંગોળો નાવડીને ગરજન કરતા વારિધિની ઘુનામાં
તૂટે કે પાર પામે સઢ હૈયાનું બીજાને સામસામા.

ઇન્દુલાલ ગાંધી

# ઝેર તો પીધાં છે જાણી જાણી

**ખંડ પહેલો : સત તમારાં વ્રત અમારાં**

દર્શક

## પ્રકરણ ૬ ઠ્ઠું

### બારણું દેવાઇ જાય છે

સત્યકામ જે કામ પતાવવા આવ્યો હતો તે લગભગ પતી ગયું હતું. કોલસાની ખાણોના શેરો વેચાઇ ગયા હતા, ને મકાનનો પણ આમ તો સોદો થઈ ગયો હતો. પણ હજુ કાયદેસર વિધિ બાકી હતો તે માટે તે વકીલ દિનેશબાબુને ત્યાં જવા નીકળતો હતો. ત્યાં એને ગોપાળબાપાનો તાર મળ્યો "પડવેએ અચૂક પહોંચો." એ પડવેએ પહોંચવાનો જ હતો. તાર કરવાની શી જરૂર હતી તે એને સમજાયું નહિ. થયું કે અધીરી રોહિણીએ કદાચ તાર કરાવ્યો હશે. રસ્તામાં પોસ્ટઓફીસનું બોર્ડ જોતાં થયું કે લાવ તાર કરી નાખું. "કાલે સવારે નીકળી પડવેએ પહોંચું છું" તેમ કર્યો. વકીલને ઘેર જઇને જોયું તો એ ઘેર નહોતા. માણસે એને દિવાનખાનામાં બેસાડયો ને ખબર આપ્યા કે "દિનેશબાબુ કાલ રાતના કયાંક બહાર ગયા છે"

"પણ મને આજે અત્યારનો સમય આપ્યો હતો. એના પર તો મારે જવાનો આધાર છે"

'તમને ખબર નથી બાબુજી? બડાબાબુ તો મોટી આફતમાં મૂકાઇ ગયા છે. એમના નાનાભાઈ પર વારંટ છે'

'શેનું વળી?'

'લેફ્ટંટ સાબનું ખૂન કરવા બાબેનું'

'હં!'

'માધવ તું શું કરે છે? તને ચા લઈ જવાનું યાદ નથી આવતું?' અવાજ આવ્યો. બારણામાં પચીસેક વર્ષની એક ઊંચી યુવતી આવી ટ્રે લઈને ઊભી હતી. એના સેંથામાં સિંદૂર પૂર્યું હતું. જાણે આંખને જકડી રાખે તેવી જ્વાલા સળગી રહી હતી.

નોકર હાંફળો ફાંફળો ઊઠતાં કહે 'આજ ઘરમાં કોને કાંઈ સાંભરે તેવું છે વચલી વહુ?'

'તું જ એક બાંધો થયો છે.' પછી સત્યકામ તરફ જોઇને કહે 'બિહારીઓ ભારે બીકણ' નોકર છાતી ઠોકીને સહેજ વિરોધ કરવા જતો હતો ત્યાં એને હસી કાઢીને કહે 'રહેવા દે તારી બહાદુરી. તારા છોટાબાબુએ કાંઈ હલકું કામ નથી કર્યું કે આપણે ગભરાતા ફરીએ' પછી ચાની ટ્રે સામેના ટેબલ પર મૂકી બાજુની ખુરસી ખેંચી બેઠી. સત્યકામને કહે:

'તમારે આજે નકામો ધક્કો થયો. એમની પછવાડે પોલીસ પડી છે એટલે મોટાભાઇ પોલીસકમીશ્નર પાસે ગયા છે'

'તો આ...તમારા પતિ થાય!' સત્યકામે ચોથવાતાં ચોથવાતાં પૂછ્યું.

યુવતીએ ડોકું હલાવી ચા રેડતાં કહ્યું 'મોટાભાઈ મને ખાસ કહી ગયા છે કે કલાકેક બેસાડજો–કદાચ આવી જાય. જો કે સાંજ પહેલાં આવે તેવું મને લાગતું નથી. તમારે તો કાલે જવું હતું ને?'

'હા. કાલે જવું છે' ને પછી પાછો ચુપ થઇ ગયો.

'ચા ઠરી જશે' યુવતીએ યાદ આપ્યું.

'હું? ચા? કેવી રીતે? આજે આ ઘરમાં તો'

'તમે ગુજરાતી છો ને? અહીં એવો કયો ધરતીકંપ થયો છે? ને ધરતીકંપ વચ્ચેય માણસો કામ કર્યા કરે છે.'

સત્યકામને યુવતીની હિમ્મતનો સ્પર્શ થયો. એણે કહ્યું.

'પણ શિષ્ટતા ને અનુકંપાને ય સ્થાન ખરું ને?' યુવતી ચુપ રહી. જાણે એનું આ તરફ ધ્યાન નહોતું, સત્યકામ ચા પીધા વિના–ચમચીથી ચા હલાવતો બેસી રહ્યો. ઓચિંતાના જાણે પૂછ્યા વિના ન રહેવાતું હોય તેમ પૂછ્યું

'તમને શોક નથી થતો? ચિંતા ય નહિ? તમારા પતિપર તો ખૂનનો આરોપ છે. શું યે પરિણામ આવે.'





'ખૂનનો આરોપ છે એટલે જ નહિ–ખૂન...'

'અમલા' પડખેના ઓરડામાંથી આધેડવયની એક શોકમગ્ન સ્ત્રીએ આવી એના ખભા પર હાથ મૂક્યો 'ભીંતોનેય કાન હોય છે તું ગમે ત્યાં શું બોલે છે ? '

સત્યકામ એકદમ ઊભો થયો ને કહ્યું 'સાચી વાત છે. જે થયું હોય તે પણ જાહેરમાં બધું કહેવાની શી જરૂર છે !'

'શી જરૂર ?– જરૂર જ તેની છે !' કહી એ મક્કમ પગલે બીજા ઓરડામાં ચાલી ગઇ.

દરવાજા સુધી વળાવવા આવનાર વૃદ્ધ માધવે કહ્યું 'વચલી વહુ તો આગનો કટકો છે. છોટાભાણુ ને એની જોડય મળી છે.'

સત્યકામને એને પડખેના લતામંડપમાં બેસાડી બધું પૂછવાનું મન તો થયું. પણ એમાં કોઈને નકામી શંકા જશે એ ભયે કુતૂહલ અટકાવી ચાલ્યો આવ્યો.

ખરીરીતે એમાં કુતૂહલ પણ નહોતું. હતી આદરપૂર્વક નખશીખ દર્શન કરવાની ભક્તની જિજ્ઞાસા. ગવર્નર પર થયેલ હુમલાની વિગતો એણે છાપામાં વાંચી હતી. ને એ હુમલો કરનાર જુવાનો ભાવનાશીલ ક્રતિકારીઓ હતા એવી પણ એને જાણ હતી. એ ઉમ્મરે માથું મૂકીને ખેલ ખેલનાર પ્રત્યે જે પ્રબળ આદરભાવ જન્મે તે ઘેર આવતી વખતે એનામાં ઉછળી રહ્યો. આખો દિવસ એની નજર સામે પેલી સગર્વ યુવતી રમ્યા કરી. 'ક્યા હશે એનો પતિ ? પકડાઈ ગયેલ હશે ? લોકો કહેતા કે જંગલમાં એમના અડ્ડાને પોલીસે ઘેરી લીધો છે. ને સામસામા ગોળીબાર ચાલે છે. પણ લશ્કર સામે એ કેટલુંક ટકશે ? કાલ સવાર પહેલાં પકડાઇને શહેરમાં આવશે' એમ વાતો થતી હતી. એણે આખો વખત બજારમાં ટોળે વળતા લોકોની વચ્ચે ફર્યા કર્યું. જ્યા કયાંય આની વાતો થતી તે મંડળીમાં એ ભળી જતો. અધીરાઇ ને ઉત્સુકતાથી એણે રજેરજ સાચી ખોટી લોકરંજીત વાતો સાંભળ્યા કરી. સાંજના છાપાના વધારામાં વાંચ્યું કે ક્રાંતિકારીઓ પોલીસના ઘેરામાંથી છટકીને છોટાનાગપુરના જંગલોમાં નાસી ગયા છે.' ત્યારે એનો જીવ નિરાંતે બેઠો. છાપું ખિસ્સામાં લઇ એ દિનેશભાણુ આવ્યા હોય તો મળી લઉં તેમ ધારીને વળીને ઘેર ગયો. દિનેશભાણુ દિવાનખાનામાં કાંઇંક લખતા હતા. એમનાં પત્ની ઉઘાડી પાનપેટી સામે બેઠાં હતાં. સત્યકામને જોઇ દિનેશભાણુએ કહ્યું.

'તમને મેં નકામો ધક્કો ખવરાવ્યો'

'આમાં શું થાય ?' કહી એણે છાપું આપ્યું.

'મને ખબર મળી ગયા છે. હું હમણાં જ બહારથી આવ્યો. મીલીટરી હાથ ઘસતી પાછી આવી છે કોઈ પકડાયું નથી. ફક્ત ત્રણ જણ ખતમ થયા'

'હે ?'

'હા.'

'કોણ કોણ તે ખબર નહિ હોય !'

'ક્યાંથી ખબર પડે ? નાસનારા એ શબોનેય ખાંધે લેતા ગયા છે.'

'જવાંમર્દો.'

'એ બધુંય આ બલાનું કારસ્થાન છે–તમારું લેણું કોઇ દિવસ ન ઉથાપે એ તમે કેટલું કહ્યા તોય આ કર્યા વિના ન રહ્યા, એ કોને લીધે તે શું નથી જાણતી ? અને છતાંય તમે હજી 'વચલી વહુ–વચલી વહુ' કરવાના.'

દિનેશભાણુ સત્યકામ તરફ ફરીને કહે "અમલાની વાત કરે છે. હું એને કહું છું કે જો પ્રસન્ન ને અમલાને જો દુઃખ ન હેય તો આપણને શા સારૂ દુઃખ થાય ? મારે દીકરો–દીકરી નથી. જે છે તે આ પ્રસન્ન-અમલા જ છે.'

સત્યકામે કહ્યું: "તો એણે આપની આજ્ઞા માનવી જોઇતી હતી"

"પણ સ્નેહલગ્નની સગાઈ હવે તો વધારે ગણાયને. હજુ પરણ્યાં એ વર્ષ તો થયાં નથી ત્યાં તો—" દિનેશભાણુનાં પત્ની આગળ બોલી ન શક્યા.

"તું ધમપછાડા નકામા મારે છે. મનેય કાંઈ

એવું લાગે છે-પણ દરેક પોતપોતાનો ધણી છે." સત્યકામ એમના વેણમાં રહેલ- કડવાશ જોઈ શક્યો.

"સારું કાઢ્યું છે એ સૂત્ર. આવડાક ટીમકુડા એ હતા ત્યારે એનું ધણી કોણ હતું? અમલા નહોતી આવી ત્યારે મેં એમને ઘરેણાં વેચીને ભણાવ્યા હતા. આનાં કરતાં પરદેશ ભણવાજ ન મોકલ્યા હોત મેં"

દિનેશબાબુ સત્યકામ તરફ જોઈને કહે–" પ્રસન્ન ને અમલાએ જર્મનીમાં જ લગન કરેલાં. અમલા ત્યાં દાક્તરનું ભણતી હતી. એ એમ. ડી. છે."

"એમ. ડી. નથી એમ. એ. ડી. છે"

"તું તારો કોઠો ખાલી કર એટલે મન હળવું થાય." સત્યકામને લાગ્યું કે અત્યારે એનું કામ નહિ પતે એટલે ઊભા થઈને કહ્યું "હું તો કાલે સવારે જાઉં છું. દસ્તાવેજો તૈયાર કરી મારે શિરનામે સહી કરાવવા દેશમાં મોકલી આપજો. રોકાવાય તેવું છે નહિ."

બહાર નીકળતી વખતે એણે પેલી જ્વાલાની એકાદ કિનાર જોવા ચારેબાજુ નજર ફેંકી. ક્યાં ગઈ હતી એ?

રાત્રે સૂતી વખતે એણે કરેલ ખર્ચનો હિસાબ લખ્યો. થઈ ગયેલ દસ્તાવેજો સાચવીને પેટીમાં મૂક્યા. બિસ્તરો તૈયાર કરી, ગાડીવાળાનું ઠરાવી આવી સૂઈ ગયો. સ્વપ્નામાં તુફાન મેલ એને પુરપાટ કાઠિયાવાડ તરફ ખેંચી જતો હતો.

વહેલો ઊઠીને બાથરૂમમાં નહાતો હતો ત્યાં બારણા પર ટકોરા પડ્યા. એ સમજ્યો કે ગાડીવાળો આવ્યાના ખબર દેવા નોકર આવ્યો હશે. નહાતાં નહાતાં એણે કહ્યું.

"થોભવાનું કહે, આવું છું." એણે નહાતાં નહાતાં કહ્યું.

ફરી જોરથી ટકોરા પડ્યા, એ ઝટપટ નાહીને બહાર આવ્યો. ઓરડાનું બારણું ખોલ્યું. માથે કાણાં પડી ગયેલ હેટ ઓઢેલો, દારૂથી કાળા પડી ગયેલ ખાખી કપડાં પહેરેલો જુવાન એની રજા માગતો હતો.

"મને બાર કલાકનો આશરો આપશો?"

"બાબુજી, ટાઇમ થઈ ગયો છે. જલદી સામાન લાવો. નાહતર ગાડી ચૂકી જશો" નીચેથી ગાડીવાળો બૂમ મારતો હતો. એ અવાજ સાંભળી સત્યકામ થડકી ગયો. એને રાતના સાદના જાણે ભણકારા સાંભળ્યા, બીજી જ ક્ષણે પેલા જુવાનનો હાથ પકડી અંદર લીધો. બારણાને બહારથી સાંકળ વાસી ને ઉપરથીજ ગાડીવાળાને કહ્યું.

"આજે માંડી વાળ્યું છે. કાલે આ વખતે આવજે"

ઓરડામાં દાખલ થતાં જ જોયું તો પેલો જુવાન ઘસઘસાટ ઊંઘતો હતો. શું કરવું એણે? આજે તો એની ગાડી ગઈ જ. હવે કાલેજ નીકળી શકાય. પણ સમગ્ર શહેનશાહતના શસ્ત્રો સામે લડવા ઊઠનાર આ મૃત્યુજીતની આશરાની માગણી પણ એ કેમ નકારી શકે? તો તો એનામાં એનાપણું રહ્યું શું? એને શરીરમાં હડસેલે તો પોતે કયા નર્કમાં હડસેલાય? રોહિણી એને શું કહે? ગોપાળબાપા શું કહે? ને ચોવીશ કલાક પછી તો એ નીકળી જશે. રોહિણીને વાત કરતી વખતે કેવું ગૌરવ અનુભવવાનો? પણ તોય તારથી ખબર આપવા ઠીક એમ સમજી તાળું મારી પોસ્ટ ઓફીસે જવા નીકળ્યો. ત્યાં ગયા પછી ખબર પડી કે રવિવાર છે. ને સામાન્ય તાર લેતા નથી. તાર કરવાનું માંડીવાળી ઘેર આવ્યો ત્યારે પેલો જુવાન સ્નાન કરતો હતો. બહાર નીકળીને હસતાં હસતાં કહે.

"મેં તો ધાર્યું કે તમે મને પુરીને પોલીસ થાણે ઊપડી ગયા.'

સત્યકામ કાંઈ બોલ્યો નહિ. પેલો સહેજ હસીને કહે "તમે ભારે જોખમ વહોર્યું છે. પોલીસ વરૂની જેમ અમારી પાછળજ છે."

"તમે જે વહોર્યું છે તેના પ્રમાણમાં આ કાંઈ નથી." કહી એણે પ્રાયમસ પેટાવી ચા કરવા માંડી. ચા પીતાં પીતાં પેલાએ કહ્યું "૪૮ કલાકથી ભૂખ્યો છું. ત્રીશ માઇલ કેમ ચલાયું તેજ સમજાતું નથી."





પછી કહે 'આ ગળી લાગે છે. માણસ કેવું વિચિત્ર જાનવર છે. કાલેજ મારા ત્રણ ભાઇબંધો ગયા ને હું આજે આ ચા પીઉં છું. સામાન્ય લોકો જેટલોય સોગ પાળવાનો વખત નથી."

"પ્રસન્નબાબુનું શું?

"ઓળખો છો?

"ના"

'હું જ પ્રસન્ન'

'અહીં કેમ આવ્યા?'

આ સલામત જગ્યા લાગી. શિકારી એની બોડમા સૌથી ઓછી તપાસ કરે. બાર કલાકે વળી બીજું ઘર બદલીશ.

'કોને ત્યાં'

"મારા ભાઈ છે ને બીજાય ઘણા છે"

"કાલ સવારેજ મારા ધંધાના કામકાજ અંગે હું એમને ત્યાં ગયો હતો" આગળની વાત સત્યકામ ન કહી શકયો.

"બધાં કેમ છે? ગભરાઈ નથી ગયાં ને?

"ઘરમા સૌએ દોડધામ મચાવી મૂકેલી—એક જણ સિવાય"

'અમલા' બોલી એ બહારના આકાશ તરફ જોવા લાગ્યો.

"પ્રસન્નબાબુ તમે આમા ફાવો તેવું લાગે છે?"

"ફાવવા માટે અમે આ રસ્તો લીધો જ નથી. અગણિત ફોજની સામે અગણિતજ ફાવે એ નહિ સમજવા જેટલા અમે મૂર્ખ નથી. પણ એ અગણિત લોકો કયા ભયે થરથરી રહ્યા છે, એમનો થરથરાટ તજાવવા આ રસ્તો લીધો છે. લોહીને આપણે સરતુ કરવું જોઈએ.

રાત્રે એક વાગે એક ઓળખીતાને ત્યાં એણે ચાલ્યા જવુ એમ નક્કી કર્યું હતું બહાર નીકળવાની તૈયારી કરતા હતા ત્યાં બારણા પર ટકોરા પડ્યા. સત્યકામ ચમકયો. એણે પ્રસન્નને ખાટલા નીચે સંતાવા ઇસારો કર્યો, બારણું ખોલીને જુએ તો સવારવાળી અમલા. અમલા પણ એને જોઈને પહેલાં નવાઇ પામી, પછી આછું હસીને અંદર આવી. પ્રસન્ન પ્રસન્ન થતો બહાર નીકળ્યો પછી તરત જ ગંભીર થઈને કહે.

"તું અહીં કેમ આવી? પોલીસ...

"બનતા સુધી તો વાંધો નહિ આવે"

"ભાભી—ભાઈ"

"બધાં થોડાં ફફડે છે. સૌથી વધારે તમારો માધવ"

'ને તું?'

"તમે નથી જાણતા?

પેલાએ મૂંગા મૂંગા હા ભણી. પછી સત્યકામ તરફ ફરીને કહે.

"જર્મનિમાં અસંખ્ય જુવાનો લડતાં લડતાં ખપી ગયા. તે બધાની સ્ત્રીઓએ જો રોકકળ કરી હોત તો અહીં સુધી સંભળાત. લડાઇમાં હું એ બધુ જોઇ જોઇને રીઢી થઇ ગઇ છું. કારતુસનો પટો ચડાવી હરકોઇ પળે ચાલતા થવું ને પાછા ન ફરવુ એ સાવ સામાન્ય બીના છે"

"અહીં તો અસામાન્ય લાગે છે" સત્યકામે કહ્યું.

"એ અસામાન્ય સામાન્ય થઈ પડશે ત્યારેજ આપણે સામાન્યમાંથી અસામાન્ય થશું" બોલીને જાણે એ પતિની સંમતિ માગતી હોય તેમ એની તરફ જોયું.

"કોઈક રીતે મોતનો ભયતો ટાળવોજ પડશે" પ્રસન્નબાબુએ કહ્યું.

સત્યકામે જોયું તો એ બંને કોઇક ગુપ્ત વાત કરવા માગતાં હતાં. એણે કહ્યું "હું નીચે બેઠો છું"

થોડીવારે બંને જણ નીચે ઉતર્યાં—સાવચેતીથી દરવાજે વટાવી બાજુની ગલીમાં વળ્યાં. પણ તરત પાછા ફરી અમલાએ કહ્યું:

'તમારો ઉપકાર માનું છું. અમને તમે યાદ રહેશો.'





મહારાજના ભકત તો એ છે. પણ એ કહે તમને જ મહારાજ સંભારે છે. તમારા પિતામહે શ્રીજી મહારાજની બહુ સેવા કરેલી. ને તમેય સૌની સેવા કરો છો ત્યાર પછી વિશ્વાસ બેઠો–મેં કહ્યું: હું તો તૈયાર જ બેઠો છું. પણ મારો છોકરો ઝરિયા ગયો છે. તે પડવેએ આવવાનો છે; તો બીજને દિવસે આવજો હું નાહીધોઈને આંહી જ બેસીશ. ભલે કહેતાં એ તો જાણે ધોળા ધુમાડામાં ભળી ગયા. ઘડીક એ ઉભા હતા ત્યાં લાલ કંકુના પગલાં દેખાણાં. મારી આંખે જાણે બાવાં બાઝતાં હોય તેમ લાગ્યું. ને પછી તો પગલાં પણ અદ્રશ્ય થઈ ગયાં. તરત તમને બોલાવવા માણસ મોકલ્યું. હવે શું સમજું કહો ?

પરમાણંદદાસ માથું નમાવી ગદ્દગદ્દ કંઠે કહે—'બાપા તમે મહા ભાગ્યશાળી છો.' પછી આંખના હર્ષાશ્રુ લુછતાં કહે 'તમે લુલાં પાંગળાંનું કાંઇ ઓછું કર્યું છે ? આ હળાહળ કળિયુગમાં ષડરિપુઓની કેદમાંથી ઘડીક કોણ છુટી શકે છે ! પછી વળી આંસુ સરવા માંડયાં, તેને પરાણે રોકી કહે 'તમે તો જશો પણ આહી અમારું કોણ ?'

'અરે દાસ, આંહી ને ત્યા વળી શું ? રામ રાખે તેમ રહીએ એમ કાલે જ ગાતા હતાને !'

'પણ રામ પાસે રહેવાનો હુલાસ તો જુદો જ છે ને !'

'પણ તમને બોલાવ્યા હતા તે તો બીજા સારૂ. તમે ઝરિયા એક અરજંટ તાર કરી નાખો–સત્યકામને કે એ તરત જ આવે. હવે સાત દિવસ રહ્યા. નરસિંહ મહેતો સાચો પડયો.

'શું ?'

'એણે દોઢ મહિના પહેલું કહેલું કે બાપા તમને બે મહિના પછી અમે નહિ ભાળીએ '

'પણુ આમના લગનનું શું ?'

'એટલે જ તાર કરૂં છું, પડવેએ કરાવીને જ બીજે જવું છે. હું તો છેલ્લી ઘડી સુધી–' પછી જાણે અજુગતું બોલાયું હોય તેમ અટકી ગયા. ને બે હાથ જોડીને કહે 'હું ! કોણ ! તારી જ ઇચ્છા પૂર્ણ થાઓ નાથ. અમારો અધિકાર તો પ્રયત્ન કરી તારી ઇચ્છાને જ સર્વોપરિ ગણવાનો પણ તમે હવે ઊઠો. ઝટ તાર રવાના કરો. મારેય રોહિણીને જરાક તૈયાર કરવી પડશે. નહિતર એ ઢીલી પડી જશે'

પરમાણંદદાસ ઊઠયા.

સત્યકામ વખતસર પડવેએ ન પહોચી શકયો. તે સાંજે ગોપાળબાપાને ઝીણો તાવ આવ્યો. પણ એમણે સુવાની ના પાડી. બેઠાં બેઠાં ભાગવત વાંચ્યા કર્યું. દિ આથમવાને થોડીવાર હતી ત્યાં થોડાક કાગળીઆં લઇને ગામ તરફ નીકળ્યા નરસિંહ મહેતો હાટમાં બેઠા બેઠા ગિરધરકૃત રામાયણ વાંચતા હતા, એમણે બૂમ મારી—

'બે ઘડી પોરો ખાતા જાઓ'

'આ સુરગને ત્યાં જઇ આવું.'

સુરગ ડેલીમાં બેઠોબેઠો નાડી ગૂંથતો, હતો તે ગોપાળબાપાને જોઇ એકદમ ઊભો થયો.

'અહોહો મારૂં આંગણું આજ પાવન થયું'

'બેસ, બેસ, એવી બાટાઇ કાઢીથી ન થાય કાઢી તો એક ઘા ને બે કટકા કરે'

સુરગે હસીને કહ્યું: 'ના બાપા, તમારા આગ કોઇદિ' ખોટું ન બોલું.'

'સાચું કે છે ?'

'ગબાના સમ'

'ત્યારે કહે જોઇ પરમદિવસ રાત્રે કયાં ગયો તો

સુરગ થોથવાઇ ગયો–'એમાં તમારે શું જાણવું'? પછી કહે 'ભુંડ કર્યા જાય !'

'પણ સિંહ શીદને ઓખર કરવા જાય ! પણ જાવા દે સુરગ–એ વાત આજ તો હવાણે આવ્યો છું–કેટલાં ઢોર છે ?

'એક ઘોડું ને એક ગાવડી રાખી છે.'

'બેંસુ.'

'બેંસ્યું કાઢી નાખી '

'શું કેંછ ? સાવ ! યાદ છે હું આંહી નં સવો આવ્યો ત્યારે તારી હારે કાકવાર પહર ચાર આવતો ને આપણે ગામગપાટા મારતા.'

'ગામ ગપાટા શેને. ગનાન વારતા કેવાય.'

'જ્ઞાન ગપાટા ચાલ–એકવાર હું વહેલો ઘર તરફ ભેંસો ધોળાંને ચાલી નીકળ્યો ત્યારે તું કહે લ્યો હાલ્યા. આમ ડોબાં ચરાતાં હશે. ડોબાંને ચરવા ટાણું થયું ત્યારે હાંકયાં બડીઓ મારીને ઘર ભીમના? ભેંસને આંગળીએ અડાડાતી હશે? રાખ્યાં ડોબાં'

'હા–પણ ભેંશો એની મેળે હાલે તો જ હંકાય ને તો જ અધમણનાં દૂધ આપે હો બાપા.'

'પણુ તેં ઢોર શું કામ કાઢી નાખ્યાં. તારો ઢોરનો પ્રેમ આટલો બધો છતાં'

'દર વરસે બસેં રૂપિયાની ખોટ જાતી'તી. કપાસીયાની કેવી મોંઘવારી થઇ ગઈ છે? એતો વાડી ને લીલું ઘાસ હોય તો પરવડે'

'તારી વાડી તો પોપટ સોનીના મંડાણમાં છેને!'

સુરગે હસીને કહ્યું 'આ ઘરે છે ને'

બાપા ઘડીક ગંભીર થઇ ગયા 'સુરગ ઓલા-માંય દેણામાં હતો ને ચુલામાંય દેણામાં તો પછી ઓલો જ ઠીક હતો ને.'

સુરગ કાંઇ ન બોલ્યો.

'જો સુરગ મેં પોપટ પાસેથી તારી વાડી છોડાવી લીધી છે. આ રહ્યા એના કાગળીઆ. ગાયો કે ભેંશો જોતી હોય તો મારે ત્યાંથી બે ત્રણ હમણાં લઈ જા, ને ફરીથી ખેડ શરૂ કર. હું બે દિવસ પહેલાં પહર ગ્યો'તો. હવે હું જાતો નથી, પણ સત્યકામ નથી એટલે એક દિ ગ્યો'તો. તે દિ આપણી વાતો બહુ યાદ આવી. મને થયું કે તું પહર આવે તો પાછી મજા આવે'

સુરગે જાણે કંટાળીને કહ્યું 'હવે હાડ ન હાલે બાપા'

શું કામ નહાલે? અત્યારે શું હાડ નથી હલાવતો? તે દિ રાત્રે બોલ્યાં ગાર્ડા રોકી પૈસા લીધા તે કાંઇ પથારીમાં પડ્યાં પડ્યાં લીધાં'તાં?'

'પણ બાપા, મને ટેવ પડી ગઇ છે. થોડોક પીવાની'

'ખોટાં કામ કરવા સારૂ એ પીવો પડે છે. બુદ્ધિને બેભાન બનાવ્યા વિના આત્મા કાળું કામ કરવામાં કેમ હા ભણે? પણ આ કામમાં એની જરૂર નહિ રહે. તે છૂટી જશે રે'તાં રેતાં.

'પણ બાપા પછી તમારો ઠપકો નહિ આવેને?'

"ઠપકો? બેઠો હઇશને અંતર બળશે તો આપી-શજને! ઠપકો હું ન આપું તો કોણ આપે તને?"

"સાચી વાત છે તમે ઠપકો આપવા જોગ છો, પણ હવે હિમ્મત નથી હોલતી મન તો ઘણુંય થાય છે"

સુરગ ટટાર થયો ને કહે "ભલે બાપા તમેય જોજો" ગોપાળબાપાએ એના હાથમાં દસ્તાવેજ મૂકયો ને કહ્યું..." પોપટની પાઈએ પાઈ ચુકવી દીધી છે. વધારે જાણવું હોય તો નરસિંમહેતા પાસે વંચાવી લેજે."

"તમને મારે શું બ્યાજ દેવાનું છે?"

"પહર ચારવા જાવાનું" બાપાએ હસીને કહ્યું.

"ના, બાપા, વેવારે તો તમારે લેવું જોઇએ"

"તું વેવારમાં આવ તો ખરો પછી લઇશ બસ"

સુરગ કાંઈ ન બોલ્યો. બાપા એનો ખભે હાથ મૂકીને કહે–" જો સુરગવાળા, ભક્તિ સાચે કે ખોટે ભાવે કરીએ તોય સાવ એળે નથી જતી. ખોટી કરતાં કરતાં સાચી થઈ જાય છે. એના મંદિરમાં તો કાચબા ને ઉંદરડાનેય સ્થાન છે. તો તારૂં સ્થાન ત્યાં ન હોય? ગભરાતો નહિ. હુશિયાર થઇ જા. ધૂળ ખંખેરી નાખ્ય. ખરડાય છે તો સૌ–શંકર જેવા શંકર ભીલડીમાં નહોતા ખરડાયા? ખરડાય એની શરમ નથી. આત્માને વીસરી જઇને ભૂંડડાંની જેમ લહેરથી આળોટયા કરીએ તેમાં નીચા જોણું છે. બેઠો થઇ જા. ધૂળ ખંખેરી નાખ્ય. પૃથ્વીના જીવ છી ત્યાં સુધી માટીમાં જીવ તો જાવાનો, પણ એમાં માથું ડુબાડી દેવાય છે કાંઇ?

સુરગની આંખ ભીની થઈ ગઇ. અચાનક એ નીચો નમ્યો ને બાપાને પગે અડવા ગયો.

"રાખ્ય રાખ્ય મને ભોંઠપ આપમા" કહી બાપા બહાર નીકળી ગયા. (ચાલુ)

※




મુશાયરાના જબરા શોખીન તો એ હતા જ. અને તેમાંયે તેમની પ્રત્યેક વર્ષગાંઠ ભાગ્યે જ એકાદ નાના મોટા મુશાયરાની મહેફિલ માણ્યા વિના પસાર થતી, એટલે એવા એક બીજા મુશાયરાનો એક દાખલો એમના માનસને સમજવા પુરતો આપવો અહીં ઠીક પડશે.

એકવાર મુશાયરામાં મળેલા એમના મિત્રોની શાયરીમાં જ્યારે 'ખુદા' 'ખુદાઈ' અને 'ભલાઈ' 'બુરાઈ'નું એ ચાર જણાઓએ ઢોલ પીટયે જ રાખ્યું ત્યારે તો એમનાથી પણ ન રહેવાયું.

"અજી હમ પૂછતે હે–ઔર પૂછતે હે ખુદાસે" કહેતાં એમણે તો ચલાવ્યું;

"કી
હમારી ભલાઇ બુરાઈસે કયા વાસતા
અય ખુદા, હય તુમ્હે ?
યે હે હમને પુકારા— _
ન હમ ચાહતા થી ઔર હમ ખુદા,
યા બને જાલિમો, જુલ્મકા યા સહારા,
હમેશાં રહે આદમીહી હમી,
આરઝુ યે હમારી, ખુદા અય ખુદા,
હમને યે હે પુકારા......"

અને એમની વાણીની સચોટ અને વેગવાન અસર જ્યારે સામા પર થતી ત્યારે હંમેશાં એક પ્રકારનો ઉશ્કેરાટ ભર્યો જે સગર્વ–આવેગ તેમનામાં ઉમટતો એવો જ ભાટાઇ ભર્યો ચારણી પાનો તેમને ચઢયો હોય તેમ બુલંદ અવાજે તેમણે આગળ ચલાવ્યું.—

'જો હર શખ્સકી તું હે ઇન્સાનિય
તો હર શખ્સકી હે તું હેવાનિયત,
યે કરતૂત તેરે, હમારે નહિ,
આરઝુ યે હમારી, ખુદા, અય ખુદા,
હમને યે હે પુકારા..................

વળી એકવાર એમને જ ત્યાં રાજકવિની અદાથી અને તાનસેની શાહીગવૈયાની-છટાથી એક બંદો,

'બેનમાઝી કુત્તેસે બદતર હય'—' એવી એક દીની તાલીમની શાયરીના સૂરમાં વહેતો જતો હતો તેને સફાળો રોકીને ખાનસાહેબ વચ્ચે જ બોલી ઉઠયા.

"હમ યે કભી બરદાશ્ત નહિ કર સકતે. જો આદમી નમાઝી નહિ, ઉનકા દિલ પાક નહિ, યે બિલકુલ ગલત હે. સચ તો યે હે કી...ખુદાકી બંદગી વો કરતા હે જો દિખાતા નહિ ઔર વો બતાતા હે જો કરતા નહિ, "

અને પોતાના એ કથનને પુષ્ટિ આપવા તરત જ નીચેની એક શાયરી તેમણે સુણાવી દીધી.

"જીંદગી ગર જો ગઈ બેકાર તો ફીર કયા હુવા ?
દિલ–દિમાગે ખુદ ખુદા આયા નહિ તો કયા હુવા ?
દિલમેં મેરે આરઝૂ હરદમ રહે જલતી યહી,
ઈન્સાન હો ઇન્સા, ખુદા હોવે ન હોવે કયા હુવા ?"

આવું કવિહૃદય એમનામાં શી રીતે વિકસ્યું એની તો કોઇને ય ખબર નથી—ખૂદ ખાનસાહેબને પણ નહિ. અરે, મોટા ભાગના માણસોથી ઉલટું પોતાનું બચપણુ તો એમને મુદ્દલે યાદ નથી. અને માટે જ કયારેક એમના બચપણની વાત કોઈ પૂછતું તો તેઓ કહેતા—

"લડકપન જો કુછ હોતા હે તો સીર્ફ પાગલપનાહી હોતા હે. અપને બચપનકી યાદમેં જો શખ્સ ગોર કરતા હે વો શાયદ અપને બચપનકાહી ગુન ગાતા હે. હાં, ઇસસે ન કીસીકો નુકસાન હે, પર અપને આપકો ભી ન કોઈ-ફાયદા હય."

જો કે એમ બોલતાં બોલતાં પણ એમની આંખો ઉંડી જતી, ભવાં ચઢી જતાં, અને વિચારની કરચલીઓ એમના કપાળ પર પડી જતી ત્યારે 'ના' કહેવા છતાં ય પોતાના બાળપણની વિસ્મૃતિના દુઃખે ખાનસાહેબ ખરેખર ઉદ્વિગ્ન થયેલા જણાઈ આવતા. કૈંકવાર શ્રમ કરવા છતાં પણ પોતાના પ્રયત્નોની પાટી પર સ્મૃતિની એકાદ રેખા અંકિત થયેલી તેમને જણાતી નહિ. તેમને માત્ર એટલું જ યાદ આવતું—અને તે પણ પૂરા પરિશ્રમે–કે પોતાનો જન્મ–કોઇના કહેવા પ્રમાણે 'જીલ્લા મરદાન', પોષ્ટ માનકી', વિલેજ 'તાનો'માં થયેલો એટલું જ. અલબત્ત, સૃષ્ટિક્રમના શાશ્વત નિયમ પ્રમાણે એમનાં જન્મદાતા પણ



કોઇ હોવાં જોઇએ, અને હતાં જ: પરંતુ તેઓ કોણ અને કેવાં હતા, અરે ખુદ ખાનસાહેબને પોતાને ભાઇભાંડું પણ કોઇ હતાં કે નહિ એનીયે કંઇ જ ખબર નહોતી. કદાચ વિધિની એ કરામત હોય, કદાચ નાનપણથી જ તેમના સ્વભાવમાં ઘર કરી રહેલી સ્વયંસ્ફુરિત ઉચ્છૃંખલતા હોય, કદાચ કોઇ હિતશત્રુ પિત્રાઇની એ કુટિલતાયે હોય કે પછી એ કેવળ અકસ્માત હોય, બાકી ખાનસાહેબ જ્યારે એમની જાતને ઓળખતાં શીખ્યા ત્યારે એમને એટલું તો ચોક્કસ લાગેલું કે એમ થવાનું કારણ સ્મૃતિભ્રંશ તો ન જ હોઇ શકે. અથાગ પ્રયત્નોને પરિણામે અથવા કહો કે લગારે પ્રયત્ન વિના એમની યાદદાસ્ત એમને ફક્ત એટલું જ બતાવી શકતી કે ખાનસાહેબ જ્યારે એમની જાતને ઓળખતાં શીખ્યા ત્યારે એક ચિત્ર વિચિત્ર કાર્નિવલમાં પચાસ ફૂટની ઉંચાઈએ બાંધેલ એક આડા દોરડા પર પાવો વગાડતા એક છેડેથી બીજે છેડે દોડી જતા એક મશહુર બાજીનટના રૂપમાં પોતાની જીંદગીના શ્રીગણેશ જોયા.

તેમના આ ખેલને સર્વપ્રથમ લુધીયાણામાં ભારે આદર મળેલ અને પછી તો હિંમત, બહાદુરી કે બુદ્ધિનાં વાતવાતમાં થતા સ્હેજ પણ વખાણે ફુલીને ફાળકો થઇ જવાના પોતાના જન્મજન્ય સદ્‌ગુણ કે દુર્ગુણની આછી અસર જે પાછળથી ઘેરી બની હતી અને અત્યારે તો વજ્રલેપ બની બેઠી હતી– થી ફુલાઇને ખાનસાહેબે નવાનવા અંગમરોડ અને બુદ્ધિબળના કૈંક ખેલ એ સરકસમાં કરી બતાવેલા ક્યારેક ત્રીસ ફૂટના એક ગોળ કુંડાળાના બે સરખા ભાગ કરી બીજા એક નટની સામે ઉભા રહી પ્રેક્ષકો ત્યજી દીધેલી ચાલુ સાઇકલ પર ગવર્નર હાથ પણ લગાડયા વિના, સાયકલની ગતિમાં લેશ માત્ર પણ ફેર ન પડે તેમ બેસતાં ને ઉતરતાં ક્યારેક ચાલુ સાયકલે અવળા ફરી બેસી, અવળે હાથે ગવર્નર પકડી, સાયકલને અવળી ગતિએ ચલાવતાં, ક્યારેક ચાલુ સાયકલને હાથથી પેડલ મારી ગવર્નરને હાથને બદલે બન્ને પગ વડે સંભાળતાં તો ક્યારેક ચાલુ સાયકલે સાયકલની ડાબી બાજુ ઉતરી પડી ડાબો હાથ ને ડાબો પગ જમીનના સમાન્તરે હવામાં લાંબો કરી ઘડીક જમણા હાથે ડાબી બાજુનું ગવર્નર સાંભળીને ફક્ત જમણે પગે પેડલ ચલાવતાં તો ઘડીક એથી ઉલટું સાયકલની જમણી બાજુ ઉતરી જઇ જમણો હાથ ને જમણો પગ હવામાં અદ્ધર સમાન્તરે લાંબો રાખી ડાબા હાથે જમણી બાજુનું ગવર્નન સંભાળી પગ જ માત્ર પેડલ ચલાવતાં પૂર-ઝડપે ગોળ વર્તુળમાં જ ક્યારેક પાછળ સાયકલ ચલાવતાં માત્ર લુધીયાણાના જ નહિ પરંતુ પાંચ-પંદર શહેરોના સાયકલપરસ્તોને ખાન સાહેબે ખરેખર ખસીયાણા પાડી દીધેલા.

પાંચ-સાત વર્ષના એ કાર્નિવલ શોખને-નોકરી નહિ, કારણ ખાન સાહેબ એને નોકરી ગણતા જ નહોતા–ખાનસાહેબ પોતાની અંગકસરતની આવડતને બદલે અંગકસરતની અવળચંડાઇ તરીકે, જ ઓળખતા એમ કરતાં-કહેતાં એમને શરમ નહોતી ઉપજતી. એ કહેતા–અને છાતી ઠોકીને કહેતા–કે, એમ કરવાથી એમનું શરીર અલબત્ત ખૂબ જ કસાયું હતું અને એમાં જ બે પૈસાની પ્રાપ્તિ ઉપરાંત કૈંક પ્રતિષ્ઠા મળેલી એ તો ઠીક પરંતુ એ સાથે ગામ-પરગામની મુસાફરી અને અનુભવ મેળ લાભ પણ કઈ કમ નહોતો છતાં આખરે તો એ એક પ્રકારનો બજાણીયા શાહી જુગાર હતો. જીંદગી ક્યારે જોખમમા આવી પડશે તેનો ડર રાતદિન મનમાં રમતો હોય ને છતાં પચાસ ફૂટ ઉંચા દોરડા પર ખેલ કરવા કે પચાસ ફૂટ ઉંચેથી પાણીના હોજમાં ભૂસકા મારવા કે પંદર ફૂટ ઉંચી એક પૈડાની સાયકલ ચલાવવી એ બધું તો, અલબત્ત, એટલી નાની ઉંમરે જીંદગીની સલામતી સામેનો એક પ્રકારનો જુગાર જ હતો.

પરંતુ કદાચ એમના દિલની ખરી હિંમત અને નિડરતાનું ઉગમસ્થાન એ કાર્નિવલ જ હતું. એમ પણ એ માનતા. એક વખતે કૈંક કારણસર કાર્નિવલના મેનેજર સાથે ખાનસાહેબને બોલચાલ થતાં પગારના બીજે દિવસે ચાલુ ખેલમાં જ મેનેજર પર સાયકલ સાથે તૂટી પડી ગડદા-પાટુ તમાચાઓનો સારો એવો વરસાદ વરસાવી. મેનેજર અને તેના મળતીઆઓ



સજાગ બને તે પહેલાં તો, સરકસમાંથી બહાર દોડી જઇ, અગાઉથી જ તૈયાર રખાવેલી કોઇ ખાનગી મોટરમાં ખાનસાહેબ પોબારા ગણી ગયેલા—અને મેનેજર અને તેના મળતીઆઓ ધૂળ ફાકતા જ રહી ગયેલા.

તેમની ઉંમર તે વખતે હશે વીસેક વર્ષની પરંતુ ચિંતારહિત મુક્ત વાતાવરણમાં ઉછરેલા ખાનસાહેબનું વાન ત્યારે સહેજે પચીસ-છવ્વીસ વર્ષના યુવાન જેવું લાગતું. કાર્નિવલમાંથી નાસીને સીધા સ્ટેશને હંકારી ગયા બાદ તરત જ છૂટતી ગાડીમાં ખાનસાહેબે લુધીયાણાથી લાહોરનો રસ્તો લીધો. અને લાહોરનો રસ્તો લીધો. અને લાહોરથી મુલતાન થઈ લોધરાન પહોંચી ત્યાંથી ખાનપુર, શેહરી, નવાબશાહ થઈ સિંધ હૈદ્રાબાદ ફરીને ચાર-પાંચ મહિને લાહોર પાછા આવ્યા. આમ હિંમતબાજ હોવા છતાં એમને બીક એ હતી કે કદાચ કાર્નિવલવાળા તેમનો પીછો પકડે પરંતુ એમણે ન'તો કાઇ ચોરી કરી હતી કે ન'તો કોઈ ગુન્હો કર્યો હતો. એટલે આ બધી રખડપટ્ટીને અંતે લાહોરના એક સીનેમા સ્ટુડીયોમાં ચોકીયાત તરીકે તેમણે નોકરી મેળવી લીધી. દસ-બાર માસ તો પછી શાંતિથી પસાર થયા પરંતુ હિન્દભરમાં પ્રખ્યાત એવા છેલછટાકીયા લાહોર શહેરની ફેશન અને રોનક અને સીનેમા સ્ટુડીઓ આછેરા આકર્ષણે એક વખત એમને ઘેરી લીધા. અને તે એવા ઘેર્યા કે—

ખાન સાહેબના જીવનની ખરી કસોટી ત્યારે જ શરૂ થઇ જ્યારે ચોકીદારની નોકરી મૂકીને બીજા એક સીનેમા સ્ટુડીયોમાં એકસ્ટ્રા તરીકે કામ કરવાનું તેમણે શરૂ કર્યું.

પંદર રૂપિયાના ભારે પગારની ચોકીયાતની નોકરીમાં રહ્યે રહ્યે ખાન સાહેબે અવારનવાર સ્ટુડીયોના આંતરિક જીવનમાં ડોકીયું કર્યું તો જણાયું ચોકીયાત કરતાં તો સ્ટુડીયોમાં કામ કરતા એકસ્ટ્રાનું સ્થાન વધારે સારું હતું. માન અને મોભાની વાત જવા દઇએ તો ય પૈસાની દૃષ્ટિએ તો એમાં લાભ હતો જ. રોજના દશ આનાની રોકડી આવક, ભાઇ, પંદર રૂપીઆથી શું ભૂંડી હતી? વળી સ્ટુડીઓના માલીક ડીરેક્ટર, કેમેરામેન, સાઉન્ડ એન્જીનીયર, ઈલેક્ટ્રીશીયન એના જેવા બીજા કેટલાયે એકસ્ટ્રા તથા નાના મોટા બધા જ અભિનેતા અને...અને...ક્યારેક ક્યારેક મુખ્ય નટીને જોવા, ઓળખવા, મળવાનો પ્રસંગ; ને એમાંથી જ આગળ વધી કંપનીના મુખ્ય નટ બની કંપનીની બે—ચાર બાળનટીઓમાંની એકાદ ફુલફુલી સબ્જપરી સાથે...કેટકેટલી શકયતાઓ એમાં હતી! એ બધા લાભ કંઇ ઓર જ હતા. અને કાર્નિવલની 'કેરીયર' કદાચ અહીં જ લેખે લાગવાની હતી. ખાનસાહેબને એ ગમી ગયું. ખૂબ ગમી ગયું.

અને. એ પણ કેવું મજાનું હતું કે એ મુગી ફીલ્મ નો જમાનો હતો! નહિ તો ન-વારસીયા સંતાન જેવી સ્થિતિમાં ઉછરેલા ખાનસાહેબ પુરુ ઉર્દુ સુધીએ ભણ્યા નહોતા એટલે બોલતી ફીલ્મમાં તો એમનો ધડો એ ન થાત.

ફીલ્મજગતમાં ત્યારે સ્ટંટચિત્રો જ ટિકિટબારી પર સફળતા પામતાં એટલે સ્ટંટચિત્રમાં કામ કરી શકે તેવા માણસને સહેલાઇથી—અલબત્ત એનામાં આવડત હોય, હિમ્મત હોય, ધગશ હોય, સુરૂપ ચહેરો અને સુંદર—કદાવર—કસાએલું શરીર હોય, વાણીમાં ચાતુર્ય—પછી તે મીઠાશ કે રોફ હોય, કાર્યમાં ચપળતા હોય, ને એ બધાંયને ટપી જાય એવા કાર્યપણુ ધાકધમકીને નમતું આપવાની તીવ્ર અનિચ્છા હોય ને નિશ્ચિત કે અકસ્માત થતી અવારનવારની મારામારી મારફાડ કે મુક્કાબાજીમાં મેદાન મારી લેવાનું જોમ હોય તો તેવા માણસને સ્ટંટકીંગ બનવાના સંજોગો મળી રહેતા. આમાંની મોટાભાગની જરૂરીયાતો ને લાયકાતોનો સમન્વય કાર્નિવલ જીવનમાં જ ખાનસાહેબમાં થયેલો હોઇ અત્યારે એ જીવન એમને આશીર્વાદ સમાન થઇ પડ્યું. અને એકાદ વર્ષની ખંતીલી જહેમતે ખાન સાહેબને એક સ્ટંટચિત્રના બહારવટિયા રાજકુમારની ભૂમિકા પર પહોંચાડી દીધા એ ચિત્રમાં મળેલી સફળતાએ ખાનસાહેબ માટે 'ભાગ્યશાળીને ભૂત





રજો ':એવી પરિસ્થિતિ લાવી મૂકી કારણ કંપનીના ડીરેક્ટરને એમનામાં કંઈક હીર દેખાયું;અને ખાસ જહેમત લઈને એક અદના માણસને અભિનેતા બનાવવાનો યશ ઉપરાંત કલાકુશળ ડીરેક્ટર તરીકે પોતાને પણ ચમકાવાનો 'ચાન્સ' તેમણે ઝડપી લીધો.

વરસ દોઢ વરસમાં તો પાંચ સાત ચિત્રોમાં ખાનસાહેબ ચમકી ઉઠયા—ક્યારેક કોઇ લૂંટારૂ ટોળીના સરદાર તરીકે, તો કયોરેક કોઈ ભેદી શિકારી તરીકે, કયારેક કોઇ જાલીમ રાજ્યના બંડખોર તરીકે તો કયારેક કોઇ દુશ્મન રાજ્યની રાજકુંવરીના અજાણ પ્રેમી તરીકે. કયારેક બાપનું વેર લેતા કોઈ ભીલસરદારના વેરતરસ્યા વારસ તરીકે, તો કયારેક કોઇ જાદુઈનગરીના રાજકુમાર તરીકે. એમ કંઇક ચિત્રોમાં એ ચમકયા. હવે તેમનો દરજ્જો કોઇ ચોકિયાતનો નહિ, કોઇ સિપાઇ-સપરાનો નહિ, કોઇ એકસ્ટ્રાનો નહિ, કોઇ સામાન્ય નટનોય નહિ પરંતુ કંપનીના મુખ્ય નટ-'સ્ટંટકીંગ'નો થયો. કંપનીમાં હવે તો ખાનસાહેબનાં 'બડે જાઉ વારીયાં' લેવાવાં લાગ્યાં. લાહોર શહેરના રાજમાર્ગ પર સાંજને ટાણે પહેલાંના દેહાતી પોશાકને બદલે કયારેક રજવાડી સુરવાલ ને શિકારી કોટમાં ઘોડા ઉપર, તો કયારેક નખશિખ સાહેબશાહી લેબાસમાં કંપનીની ખાનગી ટુરીંગકારમાં જાતે મોટર ચલાવતા કૈંક સીનેમાશોખીનોની સલામો ઝીલતા એ અવારનાર નજરે પડતા. એમનો દરજ્જો અને દમામ હવે વધ્યાં હતાં એની એ પ્રતીતિ હતી. આવે સમયે હંમેશાં એમની આંખોમાં મસ્તી, વાણીમાં ગૌરવ, ચહેરા પર મિજાજ અને ગતિમાં ચાપલ્ય રહેતાં. વગર બોલાવ્યા બોલવું નહિ, વણનોતર્યે કયાંય જવું નહિ, ખરચ સામે જોવું નહિ અને કોઇની શેહમાં તણાવું નહિ. એ પ્રકારના રજવાડી રોફમાં ખાનસાહેબનું જીવન જાણે આખા સ્ટુડીયો પર પોતાની હકુમત ચલાવી રહ્યું. કોની મજાલ હતી કે ખાનસાહેબની સામે કોઈ બોલી શકે ! કોની જીગર હતી કે ખાનસાહેબની આજ્ઞા કોઈ ઉથાપી શકે ? કોની તાકાત હતી કે ખાનસાહેબની હરીફાઈ કોઈ કરી શકે ? સામાન્ય નટ-નટી તો શું, ખુદ વાર્તાલેખક, ડીરેક્ટર ને કયારેક માલીક પણ ખાનસાહેબના એકાદ સુચનને નકારવાની હિંમત કરતાં ખચકાતા. ખાનસાહેબનું સ્થાન-એ સ્ટુડીયો પુરતું તો-કોઇ રીયાસતી રાજ્યના સર્વસત્તાધીશ વડા અફસરનું જાણે બની રહ્યું.

સાથે સાથે એમની વધતી જતી કીર્તિ અને સત્તાનો જાણે પુરાવો હોય એમ એક નવો શોખ એમના જીવનમાં સંચાર પામી રહ્યો હતો. કંપનીમાં કામ કરતાં કરતાં સ્ટુડીયોના કૈંક દિવસો ને ખાનસાહેબના ઘરની કંઈ રાતો મુશાયરાની મહેફિલમાં મસ્ત બની ગાજી ઉઠતી. એ હવે સામાન્ય બન્યું હતું ખાનસાહેબને ઘેર, ખાનસાહેબના હિસાબે અને જોખમે થતા સંગીત ને સુખના એ શોખમાં ખાણીપીણીની પણ કંઇ ખોટ નહોતી.. પાંઉ-માખણ, ફળફળાદિ ને ચાહ-બીડીથી શરૂ થઇને સંગીતથી શરાબ ને શરાબથી સંગીત ને વળી સંગીતથી શરાબના ક્રમમાં રાતભર ચાલતી એ મહેફિલમાં પાંચપંદર નટ-નટી ઓથી વીંટળાઇને બેઠેલા ખાનસાહેબ શાહી ગવૈયાઓની વચ્ચે શોભતા સાહિત્ય-સંગીત ને સુરાના શોખીન કોઈ ભરજોબન રાજકુમાર જેવા, કોઈ ઉચ્ચ ખાનદાનના નમીરા જેવા, કે કોઇ લુંટારૂ ટોળીના દિલેર ને પ્રતિભાશાળી નાયક જેવા દેખાતા. જાતે કવિ ન હોવા છતાં, પાટી પર એક હરફ પણ જિંદગીમાં પાડયો ન હોવા છતાં, યાદદાસ્તની એમની પાટી પર જાણ્યે-અજાણ્યે જ છાશવારે ને ઘેંશવારે થતા એ મુશાયરામાંની કૈંક શાયરી એમને યાદ રહી જતી. પરંતુ એ બધાયમાં એમની વર્ષગાંઠને દિવસે જે મુશાયરો એમને ત્યાં ગોઠવાયો અને જે લિજ્જત બધાંએ માણી ત્યારથી તો ખાનસાહેબની દર 'સાલગિરા' મુશાયરાની ખુશનુમા રાત્રિ વિના ભાગ્યેજ પસાર થતી. અને એવા પ્રત્યેક પ્રસંગે ખાનસાહેબ કોઇ રાજવીનાયે રાજવી, કોઇ દાનવીરનાયે દાનવીર કે કોઈ અફસરનાયે અફસર લાગતા.

અને એમના જીવનની ધન્યપળ એમને નજીક આવતી જણાઈ. ચિત્રપટમાં ચમકવા સાથે સાથે હવે



તો એમનું અંગત જીવન પણ ચમકવા લાગ્યું. ફિલ્મ-જગતના એ ફિતુરીને એક રોશનઆરાનો ભેટો થયો. એ હતી એક નવી–મુખ્ય નટી, એમની જ કંપનીમાં કામ કરતી; પાંચેક મહીના પર ભરતી થયેલી, સ્વચ્છંદ-વિહારી, આઝાદમિજાજી, રમ્યરૂપિણી, નટખટનારી. દૈવયોગે કંપનીમાં સાથે કામ કરતાં કરતાં બે–એક વરસના સહવાસને પરિણામે એને ખાનસાહેબનું, અને ખાનસાહેબને એનું, ઘેલું લાગ્યું. પરિણામ એ આવ્યું કે એક રાત્રે સ્ટુડીઓના માલીક–ડીરેક્ટરને સૂતા મૂકીને બંને જણાં પહેલી જ ટ્રેનમાં ત્યાંથી રફુચક્કર થઈ ગયાં.

લાહોરથી રાત્રે સવાનવે ફ્રન્ટીયર મેલમાં બેસીને ત્રીજે દિવસે સવારે બન્નેજણાં મુંબઈ પહોંચી ગયાં. અને પહોંચતાંની સાથે જ મુંબઈના એક જાણીતા સ્ટુડીયોમાં તેઓએ નોકરી મેળવી લીધી. પરંતુ મુંબઈનાં માઠાં પરિણામનું ફળ ચખાડવા ફ્રન્ટીયર મેલથી યે વધુ ઝડપે તેમનું નસીબ "બે ડગલાં આગળ" આવેલું જણાયું. મુંબઈ આવ્યે માંડ વરસેક થતાં થતાં તો તેમણે જોયું કે રોશનમાં કોઈ નવી જ રોનક, નવી જ ચમક આવી હતી. તેનો રોફ વધતો હતો, રૂઆબ બદલાતો હતો, મન પલટાતું હતું ને લાગણી ઓસરતી હતી. મુંબઈના નવા સ્ટુડીયો ડીરેક્ટર સાથે તે નવા દાવ અજમાવતી હતી. હવે તે પહેલાંની જેમ સ્ટુડીયોનું પોતાનું કામ પત્યે ખાન-સાહેબની રાહ જોતા થોભતી નહિ. ક્યારેક વળી કામમાંથી પરવાર્યા છતાં તેમની સાથે ન નીકળતાં જાણીબુઝીને—ખાનસાહેબને અજાણ્યા એવા કોઈ કારણસર — સ્ટુડીયોમાં જ બે – ચાર – પાંચ – સાત કલાક રોકાઈ રહેતી. ને ક્યારેક તો મધરાતે — ખાનસાહેબ જ્યારે પાછલી પહોરની મીઠી નિંદર લેતા હોય ત્યારે જ–ઘેર પહોંચતી. ડીરેક્ટર સાથેના તેના છૂપા સંબંધથી ખાનસાહેબ સાવ અજાણ તો નહોતા જ; અને 'રોશન' પણ આમ તો તેમની પરણેતર ઓરત નહોતી તેમ જાણવા–સમજવા છતાંય વાત જ્યારે અતિશય આગળ વધી અને ખાનપાનનીયે શાંતિ જ્યારે ના રહી ત્યારે તો ખાનસાહેબની સહનશીલતાની હદ આવી ગઈ. રોશન હવે પહેલાંની રોશન રહી નહોતી. અલબત એ હતી તો રોશન–માત્ર નામધારી જ પરંતુ ખાનસાહેબના જીગરને અજવાળતી રોશની એમાંથી પૂર ઝડપે ઓસરતી હતી.

પરંતુ આકળા કે ઉતાવળા ન બનતાં એમણે ગમ ખાધી. કૈંકવાર એ વસ્તુ એમણે 'રોશનને સંભળાવી—સમજાવી, કૈંકવાર જાતે સમજવાનો પ્રયત્ન કર્યો ને છતાં દિનપ્રતિદિન એમની મુંઝવણ વધતી ચાલી. એમના અંતરમાં એક દારૂણ ઉલ્કાપાત, એક ભયંકર આંધી, એક ઘેરો વંટોળ ફૂંકાવા લાગ્યો. શાંતિ મેળવવા એમણે ઘણાંયે ફાંફાં માર્યાં ને છતાં પ્રતિપળે એમના મનની વ્યાધિ વધ્યે જ ગઈ.

ને એક સાંજે એ વ્યાધિએ વધીને મહારોગનું રૂપ ધારણ કર્યું ત્યારે ખાનસાહેબના આશ્ચર્યને આઘાતનો પાર ન રહ્યો. તે સાંજે સ્ટુડીઓનું કામ પુરૂ થયા બાદ ડીરેક્ટરે તેમને બોલાવીને કહ્યું કે—

"દેખિયે! રોશનકો ભગા લેજાનેકા ઈલ્ઝામ તુમ્હારે સર લાહોરવાલેને લગાયા હય. ઈસી લીયે ઉન્હોને તુમ્હે પકડવાનેકા વારંટ નિકલવાયા હય. તો અગર મેરી માનો તો બચ જાનેકા સીર્ફ એકહી તરીકા હય—યહાંસે ભાગ નિકલનેકા—હાં, અગર જી બચાના ચાહો તો. ઔર દેખો! રોશનકો ભી યે વારંટકી ખબર મીલી હય, પર વો નહિ ભાગેગી. વો ચાહતી હય કી તુમ્હે યહાંસે ભાગકર બચ જાના ચાહિયે."

અને પછી ઝડપથી ઘરભણી જવા વળતાં ખાન-સાહેબને રોકીને તેણે આગળ ચલાવ્યું, ઔર સુનો તો! રોશનકે ફંદેમેં ફસકર તુમ અગર ઉન્હેં છોડ ન શકે તો ભાઈ, પકડ જાઓગે. ભલા રોશનમેં ક્યા રખ્ખા હય? ઔર વો તુમ્હારી હોતી ભી કૌન હય? એક અદના એકટ્રેસ હૈ વો તો. ઉન્હેં મહોબ્બત નહિ, કલદારસે મતલબ હોતી હય. કોઈ એકટ્રેસ કભી કીસકી નહિ હોતી ભલા! હો સકતી હૈ કીસકી? યે મેરી રાય હય. હાં, ઉન્હેં માનો ન માનો ભાઈ,



અટકી પડે, તેમ અસંખ્ય વિચારોનાં વમળ, ભયંકર ભૂતાવળની જેમ, એકી સાથે એમના મનને ઘેરી વળ્યાં. સ્વસ્થ ચિત્તે એ કંઈપણ વિચારે એ પહેલાં તેમનું સરહદી લોહી ઉકળી આવ્યું. ડીરેકટરની કેબીનનું મુખ્યદ્વાર અંદરથી બંધ હતું. એક પળનોય વિલંબ કર્યા વિના બાજુની બારીમાંથી છલંગ મારીને ડીરેકટરની કેબીનમાં એ કૂદી પડયા ને શેનો ધડાકો થયો એનો વિચાર આવે એ પહેલાં તો બીજી છલંગ મારી ડાબા હાથના એકજ આંચકે રોશનને દૂર હડસેલી મૂકી, એક લાત ભેગો જ ડીરેકટરને ભોંય પાડી નાંખી, ઉપર ચઢી બેસી જોરથી બન્ને હાથે ખાનસાહેબે એનું ગળું દબાવી દીધું. ડીરેકટરથી એક શબ્દનોય ઉચ્ચાર થઈ શકે એમ હતું જ નહિ. ખાનસાહેબના હાથની, બન્ને હાથની પોલાદી પકડમાં એનો રોટો પીસાઇ જવા આડે એકક્ષણનીયે વાર નહોતી ત્યાં બાજુના ટેબલ પર હેબતાઈને અવાક બની પડી રહેલી રોશન તરફ તેમણે જોયું ને સુધ-બુધ ગુમાવી બેઠેલા ખાનસાહેબના હાથ અચાનક થંભી ગયા.

વિચારોનાં પૂર ફરી પાછાં તેમના મનને ઘેરી વળ્યાં. શું થઈ ગયું ને શું થાય છે એ વિચારતાં એમને લાગ્યું કે એમને હાથે એ કોઈ ઘોર અન્યાય ઘોર પાપ–તો નહોતા કરી રહ્યા ? ડીરેકટરને મારીને એ કદાચ પોતાની જાતને તો અન્યાય નહોતા કરતા ? રોશનને પોતાની સમજવામાં એ તેમની જાતને તો નહોતા છેતરી રહ્યા ? જે દુનિયાં એમની કયારેય નહોતી છતાં જેને એ પોતાની માની બેઠા હતા તે દુનિયાં આજે ઝડપથી પોત પ્રકાશી રહી હતી. અને ઝળાંઝળાં થયેલી દુનિયાંની આંખો આંજી નાંખતા એ પ્રકાશમાં પોતાના જીવનને ઘેરી વળેલ અંધકારનું ઘોર વાદળ શું એમને નહોતું દેખાતું ? તેમ રોશન પણ, જેને એ પોતાની માની બેઠા હતા છતાં કયારે ય જે એમની નહોતી તે પણ, ક્રમેક્રમે પોતાના અસલ સ્વરૂપમાં આવતી - હતીને ? અને આખરે એ એમની કોણ હતી ? પરણેતર તો નહોતી જ આશ્રિત પણ અલબત્ત નહિ જ. અને આભારવશ તો સુદ્દલે શાની ? અચાનક આવી મળેલાં, અધરસ્તે અથડાઈ પડેલાં, થોડો સમય સાથે ચાલી અનુકૂળ રસ્તો મળ્યે વળી પાછાં ફંટાવા સર્જાયેલાં બે પ્રવાસી સમાં એ બન્ને એકમેકનાં પૂરક તો નહોતાં જ. છતાં એક જ યાત્રી હતાં. જીવન કઇ રીતે જીવવું, કેમ ટકાવવું તે જિંદગીમાં સ્થિરતા કેમ લાવવી એ એક જ વિચારથી પ્રેરાયેલાં ને એક જ ચિંતાથી ઘેરાએલાં એ બન્ને અકસ્માત જ એકબીજાને આવી મળ્યાં હતા ને અજાણ્યે જ અન્યોન્યનાં પૂરક બની ગયાં હતાં. સાથે રહેવા છતાં ને સાથીદાર લાગવા છતાં તેઓ બન્ને મનફાવે તેમ વર્તવા સ્વતંત્ર હતાં. ધારે તો ભાઇબેન, પતિપત્ની કે મૈત્રિનો સંબંધ વિકસાવવાની એમને કેટલી તક હતી ને તેમ છતાં એવો કોઇ જ સંબંધ તેઓ કેળવી શકયાં નહોતાં, પરંતુ સહજીવી–સહવાસી તો તેઓ હતાં જ. અને કદાચ એ હકીકતને આધારે જ મુંબઈ આવ્યા બાદ ધડકતે હૃદયે પણ લગ્નનો પ્રસ્તાવ રોશન આગળ ખાનસાહેબે બે–ત્રણ વાર મૂકેલો ત્યારે અલબત્ત એનો જવાબ 'અનિશ્ચિત હકાર'માં મળતો ને ખાનસાહેબની મુંઝવણ ત્યારે વધી પડતી. પરંતુ 'તાણી ઝાલ્યે તૂટી જવા'ના ભયે એ વાતને એ વધુ પડતી વિસ્તારતા નહિ એ આશાએ કે કદાચ બીજી વખતતો એનો જવાબ ચોક્કસ 'હા'નોજ આવશે. પરંતુ આજે જ્યારે રોશનને મુખે પોતાનાથી અલગ થવાનો અને સાથેસાથે પોતાને મૂર્ખ સમજી વારંટ વગેરેની વાતો કરી મૂર્ખ બનાવવાનો જે પેંતરો રચાયો હતો તેથી એમનું દીલ તપી ઊઠયું. પ્રપંચની જાળે તે બળુંબળું થઇ રહ્યા ને મારવો કે મરી રીટ-વાના ઝનૂને ચઢેલા મને એક જબ્બર ઉપસો ખાધો. ઝપાટાબંધ આવેલા પુરનાં પાણી ઝડપથી ઓસરી જાય છે તેમ એમના મનમાં ઉભરેલા વિચારો પણ એટલી જ ઝડપથી ઓસરી ગયા. તેમની વિચારશક્તિ ચાલી ગઇ, આંખે અંધારાં આવી ગયાં, મન શૂન્ય બની ગયું ને ક્રોધ થંભી ગયો. ક્ષણ–બેક્ષણમાં વીજળિક ઝડપે પસાર થયેલા આ વિચારો બાદ ખાલી પડેલા મગજમાં એકદમ એકાએક માનવસહજ દયાનો સંચાર થયો ને ખાનસાહેબને ખબરે ન પડે તેમ કુદ-





રતી રીતે જ આલમના ગળા ફરતી એમની પકડ ઢીલી બની ગઈ. ખાનસાહેબની વૈરવૃત્તિને અંતરની માનવતાએ જાણે પડકાર ફેંક્યો.

રોશનપર તેનો શો અધિકાર હતો ? કયો હક્ક હતો ? કયો ઉપકાર હતો ? એના મતે 'આલમ' જે સજાને પાત્ર હતો એ જ સજાને પાત્ર એ પોતે પણ શું નહોતો ? એના સિવાય બીજા કોઈની સાથે બોલવા, ચાલવા, હરવા, ફરવા, અરે ! મન ફાવે તેવો સંબંધ રાખવાની છૂટ રોશનને કેમ ન હોઈ શકે ? રોશન આલમની બની રહે કે આલમ રોશનને ઝુંટવી લે એમ થતું અટકાવવા કરતા પોતે જ રોશનને યોગ્ય થવાનો પુરૂષાર્થ કરવો એમાં જ શું સાચી સજ્જનતા નહોતી ?

અને આલમના ગળા ફરતી બન્ને હાથની ભીંસ ફરી એકવાર મજબૂત કરીને મક્કમ અને શાંત પરંતુ સત્તાવાહી અવાજે ખાનસાહેબ બોલી ઉઠયા.—અને શું બોલ્યા તે એમના જ શબ્દોમાં સાંભળીયેઃ—

"દેખો આલમ ! આજતક તુમ યે સ્ટુડીયોકા અફસર થા લેકિન આજ મંય તુમ્હારા ભી અફસર હું. આજ યે સ્ટુડીયોકી 'આલમ' ઔર "આલમકી જાન" દોનો મેરે હાથોંમેં હય. મંય અગર ચાહું તો એક મીનટકી અંદર ઇસે મીટા સકતા હું; ઔર દેખતા હૂં તુમ્હે કૌન બચાતા હય. યકીનન, મેરે સિવા તુમ્હે કોઇ નહિ બચા સકતા—ઇસ સ્ટુડીયોકે દેઢસો ઇન્સાનમેં સે એકભી નહિ—ક્યોંકી વો ખૂબ જાનતા હય કી ઉનકા સચ્ચા અફસર તુમ નહિ, મંય હું. ઇસલિયે મંય તુમ્હેં ખતમ કર સકતા હું. લેકિન મંય તુમ્હારી મૌત લેને નહિ આયા; ક્યોંકી મંય ઇનકોન્ઇસ નાપાક રોશનકો—બરબાદ કરના નહિ ચાહતા. ઇસ દુનિયાંમેં રોશનને જો નામ પાયા હય ઔર યે સ્ટુડીયોકે અંદર આજતક જો ઇજ્જત તુમ્હે હાંસલ હય, મંય ઇસે બરબાદ કરના નહિ ચહાતા."

આલમના ગળા પરની પકડ ઢીલી થવા દેતાં ઘડીક ખમચાઇને તેઓ આગળ બોલ્યા.

"મેરે લીયે કોઇ કુછ ભી કયોં ન સમઝે, પર એક મીનટકે લીયે ભી હમ અબ યહાં ઠહરના નહિ ચાહતા, ઇસલિયે, કી આજ રોશન વો રોશન નહિ જો મહોબ્બતકી ચિરાગ લીયે હરદમ મેરે નજર આયા કરતી થી, ઔર તુમ–બદબખ્ત એ નાપાક આલમ તુમ, તુમ ભી વો ડીરેકટર નહિ જો હમેશાં નિગાહે પાક મેરી નજર આયા કરતા થા. યાદદારતકી મેરી દુનિયાંમેં તુમ દોનો નિગાહે કબ્રમેં દફના હુવે શબ હો. મેરે લીયે તુમ મર ચૂકે હો–ઔર તુમ્હારે લીયે મંય ભી આજસે રોશનકી 'આલમ' મેં ખાનઆલમ નહિ ઔર ખાનકી દુનિયા મે રોશન નહિ. મગર મંય તુમ્હે બદનામ યા બેઇજ્જત કરનાભી નહિ ચાહતા ઇસલિયે કયામતકી ઇન્સાફ પર તુમ્હે જુદા છોડકર મંય જાતા હું–ઇતના દૂર ઇતના દૂર, કી જહાં, તુમ્હારી નાપાક સુરતકી બદબૂ ભી કભી ન આ સકે."

એમ કહેતાં તિરસ્કાર ભરી એક તીક્ષ્ણ તીવ્ર ને ત્વરિત દૃષ્ટિ રોશન પર ફેંકી આંખને ઇશારે બન્નેને ચૂપ રહેવાનું કહીને ખાનસાહેબ આલમની કેબીનનું અંદરથી બંધ કરેલું બારણું ખોલીને સડસડાટ કરતા સ્ટુડીયોની બહાર ચાલ્યા ગયા.

એ પછી શું થયું તે કથની ખુદ ખાનસાહેબને મુખે સાંભળવી હોય તો આ રહીઃ—

"મંય નહિ જાનતા, મેરી પીઠ કયાં હુવા પર મંય જબ બહાર નિકલા તબભી રોશન વોહી ટેબલપે ગમગીનસી કુછ મુરઝાઇ હુઇ નજર આતી થી ઔર આલમભી ઉસ જમીન પર વેસીહી તરાહ ગીરા હુવા થા. જૈસા મૈં. પૂર્ણ જુદા, ગુસ્સે-મેં, અગર ચાહતા તો ઉસે જાનસે મારતા, અબ સ્ટુડીયોવાલોંકે સામને મારતા, ઔર કોઇ મુઝે નહિ રોક સકના કયોંકી ઉનલોગોંમેં મેરી ઇજ્જત સ્ટુડીયોકે કીસીભી અફસરસે જયાદા થા. ઉસ દિન મેરી ઉમ્ર કુછ તીસ–ઉનતનીસ સાલકી થી ઔર આજ પચીસ સાલ હુઇ ઇસ બાતકો. પર ઇસકા મુઝે કોઇ ખોફ નહિ, કોઇ ઇતરાજ નહિ, ઇતનાસા ભી દુઃખ નહિ ઇનકે બજાય વો દિન જબ મુઝે યાદ આતા



હય તો મુઝે ખુશી હોતી હય—બડી ખુશી હોતી હય—ક્યોંકી ઉસ દિન મંયને દો દિલે–મહોબ્બતકો જીસકો મેં બરબાદ કર સકતા થા—ઉજાડા નહિ લેકિન સરાહા થા. હાં, મંય યે નહિ જાનતા કી આજ ઉન દોનોંકી ક્યા હાલત હય. વે દોનોં સાથમેં હય, શાદી કી હુવે હય, યા સુખચેનમેં હય, વો કુછ મંય નહિ જાનતા. ઔર જાનના ભી નહિ ચાહતા. સીર્ફ ઇતનાહી જાનતા કી ઉસ દિનકે બાદ કોઇ પાંચ-સાત સાલ ઇધર–ઉધર ઘુમાતે હુવે, વો મહોબ્બતકો ભૂલતે, જીંદગીકે દિન ગુજારતે, યહાં આકર ઇસ ચાલીકા કિરાયા વસૂલ કરનેકા કામમેં લગા હું ઔર ઇસસે હમ બહોત ખુશ હય. ક્યોંકી મંય કીસીસે કુછ નહિ ચહાતા ઔર હમે કીસીસે કોઇ ઉમ્મીદ નહિ. ઇસ ચાલીમેં પીછલે પચીસ સાલકી નહિ પર મેરી ઉમ્રભરકી યાદદાસ્ત ભરી હુઇ હય. કિરાયા વસૂલ કરનેવાલા નોકર હોતે હુવે ભી આજ યે ચાલીકા મંય ખુદમુખ્તાર માલિક હું. જીંદગીકે ખેલમેં નોકરસે અફસર ઔર અફસરસે નોકર બને હુવે આજ ભલા હમ નોકરકી ક્યોં ન હો લેકિન યાદ રહે કી એક જમાના થા જબ હમ ભી અફસર થે.'



# કુરુક્ષેત્રની હિજરતી છાવણી

જ્યોત્સ્ના ખંડેરીઆ

છેક પ્રાચીન કાળથી કુરુક્ષેત્રના નામ સાથે જ હિન્દુસ્તાનમાં અનેક પૌરાણિક દંતકથાઓ અને ધાર્મિક સંબંધો સંકળાયેલા છે. એ જ આ જગ્યા કે જ્યાં યોગેશ્વર શ્રી કૃષ્ણે અર્જુનને ગીતા સંભળાવી કર્તવ્ય–પંથનો અનુરોધ કર્યો હતો. એજ એ સમરભૂમિ કે જ્યાં પાંડવો અને કૌરવોનાં સૈન્યો શત્રુને સંહારવા કૃતનિશ્ચય બનીને સામા સામાં ઊભાં રહ્યાં હતાં. પૂર્વ પંજાબના હાર્દમાં આવેલું આ મેદાન દેશના ભાગલાએ ઊભી કરેલી કરુણ અને દુઃખદ બીનાઓથી નાસીને હિન્દને ખોળે શરણું શોધવા આવેલા લાખો મનુષ્યોનું અત્યારે આશ્રયસ્થાન થઇ પડ્યું છે. અત્યારે હિન્દની મોટામાં મોટી હીજરતી–છાવણી કુરુક્ષેત્ર છે, આશરે ત્રણ લાખ માણસો વિશાળ મેદાનમાં તંબુઓ નાખીને પડ્યાં છે. દિલ્હીથી લગભગ ૧૦૦ માઇલ દૂર છે અને પાણીપત અને કર્નાલ થઈ પાકી સડક ત્યાં જાય છે.

દેશના બીજા ભાગોમાં જઇને વસેલાં હીજરતીઓનો ખ્યાલ નહીં આવે. દૂરના પ્રાંતોમાં પહોંચનારો વર્ગ પૈસેટકે સુખી, કાંઇક સાધનસંપત્તિવાળો છે, મોટેભાગે શહેરોનો ધનિકવર્ગ છે. દેશના ભાગલાએ એમને પણ અસર તો કરી જ છે, છતાં થોડું ઘણું પણ બચાવીને તેઓ સાથે લઇ જવા પામ્યા છે. અહીં કુરુક્ષેત્રમાં આવીને પડેલાં હીજરતીઓનો મોટો વર્ગ કંગાલ, ગરીબ શ્રમજીવી ગ્રામવાસીઓનો છે. કઈ રીતે તેઓ હિન્દમાં આવ્યાં તેની કથની પથ્થરનુંયે દિલ પીગળાવે એવી છે. જુલ્મ, લૂંટ, ખૂન, અત્યાચાર, ધર્મપરિવર્તન, નિર્દોષ સ્ત્રીઓ અને બાળકોની કતલ બેઇજ્જતી અને પાશવી કૃત્યો એમણે નજરે જોયાં છે, ચારેબાજુ નાચતા મોતના મુખમાંથી જીવ બચાવવા તેઓ પહેર્યે કપડે ભાગ્યાં છે. ક્યાં જવું છે તેનું તેમને ભાન ન હતું, કોણ એમને સંઘરશે એનો તેમને ખ્યાલ ન હતો, તેમ તો માત્ર ઘોર અત્યાચાર ને જીવતા મોતમાંથી છુટવું હતું. કોઇએ બાપ ગુમાવ્યો, કોઇએ ભાઇ ગુમાવ્યો, કોઇએ પતિ

સગી આંખે કપાઈ જતાં જોયા, કોઈએ સર્વસ્વ ગુમાવી દીધું આ ભીષણ જંગાલિયતની યાતનામાંથી છૂટીને નાસતાં ઘણીવાર જીવતાં છતાં કુટુંબનાં બધાં માણસો વેરવિખેર થઇ ગયાં, કોઇની ભાળ રહી નહીં. જંગલમાં દવ લાગે ને ચીચીયારી કરતાં પંખી અંધારી રાતમાં પણ અથડાતાં ભટકાતાં ભાગે તેમ જીવ લઇને સહુ ભાગ્યાં. સ્થાવર મિલ્કત લઇ જવાની તો વાત જ ન હતી, સાથે ઉંચકીને કેટલું લઈ જઈ શકાય? છતાંય ઉંચકાય એટલું સહુએ ઉંચક્યું ને વણઝાર ચાલી. કોઈ ગાડામાં હતું, કોઈ ઘોડા ઉપર, મોટા ભાગનાં પગપાળાં. માઈલોના માઈલો લાંબી વણઝાર, બેશુમાર મનુષ્યોની કીડિયારાંની જેમ લાંબીને લાંબી ચાલી જતી અણખુટ કતાર. કહે છે કે આવી એક પગપાળી વણઝાર ૭૨ માઈલ લાંબી હતી. રસ્તામાં ન ચલાયું એને પાછળ મૂકી દીધા. પુત્રોએ વૃદ્ધ અશક્ત મા-બાપને જીવતાં છોડી દીધા, બિમાર બાળકને માતાઓએ રસ્તામા તજી દીધાં, ભૂખે ને તરસે કંઇકના પ્રાણ હરાઈ ગયાં ભયંકર મૃત્યુના અણદીઠ ભય આગળ માનવીની માનવતા પણ લુપ્ત થઇ ગઈ. થઇ જાય એમા આશ્ચર્ય પણ ન હતું.

હીજરત ઓગસ્ટ ૧૯૪૭થી શરૂ થઈ. શરૂઆતમાં તો પોતાની મેળે જ, કાંઇ મદદ વિના. હિન્દી સરકારે પાછળથી ખસેડવાનાં પગલાં લીધાં, મોડાં મોડાં પણ લીધાં ને મોટરગાડીઓ, હવાઈજહાજો ને સ્પેશ્યલ ટ્રેઈનો દોડાવી. લશ્કરી સહાય અને અપ્રતિમ કાર્યક્ષમતા છતાં કાર્ય એટલું વિશાળ હતુ કે આધુનિક યાંત્રિક સાધનોના ઉપયોગ છતાં પશ્ચિમ પંજાબની શોણિતભીની ભૂમિમાંથી ઉમટેલા માનવપ્રવાહને એમા સમાવવો અશક્ય હતો. ટ્રેઇનોમાં છાપરાઓ ઉપર, બે ડબાઓને જોડતા સાંધાઓ ઉપર, જ્યાં તસુ જેટલી જગ્યા પણ મળી ત્યાં ખડકાઇને તેઓ આવ્યાં. પાકીસ્તાનની પતિત ભૂમિને પાછળ છોડીને શાંતિ, સ્વસ્થતા અને મૃત્યુમાંથી મુક્તિ વાંછતા, કોઈ અનિશ્ચિત ભાવિ ભણી અથડાતાં કુટાતાં તેઓ આવી પહોંચ્યાં. આ દૃશ્ય એકવાર જેણે જોયું હોય એ જીવનભર કદી ન ભૂલી શકે.

સરકાર પાસે સૌથી પહેલું કાર્ય પાકીસ્તાનમાંથી હિજરતીઓને ખાલી કરવાનું હતું. ટ્રેઈનો ભરીભરીને હિન્દની સરહદ સુધી મૂકી જતી હતી, એમને સ્વસ્થ કરવાનો ત્યારે વખત ન હતો. કુરુક્ષેત્રનું મેદાન ભરાતું ગયું, શરૂઆતના દિવસોમાં રોજના દસથી વીસ હજાર માણસો આમાં ઉમેરાતાં હતાં. ખુલ્લા આકાશ નીચે સુસવતી ઠંડીમાં તેઓ આવીને પડ્યાં સપ્ટેંબર ૧૯૪૭માં સરકારે-તાબડતોબ કામ ઉપાડ્યું, છાવણીનો ચાર્જ લશ્કરને સોંપ્યો. લશ્કરી તાલીમ, શિસ્ત અને કાર્યશીઘ્રતા અહીં ઘણાં ઉપયોગી થઇ પડ્યાં છતાં શરૂઆતમા જે ઝડપથી માણસોની વસ્તી વધતી હતી તેની સાથે ગતિ રાખવી અશક્ય હતી. સાથે સાથે જ એમના ખાવાપિવાની, સ્વચ્છતાની, આરોગ્યની, રોગો ન ફાટી નીકળે તેની સાવચેતી લેવાની જરૂર હતી. ભલભલી કાર્યક્ષમ ને સાધનસંપન્ન સરકારને પણ હંફાવે એવું મહાભારત કામ હતું. નેહરુ-સરકારે તાત્કાલિક સૌથી મહત્ત્વનો પ્રશ્ન ગણી એને અપનાવી લીધો. પરદેશી નિરીક્ષકો પણ આ કાર્ય અને કાર્યક્ષમતા આગળ આશ્ચર્યચકિત થયા છે. યુરોપમાં યુદ્ધનાં વર્ષો દરમ્યાન હીજરતો થઈ હતી પણ આટલા વિશાળ પાયા ઉપરની હીજરત ઇતિહાસે કદી નોંધી નથી.

તાત્કાલિક તંબુઓ નંખાયા, રાતોરાત હોસ્પીટલો અને દવાખાનાઓ ઊભાં થયાં, પાણી, જાજરૂ અને જાહેર સફાઇની વ્યવસ્થા થઇ. આટલા મોટા માનવસમુદાયને અન્ન પૂરું પાડવાની વ્યવસ્થા થઈ. આંખના પલકારામાં, શ્વાસ લેવા જેટલોયે આરામ લીધા વિના આ બધું ઊભું થયું. અત્યારે ચાર શહેરોમાં વહેંચાયેલું કુરુક્ષેત્રનું હિજરતી-નગર લગભગ ત્રણ લાખ માણસોને અન્ન, આશ્રય અને કપડાં આપી રહ્યું છે.

ઉત્તર હિન્દની તેમાંયે ખાસ કરીને કુરુક્ષેત્રના ખુલ્લા મેદાનની ઠંડી લોહી થીજાવી દે એવી છે. દરેક હીજરતીને એક એક રજાઇ અને એક એક ધાબળો પહોંચે એવી વ્યવસ્થા કરી છે, પણ ૩૦



ઉષ્ણતામાનની ઠંડી આગળ આની કાંઇ અસર નથી. માથાદીઠ પાંચ છટાક લોટ અને અર્ધો છટાંક દાળ રેશનમાં મળે છે, આની પૌષ્ટિક તાકાત ૧૦૦૦ કેલોરીની થઇ જ્યારે સામાન્ય મનુષ્યને સ્વાભાવિક શ્રમ અને સ્ફૂર્તિ માટે ૨૬૦૦ કેલોરી ગરમીની જરૂર પડે છે. આમ અંદરની એ ગરમી વિનાનાં અર્ધભૂખ્યાં હીજરતી માનવીઓ કડકડતી ઠંડીમાં ટૂંટિયાં વાળીને રાત ગુજારે છે.

શરૂઆતમાં છાવણીની સંપૂર્ણ વ્યવસ્થા લશ્કરના હાથમાં હતી, હજી લશ્કરી કાબુ અને વ્યવસ્થા તો છે જ, પણ ધીમે ધીમે છાવણી નાગરિક સત્તા (Civil authoity) નીચે મૂકાતી જાય છે. લશ્કરી વડા બ્રિગેડિયર અને નાગરિક વડા શિબિરાધિકારી (Camp–commandant) ની સંયુક્ત સત્તા નીચે જુદાં જુદાં અનેક ખાતાંઓ કામ કરી રહ્યાં છે. કેમ્પના સંચાલનમાં મદદ કરવા ઘણી સ્વયંસેવક સંસ્થાઓ પણ પોતાના સ્વયંસેવકો સાથે હાજર થઇ છે અને પીડિત માનવતાની સેવામાં લાગી છે. આમ સરકારી, અર્ધસરકારી અને બીન–સરકારી તમામ પ્રયત્નો સાથે મળીને છાવણી અત્યારે નભી રહી છે. મધ્યસ્થ પ્રધાનમંડળમાં હીજરતીઓને માટે ખાસ નવું ખાતુ Ministry of Relief and Rehebilitation ઊભું થવાની અને ખાસ પ્રધાનની નીમણુંકથી હીજરતીઓનો પ્રશ્ન મહત્ત્વનું ધ્યાન રોકી રહ્યો છે. સરકાર રોજના પાંચ લાખથી વધુ પૈસા આની પાછળ ખરચી રહી છે.

અત્યાર સુધી આ બધું રાહત–કાર્ય થયું છે, પણ એ વસ્તુ ગૌણ છે મુખ્ય પ્રશ્ન તો આ હીજરતીઓને જીવનના સ્વાભાવિક ક્રમમાં, આર્થિક જીવનમાં અને નવી વસાહતોમાં કેમ પુનઃસ્થાપિત (rehabilitate) કરવા એ છે. એમને ધંધો, ઉદ્યોગ અને રોજગાર આપી આર્થિક રીતે સ્વાશ્રયી બનાવવામાં ન આવે અને એમના નવા વસવાટના સ્થળે તેઓ સ્થિર ન થઇ જાય ત્યાં સુધી હિજરતીઓના પ્રશ્નનો નિકાલ નથી આવતો. અને આ કાયમી પુનઃસ્થાપનનો પ્રશ્ન જેટલો વહેલો ઉકેલી શકાય તેટલો સરકાર પરનો બોજો ઓછો થશે કારણકે આખરે તો આ પૈસા કર–ભારણ દ્વારા લોકો પાસેથી જ આવવાના છે ને?

કુરુક્ષેત્ર છાવણીનું મુખ્ય કાર્ય અત્યારે લોકોને દેશના જુદા જુદા પ્રાંતોમાં અને દેશી રાજ્યોમાં રવાના કરવાનું છે. ઘણાં દેશી રાજ્યોની માગણીઓ આવેલી છે કે તેઓ અમુક સંખ્યાને પોતાના રાજ્યમાં સમાવી શકશે. આ પ્રમાણે ખાસ ટ્રેનો દ્વારા લોકોને રવાના કરવામાં આવે છે, એમનું સામાજિક જીવન આવચ્છિન્ન રહે તે માટે બને ત્યાં સુધી એક વિભાગનાં લોકોને સાથે જ મોકલવામાં આવે છે. છતાં ધારવામાં આવે છે કે આમ મોકલાયા પછી પણ સારી એવી સંખ્યા બાકી રહેશે અને આમાંથી કુરુક્ષેત્રના મેદાનમાં જ સુવ્યવસ્થિત અને યોજનાબદ્ધ એક આધુનિક નગર ખડું કરવાની યોજના છે.

લાયકાત પ્રમાણે યોગ્ય નોકરી મેળવી આપવા માટે એક Employment Bureau છે કે જ્યાંથી એ પ્રકારના માણસોની જેમને જરૂર હોય તેઓ માણસો મેળવી શકે. આ ત્રણ લાખ માણસોમાં કેટલાયે સુશિક્ષિત યુવાનો છે, કુશળ કારીગરો છે, ધંધાદારીઓ છે, અત્યારે એ બધાની શક્તિ વપરાયા વિના પડી રહી છે, વેડફાઇ રહી છે. ખરું જોતાં દેશના માનવધનનો આ દુર્વ્યય છે. વહેલામાં વહેલી તકે આ બધા કાંઇક સમાજ ઉપયોગી કામે લાગી શકે એ દિશામાં પ્રયત્નો થઇ રહ્યા છે, અને હજી વધુ થવા જોઇએ. આપણા દેશમાં મૂળથી જ શિક્ષિત અને તાલીમ પામેલા માણસોની તો ખોટ છે, પાકીસ્તાનથી હીજરત કરીને આવેલા આપણાં ભાંડુઓમાં જે જે કાંઇ શક્તિઓ હોય એનો તરત જ ઉપયોગ થવો જોઇએ. પડછંદ, ગૌર અને સશક્ત પંજાબી હંમેશાં ખુશમીજાજી અને ઉન્નતમસ્તક રહ્યો છે, અત્યારે જો કે સંજોગવશાત તે પાછળ પડી ગયા છે પણ એ તો નિઃશંક છે કે યોગ્ય તક મળે દેશના આર્થિક, વ્યાપારી, સામાજિક અને રાષ્ટ્રીય જીવનમાં પોતાનું પૂર્વવત્ સ્થાન





જમાવી લેશે

આ અત્યાચારોનો સૌથી વધુ કરુણ ભોગ જો કોઈ હોય તો સ્ત્રીઓ અને બાળકો છે. હજારોની સંખ્યામાં સ્ત્રીઓનું ધર્મપરિવર્તન થયું છે ને પાકીસ્તાનમાં રહી ગઈ છે, જે બચીને અહીં આવી છે તેમાની પણ ઘણી સ્ત્રીઓ તદ્દન અનાથ બની ગઇ છે, પૃથ્વીના પટ પર એમનું કોઇ નથી રહ્યું. મા બાપ વિનાના બાળકો પણ સંખ્યાબંધ આવે છે. ખબર નથી કે આમાંની કેટલી સ્ત્રીઓ અને કન્યાઓ છુપી અડ્ડા નાખીને પડેલા દાદાઓ (forocurers ) ના હાથમાં સપડાઇ પતિત જીવન તરફ ધકેલાઈ ગઈ હશે, કેટલાંક બાળકો વગર મૂલ્યે વેચાઇ ગયાં હશે. આવી સ્ત્રી અને બાળકોને તાત્કાલિક રક્ષણ અને આશ્રય આપવા અને પાછળથી જીવનના સ્વાભાવિક ક્રમમાં સ્થાપિત કરવા કુરુક્ષેત્ર કેમ્પના જ એક વિભાગ તરીકે એક સ્ત્રી–ઘર ( Home for woman ) શરૂ કર્યું છે. અનાથ બાળકો પણ અહીં જ આવે છે આવાં બાળકોને ખોળે લેવા માટેની અપીલ બહાર પાડવામાં આવે છે ને જે મા–બાપો આમ દત્તક લેવા માગતાં હોય તેમની યોગ્ય તપાસ પછી બાળકો ખોળે લેવા દેવામાં આવે છે. તદ્દન નાની ઉંમરની વિધવાઓ અને લગ્ન યોગ્ય વયની કન્યાઓને લગ્ન જીવનમાં સ્થાપિત કરવાની કલ્પના છે.

દેશની આઝાદી આવી પણ તેની સૌથી આકરી કિંમત ચૂકવી હોય તો તે પંજાબે છે પશ્ચિમ પંજાબમાં થયેલી તેમની ખુવારીને, સહન કરેલી યાતનાઓને અને ભીષણ જંગાલિયતને તેઓ કદાચ કદી નહીં ભૂલે. આ હીજરતી છાવણીમાથી પણ હજી જ્યારે તક મળે ત્યારે પસાર થતી હીજરતી મુસલમાનોની ટ્રેઈન પર ધસી જવાનું તેઓ નથી ચૂકતા, લો લશ્કરી સંરક્ષણને લીધે કાંઇ કરી શકવા તેઓ અસમર્થ હોય છે આ કટુતા અને વેર કદાચ તેઓ જ્યાં જશે ત્યાં સાથે લઇ જશે. આ સ્વાભાવિક છે, વગર વાંક વગર ગુન્હાએ તેમને અમાનુષી વેદનાઓ વેઠવી પડી છે, જન્મભૂમિ અને વતનમાંથી ઉખેડાઈ અને ફેંકાઇ જવુ પડયું છે. ધર્મ, કુટુંબ, ઇજ્જત અને ટૂંકમાં જે જે વસ્તુઓ ખાતર મનુષ્યને જીવન જીવવા યોગ્ય લાગે છે એ એમનું બધું છિન્નભિન્ન થઇ ગયું છે લાખો હીજરતીઓના જીવનમાં નિરાશાનો અંધકાર છવાઈ ગયો છે, હીજરતની આર્થિક રાજકીય કે બીજી અસર ગમે તેવી હોય, આખા માનવસમુદાયની અ માનસિક અસર પણ જેવી તેવી નથી; એમના જીવનની આ કટુતા અને નિરાશા આપણે ભૂલવવા રહ્યા ત્રાસ અને અત્યાચાર સહન કરીને આવેલાં આપણા ભાડુઓને આપણે સ્વીકારી અને અપનાવી લેવા રહ્યા. સદ્ભાગ્યે આપણી સરકાર પાસે આ દૃષ્ટિ છે અને એ દૃષ્ટિને અમલમાં મૂકવાની તત્પરતા છે, તીવ્ર ઇચ્છા છે સરકારી પ્રયત્નોની સાથે સાથેજ આખા દેશના વિશાળ આમ–સમુદાયની સહાનુભૂતિ અને સક્રિય સાથ જોઇશે. એમના હૃદયના વ્રણને સમજવાને અને રૂઝવવાને વિશાળ માનવતાની દૃષ્ટિ જોઈશે. છેક પ્રાચીન કાળથી શરણાર્થીઓને આશ્રય આપવા માટે જગમશહૂર બનેલુ હિન્દ આ અણીને સમયે પોતાના સંતાનોને છેહ નહીં જ દે.



રાતના લગભગ દસેકનો સુમાર હતો. અંધારી રાત વધુ અંધારી બનતી જતી હતી. અમારો પંજાબમેલ ધરતી ધણધણાવતો ચાલ્યો જતો હતો.

અમારા સેકન્ડ ક્લાસના ડબ્બામાં માણસો જોઈએ તે કરતાં વધારે બેઠા હતા. અમે દિલ્હી છોડયું ત્યારથી જ ચાર બર્થ વચ્ચે છ જણા તો હતા જ. એટલે બધાય પોતપોતાના બિસ્તરા છોડી, પાથરીને સુવાની તૈયારીમાં પડ્યા હતા...

એટલામાં એક નાના સ્ટેશન પર ઓચિંતી જ અમારી ગાડી ઊભી રહી. મેં ગાડીની બહાર ડોકું કાઢીને જોયું. તો ઘણા ઉતારુઓ સ્ટેશન ઉપર ગાડીમાં બેસવા માટે આમથી તેમ હાંફળા ફાંફળા થઈને દોડી રહેલા હતા.

"અરે ભાઈ, જરા દરવાજા તો ખોલો..."

એક મુસાફરે સ્ટેશન પરથી અમારા ડબ્બાના બારણાનો હેન્ડલ પકડીને ઊંચોનીચો કરતાં કહ્યું. ડબ્બાનું બારણું અંદરથી પણ સ્ટોપર વડે બંધ કરેલું હતું. તેથી ઉઘડયું નહિ, ત્યાં વળી બીજાએ પણ પહેલાની મદદે આવી ચડીને કહ્યું :

"ભાઈ, જલ્દી કરો. હમારી જાન બચાને કે લિયે હમ ઘરબાર છોડ કે ભાગ રહે હૈં. ઔર આપ હમેં યહાં બેઠનેકી ભી જગા નહિ દેંગે ?"

મુસાફરનો કગરતો કરુણ અવાજ સાંભળીને તરત મેં બારણાની અંદરથી વાસેલી સ્ટોપર ખોલીને દરવાજો ઉઘાડી નાંખ્યો.

અમારી સાથે બેઠેલા લશ્કરી પોષાકમાં સજ્જ થએલા બેમાંથી એક શીખે મને કહ્યું :

"સમાલના જ્યાદા આદમીકો અંદર નહિ બિઠાના"

"નહિ સરદારજી, આપ બેફીકર રહીએ."

એમ કહીને હું દરવાજા પાસે ઊભો. તે દરમીઆન સ્ટેશન પરથી બે માણસોએ પોતાના ગાભા જેવાં મોટાં પોટકાં અમારા ડબ્બામાં ધક્કેલી દીધાં ને એક બૂમ પાડીને કહ્યું :

"ચલે આઓ, ચલે આઓ, યહાં કાફી જગા હૈ."

"એઈ, કિસકો બુલાતા હૈ ?" મેં તેને કંઈક કડક અવાજે પૂછયું.

મુસાફરે ડબ્બામાં પ્રવેશ કરીને બે હાથ જોડીને કહ્યું :

"સાહેબ, ઈસ સ્ટેશન પર એક જવાન ઓરત ભૂલી પડી હુઈ કબસે બૈઠી હૈ. ઉસકો અગર આપકી ઈજાજત હો તો મૈં બુલાલું."

મેં આ વિનતિનો ઉત્તર દેતાં પહેલા ડબ્બામાં બેઠેલા બે શીખ અમલદારોની સામે જોઈને તેમને પૂછયું :

"યે દો મર્દ તો અંદર આ ચૂકે હૈં ઔર એક ઔરતકો ભી આને દેંગે ?"

હજુ મારો પ્રશ્ન બોલી રહું છું. ત્યાં તો એક જુવાન ઓરત માત્ર પાયજામો ને પહેરણ ને ઉપરણું ઓઢેલ કપડે અમારા ડબ્બામાં ચઢી આવી. તેના માથાના વાળ વિખરાએલા હતા. તેના વસ્ત્રોનું ઠેકાણું ન હતું. તેના પહેરવેશ પરથી સમજી ન શકાયું કે તે કોણ હશે પરંતુ તેના ચહેરા પરની કોમળ રેખાઓ અને આંખો ઉપર ઢળેલાં સૌમ્ય પોપચાં જોતાં જ અમને થયું કે એ યુવતી કોઈક ખાનદાન કુટુંબની હતી. તેણે ડબ્બાના એક ખૂણામાં વગરબોલ્યે પોતાની જાતને સંકોરી લઈને ગોઠવી દીધી.

નવા આવેલા મુસાફરો પણ પોતાનાં પોટલાં ઉપર જ બેસી ગયા. ત્યારે ફરી પાછી પંજાબમેલની સીટી વાગી. તે સૂનકાર ભરેલા અંધકારમાં ટ્રેન વળી ઝડપથી આગળ ને આગળ દોડવા માંડી.

થોડીવાર તો અમારા ડબ્બામાં કોઈ જ કાંઈ ન બોલ્યું. ત્રીજા વર્ગની ટીકીટવાળા અથવા તો ટીકીટ જ જેમની પાસે ન હતી એવા, ત્રણ મુસાફરો અમારા ડબ્બામાં આવ્યા ત્યારથી બધાય તેમની સામે જોઈને વિચારમાં પડી ગયેલા હતા.





" ઉપર આસમાન...નીચે ધરતી...બસ. યે હૈ હમારા હાલ હૈ..."

નવા આવેલા મુસાફરે નિશ્વાસ નાખતાં પોતાની હૈયાવરાળ ઠાલવી.

રેલગાડીના ખડખડ અવાજમાં એ મુસાફરનો વ્યથાપૂર્ણ નિઃશ્વાસ અમે બધાએ સાંભળ્યો. ત્યારે અમને તેની પ્રત્યે સહાનુભૂતિ જાગ્રત થઈ.

" સરદારજી, આપકો ક્યા લગતા હૈ? યે સબ મામલા કબ ખતમ હોગા?"

" ભાઈ, મામલાકી તો ક્યા કહેં ? જબ જનાબ જીન્હા ચાહેંગા તબ તુરત યે સબ ખતમ હો જાયગા."

" ક્યોં ઐસા ?"

" ક્યોં કિ ઉનકાહી યે સબ કામ હૈ." સરદારજીએ સ્પષ્ટ અવાજે કહ્યું.

" હાં, હાં, આપકી બાત સહી હૈ હમકો દેહાતીયોંકો, તો ઇસ બાતકી કોઇ ખબર હી નહિ હમે ક્યા વાસ્તા હૈ યહ હિંદુસ્તાન યા પાકિસ્તાનસે ?

" બાત તો સચ હૈ"

ડબ્બામાં વાતચીત આગળ ચાલી. નવા આવનારે કહ્યું :

" જુઓને, અમે તો ખેડૂત છીએ અમારાં ઢોર ઢાંખર, ઘરબાર, બધુ જ અમે ગૂમાવ્યું ને આ નાની પોટલીમાં લાવી શક્યા તેટલુ સાથે લીધું છે ને હવે ક્યાં જઇને રહેશુ તેની કોઈ અમને ખબર નથી. આ ઉપર આભ ને નીચે ધરતી એ અમારું ઘર બન્યું છે." ફરીથી તેણે નિઃશ્વાસ નાખ્યો.

મુસાફરની વાતો બધા ય શાંતિથી પણ ઉત્સુકતાથી સાંભળી રહેલા હતા. તેમાં પેલી યુવતી પોતાની તેજસ્વી આંખોથી એ મુસાફરની સામે જોઈ જ રહેલી હતી.

મુસાફર બોલ્યે જતો હતો : " અમારે માથે તો જે સરકાર હોય તેને અમારે મહેસૂલ આપી દેવાનું. અમને કોની સરકાર છે તેની સાથે ક્યાં નિસ્બત છે ? જેને અમારી પર રાજ કરવું હોય તે કરે, પણ આ બધો જુલમ શેનો ? આટલી બધી જાનમાલની ખાનાખરાબી કેવી ? મોટા માણસોની લડાઈમાં અમારો ગરીબોનો શો ગુન્હો કે અમને મારી નાંખીને, અમારું સર્વસ્વ લૂંટી ને જલાવી દેવામાં આવે છે ?"

મુસાફરના પ્રશ્નમા તેના અંતરની વ્યથાનો પડઘો પડી રહેલો હતો.

" બાત તો સચ હૈ. લેકિન, આજ જો કુછ હો રહા હૈ ઇસમેં ક્યા કરતા ઇસકા કિસીકો કોઈ પતા નહિ ચલતા..."

સરદારજીએ પોતાની પથારીમાં બેઠે બેઠે જવાબ દીધો.. ત્યારે બધા ય એ સાંભળીને ચારેતરફ તેના વિશ્વ શાંતિથી ઘેરાઇ ગયા. માત્ર દોડી રહેલા પંજાબમેલના ધડધડાટનો અવાજ નિરવતાને વધારે ઘેરી બનાવી રહેલો હતો.

" જી, નહિ બાત ઐસી નહિ હૈ. ઇસકાભી ઇલાજ હૈ. જો કુછ હો રહા હૈ ઉસકા ઇલાજ જરૂર હૈ. અગર હમ ઇલાજ કરના ચાહે તો..."

ડબ્બાના સામેના બારણે પાસે સંકોરાઇને બેઠેલી યુવતીએ તરત સરદારજીને જુસ્સાથી પણ ધીરજ ભરેલા ને દુઃખમય અવાજથી કહ્યું.

યુવતી અત્યાર સુધી તો શાંત મૂંગી જ બેસી રહેલી હતી. પરંતુ તેના હિંમતભરેલા અવાજ સાથે તેણે જે અભિપ્રાય ઉચ્ચાર્યો તેના ઉપરથી બધાય સમજી ગયા કે એ યુવતી ખરેખર કોઇક ખાનદાન કુટુંબની રખડી પડેલી બાઈ હોવી જોઇએ.

" મૈં આપકો ક્યા બતાઉં...?"

એ બોલી રહી હતી. ત્યાં તો અંધકારમાં દોડી રહેલી ટ્રેન ઉપર બહારથી બંદુકની ગોળીઓ વરસવા લાગી. બારી પાસે બેઠેલા સરદારજીએ કુદીને નજીકની ખીંટી પર ભેરવેલી પોતાની રાઈફલ હાથમાં લઈ લીધી ને ડબ્બાની બાજૂના ખૂણામાં ઊભા રહી ગયા.

" ધનનન... ધનનન...",

ગોળીઓ છૂટી રહેલી હતી. તેથી અમારી ટ્રેન




તરત ઊભી રહી ગઈ.

બન્ને સરદારજીએ પોતપોતાની બંદુકોમાં કારતૂસ ભરી લીધા. અમે બારીઓ બંધ કરી દીધી. ત્યારે અમારી ટ્રેનને બારણે બારણે કોઇક ચઢીને પોકારો કરતું સંભળાયું. બહારથી અવાજો આવતા હતા.

"દરવાજા ખોલ દો, દરવાજા ખોલો."

એવા પોકારો સાથે લોકો પોતાના હાથમાંની બંદુકોના કુંદા ડબ્બાના બારણા સાથે અફાળી રહેલા હતા.

અમારા ડબ્બાના બારણે પણ જોરથી કોઇ ચીજનો અફળાઇને અવાજ આવ્યો :

"જલદી ખોલો, નહિ તો ખેરિયત નહિ હૈ."

ડબ્બામાં બેઠેલા અમે બધા જ ધ્રૂજી ઊઠ્યા. માત્ર બન્ને શીખ અમલદારો હિંમતથી પોતાની રાઇફલ સાથે બન્ને બારણે ઊભીને અમને કહેતા હતા :

"આપ સબ બેફિકર રહો. આપકો કુછ નહિ હોગા.'

નવા આવેલા બે મુસાફરો ને પેલી યુવતી પણ ભયના માર્યાં કંપી રહ્યાં હતાં.

"ખોલો...ખોલો... દરવાજા ખોલો..." બહારથી અવાજ આવ્યો.

સરદારજીએ પોતાની બંદુક ઠીક કરીને દરવાજાની અંદરથી વાસેલી સ્ટોપર ખોલી નાંખી.

બારણા પાસે બહાર લટકી રહેલા ત્રણ ચાર શીખો નાગી તલવાર ને બંદુક સાથે તરત એ ખુલ્લા થએલા બારણામાંથી અંદર ધસી આવ્યા. ત્યારે અંદર બે શીખ અમલદારને જોઈ ને પ્રથમ તો બોલી ઊઠયાં :

"સતશ્રી અકાલ..." તરત સામો જવાબ દેવાયો.

"સતશ્રી અકાલ..."

આવેલા શીખોએ અમારી સાથે બેઠેલા બે નવા મુસાફરો ને ત્રીજી યુવતી સામે શંકિત નજરે જોયું.

તેમાંના એકે બન્ને મુસાફરોના માથા પરની ફાટેલી ટોપી ઉંચકી લીધી ને માથા પર નજર કરીને બૂમ પાડી કહ્યું:

'ચલો, નીકાલો બહાર. ઈન તીનોંકો. ચોટી નહિ હૈ...ઔર ઇસ ઔરત ભી ઇનકે સાથ હી હૈ... પકડ લો ઉનકો ભી...'

શીખે તલવાર સરખી પકડતાં કહ્યું. ત્યાં પેલી યુવતી ઊભી થઇ ગઈ. ને રૂવાબથી બોલીઃ

'તુમ્હે કરના હૈ કયા?'

'જો કુછ કરના હૈ સો તો પીછે સે બતાયા જાયગા.'

શીખે યુવતીનું કાંડુ પકડીને કહ્યું ને બે ગરીબ મુસાફરોને ઊભા કર્યા. એ બન્ને ધ્રૂજી ઊઠયા. તેમનું મોત તેઓએ સામે જ ઉભેલું જોયું.

ડબ્બામાં બંદુક સાથે ઉભેલા સરદારજી કે અમારામાંથી બીજા કોઇ જ આ ખૂન તરસ્યા શીખોને કાંઈ કહી ન શક્યા. તેમની તલવાર લોહીવાળી જ હતી. તેમને કોણ રોકે? શું સમજાવે?

ગુસ્સામાં આવેલા એક શીખે તો પાછળથી પોતાની તલવાર ઉગામીને એક મુસાફરના ગળા પર મારવા ઝીકી. પણ ચપળતાથી યુવતીએ એ શીખનો હાથ પકડી લેવા પ્રયાસ કર્યો. છતાં, શીખની તલવાર મુસાફરના ગળા પર ન વીંઝાતાં ખભ્ભા પર પડી. તેનાથી એ મુસાફર ઘવાયો ને લોહી ધખધખ કરતું વહેવા માંડયું. એ ઘાયલ આદમી ડબ્બામાં જ ઢળી પડ્યો.

શીખોએ તલવાર સાથે બીજા મુસાફરને ડબ્બા બહાર ખેંચી જવા કોશિશ કરી. ત્યારે યુવતી એ મુસાફરને વળગી પડી. ને ઝનૂનમાં આવીને બોલી:

'પહેલે મુઝે માર ડાલો પીછે ઇનકો મારો.'

શીખો યુવતીનું ઝનૂન જોઇને વધારે ઝનૂને ચઢયા. અમે બધા ય એ યુવતીનું રણચંડી જેવું મોઢું જોઇ હેબતાઈ જ ગયા.

'તુમકો ક્યોં માર ડાલેં? તુમકો તો હમ ઘરમેં રખ્ખેંગે' ખુન્નસથી ઠેકડી કરતાં એક શીખ





" ઉપર આસ્માન...નીચે ધરતી...બસ, યે હૈ હમારા હાલ હૈ..."

નવા આવેલા મુસાફરે નિશ્વાસ નાખતાં પોતાની હૈયાવરાળ ઠાલવી.

રેલગાડીના ખડખડ અવાજમાં એ મુસાફરનો વ્યથાપૂર્ણ નિઃશ્વાસ અમે બધાએ સાંભળ્યો. ત્યારે અમને તેની પ્રત્યે સહાનુભૂતિ જાગ્રત થઈ.

" સરદારજી, આપકો કયા લગતા હૈ? યે સબ મામલા કબ ખતમ હોગા ?"

" ભાઇ, મામલાકી તો કયા કહેં ? જબ જનાબ જીન્હા સાહેબ તબ તુરત યે સબ ખતમ હો જાયગા."

" કયોં ઐસા ?"

" કયોંકિ ઉનકાહી યે સબ કામ હૈ." સરદારજીએ સ્પષ્ટ અવાજે કહ્યું.

" હાં, હાં, આપકી બાત સહી હૈ. હમકો દેહાતીયોંકો, તો ઇસ બાતકી કોઇ ખબર હી નહિ હમે કયા વાસ્તા હૈ યહ હિંદુસ્તાન યા પાકિસ્તાનસે ?

" બાત તો સચ હૈ "

ડબ્બામાં વાતચીત આગળ ચાલી. નવા આવનારે કહ્યું :

" જુઓને, અમે તો ખેડૂત છીએ અમારાં ઢોર ઢાંખર, ઘરબાર, બધું જ અમે ગુમાવ્યું ને આ નાની પોટલીમાં લાવી શકયા તેટલું સાથે લીધું છે ને હવે કયાં જઇને રહેશું તેની કોઈ અમને ખબર નથી. આ ઉપર આભ ને નીચે ધરતી એ અમારું ઘર બન્યું છે." ફરીથી તેણે નિઃશ્વાસ નાંખ્યો.

મુસાફરની વાતો બધા ય શાંતિથી પણ ઉત્સુકતાથી સાંભળી રહેલા હતા. તેમાં પેલી યુવતી પોતાની તેજસ્વી આંખોથી એ મુસાફરની સામે જોઈ જ રહેલી હતી.

મુસાફર બોલ્યે જતો હતો : " અમારે માથે તો જે સરકાર હોય તેને અમારે મહેસૂલ આપી દેવાનું. અમને કોની સરકાર છે તેની સાથે કયાં નિસ્બત છે ! જેને અમારી પર રાજ કરવું હોય તે કરે, પણ આ બધો જુલમ શેનો ? આટલી બધી જાનમાલની ખાનાખરાબી કેવી ? મોટા માણસોની લડાઈમાં અમારા ગરીબોનો શો ગુન્હો કે અમને મારી નાંખીને, અમારું સર્વસ્વ લૂંટી ને જલાવી દેવામાં આવે છે ?"

મુસાફરના પ્રશ્નમાં તેના અંતરની વ્યથાનો પડઘો પડી રહેલો હતો.

" બાત તો સચ હૈ. લેકિન, આજ જો કુછ હો રહા હૈ ઇસમેં કયા કરના ઇસકા કિસીકો કોઈ પતા નહિ ચલતા..."

સરદારજીએ પોતાની પથારીમાં બેઠે બેઠે જવાબ દીધો. ત્યારે બધા ય એ સાંભળીને થોડીવાર તો નિરવ શાંતિથી ઘેરાઇ ગયા. માત્ર દોડી રહેલા પંજાબમેલના ધડધડાટનો અવાજ નિરવતાને વધારે ઘેરી બનાવી રહેલો હતો.

" જી, નહિ બાત ઐસી નહિ હૈ. ઇસકાભી ઇલાજ હૈ. જો કુછ હો રહા હૈ ઉસકા ઇલાજ જરૂર હૈ. અગર હમ ઇલાજ કરના ચાહે તો..."

ડબ્બાના સામેના બારણાં પાસે સંકોરાઈને બેઠેલી યુવતીએ તરત સરદારજીને જુસ્સાથી - પણ ધીરજ ભરેલા ને દુઃખમય અવાજથી કહ્યું.

યુવતી અત્યાર સુધી તો-શાંત મૂંગી જ બેસી રહેલી હતી. પરંતુ તેના હિંમતભરેલા અવાજ સાથે તેણે જે અભિપ્રાય ઉચાર્યો તેના ઉપરથી બધાય સમજી ગયા કે એ યુવતી ખરેખર કોઇક ખાનદાન કુટુંબની રખડી પડેલી બાઈ હોવી જોઇએ.

" મૈં આપકો કયા બતાઉં...?"

એ બોલી રહી હતી. ત્યાં તો અંધકારમાં દોડી રહેલી ટ્રેન ઉપર બહારથી બંદુકની ગોળીઓ વરસવા લાગી. બારી પાસે બેઠેલા સરદારજીએ કૂદીને નજીકની ખીંટી પર ભેરવેલી પોતાની રાઈફલ હાથમાં લઈ લીધી ને ડબ્બાની બાજૂના ખૂણામાં ઊભા રહી ગયા.

" ધનનન... ધનનન..."

ગોળીઓ છુટી રહેલી હતી. તેથી અમારી ટ્રેન




તરત ઊભી રહી ગઈ.

બન્ને સરદારજીએ પોતપોતાની બંદુકોમાં કારતૂસ ભરી લીધા. અમે બારીઓ બંધ કરી દીધી. ત્યારે અમારી ટ્રેનને બારણે બારણે કોઇક ચઢીને પોકારો કરતું સંભળાયું. બહારથી અવાજો આવતા હતા.

" દરવાજા ખોલ દો, દરવાજા ખોલો."

એવા પોકારો સાથે શીખો પોતાના હાથમાંની બંદુકોના કુંદા ડબ્બાના બારણા સાથે અફાળી રહેલા હતા.

અમારા ડબ્બાના બારણે પણ જોરથી કોઇ ચીજનો અફળાઇને અવાજ આવ્યો :

" જલદી ખોલો, નહિ તો ખેરિયત નહિ હૈ."

ડબ્બામાં બેઠેલા અમે બધા જ ધ્રૂજી ઊઠયા. માત્ર બન્ને શીખ અમલદારો હિંમતથી પોતાની રાઇફલ સાથે બન્ને બારણે ઊભીને અમને કહેતા હતા :

" આપ સબ બેફિકર રહો. આપકો કુછ નહિ હોગા.'

નવા આવેલા બે મુસાફરો ને પેલી યુવતી પણ ભયના માર્યા કંપી રહ્યાં હતાં.

" ખોલો...ખોલો... દરવાજા ખોલો..." બહારથી અવાજ આવ્યો.

સરદારજીએ પોતાની બંદુક ઠીક કરીને દરવાજાની અંદરથી વાસેલી સ્ટોપર ખોલી નાંખી.

બારણા પાસે બહાર લટકી રહેલા ત્રણ ચાર શીખો નાગી તલવાર ને બંદુક સાથે તરત એ ખુલ્લા થએલા બારણામાંથી અંદર ધસી આવ્યા. ત્યારે અંદર બે શીખ અમલદારને જોઈને પ્રથમ તો બોલી ઊઠયાં :

" સતશ્રી અકાલ..." તરત સામો જવાબ દેવાયો.

" સતશ્રી અકાલ..."

આવેલા શીખોએ અમારી સાથે બેઠેલા બે નવા મુસાફરો ને ત્રીજી યુવતી સામે શંકિત નજરે જોયું.

તેમાંના એકે બન્ને મુસાફરોના માથા પરની ફાટેલી ટોપી ઉંચકી લીધી ને માથા પર નજર કરીને બૂમ પાડી કહ્યું:

' ચલો, નીકાલો બહાર. ઈન તીનોકો. ચોટી નહિ હૈ...ઔર ઇસ ઓરત ભી ઇનકે સાથ હી હૈ... પકડ લો ઉનકો ભી...'

શીખે તલવાર સરખી પકડતાં કહ્યું. ત્યાં પેલી યુવતી ઊભી થઇ ગઈ. ને ક્રૂરાબથી બોલી:

' તુમ્હે કરના હૈ કયા ?'

' જો કુછ કરના હૈ વો તો પીછે સે બતાયા જાયગા.'

શીખે યુવતીનું કાંડુ પકડીને કહ્યું ને બે ગરીબ મુસાફરોને ઊભા કર્યા. એ બન્ને ધ્રૂજી ઊઠયા. તેમનું મોત તેઓએ સામે જ ઉભેલું જોયું.

ડબ્બામાં બંદુક સાથે ઉભેલા સરદારજી કે અમારામાંથી બીજા કોઇ જ આ ખૂન તરસ્યા શીખોને કાંઈ કહી ન શકયા. તેમની તલવાર લોહીવાળી જ હતી. તેમને કોણ રોકે ? શું સમજાવે ?

ગુસ્સામાં આવેલા એક શીખે તો પાછળથી પોતાની તલવાર ઉગામીને એક મુસાફરના ગળા પર મારવા ઝીંકી. પણ ચપળતાથી યુવતીએ એ શીખનો હાથ પકડી લેવા પ્રયાસ કર્યો. છતાં, શીખની તલવાર મુસાફરના ગળા પર ન વીંઝાતાં ખભ્ભા પર પડી. તેનાથી એ મુસાફર ઘવાયો ને લોહી ધખધખ કરતું વહેવા માંડયું. એ ઘાયલ આદમી ડબ્બામાં જ ઢળી પડયો.

શીખોએ તલવાર સાથે બીજા મુસાફરને ડબ્બા બહાર ખેંચી જવા કોશિશ કરી. ત્યારે યુવતી એ મુસાફરને વળગી પડી. ને ઝનૂનમાં આવીને બોલી:

' પહેલે મુઝે માર ડાલો પીછે ઇનકો મારો.'

શીખો યુવતીનું ઝનૂન જોઇને વધારે ઝનૂને ચઢયા. અમે બધા ય એ યુવતીનું રણચંડી જેવું મોઢું જોઇ હેબતાઈ જ ગયા.

' તુમકો કયોં માર ડાલેં ? તુમકો તો હમ ઘરમેં રખ્ખેંગે ' ખુન્નસથી ઠેકડી કરતાં એક શીખ





બોલ્યો ને તેણે યુવતીને મુસાફરથી છૂટી પાડવા બાજુ પર ખેંચી એ ખેંચાખેંચીમાં યુવતીના બદન પરનું ખમીસ શીખે જોસથી પકડીને ખેંચ્યું ત્યારે યુવતી ખુલ્લી છાતી સાથે મુસાફરની આડે પોતાના બન્ને હાથ પહોળા કરીને ઉભી રહી ને દર્દભરેલા રોષથી બોલી ઉઠીઃ

'તુમ્હેં શરમ નહિ આતી હૈ ? મર્દ હો કર બેગુન્ના આદમીયોંકો મારતે હો ? ઇસમેં કયા બહાદુરી, મર્દાનગી હૈ ?...'

યુવતી ખુલ્લી છાતી સાથે બે હાથ પહોળા રાખીને મુસાફરની રક્ષા કરી રહેલી હતી ત્યારે સામે તલવાર સાથે ઉભેલા શીખે યુવતીની છાતી ઉપર ગળાની નીચે ગુરૂમુખી ભાષામાં શબ્દો વાંચ્યાઃ

'રામપિયારી'

ખુન્નસથી ભરેલી શીખોની આંખોએ સામે ઉભેલી એક યુવતીની ખુલ્લી છાતી ઉપર જ્યારે તેનું નામ વાંચ્યું ત્યારે તેઓ શરમથી છોભીલા પડી ગયા. ને તેમાંના એક જણે તરત જ યુવતીના બાજુએ સરી પડેલા ઉપરણાનો છેડો તેની છાતી પર ફરીથી ઢાંકી દીધો.

'માફ કરના...બે અદબી માફ કરના...'

કંઈક મુંઝાઇ પડેલા જેવા શીખો તરત જ બે મુસાફરોને—એક ઘાયલ ને બીજાને જેવોને તેવો પડતો મૂકીને પાછા અંધકારમાં ડબ્બામાંથી બહાર નીચે ઉતરી પડ્યા. ત્યારે બારણા પાસે ઉભેલા શીખ અમલદારે ફરીથી બારણું બંધ કરતાં કરતાં યુવતી સામે જોઈને કહ્યુંઃ

'યે સબ કયા બાત હૈ ? તુમ કૌન હો ?'

'આપકો મેરી બાત સુનની હૈ ? મૈં કૌન હું વો અભી બતાઉંગી. પહેલે અગર આપકે પાસ બેન્ડેજ ઔર આયોડિન હો તો થોડા દે દીજીએ. ઈસ ઘાયલ આદમીકો બાંધ દું.'

શીખ અમલદારે પોતાની ચામડાની બેગ ખોલીને તેમાંથી બેન્ડેજ ને આયોડીન કાઢ્યાં. અને યુવતીની પાસે ગાંસડી પાસે ઢળી પડેલા ઘાયલ મુસાફરને ખભ્ભે તલવારના ઝટકાથી થયેલા ઘા ઉપર પાટો બાંધવામાં-તેણે યુવતીને મદદ કરી.

ઘાયલ આદમીને પાટો બંધાઇ રહેલો હતો; ત્યારે અમારી ટ્રેન ફરી પાછી ઉપડી ને અંધકારમાં આગળ દોડવા લાગી. મેં મારી ઘડીઆળમાં જોયું ત્યારે રાતનો એક વાગી ગયો હતો.

પાટો બાંધવાનું કામ ચાલુ હતું તે દરમીઆન બહારથી હવા આવી શકે એ માટે ઓચિંતી બંધ કરી દીધેલી બારી મેં ઉઘાડી ને બહાર ડોકીઉં કરી લીધું.

ઇન્જીનમાંથી નીકળી રહેલા કાળા ભખ ધુમાડાના ગોટેગોટાની વચ્ચે પણ પ્રકાશના નાના નાના તણખા ઉડી પડતા દેખાયા. ચારે ય બાજુ અંધકાર છવાયો હતો. તેમાં ઇન્જીનના બોઈલરના ખુલ્લા ઢાંકણામાંથી અજવાળું બહાર પ્રસરતું હતું, ત્યારે ખેતરનાં ઝડપથી પસાર થઇ રહેલાં નાના મોટાં વૃક્ષો પર પણ થોડુંક અજવાળું પથરાઈ જતું હતું.

મેં ફરીથી ડબ્બામાં પાટાપીંડી કરી રહેલી પેલી યુવતી તથા સરદારજી સામે જોયું.

સરદારજીના પડછંદ શરીર પાસે બેઠેલી નાજુક યુવતીનાં કોમળ હાથ વડે પાટાની ઉપર ગાંઠ બંધાઇ રહેલી હતી ત્યારે સરદારજીએ યુવતીની સાથે અત્યાર સુધી મૂંગા મૂંગા પાટો બાંધ્યા પછી છેવટે પૂછ્યુંઃ

'લેકિન, આપ જાઓગી કહાં ?'

'જહાં યે ગાડી લે જાયગી વહાં.' યુવતીએ તરત ઉત્તર દીધો.

એ ઉત્તર સાંભળીને અમે બધા ય વિચારમાં પડી ગયા. સરદારજી ફરી પોતાની બેઠક ઉપર બેઠા ને દૂર ખૂણામાં ઘાયલ હદીંને સુવાડી રહેલી યુવતીને ફરીથી પૂછ્યુંઃ

'આપ હૈ કૌન ? ઐસે યહાં કૈસે ચલી આઈ ?'

યુવતીએ પ્રશ્નના ઉત્તરમાં પ્રથમ તો અમારી બધાની સાથે એક દૃષ્ટિ ફેરવી લીધી ને પોતાના પાયજામાને ઘુંટણ પાસેથી સ્હેજ પકડીને પગ વાળીને સરખી રીતે એક પોટલી ઉપર બેસતાં બેસતાં કહ્યુંઃ

'તમારે મારી વાત સાંભળવી છે ? ઠીક છે, તો સાંભળો મારી કથા...'

[અપૂર્ણ]

સંસાર જીવનની મૂંગી વેદનાને વ્યક્ત કરતી એક કરુણ નાટિકા

# આ ભણતર તે કેવું?

વ્રજલાલ ત્રિવેદી

સ્થળઃ—અળવેશરનું મકાન
સમયઃ—સંધ્યા પછીની શરૂઆત

ધીરે ધીરે રાત ઘેરી બનતી જતી હતી. રાજરસ્તા ઉપર આવેલા અર્ધજાળીવાળા મકાનની આથમણી બારીમાંથી દીવાનો આછો આછો પ્રકાશ રસ્તા ઉપર પથરાતો હતો. અને રડ્યાખડ્યા એકલદોકલ માણસના પગના જોડાનો ચમકાર કોઈકોઈવાર કાનમાં અથડાતો હતો. અને એક સાઠાત્રણ પગવાળી રાંડી કુતરી સ્વામિનારાયણના મંદિરના ઓટલા નીચેની બખોલમાંથી ભાદરવા મહિનાને લીધે કોઈ કોઈ વાર વિલાપ કરતી સંભળાતી હતી. એવે સમયે કુટડો, લાલી અને અળવેશર ત્રણે જણા મસલત કરવા બેસે છે.

લાલી : બાપુજી હવે મારે શું કરવું? મને તો કાંઈ સૂઝ પડતી નથી. આવડો આ માંદો પડ્યો તે મારું તો ભણતર બધું ખોરંભે પડી ગયું ને હવે તો?

અળવેશર : (આંખનો ડોળો ત્રાંસો કરીને) હેં...? શું કીધું બેટા? અમદાવાદમાં રહીને સિનીયર તો થઈ ગઈને? હવે તારે ઈ અસ્માની શું પડી છે? અને બેટા હજી કાંઇ કેળવણીમાં અધુરૂં રહી ગયું છે?—તો કે'જે! અને આ...જો હું તને કહી દઉં કે, કેળવણીમાં જેટલું આવી જાતું હોય એટલું તળિયાઝાટક તારે ઉલેચી લેવાનું છે. હા.. આ. મારી આંખ એક ઉઘાડી છે ત્યાંસુધી તું જરા યે ગભરાઈશ માં.

[આગળ દેખાતા એક લાંબા દાંત અને હોઠની વચમાં એક તમાકુનો ફાકડો ઓળતા અળવેશર છેલ્લું વાક્ય બોલ્યા.]

લાલી : સિનીયર તો બાપુજી થઇ ગઇ. પણ ખરૂં તો હજી હવે બાકી છે.

અળવેશર : હે...? ઈ વળી કયું બાકી રઈ ગયું? જાણું બાર ચ્યું' કાંઇ?

કુટડો : [ફાનસ સળગાવતાં અળવેશરની બીજી આવૃત્તિ જેવી એક વ્યક્તિ બન્નેના સંવાદ વચમાં જ બોલી ઉઠી.]—અરે બાપાજી! બાળ-કેળવણીનું તો મુળ જ આખું હજી રહી જાય છે. સિનીયરના સર્ટીફીકેટ સાથે આનું જો મુળીયું ચોંટયું હોય તો, તો, આપણી લાલીની બોલબાલા આખા કેળવણીકારોના મંડળમાં—

[આટલું બોલતાં કુટડાએ પોતાના બંને ઢીંચણને જોસ દઇને ઉભા થવાનું બળ કરી નાખ્યું.]

અળવેશર : [ખાટ ઉપર ઝુલતા અળવેશરને નવા પ્રકારનું દર્શન થયું ફાનસ સળગાવતા કુટડા તરફ શરીરને ઝોક આપતા.]

ઓ...હો? હેં...શું? આ તો વળી નવું જ. તે આવડું આ ભાઇ કયા ઉભું થયું હશે?

કુટડો : (આશ્ચર્યથી) અરે બાપુજી! પેલા વળાવાળા ભગવાનજી બધેકાના દીકર્યા ગિજુભાઈ હતાને! એમણે આ બાળકોને સારૂ નવું ભણતર નીંતું શરૂ કર્યું? ઈ તો આખા ગુજરાતમાં ફેલાણુંતું.

(પ્રકાશનું રહસ્ય સમજ્યો હોય તેમ)

અળવેશર : ઠીક...હં...હવે હમજણ પડી, તારે હવે શું થાશે? આપણી લાલીનું અધુરૂં રહ્યું ને બધું?

કુટડો : અરે ઇ બધાયને ટક્કર મારે એવું નવું કાઠીઆવાડમાં લીલાપરની અંદર એક જણાયે "કેળવણી ઘર" ઉઘાડયું છે. અને કે'વાય છે કે ગુજરાતની અંદર એના જેવું માનસશાસ્ત્ર જાણવા વાળું ભેજું હજુ સુધી પેદા થયું નથી. અને થશે કે કેમ એ પણ એક શંકા છે.

અળવેશર : એમ ખરૂં કે?

કુટડો...ત્યારે નહિ? અને બાપાજી! મહાત્માજી જેવા મોટા માણસોએ પણ એની કીર્તિ જાણી છે. અને એકવાર એવા કોઇ મોટા માણસે છાપામાં





બોલ્યો ને તેણે યુવતીને મુસાફરથી છૂટી પાડવા બાજુ પર ખેંચી એ ખેંચાખેંચીમાં યુવતીના બદન પરનું ખમીસ શીખે જોસથી પકડીને ખેંચ્યું ત્યારે યુવતી ખુલ્લી છાતી સાથે મુસાફરની આડે પોતાના બન્ને હાથ પહોળા કરીને ઉભી રહી ને દર્દભરેલા રોષથી બોલી ઉઠી:

'તુમ્હેં શરમ નહિ આતી હૈ? મર્દ હો કર બેગુન્ના આદમીયોંકો મારતે હો? ઇસમેં કયા બહાદુરી, મર્દાનગી હૈ?...'

યુવતી ખુલ્લી છાતી સાથે બે હાથ પહોળા રાખીને મુસાફરની રક્ષા કરી રહેલી હતી ત્યારે સામે તલવાર સાથે ઉભેલા શીખે યુવતીની છાતી ઉપર ગળાની નીચે ગુરૂમુખી ભાષામા શબ્દો વાંચ્યા:

'રામપિયારી'

ખુન્નસથી ભરેલી શીખોની આંખોએ સામે ઉભેલી એક યુવતીની ખુલ્લી છાતી ઉપર જ્યારે તેનું નામ વાંચ્યું ત્યારે તેઓ શરમથી છોભીલા પડી ગયા. ને તેમાના એક જણે તરત જ યુવતીના બાજુએ સરી પડેલા ઉપરણાનો છેડો તેની છાતી પર ફરીથી ઢાંકી દીધો.

'માફ કરના...બે અદબી માફ કરના...'

કંઇક મુઝાઇ પડેલા જેવા શીખો તરત જ બે મુસાફરોને–એક ઘાયલ ને બીજાને જોવોને તેવા પડતો મૂકીને પાછા અંધકારમા ડબ્બામાંથી બહાર નીચે ઉતરી પડયા. ત્યારે બારણા પાસે ઉભેલા શીખ અમલદારે ફરીથી બારણું બંધ કરતાં કરતાં યુવતી સામે જોઇને કહ્યું:

'યે સબ કયા બાત હૈ? તુમ કૌન હો?'

'આપકો મેરી બાત સુનની હૈ! મૈં કૌન હું વો અભી બતાઉંગી. પહેલે અગર આપકે પાસ બેન્ડેજ ઔર આયોડિન હો તો થોડા દે દીજીએ. ઇસ ઘાયલ આદમીકો બાંધ દું.'

શીખ અમલદારે પોતાની ચામડાની બેગ ખોલીને તેમાંથી બેન્ડેજ ને આયોડીન કાઢયાં. અને યુવતીની પાસે ગાંસડી પાસે ઢળી પડેલા ઘાયલ મુસાફરને ખભે તલવારના ઝટકાથી થયેલા ઘા ઉપર પાટો બાંધવામાં–તેણે યુવતીને મદદ કરી.

ઘાયલ આદમીને પાટો બંધાઇ રહેલો હતો, ત્યારે અમારી ટ્રેન ફરી પાછી ઉપડી ને અંધકારમાં આગળ દોડવા લાગી. મેં મારી ઘડીઆળમાં જોયું ત્યારે રાતનો એક વાગી ગયો હતો.

પાટો બાંધવાનું કામ ચાલુ હતું તે દરમીઆન બહારથી હવા આવી શકે એ માટે ઓચિંતી બંધ કરી દીધેલી બારી મેં ઉઘાડી ને બહાર ડોકીઉં કરી લીધું.

ઇન્જીનમાંથી નીકળી રહેલા કાળા ભમ્મ ધુમાડાના ગોટેગોટાની વચ્ચે પણ પ્રકાશના નાના નાના તણખા ઉડી પડતા દેખાયા. ચારે ય બાજુ અંધકાર છવાયો હતો. તેમાં ઇન્જીનના બોઈલરના ખુલ્લા ઢાંકણામાંથી અજવાળું બહાર પ્રસરતું હતું, ત્યારે ખેતરનાં ઝડપથી પસાર થઇ રહેલાં નાના મોટાં વૃક્ષો પર પણ થોડુંક અજવાળું પથરાઈ જતું હતું.

મેં ફરીથી ડબ્બામાં પાટાપીંડી કરી રહેલી પેલી યુવતી તથા સરદારજી સામે જોયું

સરદારજીના પડછંદ શરીર પાસે બેઠેલી નાજુક યુવતીના કોમળ હાથ વડે પાટાની ઉપર ગાંઠ બંધાઇ રહેલી હતી ત્યારે સરદારજીએ યુવતીની સાથે અત્યાર સુધી મૂંગા મૂંગા પાટો બાંધ્યા પછી છેવટે પૂછ્યું:

'લેકિન, આપ જાઓગી કહાં?'

'જહાં યે ગાડી લે જાયગી વહાં.' યુવતીએ તરત ઉત્તર દીધો.

એ ઉત્તર સાંભળીને અમે બધા ય વિચારમાં પડી ગયા. સરદારજી ફરી પોતાની બેઠક ઉપર બેઠા ને દૂર ખૂણામાં ઘાયલ હીંદુને સુવાડી રહેલી યુવતીને ફરીથી પૂછ્યું:

'આપ હૈ કૌન? ઐસે યહાં કૈસે ચલી આઈ?'

યુવતીએ પ્રશ્નના ઉત્તરમાં પ્રથમ તો અમારી બધાની સાથે એક દષ્ટિ ફેરવી લીધી ને પોતાના પાયજામાને ઘુંટણ પાસેથી સ્હેજ પકડીને પગ વાળીને સરખી રીતે એક પોટલી ઉપર બેસતાં બેસતાં કહ્યું:

'તમારે મારી વાત સાંભળવી છે? ઠીક છે, તો સાંભળો મારી કથા...' [અપૂર્ણ]

સંસાર જીવનની મૂંગી વેદનાને વ્યક્ત કરતી એક કરુણ નાટિકા

# આ ભણતર તે કેવું?

પ્રજલાલ ત્રિવેદી

સ્થળઃ—અળવેશરનું મકાન
સમયઃ—સંધ્યા પછીની શરૂઆત

ધીરે ધીરે રાત ઘેરી બનતી જતી હતી. રાજરસ્તા ઉપર આવેલા અર્ધજાળીવાળા મકાનની આથમણી બારીમાંથી દીવાનો આછો આછો પ્રકાશ રસ્તા ઉપર પથરાતો હતો. અને રડ્યાખડ્યા એકલદોકલ માણસના પગના જોડાનો ઠમકાર કોઇકોઇવાર કાનમાં અથડાતો હતો. અને એક સાડાત્રણ પગવાળી લેંડી કુતરી સ્વામિનારાયણના મંદિરના ઓટલા નીચેની બખોલમાંથી ભાદરવા મહિનાને લીધે કોઇ કોઈ વાર વિલાપ કરતી સંભળાતી હતી. એવે સમયે ફુટડો, લાલી અને અળવેશર ત્રણે જણા મસલત કરવા બેસે છે.

લાલી : બાપુજી હવે મારે શું કરવું? મને તો કાંઇ સુઝ પડતી નથી. આવડો આ માંદો પડ્યો તે મારૂં તો ભણતર બધું ખોરંભે પડી ગયું ને હવે તો?

અળવેશર : (આંખનો ડોળો ત્રાંસો કરીને) હેં...? શું કીધું બેટા? અમદાવાદમાં રહીને સિનીયર તો થઇ ગઇને? હવે તારે ઇ ચશ્માની શું પડી છે? અને બેટા હજી કાંઇ કેળવણીમાં અધુરૂં રહી ગયું છે?—તો કે'જે! અને. આ...જો હું તને કહી દઉં કે, કેળવણીમાં જેટલું આવી જાતું હોય એટલું તળિયાઝાટક તારે ઉલેચી લેવાનું છે. હા.. આ. મ.રી આંખ એક ઉઘાડી છે ત્યાંસુધી તું જરા યે ગભરાઈશ માં.

[આગળ દેખાતા એક લાંબા દાંત અને હોઠની વચમાં એક તમાકુનો ફાકડો ઓળતા અળવેશર છેલ્લું વાક્ય બોલ્યા.]

લાલી : સિનીયર તો બાપુજી થઇ ગઇ. પણ ખરૂં તો હજી હવે બાકી છે.

અળવેશર : હે...? ઇ વળી કયું બાકી રઇ ગયું? જાણુ બાર રયું કાંઇ?

ફુટડો : [ફાનસ સળગાવતાં અળવેશરની બીજી આવૃત્તિ જેવી એક વ્યક્તિ બન્નેના સંવાદ વચમાં જ બોલી ઉઠી.]—અરે બાપાજી! બાળકેળવણીનું તો મુળ જ આખું હજી રહી જાય છે. સિનીયરના સર્ટીફીકેટ સાથે આનું જો મુળીયું ચોંટયું હોય તો, તો, આપણી લાલીની બોલબાલા આખા કેળવણીકારોના મંડળમાં—

[આટલું બોલતાં ફુટડાએ પોતાના બંને ઢીંચણને જોસ દઇને ઉભા થવાનું બળ કરી નાખ્યું.]

અળવેશર : [ખાટ ઉપર ઝુલતા અળવેશરને નવા પ્રકારનું દર્શન થયું ફાનસ સળગાવતા ફુટડા તરફ શરીરને ઝોક આપતા.]

ઓ...હો? હેં...શું? આ તો વળી નવું જ. તે આવડું આ ભાઇ ક્યા ઉભું થયું હશે?.

ફુટડો : (આશ્ચર્યથી) અરે બાપુજી! પેલા વળાવાળા ભગવાનજી બધેકાના દીકર્યા ગિજુભાઈ હતાને! એમણે આ બાળકોને માટે નવું ભણતર તોં'તું શરૂ કર્યું? ઇ તો આખા ગુજરાતમાં ફેલાણું'તું.

(પ્રકાશનું રહસ્ય સમજ્યો હોય તેમ)

અળવેશર : હીક...હં...હવે હમજાણુ પડી, તારે હવે શું થાશે? આપણી લાલીનું અધુરૂં રહ્યું ને બધું?

ફુટડો : અરે ઇ બધાયને ટક્કર મારે એવું નવું કાઠીઆવાડમાં લીલાપરની અંદર એક જણાયે "કેળવણી ઘર" ઉઘાડયું છે. અને કે'વાય છે કે ગુજરાતની અંદર એના જેવું માનસશાસ્ત્ર જાણવા વાળું ભેજું હજુ સુધી પેદા થયું નથી. અને થશે કે કેમ એ પણ એક શંકા છે.

અળવેશર : એમ ખરૂં કે?

ફુટડો...ત્યારે નહિં? અને બાપાજી! મહાત્માજી જેવા મોટા માણસોએ પણ એની કીર્તિ જાણી છે. અને એકવાર એવા કોઇ મોટા માણસે છાપામાં





એમના વખાણ પણ લખેલા કે માનસશાસ્ત્રની દૃષ્ટિએ એ ભાઇ કેળવણીનું સારુ જ્ઞાન લોકોને આપી જાણે છે.

અળવેશર ' ક્યો...કો? આટલું બધું? એવા મહાપુરુષ નીકળ્યા? એવાના સહવાસથી તો આખો જનમારો ફળી જાયને ભાઇ! (લાલી સામે જોઇને) હાલળ લાલી આ બધું—આવડુ આજ તું કે'તીતીને કે મારું બધું ભણતર અધુરું રહી ગયુ તે, આજ ને?

લાલી : હા બાપુજી! ઇવડું ઇજ મારે ઇ "કેળવણીઘર"માં જ દાખલ થાવું છે.

અળવેશર : બસ ત્યારે ઈ 'કેળવણીઘર'વાળા માનસશાસ્ત્રી પાસે જઇને દાખલ થવાનું ફારમ ભરીને નક્કી કરી આવ જાઇયે. જે ખરચ થાય ઇ ભલે થાતો, સમજીને?

લાલી : પણ હું તે કેવી રીતે ન્યાં જાઉં બાપુજી! આને તાવ આવે અને કેમ જાવા દેશે? અહિ આવતાં શું અવાણું અમદાવાદની સીધી "કેળવણીઘર"મા દાખલ થઇ ગઇ હોત તો કાંઇ નો'તું.

અળવેશર : (જરા ગુસ્સે થઇને) ઇ તો તું એવી ખરીને! તે સીધી અમદાવાદ મને પૂછ્યા સિવાય અહિ દોડી આવી. ઈ, હાહરા ચશ્માને ખાટલામાં સડવા દેવો હતો ને? પછી જોયું જાત?

ઠીક હવે તું ઘેર જા વાળુનો વખત થઇ ગયો છે. એક બે દિવસમાં તારે અહિંથી જઇ શકાય એવું કંઇક કરવું પડશે. તું તારે મોજ કરને? જા જઇને વાળુ કરીલે. ભૂખી રહેતી નહિ.

(ત્રણે છૂટા પડે છે).

સ્થળ : કુર્ણાનું ઘર સમય : સવારના સાડા નવનો

ચારેક દિવસ પછીની ખુશનુમા સવાર, સમય લગભગ સાડાનવનો થયો હશે. ઉગમણી ઓશરી ઉપર પાણીઆરા પાસે લાલી કાળી મટકીમાં છાશ વલોવતી બેઠી છે. ખડખડાટ કરતા પીપળાના પાંદડાઓ ઠંડો શૂરવા જેવો પવન પ્રસરાવે છે. ઘરના અંદરના ભાગમાં ખાટ ઉપર કુર્ણો હીંચકે છે. પાસે એક નાના ટેબલ ઉપર એક કપરકાબીમાં ગરમ દૂધ હોય છે. બીજી બાજુ એક આરામ ખુરસી ઢાળેલી પડી છે.

અળવેશર : (હાથમાં તમાકુનો મારો ચોળતો બારણાની તડમાંથી એક આંખનો ડોળો ફેરવતો બૂમ પાડે છે.)—

એ...રસુ...ઉં! બારણું ઉઘાડ બાપા.

[દોડતી રસુડી માથા ઉપરના જીંથરખાને સરખા કરતી બારણું ઉઘાડી આવે છે.]

ઉધરસના ચાર પાંચ ઠસકારા ખાતો અળવેશર આગળના ઘરના ઓરડાની ઓશરી ઉપર બેઠેલા પાંસઠ વર્ષના માજીને બોલાવવાનો વિવેક કરે છે.

અળવેશર : (અંદર પ્રવેશ કરતા) એ...જે શ્રી કૃષ્ણ માજી.

માજી : કોણ અળવેશરભાઇ, આવો ભાઇ આવો.

અળવેશર : કાં...મેજામાં છો ને? ક્યાંછે લાલી? પાણી ગઇ છે?

માજી : નારે...આ પાણીઆરા પાસે બેઠી છાશ કરે.' (બીજા ઓરડાના પગથીઆ આગળ આવતા અળવેશરને લાલી લાજનો ઘુંઘરો તાણીને નિશાની કરી બતાવે છે કે...ઇ..., અંદર ખાટે હીંચકે છે).

અળવેશર : [ઓશરીની પગથીઆ ચઢતાં] કાં કેમ રહ્યુ છે આજ પંડયા?

કુર્ણો : (ખાટ ઉપરથી થોડો સળવળાટ કરતાં.) ઓ, હો, આવો! આવો! અળવેશરભાઇ કેમ કાંઇ અત્યારમાં?

અળવેશર : (આંખના ડોળાને સહેજ વિકૃત બનાવી) જુઓને! આ તાર આવ્યો છે. અત્યારમાં, તે ઝમતી (કુર્ણાની સાળી)ને કાંઇક થઇ ગયું છે. ચાર દિવસથી દાંત હજડ થઇ ગયા છે, અને

અંખ્યું પણ ઢરડાઇ ગઈ છે. પાણીનું ટીપું પણ ગળા હેઠે ઊતરતું નથી.

કુર્ણો : ( આશ્ચર્યથી ) અરે ! ભારે થઇ બીચારીને આ તો અણધારી ઉપાધી, હજી તો મહિનો થયો હશે અહિંથી સાસરે ગયાં ત્યાં જ આમ થયું ? માળું અહિંથી ગઇ ત્યારે તો પાડા જેવી હતી ખરું ને મા !

( તારના સમાચાર સાંભળીને ઓરડાના અંદરના ભાગમાં મોઢું કાઢીને ડોકાએલા માજીએ હકારમાં જવાબ આપ્યો.)

માજી : આંઇથી ગઈ તારે તો પદમણી જ જોઈ લ્યો. નખમાં યે રોગ ક્યાં હતો વળી એને ?

એટલામાં પાછળની વંડી પાસે કાન દઇને સાંભળતા ઓતમબાઇથી શાંત રહેવાયું નહિ અને આ વાત સાંભળતાં જ બોલી ઉઠ્યા.

ઓતમ : ( વંડી પાછળથી ) હેં ! ઈ કોણુ જકડાઈ ગ્યું સે ? પુરી મા ?

માજી : આ ગોમતી મારા કુર્ણાની હાળી ! લીલાપરથી તાર મેલ્યો છે-એના વરે.

( રળીયાતે સામેના ઘરના ફળિયામાંથી વાશણુ ઉટકતા ઉટકતા પડતા મેલીને ભારેપેટે પણ દોડતા આવીને વંડી પાછળથી ઓતમબા સાથે સૂર પુરાવ્યો. )

ઓતમ, રળીઆત : (બન્નેના સાથે અવાજથી)—અરે રામ રામ, બચ્ચારીને ! જુઓ તો આ વળી ક્યાંથી. કેવી રૂડી રૂપાળી, બારહાથમાં યે માતી નોતી, ભાસરાનું મોઢું ને હોયલ જોઇ લ્યો આ બીજી ઈ તો.

સંતોક : ( બાજુના ઘરની મેડી ઉપરથી, સંજવારી વાળતી સંતોક જાણે આ આખી યે વાતનું રહસ્ય જાણતી હોય તેમ મલકાતી મલકાતી મેડીની બારી પાસે આવીને ઓતમબા તથા રળીયાતને ગણું ધસાય ને જેવો અવાજ નીકળે એવી રીતે ધાટો પાડીને બોલાવ્યા ) એ...ઈ...આંઇ આવો આંઈ.

( જરા આડુઅવળું જોઇને ) હું તમને કહું. આ વાતની તો કાલની અમને ખબર પડી છે. કેયાહિં હમજો નઇને. આ હેઠે અમારા પાડોશી રેછે ને, તે એને ન્યાં લીલાપરથી કાગળ હતો. ઈ બધા ગોમતીના પાડોશમાં જ રહે છે ને ? એમાં બધું લખ્યું છે...

કે છે કે એ જીવ હોતી ગોમતી ઝાળનાથ—મા'દેવે દર્શન કરવા જાતીતી, તે રસ્તામાં બે ઝાંપડીયું મળાયું. પાછી આ નમણી પરી ને ? તે બન્ને ઝાંપડીયું એની સામે જોઇ જ રહી. આ એનું જ કાંઈક લાગે છે; કરતક.

રળીઆત, ઓતમ : (એકીસાથે)—એકબીજાની સામે જોઇને આંખના ડોળામાં અવનવા ભાવ સાથે. હાય, હાય...? પછી શું થયું ?

સંતોક : પછી શું ? હમજી જાઓને, ઘેર આવીને તરત જ હજડ. લાકડું જોઈ લ્યો. કોઇને કેશો મા. બા હજી તો આ બધું ખાનગી છે.

રળીઆત, ઓતમ : નારે-બાઇ—દી' ફર્યો છે આપણો. આવું તે કેં'વાય કોઇને વળી ? ઇ તો વાજતું-ગાજતું માંડવે જ આવશે ને, હાલો બાઈ હાલો, કામનું અહુર થાય છે. આ મુન્શીપાલ્ટીનો ડબો નીકળ્યો, હજી ફળિયામાં વાશીદું તો કાઢયું યે નથી, કામ તો ખુટતું જ નથી શેનું ?

તમે હાંભળો તો ખરા પછીતે કાન દઇને ! આ એનો બાપ, તેડવા જ આવ્યો છે લાલીને ?

(બંને પછીત પાછળ કાન દઇને સાંભળે છે.)

અળવેશર : લાલીને સાથે લઈ જવી પડશે,' કાંઇ વાતચીત કરવી હોય તો આપણા ઘરનું કોઇ બાંઇ માણુસ હોય તો જરા ઠીક પડે ને ? કેમ બોલ્યા નહિ માજી ? આ જરાક પંડ્યાજીને કહું છું કે, એક બે દિવસ મોકલો તો સારું. પરમ દિવસે વળતી ગાડીમાં લાલીને મોકલી દેશું.

કુર્ણો : પણ અહિયાં મારે પણ મુશ્કેલી છે ને ? તમે જુઓ છો ને મારું શરીર પણ ક્યાં સારું રહે છે.





હાથે કાંઇ થોડું કામકાજ થઇ શકે એમ છે. તમે તો જાણો છો ને?

અળવેશર . અરે ત્યાંની પરિસ્થિતિ જોઇને તરત જ વળતી ગાડીએ રવાના કરશું. એક દિવસ પણ નહિ રોકવી શકાય? આમ, શું, કરો છો તમે ય તે?

લે હાલ્ય બેટા લાલી, થઈ જા તૈયાર. સાડાદસે તો ખટારો ઉપડી જાય છે.

એટલા જ શબ્દોની રાહ જોતી લાલી છાશનું માટલું એમ ને એમ છોડી, અળવેશરની પાછળ છટકો કરતી રવાના થઇ જાય છે. કપડા બાંધવાની તૈયારી કરવા જેવું કાંઈ હતું જ નહિ આગલા દિવસની મસલત પ્રમાણે, એના ભાઇએ કપડાંની થેલી તૈયાર જ કરીને ગખેલી તે સીધો અળવેશર અને લાલી ખટારા ભેગી થઇ લીલાપર પહોંચી ગયા.

સ્થળ : કુર્ણાનું ઘર  સમય : સવાર

કુર્ણો : (સ્વગત) હં... અળવેશર અને લાલી બન્ને ગયા તો ખરા, પણ આજ પાંચ છ દિવસથી કશા સમાચાર જ નથી. દાળમાં કાંઇક કાળું લાગે છે! અને પાછળથી પેલો કુટડો પણ પોબાર. ઠીક. ચાલો, પડશે તેવા દેવાશે. અત્યારે તો અસ્વસ્થ તબિયત એટલે મૌન સિવાય છૂટકો જ ક્યાં છે?

(કુર્ણો ઓશરીમા આમથીતેમ આંટા મારે છે, એટલામાં બહારથી પોષ્ટમેન આવે છે.)

પોષ્ટમેન : કુર્ણાભાઇ? તમારો કાગળ છે.

કુર્ણો : કોણ પોષ્ટમેન ? લાવો, ભાઇ લાવો, એની જ રાહ જોવાય છે.

(કવર ફોડીને વાચે છે)

શ્રીમાન્ :

લાલીને મોકલવા બાબત તમને કહ્યું હતું પણ હાલ તુરત એક મહિના સુધી નહિ મોકલી શકાય. કારણ ગોમતીની તબિયત બહુ જ ગંભીર છે દાક્તરોએ ખાસ અંગત બાઇમાણસને પાસે રાખવા જણાવ્યું છે. ગોમતીના સાસુસસરા જેઠજેઠાણી, નણંદભોજાઇ વગેરે બધા છે. પણ આપણે લાલી જેટલું તો નજીક કોઇ નો જ હોય ને, એટલે એક મહિનો તમારે ધીરજ રાખવાની છે. તમારી તબિયત નરમ છે પણ શું થાય. એકાદ કોઇ કામવાળું રોકી લેજો. થોડાક દિવસ નિભાવવું પણ પડે. એ જ

લિ. અળવેશર

કુર્ણો : (સ્વગત) ..વેદનાની ચાલુ પરંપરાનો ભાસ, આ...હા...હા. (બે હાથની મૂઠીમાં કાગળને દબાવીને), અળવેશર આ તારો કાગળ ગૃહ-સંસારની બાદબાકી શૂન્યનું દર્શન કરાવે છે. જોઇ લે આ જીગર! ન જોયું હોય તો! આવ? અળવેશર! આવ.

કાગળના કટકા કરી અને કુર્ણો ઓરડાની અંદરની ખાટ ઉપર આરામ કરવા પડે છે. વિચારોની ગડમથલમા એક આખું સ્વપ્ન કુર્ણાને ઘેરી લ્યે છે.

સ્થળ : લીલાપર શહેર

ઓઢી મદિર પાસે જદુનાથ બાર–બેટ–સોનું ઘર

સમય : સવાર— સાડા આઠથી નઉ.

ચમન : (દોડતો ખબર આપે છે) કાકાજી! કાકાજી! લાલીબેન અને કુટડોભાઇ આવ્યા.

જદુનાથ . કોણ લાલી આવી બેટા? હેં? શું કહ્યું અલ્યા? ફરી બોલ તો? લાલી આવી એમ કહ્યું ને તે?

ચમન : હા કાકાજી! હા! લાલીબેન આવ્યા. —

જદુનાથ : અલ્યા, જા, ચમન? જો તો? બાઇને કે’જે કે બે જણનું જમવા માટે વધારે બનાવે, અને ઓલી મોંઘલીને કે’કે ચા બનાવીને ઝટ લાવે, કામવાળીને સમજ્યો ને? હજી ચાનો વખત છે. જા બેટા.

આવી? આવી? મારી લાલી, વિધુર મામાએ



ખુરસી ઉપરથી ઊભા થઇ લાલીને આવકાર આપ્યો. આવ બેસ, કાં ? લાલી ત્યાંથી બધું સાફ કરીને આવી છો ને ? ઘરની કાંઇ ચિંતા વેંઢારીને નથી આવી ને ? અહિયાં બધું મેં તારે માટે નક્કી કરી નાખ્યું છે. શું સમજી ?

લાલી : ઘરનું તો બધું ઠેકાણે કરીને જ નીકળી છું. હવે કશી ચિંતા છે નહિ, તમે ભણવાની ગોઠવણ કરી ઈ ખબર સાંભળ્યા એટલે ત્યાંનું સરખે સરવાળે કરીને જ નીકળી છું.

જદુનાથ : બસ ત્યારે હવે બેડો પાર. ધયે માળો સમજી જાશે કે માથાનાં મળ્યાં'તાં બધાં ધયો હાશે હવે જમવાનું મોડું થાય છે. ઊઠો.

જદુનાથ : ( જમીને પરવાર્યા પછી પાન બનાવતા ) જો લાલી હવે હું તને કહી દઉં છું કે, તારે અહિયાં જરા પણ સંકોચ રાખવો નહિ. આ તારું જ ઘર છે એમ માનજે અને તું પરણી નથી એવું દુઃખ તો મનમાં જરાયે લાવીશ નહિ શું સમજી ? અહિયાં તારે આનંદ જ કરવો. મન ઉપર કશું ભારણ રાખીશ મા, હું બધું સંભાળી લઈશ.

અને જો કુટડા, તારે લાલીને લઇને કાલે સાડાદસ વાગે ' કેળવણીઘર 'માં દાખલ કરવા એને લઈ જવાની છે. એના સંચાલક આપણા ઓળખીતા છે ને એની સાથે મેં બધું નક્કી કરી નાખેલ છે. જોયું છે ને એનું ઠેકાણું ?

કુટડો : હા. હા. એ તો ગુજરાતની બ્હાર વર્ધા સુધી પણ જગજાહેર છે. નાનું છોકરું યે જાણે છે.

સ્થળ : ' કેળવણી ઘર 'ની ઓફિસ

' કેળવણીઘર 'ના નિયામક ગુજરાતના પ્રસિદ્ધ માનસશાસ્ત્રી પોતાની ઓફિસમાં બેઠા અગત્યની ટપાલ વાંચે છે. બ્હારથી પટાવાળો ઓફિસમાં પ્રવેશ કરે છે.

પટાવાળો : સાહેબ બ્હાર એક બ્હેન અને એક ભાઇ અંદર મળવા આવવા માગે છે, —

માનસશાસ્ત્રી : ( ટેબલ ઉપરનાં કાગળિયાંને જરા ઠીકઠાક કરતા ) એમને અંદર મોકલ.

કુટડો અને લાલી થોડીવારે ઓફિસમાં પ્રવેશ કરે છે.

માનસશાસ્ત્રી : આવો ! આવો ! બ્હેન, બેસો અહિયાં, બેસોને બેસોને, અરે કાંઇ હરકત નાહ. આ ખુરસીઓ બેસવાની જ છે ને ? (ચશ્માની દાંડલી ફેરવતા) બોલો કેમ આવવું થયું છે બ્હેન ?

કુટડો : આ મારા બેનને...

માનસશાસ્ત્રી : ( કુટડાને બોલતો અટકાવીને ) જુઓ જરા શાંતિ રાખો ભાઈ હું જરા બેનની સાથે વાત કરી લઉં.

( લાલી સામે જોઇને ) તમે જ બહેન જવાબ આપશો તો ઠીક પડશે

લાલી : મારે આપના ' કેળવણીઘર'માં દાખલ થવું છે.

માનસશાસ્ત્રી : ( જરા વિચારમાં ઊંડા ઊતરી જતા ) એમ ? વારુ તમે ક્યાં સુધી અભ્યાસ કર્યો છે ?

લાલી : અમદાવાદમાં સિનીયર સુધી.

માનસશાસ્ત્રી : હા ? ત્યારે તો તમને અહિ ઘણી સમજણ પડશે. મુશ્કેલીઓ તો જરાયે નહિ નડે. તમારા લગ્ન થયાં છે? અને તમારું નામ જરા જણાવશો ?

લાલી : મારું નામ લાલી, મારા લગ્ન આજથી બાર તેર વર્ષ પહેલાં થયાં હતાં.

માનસશાસ્ત્રી : ઠીક ! ઠીક ! જુઓ તમે અહિ સંસ્થામાં દાખલ થાઓ તેમાં તમારા પતિની સંમતિ તો હશે જ ને ?

લાલી : હા સિનીઅર સુધી તો સંમતિ હતી, પણ આ નવા અભ્યાસ માટે નથી, જરા અમારા બન્ને વચ્ચે કલેશ અને મતભેદ થઈ ગયો. અને તેથી કરીને મારે તેમને છોડીને અહિ ચાલી આવવું પડયું.

માનસશાસ્ત્રી : કશી ફિકર નહિ. એવું તો થયા કરે.





એ કાંઇ બહુ મોટો પ્રશ્ન નથી. શું સમજ્યા ? અહિ પણ સંખ્યા તો ભરચક થઈ ગઈ છે. છતાં એક ભાઇ છે એમનું નામ કમી કરી અને તમને દાખલ કરી દેશું. સમજ્યા ને ? તમારા વિધેનો પ્રશ્ન જરા વધુ વિચાર માગી લ્યે-છે. અટલે તમને સ્થાન આપવું જ પડશે

લાલી : સંસ્થાના નિયમો માટે કંઇ સૂચના મળશે ?

માનસશાસ્ત્રી : અરે બેન ? ગભરાઓ છો શા માટે ? અહિનું વાતાવરણ જ નિયમોને રૂપ આપે છે. તમે જરાયે સંકોચ લાવશો નહિ બેન ! અને આવતી કાલથી તમે અહિ આવવાનું શરૂ કરી દો સમજ્યા ને ? બોલો હવે કાંઇ બાકી રહ્યું ?... (ઉડવાની તૈયારી કરતાં) આવજો ત્યારે. બેન.

એકાદ બે મહિના બાદ આ નવા વાતાવરણે લાલીના આ જીવનનો ઓપ પરિવર્તન પામે છે.

એક ચોટલામાંથી બે ચોટલાનો જન્મ થાય છે. હાથમાં નાની એવી રીસ્ટવૉચ, ઉઘાડે માથે, પગમાં ચંપલ, સહભોજન, સહશિક્ષણની જેમ, એક સાયંકાળે સહલેખન માટે, હાથમાં રેકેટ સહિત રમતના ગ્રાઉન્ડ તરફ જતી લાલીને કુર્ણાનો એક સ્નેહી જુએ છે, ત્યારે આશ્ચર્ય સાથે મનમાં બોલી ઊઠે છે કે, શું આ પોતે જ લાલી !



( અનુસંધાન પાન ૧૫ થી ચાલુ )

તો આવું થઇ ગયું છે !'

'હેં !' લીલાવતીનો આશ્ચર્યરણકો સોહનલાલ સાંભળી રહ્યો. તે બેઠો થયો.

'કેમ ?'

'આ મારે ઉતરવાનું આવ્યું ?'

'હેં ! એટલીવારમાં ?'

સોહનલાલ એની સામે જોઇ રહ્યો. બન્નેની આંખો એક ક્ષણ મળી, ન મળી અને તરત બન્નેના ચહેરા ઉપર એક અકથ્ય ભાર આવી પડયો. પોતપોતાના પ્રશ્નનો એક એવો ભયંકર પડછાયો ત્યાં એમની સામે ઉભો હતો, કે એમના ચહેરા ઉપર તરત આછી શોકછાયા ઢળી ગઇ,

સોહનલાલે પોતાનું પોટકું છોડયું. એમાંથી ધીમે ધીમે એક પછી એક લુગડાં કાઢયાં, પાછાં ફરી ગોઠવ્યાં.

'તમારે પાછું હવે ક્યારે આવવાનું છે ?'

'હવે તો...કોને ખબર ? ક્યારે ?'

ચડુક્ ગાડી ઉભી રહેતા જ હડુડુ એક મોટું ટોળું જાણે આ ડબ્બાની રાહ જોતું હોય તેમ એકદમ ચડવા માંડયું. માંડ માંડ સોહનલાલ પોતાનું પોટલું લઇને બહાર નીકળી શકયો.

એ ગયો. ગાડી ઉપડી. અનેકોનો ઘોંઘાટ સાંભળતાં છતાં સાંભળતી ન હોય તેમ લીલાવતી થોડીવાર ગુપચુપ બેઠી રહી.

થોડીવાર પછી એની આંખમાંથી વગર અટકાવ્યે આંસુની ધારા ચાલવા માંડી !

## વિજ્ઞાનદર્શનનું ત્રીજું વર્ષ

શ્રી. બંસી ગાંધી, बी. एससी.
પ્રો. જયંતીલાલ દે. ઓઝા, एम. एससी.
ડૉ. નરસિંહ મૂ. શાહ, एम. एससी., पीएच.डी.

'વિજ્ઞાન-દર્શન' ત્રીજા વર્ષમાં પ્રવેશ કરે છે. આ વર્ષ દરમિયાન વાચકો તેને વિશેષ અપનાવે એમ ઇચ્છી આ વર્ષની શરૂઆત કરીએ.

૧૯૪૭ ઓગસ્ટની ૧૫મી હિંદને માટે એક ચિરસ્મરણીય દિવસ છે; ઘણાં વર્ષોના બંધન પછી હિંદ તે દિવસે આઝાદી પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બન્યું છે. પણ વીસમી સદીના આ દશકામાં આઝાદી અને વિજ્ઞાનને ખૂબ ગાઢો સંબંધ છે એ ભૂલાવું ન જોઈએ. વિજ્ઞાન એટલે માત્ર ચોપડીમાંથી ગોખેલા થોડા વિજ્ઞાનના સૂત્રો નહીં: વિજ્ઞાન એટલે જીવનના અનેકવિધ પ્રશ્નોના ઉકેલ માટે વૈજ્ઞાનિક રીતનો અખત્યાર કરવો એ માનસ. હિંદને માટે આ વૈજ્ઞાનિક રીતનો વિસ્તૃત ઉપયોગ યોગ્ય રીતે યોજાયેલ શિક્ષણપદ્ધતિ તેમજ શુદ્ધ અને ઔદ્યોગિક સંશોધનની વિજ્ઞાન-સંસ્થાઓ દ્વારા જ થઇ શકે. આવી સંસ્થાઓની બાબતમાં આપણો દેશ પછાત છે. આપણે આ ખોટ ઝડપથી મોટા પ્રમાણમાં કાર્યદક્ષતાપૂર્વક દૂર કરવી જોઇએ. ટૂંકામાં, દેશને રાષ્ટ્રીય વિજ્ઞાન-સંસ્થાઓની પ્રથમ જરૂરિયાત છે.

આપણી સરકારે વિજ્ઞાન પ્રત્યે વિશેષ ધ્યાન આપવા માંડયું છે. આજે, અનેક વિજ્ઞાનસંસ્થાઓ અસ્તિત્વમાં આવી છે અને આવતી જાય છે. વિજ્ઞાનની જુદી જુદી શાળાઓમાં સંશોધનને ઉત્તેજન આપવામાં આવે છે. ૧૯૪૦માં સ્થપાયેલી વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સંશોધન કાઉન્સિલે આ કાર્યને ઠીક વેગ આવ્યો છે. દેશમાં પાંચ રાષ્ટ્રીય સંશોધન પ્રયોગશાળાઓની યોજના થઇ ચૂકી છે. હિંદના નૂતન ઘડતરમાં વિજ્ઞાનનો ફાળો નાનોસૂનો નહીં હોય. હિંદવિજ્ઞાનપરિષદની આ વખતની બેઠકમાં પરદેશી પ્રતિનિધિઓ ભાગ લેવા આવ્યા હતા એ ખાસ નોંધવા જેવું છે. વિજ્ઞાનની દુનિયામાં હિંદે પોતાનું સ્થાન પ્રાપ્ત કરવા માંડ્યું છે.

આ તો થઈ આપણા દેશની વાત: દુનિયામાં શું ચાલી રહ્યું છે તે જોઇએ.

વિજ્ઞાને હવે યુદ્ધકાળના વાઘા ઉતારી નાખવા માંડયા છે. યુદ્ધોત્તર સમયને અનુરૂપ સ્વાંગ ધારણ કરવા માંડયો છે. વિગ્રહને અંગે આવતી તેની ભયંકર ભીષણતા ભુલાવા લાગી છે. મોટરને ઢાળ ઉપર ચડાવતા જેમ તેના એન્જિનનું ગિયર બદલવું પડે છે તેમ આજે વિજ્ઞાનનું ગિયર બદલાયું છે. શાંતિકાલને અનુરૂપ તેનું ઘડતર થવા લાગ્યું છે. અણુ-બોમ્બના શાન્તિકાળને અનુરૂપ ઉપયોગો શોધવા મહેનત ચાલે છે. રડારના શાંતિકાલીન ઉપયોગો થવા લાગ્યા છે. જેટ વડે ચાલતા એન્જિનો શકય બનતા જાય છે. દર્દ સામેની લડતમાં માનવીનો હાથ ઉપર આવતો જાય છે ડી. ડી. ટી. પેનીસિલીન પાલુડ્રીન ઇત્યાદિ અસરકારક ઔષધો શોધાયાં છે. ખેતીમાં જૂની-પુરાણી રીતો છોડી નવી અખત્યાર કરવામાં આવે છે. ભૂખી દુનિયાને ખવડાવવા માટે અનાજ વિશેષ પેદા કરવા મહેનત ચાલે છે. આ સંબંધી અવારનવાર

> હું જાતે વિજ્ઞાનનો પૂજક છું, અને હું માનું છું કે જગતને બચાવવું હોય તો તે આખર તો વિજ્ઞાન વડે જ બચશે. વ્યક્તિ અને રાષ્ટ્રનું ઘડતર કરનારા વિચાર તથા કર્તવ્યના ધોરણો તેમજ આવશ્યક ભૂમિકા તથા પાયા પર યુનિવર્સિટીએ ભાર મૂકવો જોઇએ. એકંદરે આજે જ્યારે આપણે જૂનાં મૂલ્યો લગભગ તજી દીધાં છે અને નવાં અપનાવ્યાં છે તેવા આ સંક્રાંતિના ખૂબ ઝડપી તબક્કા દરમિયાન આ જરૂરી છે.
>
> —પંડિત જવાહરલાલ નહેરુ
>
> (અલ્હાબાદ યુનિવર્સિટી કેન્વોકેશનના ભાષણમાંથી)





ગયા વર્ષમાં અમે વાંચકોને રસદાયી માહિતી પૂરી પાડી છે. અને આ વર્ષે પણ અમારો પ્રયત્ન ચાલુ રહેશે.

આ બધું છતાં આજે દુનિયામાં શાંતિ નથી. આ અશાંતિ ટાળવા વિજ્ઞાન ઉપરાંત કાંઇક વિશેષની જરૂર છે. આ 'કાંઇક વિશેષ' આપણા પૂજ્ય મહાત્મા ગાંધીજીએ દુનિયાને દેખાડ્યું છે. પણ સત્તાના મદમાં ચકચુર રાજદ્વારીઓ એને અનુસરે તો આપણો ઉદ્ધાર છે. તો જ દુનિયામાં ખરી શાંતિ આવશેઃ આજની ભીષણતા ચાલી જશેઃ ત્યારે જ વિજ્ઞાન નવી સમાજરચનામાં પોતાનો સંપૂર્ણ ફાળો આપી શકશે.

## હિંદમાં વૈજ્ઞાનિક અભ્યાસ

ડૉ૦ સર જગદીશચંદ્ર બોઝનું નામ આપણા દેશમાં ખૂબ જાણીતું છે. હિંદના એક અગ્રગણ્ય વૈજ્ઞાનિક તરીકે તેમણે પોતાની સેવા વિજ્ઞાનના ક્ષેત્રમાં ખૂબ આપેલી છે. પોતાની હયાતિ દરમિયાન ડૉ૦ બોઝે એક વિજ્ઞાન-સંસ્થા કાઢી હતી. તે આજે બોઝ રિસર્ચ ઇન્સ્ટીટ્યુટ તરીકે આખા હિંદમાં જાણીતી છે. આ ઇન્સ્ટીટ્યુટ સ્થપાયે ૩૦ વર્ષ થઇ ગયા. ગયા મહિને તેની ત્રીસમી સંવત્સરી ઉજવાઈ. આ પ્રસંગની ઉજવણી પશ્ચિમ બંગાળના ગવર્નર શ્રી. રાજગોપાલાચારીના પ્રમુખપદે થઈ હતી. આ પ્રસંગે શ્રી રાજગોપાલાચારીના ભાષણમાંથી કેટલોક ઉપયોગી ભાગ નીચે આપીએ છીએ:

સામાન્ય જનતાને ભીતિ છે કે વિજ્ઞાનનો ઉપયોગ વિનાશ માટે જ થાય છે. આ ભીતિ વૈજ્ઞાનિકોએ નાબૂદ કરવા પ્રયત્ન કરવો જોઇએ. જો આ ભીતિ જામી જશે તો એનું પરિણામ એ આવશે કે લશ્કરી ખર્ચ વધ્યા કરશે અને વિજ્ઞાનની અભિવૃદ્ધિ અર્થે સરકાર ખૂબ થોડું આપી શકશે. હિંદુસ્તાન જેવો ગરીબ દેશ ગંજાવર લશ્કરી ખર્ચ તેમજ સંશોધન માટે આવશ્યક પુષ્કળ નાણાં આપી શકે નહીં. કરભાર સહન કરવાની દેશની શક્તિ પણ જોવી જોઇએ ને ?

યુવકોને સંબોધતાં શ્રી. રાજગોપાલાચારીએ આગ્રહ કર્યો કે હિંદી યુવકોએ વૈજ્ઞાનિક સંશોધન ઉપાડી લેવું જોઇએ. આ ક્ષેત્રમાં ઢોંગ અને ધુતારા-વેડાને સ્થાન નથી. સત્ય વડે જ સત્ય શોધી શકાય. જ્ઞાન તેમજ વિજ્ઞાનનો જન્મ આ ભૂમિમાંથી થયો હતો. તેણે પોતાના સાધનો સાવ ગુમાવી દીધા નથી. સંશોધન માટે આપણા દેશમાં પુષ્કળ સામગ્રી તેમજ ક્ષેત્ર છે. વિજ્ઞાનના અભ્યાસ માટે પરદેશ દોડવાની જરૂર નથી. પરદેશમાં અભ્યાસ માટે તો જરા મોટી ઉંમરે જવું જોઇએ.

ત્યારબાદ પ્રોફેસર જે. એન. મુખરજીએ 'હિંદમાં ખેતીને લગતાં કેટલાક વૈજ્ઞાનિક અને વ્યાવહારિક પ્રશ્નો' એ વિષય પર નવમું જગદીશચંદ્ર બોઝસ્મારક ભાષણ આપ્યું હતું.

સર બોઝના ૮૯ મી જન્મસંવત્સરી, અને બોઝ ઇન્સ્ટીટ્યુટની ૩૦મી સંવત્સરી એક જ દિવસે આવ્યાં એ નોંધવા યોગ્ય છે.

## જોડકાં વિષે વિશેષ

જોડકાં વિષે આવશ્યક પ્રારંભિક વૈજ્ઞાનિક માહિતી 'ઊર્મિ' અને નવરચના 'ના ફેબ્રુઆરી ૧૯૪૬ ના અંકમાં અમે આપી ગયા છીએ. હાલમાં વર્તમાન-પત્રોમાં કોઈ સ્ત્રીએ બે કે તેથી વધારે બાળકોને જન્મ આપ્યાના આશ્ચર્યકારક સમાચાર અવારનવાર વાંચવા મળે છે. તાજેતરમાં જ અમદાવાદમાં સરસપુર વિસ્તારમાં એક સ્ત્રીએ એકીસાથે ત્રણ બાળકોને જન્મ આપ્યાના સમાચાર અખબારોના પાને ચમકયા હતા. શ્રદ્ધાળુ સ્ત્રી-પુરુષો આવા બનાવને દૈવી ચમત્કાર ગણે છે અને આવાં બાળકો કેટલીક વાર પ્રદર્શનની વસ્તુ થઈ પડે છે. આથી જોડકાં વિષે વિશેષ માહિતી અહીં આપવાનું ઉચિત ધાર્યું છે.

એકીસાથે જન્મેલા જોડીઆ બાળકોની સંખ્યા બે, ત્રણ, ચાર અગર પાંચની હોય છે. આને આપણે અનુક્રમે જોડકાં (Twins), ત્રિપુટી (Triplets),



ચોકડી (Quadruplets) અને પાંચોલા (Quintuplets) તરીકે ઓળખીએ છીએ. આ વિષયના જાણકાર કેટલાક વૈજ્ઞાનિકોની ગણતરી પ્રમાણે સમાજમાં આવા બાળકોનું પ્રમાણ નીચે પ્રમાણે હોય છેઃ જોડકાં દર ૮૭ બાળકોનાં જન્મ દીઠ એક; ત્રિપુટી દર ૭૦૦૦ એ એક; ચોકડી દર ૫૫૦,૦૦૦ એ એક અને પંચોલા દર ૫૭,૦૦૦,૦૦૦ એ એક લગભગ તેર વર્ષ પહેલાં અખબારો દ્વારા જગપ્રસિદ્ધ થએલાં ડાયોની પાંચોલા બાળકો (Dionne Quintuplets)ના જન્મે આખી દુનિયાને ચકિત કરી હતી.

હાલમાં કેટલાક કાબેલ સંશોધનકારોએ જોડીઆ બાળકોનો વૈજ્ઞાનિક અભ્યાસ કરેલ છે. આ પૈકીના એક, અમેરિકાની શીકાગો યુનિવર્સિટીના પ્રોફેસર હોરેશીઓ હેકેટ ન્યુમેન છે. તેમણે આ વિષય પર Biology of twins નામનું સુંદર પુસ્તક લખેલ છે જે આ વિષયનો વધુ અભ્યાસ કરનારને ઉપયોગી જણાશે. આ સંશોધનકારોએ જોડીઆ બાળકોમાં અદ્ભુત સામ્યતા હોવાનું જાહેર કરેલ છે; સાથે સાથે તેઓએ એ પણ બતાવેલ છે કે કેટલાક જોડીઆ બાળકો, ખાસ કરીને જે બાળકો જુદા જુદા ઉછેરવામાં આવેલા હોય અને તેથી કરીને જુદી જુદી કેળવણી જીવનની પરિસ્થિતિ, સામાજિક અને શિક્ષણીય અસરો નીચે આવ્યા હોય, તેઓમાં ફેરફાર માલૂમ પડે છે. ઊંડા અભ્યાસને અંતે આ સંશોધનકારો એવા નિર્ણય પર આવ્યા છે કે જોડીઆ બાળકોમાં બે રીતે ફેરફાર થવા પામે છેઃ એક તો ગર્ભાધાન પામેલા એક જ રજના બે સરખા ભાગો ચોક્કસ રીતે ભેદ પામે છે; અને બીજુ જન્મ પછી બન્ને બાળકોને જુદા જુદા વાતાવરણમાં રાખવામાં આવે તો તેઓમાં ફેરફાર જણાય છે.

આધુનિક જીવવૈજ્ઞાનિકોનો એવો ચોક્કસ મત છે કે વ્યક્તિ જે સ્વરૂપે દેખાય છે તેનાં બે કારણો છે, પહેલું આનુવંશિક શક્યતાઓ (hereditary possibilities) અગર 'જીન્સ' (genes) એટલે ગુણનિર્ધારકો; અને બીજું વાતાવરણની અસરો જ્યાં આ આનુવંશિક શક્યતાઓને વ્યક્ત થવાની તક મળે છે. આસપાસનું વાતાવરણ વ્યક્તિમાં રહેલા ગુણનિર્ધારકો પર અસર કરી શકે. જે વ્યક્તિમાં અમુક ગુણનિર્ધારકોનું અસ્તિત્વ ન હોય તે વ્યક્તિમાં વાતાવરણ નવા ગુણનિર્ધારકો ઉત્પન્ન કરવા અશક્તિમાન છે. જે જોડીઆ બાળકો એક જ વાતાવરણમાં ઉછરેલાં હોય છે તે વસ્તુતઃ સરખા હોય છે કારણકે તેઓમાં એક જ જાતના ગુણનિર્ધારકો હોય છે. જો આ બાળકોને શરૂઆતથી જ છૂટા પાડવામાં આવે અને જુદા જુદા વાતાવરણમાં મૂકવામાં આવે તો તેઓમાં ફેરફાર માલૂમ પડે. સામાન્ય નિયમ રૂપે, શારીરિક લાક્ષણિકતાઓ જેવી કે ઊંચાઈ, કદ અને દેખાવમાં અદ્ભુત સામ્ય રહે છે પરંતુ માનસિક અને બૌદ્ધિક ગુણોમાં ફેરફાર માલૂમ પડે છે. આ ઉપરથી એ સ્પષ્ટ રીતે ફલિત થાય છે કે શ્રેષ્ઠ માનવ પરિણામો માટે સારી આનુવંશિકતા (heredity) અને સારું વાતાવરણ મહત્ત્વની આવશ્યકતાઓ છે.

એક જ વાતાવરણમાં રહેતા સાચા જોડીઆ બાળકો એવી આબેહૂબ સામ્યતા બતાવે છે કે તેઓ વચ્ચે એકબીજા માટે ભૂલ થઈ જાય છે અને કેટલીક વખત રમૂજી કિસ્સાઓ બને છે. અમેરિકાની એક શાળાના નેથન ફેસ્ટન નામના શિક્ષક આ વિષે પોતાનો અનુભવ નોંધતા લખે છે કેઃ "કેટલાક સમય પહેલા મારા વર્ગમાં બે જોડીઆ છોકરાઓ હતા; અને તે બન્નેએ ચશ્મા પહેરવા શરૂ કર્યા. પહેલાં તો બન્ને છોકરાઓ એકીસાથે ચશ્મા પહેરતા પરંતુ થોડા વખતમાં તેઓએ ચશ્મા વારાફરતી પહેરવા માંડ્યાં. અને તેથી સ્થિતિ ઘણી મૂંઝવણભરી થઈ પડી. એક વખતે તેમાંના એકને મેં પૂછ્યું "તું કયો જોડીઓ છોકરો છે? બાબ કે બીલ? તેણે માત્ર હાસ્ય કર્યું અને જવાબ આપ્યો, તમો જાતે જ ઓળખી નહિ શકો?"

તે જ શિક્ષક બીજો એક રમૂજી કિસ્સો વર્ણવે છેઃ "શાળાના જે વર્ગમાં મારી એક દીકરી ભણતી હતી તે જ વર્ગમાં બે જોડીઆ છોકરાઓ હતા. તેઓના માબાપ અમેરિકન હતા પરંતુ તેઓનો જન્મ મેક્ષીકોમાં થયેલ હતો તેથી વર્ગના બાળકોએ





તેમનું ઉપનામ 'મેક્ષીકન જોડકાં' પાડેલું એક દિવસે રાત્રે ભોજન વખતે મારી દીકરીને મે મનમા હસતી જોઈ મે જ્યારે તેણીને પૂછયુ કે શાથી તે આમ આનંદ કરી રહી છે ત્યારે તેણીએ કહ્યુ 'પપા, આજે શાળામાં એક બહુ જ રમૂજી કિસ્સો બન્યો. તમે પેલા મેક્ષીકન જોડકાને તો ઓળખો છો. તેમાના એકે આજે તોફાન કર્યું અને શિક્ષકે તેમને એકબીજાથી જુદા ઓળખી નહિ શકવાને લીધે, અપરાધીને બદલે નિર્દોષને શિક્ષા કરી'

## માથાનો દુઃખાવો

આખુ દુખવુ એ આ જમાનાનું વ્યાપક દર્દ છે આ દુખાવાથી પીડાતા દરદીઓની સ્થિતિ સાચે જ દયાજનક હોય છે દરદી જાતે આ દુખાવા માટેના અનેક કારણો આપે છે વૈદો દાક્તરો અને કુદરતી ઉપચારો કરનારા તમામને પોતપોતાના અનોખા કારણો માથાના દુખાવા પરત્વે આપવાના હોય છે

દુખતું મથુ મટાડવાના ઉપાયો પણ એટલા જ વ્યાપક છે 'જરા મરી વાટીને કપાળે ભરી દેજો શરદીનું માથુ દુખતું હશે, જરા યુકેલીપ્ટસનું તેલ લગાડજો જરાંબામ ઘસજો, એકાદ જુલાબ લઈ લેજો, એ તો કબજિયાતને લીધે મથુ દુખે એમા ગભરાવા જેવુ શુ છે?' અનેક અભિપ્રાયો વણ માગ્યા મળી જવાના

માથાનો દુખાવો એ બહુ ખરાબ દર્દ છે દરદીને તે ખૂબ બેચેન બનાવી મૂકે છે, તમામ પ્રકારના કામકાજમાંથી તેનો રસ ઊડી જાય છે, તેની વેદનાના અનેક પ્રકાર હોય છે ચસકા આવવા, તણખા નાખવા, માથામા કોઇ ખીના ઠોકતું હોય એવા ધબકારા થવા, મથુ જાણે હમણાં જ ફાટી પડશે એવી લાગણી થવી વગેરે અનેક પ્રકાર વર્ણવી શકાય, વળી આધાસીસી ચડવી એ માથાનો વિશિષ્ટ પ્રકારનો દુખાવો છે તેમા ફક્ત એક જ તરફનો માથાનો ભાગ દુખે છે કોઇક તો એમ પણ કહે છે કે સૂરજ ઊગવા સાથે દુખાવો શરૂ થાય, અને ઉત્તરોત્તર સૂરજ ઊંચે ચઢતો જાય તેમ વધે વળી સાંજે તેજ પ્રમાણે ક્રમે ક્રમે દુ:ખાવો ઊતરે ઘણાને આવો દુખાવો રાત્રે પણ થઇ આવે છે. એટલે એને સૂરજ સાથે કેટલો સબધ છે એ શોધખોળનો વિષય બની રહે છે અંગ્રેજીમા આવા એકતરફી દુખાવાને hemicrania કહે છે આધાસીસીમાં ગરમ જલેબી સવારમાં ખાવી, દૂધ પૌઆ લેવા દૂધ પેંડા ખાવા એવા એવા ઉપાયો સૂચવાય છે

માથાનો દુખાવો કેટલીક વખત ઉપર જણાવેલા ઉપાયો અગર તો એસ્પીરીન કે કોઈ ઊંઘ લાવનાર દવાથી ઓછો થઈ જાય છે અગર મટી જાય છે પણ આ ઉપરાંત કેટલાક માણસોને તો આ દુખાવા એટલા તો ઊપડે છે કે કોઇ પણ દવા કામ આપી શકતી નથી દવા પરત્વે આ દુખાવા રીઢા થઇ ગયા હોય છે દરદી દવા કરી કરીને થાકી જાય છે કંટાળીને કામ ધંધો પડતો મૂકે છે અને છેવટે પથારીવશ પણ થાય છે, અને મરતા સુધી રગશિયાગાડા જિંદગી ગબડાવ્યે જાય છે

આવા હઠીલા અગર રીઢા દુખાવાનું કારણ શુ હશે તે એક પ્રશ્ન છે અને તેને કેમ મટાડવા તે બીજો પ્રશ્ન છે આવા હઠીલા માથાના દુખાવા પરત્વે ન્યુયોર્કની મોન્ટફીયોર હોસ્પિટલમાં ત્રણ વર્ષ અગાઉ સશોધન કરવાનું શરૂ કરવામા આવ્યુ હતું કામ ઉપાડી લેનાર દાક્તરોની મડળીએ જાહેરાત આપી

"જેમને દવાદારૂથી—એલોપેથી, હોમીયોપેથી, નેચરોપેથી—કે કોઇ પણ ઉપાયે માથાનો દુખાવો ન મટયો હોય એવા દરદીઓની જરૂર છે" જોત જોતામા હોસ્પિટલ દરદીઓથી ઉભરાઇ ગઇ સશોધન કામ શરૂ થયુ આ કામ હજી પણ ચાલી રહ્યું છે કામધંધા માટે નકામા થએલા કેટલાય માણસો પાછા કામ પર ચઢી ગયા છે ઘણાને ફાયદો થયો છે પરતુ કેટલાય એવા છે કે જેમને મુદ્દલ ફાયદો નથી થયો નવા સશોધનમાં એ દરદીઓ પોતાનો ફાળો આપશે



પ્રત્યેક દરદી સંબંધી ખૂબ કાળજીભરી તેમજ લાંબા સમય સુધી ચાલતી શોધખોળને આધારે જ તેના માથાના દુખાવાનું કારણ મળી શકે. એ કલાક બે કલાક કે દિવસ બે દિવસનું કામ નથી. કારણ મળ્યા પછી પણ રામબાણ ઉપાય જડી આવે તે પહેલાં એક પછી એક એમ કેટલાં ય ઔષધ અજમાવવા પડે. બીજું ઔષધ એકલું જ માથાના દુખાવાને મટાડે એવું ભાગ્યે જ બને છે. સો દરદીમાંથી પંચાણું તો માનસિક રીતે લાગણી અને આવેશમયતાને કારણે જ પીડાતા હોય છે. હઠીલા માથાના દુખાવાથી પીડાતા દરદીઓને સહેજ સહેજમાં દુઃખ લાગી આવે છે. સાધારણ બાબત પ્રત્યે છેડાઇ પડે છે; વધારે પડતી નિરાશાની લાગણી વ્યક્ત કરે છે; કદીક કદીક નજીવા કારણે લઢી પડે છે. આ બધા દરદીઓને તેમના આવેગની લઢણ મુજબ જુદા જુદા તારવી શકાય.

કેટલાક દરદીઓ તો દાક્તરને પોતાની આપવીતી કહેવા પ્રેરાય છે અને દાક્તર સાંભળીને આશ્વાસન આપવા પૂરતો ધીરજવાળો હોય છે તો તેમનું હઠીલું માથાનું દરદ અલોપ થઈ જાય છે. તેમની જરૂરિયાત એટલી જ હોય છે. બીજા કેટલાક દરદીઓને આટલી સહેલાઈથી આરામ થતો નથી. તેમને લાંબા સમયના માનસવિશ્લેષણની જરૂર પડે છે. તેમાં કલાક બેકલાકનો પ્રશ્ન નથી હોતો પણ અઠવાડિયાં અને મહિનાઓનો પ્રશ્ન હોય છે.

ઉપરના સંશોધનને પરિણામે માથાના દુખાવાનાં આજ સુધી આપવામાં આવતાં કેટલાંક કારણો કેવળ નાપાયાદાર માલૂમ પડ્યા છે. તેમાંના કેટલાંક કારણ તો વહેમની કોટીમાં જ ગણી શકાય.

લાંબા સમયના બંધકોશને અંગે માથાનો દુખાવો થાય છે એમ મનાતું. વળી નાક કાનના અંદરના ભાગો ઈત્યાદિમાં ખાંચાઓ (sinus) કે પોલાણો હોય છે, તેમાં કફ ભરાવાથી કે શરદી કે સોજો થવાથી માથાનો દુખાવો થાય છે એમ પણ મનાતું. આપણે અમુક અનાજ કે કઠોળ ખાવા ટેવાયેલાં છીએ. હવે તે સિવાય નવા પ્રકારનાં કોઈ પણ ખોરાક લઈએ તો તેમાં રહેલા 'પ્રોટીન' તત્ત્વો શરીર માટે નવા પ્રકારનાં હોઈને માફક આવતા નથી, આને લીધે થતી અસરોને allergic effect કહે છે. માથાનો દુખાવો આ કારણે હોય છે એવું પણ દાક્તરો માનતા. વળી માથાના મગજના પડ વચ્ચે એક પ્રવાહી રસ રહેલો છે. તેને અંગ્રેજીમાં cerebro spinal fluid કહે છે. આ રસ માથામાં વધારે પડતો થઇ જવાથી મગજ ઉપર દબાણ થાય છે અને તેને લઇને માથું દુખે છે એમ પણ ઘણા દાક્તરો માનતા. હજી પણ એવું માનનારા દાક્તરો છે. ઝીણવટભર્યા સંશોધનને અંતે માલૂમ પડ્યું છે કે હઠીલા માથાના દુખાવાના મૂળમાં આમાંનું એકે કારણ નથી. આવા દુખાવા બહુ બહુ તો માસ બે માસ ચાલે. પરંતુ જીવનભર દરદીને હેરાન કરે એવો હઠીલા દરદો એ ઉત્પન્ન ન કરે.

તાજેતરમાં એવું પણ વહેતું મૂકવામાં આવેલું કે જર્જરિત થયેલા શરીરના કોષો હીસ્ટેમાઇન નામનો પદાર્થ લોહીમાં છોડે છે અને તેથી માથાનો દુખાવો ઊપડે છે. પણ સંશોધનમાં તો એવું માલૂમ પડ્યું કે આ પ્રકારના માથાના દુખાવાના કારણ જુદા જ છે. વળી માથાના દુખાવાનો એક બીજો પણ પ્રકાર છે. તેમાં એક બાજુનું માથું દુખે છે. સાથે સાથે પેટની પીડા અને આંખની ઝાંખ કે તેને લગતું કોઇક દરદ હોય છે આવા દરદને અંગ્રેજીમાં મીગ્રેઈન Migraine કહે છે, સામાન્ય માથું દુખવા માટે વપરાતાં ઔષધો આ દર્દ પર કામ કરતાં નથી. વળી મીગ્રેઇન મટાડે તેવા ઔષધો બીજા પ્રકારના માથાના દુખાવા મટાડતા નથી. મીગ્રેઇનમાં દુખાવો ઊપડતાં પહેલાં અડધા કલાક આંખ આગળ પ્રકાશના કૂંડાળાં દેખાય છે. એ દરદ ત્યારબાદ બાદ ઊપડે છે. આને માટે દાક્તરોએ અનેકવિધ ઔષધો અજમાવેલા પણ સારું પરિણામ આવતું નથી, પરંતુ અરગટ એમાઇન ટારટરેઇટની શોધ બાદ તેનાથી ૮૦ ટકા દરદીઓને આરામ થતો હોવાનું જણાયું છે. પરંતુ આ દવાની મુશ્કેલી એ છે કે તે ઘણાને માફક આવતી નથી. કેટલાક દરદીઓને તે નડ્યા કરે છે.





અરગટ એમાઇન ટારટરેઈટની ( Ergotamine Tartarate ) જેવું જ હમણાં બીજું એક ઔષધ શોધાયું છે. તેને D H E-45 ( ડી. એચ. ઈ.-૪૫ ) કહે છે. મોન્ટ્ફીયોરના દવાખાનામાં આ ઔષધનો પ્રયોગ કરતાં માલૂમ પડયું છે કે તે ઉપરના ઔષધ જેટલું જ કામ આપે છે અને ગમે તેટલા મોટા પ્રમાણમાં લેવામાં આવે છતાં નુકસાન કરતું નથી. આમ હોવા છતાં મીગ્રેઇનનું દરદ પણ માનસિક કારણમાંથી જ ઉદ્દભવે છે અને તે ફક્ત ઔષધથી મટી શકે એવું નથી, એમ જણાય છે.

અણુગમતા ખોરાકની ચીડથી માંડીને મગજમાં ગુમડું (Brain tumour) થવા સુધીના ગાળામાં આવતા કેટલાંય કારણોને અંગે માથાનો દુખાવો થઈ આવે છે. સ્ત્રીઓને 'માસિક'ને સમયે પણ માથાનો દુખાવો કેટલીક વખત થઈ આવે છે. ઘરડા માણસોમાંથી કેટલાકને ઘડપણમાં થતાં શારીરિક ફેરફારને અંગે પણ દુખાવો ઊપડે છે. આ બધા દુખાવાની ચિંતા કરવાની જરૂર નથી. પરંતુ વારંવાર થઈ આવતો એક જ ચોક્કસ પ્રકારનો માથાનો દુખાવો એ 'લાલબત્તી' સમાન છે. હઠીલા દરદનું એ મૂળ છે અને તેના ઉપાય તે પ્રસંગે જ લેવા જોઈએ. એ ઉપાયો ઔષધનાં પણ હોય, તેમજ માનસિક પણ હોય.

(Science Digestના એક લેખને આધારે)



# ગ્રંથસમીક્ષા

અ. મ. રા.

## નવલકથા

### નરકેશરી વા નરકેસરી

[ લે. 'જયભિખ્ખુ'; ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય સાડાચાર રૂપિયા. ]

એને પોતાના ધર્મના માનીને રચાયેલી મગધરાજ બિંબિસાર સંબંધી બૌદ્ધ અને જૈન કથાઓમાંથી તારવેલી બિંબિસારની જીવનકથાની લેખકે અહીં નવલકથા બનાવી છે. ગોપાળકુમાર, રાજા બિંબિસાર અને મહારાજા શ્રેણિક તરીકે કથાનાયકના જીવનના પડી જતા ત્રણ ભાગને કથાના ત્રણ ખંડ લેખકે બનાવ્યા છે. વિક્રમશીલતા અને ચતુરાઈ, પ્રેમવીરતા અને વિલાસી કામુકતા અવિચારીપણું અને ધર્મજિજ્ઞાસા જેવાં શુભાશુભ લક્ષણોના શંભુમેળા જેવું અને પરમ સદ્ભાગ્યના વિલક્ષણ મિશ્રણવાળું મગધરાજ સેણિય બિંબિસારનું જીવન ત્રણે ખંડો પોતપોતાને ભાગે આવ્યું તેટલું ઠીક રજૂ કરી જાય છે.

પણ લેખકે એકલું બિંબિસારચરિત નહિ પણ તેના રાજ્યકાળનું સમયચિત્ર પણ દોરવાનું માથે લીધું છે. બિંબિસારના સમયમાં મગધમાં ભગવાન બુદ્ધ અને મહાવીર એ બે સૂર્યો એકસાથે તપતા હતા, માટે લેખકે એ બેઉને અને બનેના ઉપદેશને કથામાં માનભર્યું સ્થાન આપ્યું છે. બીજા ખંડમાં ઋષભદેવ ને પાર્શ્વનાથનો ઇતિહાસ તથા બુદ્ધકથા અને બૌદ્ધ ધર્મનાં સારતત્ત્વો, તેમ ત્રીજા ખંડમાં મહાવીરચરિત, મહાવીરોપદેશ અને મહાવીરમાર્ગના વિકસતા બળનો પરિચય કરાવતી ધન્ના અણગાર, મેતારજ, અભય, ગોશાલક, શાલિભદ્ર આદિની કથાઓ ઘણાં પાનાં રોકી બેઠેલ છે તે આ કારણે મગધના ધર્મવીરો સંબંધી આટલી બધી સામગ્રી આપી તો એના રાજકુળનો ઇતિહાસ કેમ બાકી રાખવો એમ વિચારી લેખકે જરાસંધથી માંડી બિંબિસારના પિતા સુધીનો મગધનાં રાજકુળનો ઇતિહાસ પહેલા ખંડમાં આપી દીધો છે.

આવા ઇતિહાસ અને ધર્મોપદેશના ભારણને લીધે શુદ્ધ વાર્તારસના જ ભોગીઓને આ પુસ્તક

ક્યાંક ક્યાંક કંટાળો આપશે એ ખરું. છતાં કહેવું જોઈએ કે એની લખાવટ સારી છે અને આવી ઇતર સામગ્રી વચ્ચે બિંબસારકથાને લેખક વિસ્તારતા ગયા છે અને એ રીતે વાર્તારસ યથાશક્તિ જાળવી રાખવાનો પ્રયાસ તેમણે કર્યો છે જ. જૈનો તરફથી પુસ્તકને સવિશેષ સત્કાર મળવાનો.

## ૨ શ્રેયસી

[ લેખિકા, જયાવતી પ્રાણલાલ; પ્રકાશક, એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ; મૂલ્ય, ચાર રૂપિયા. ]

વીણાએ આપી દીધેલી ઈનામી બોન્ડની ટીકીટ પર ઇનામ લાગતાં મેનાએ તેનો વીણા-સ્ટોર કાઢી પછી ખેતીવાડી, હાથવણાટ, ગૌશાળા, ગ્રામોદ્યોગ આદિ પ્રવૃત્તિઓ એને આધારે કેવી વિસ્તારી તેની વાત કહેતી અને ઉદ્યોગ દ્વારા સ્ત્રીઓના આર્થિક સ્વાતંત્ર્યનું માર્ગસૂચન કરતી આ કથા સ્ત્રીસમાજની સેવા કરવાની તેનાં ઉત્સાહી લેખિકાની ભાવનાનું પરિણામ છે, વાર્તાકલાના રડ્યાખડ્યા ચમકાર નજરે પડે છે છતાં એકંદર એમાં વાર્તાનું સુશ્લિષ્ટ ગુંફન નથી. લેખિકાએ સ્ત્રીસમાજનું સ્થિતિદર્શન ને ઉદ્ધાર માર્ગ બતાવવાના હેતુથી વીણા સ્ટોરની યોજનાની આસપાસ કેટલાંક પાત્રોની વાર્તા દ્વારા પોતે જોયા જાણેલા કેટલાંક સામાજિક કિસ્સાઓ ગોઠવી દીધા છે. લેખિકા સ્ત્રીઓનાં સુખદુઃખથી પૂરાં વાકેફ અને હૈયે તેમનાં હિતની ચીકરવાળાં છે એ વીણા, રશ્મિ, નીલમ, રૂપા જેવીની કથનીઓ અને 'જૂની વાતો' એ પ્રકરણ ૨૦ માંની વાતો બતાવી આપે છે. પુસ્તકમાં મૂકેલાં ભજનો, કાવ્યો ને દુહાનું કવિત્વ સાધારણ કોટિનું છે પણ લેખિકાની ધાર્મિકતાનો એ ઠીક પરિચય આપે છે. ભાષાની સરલતા અને લેખિકાનો ઉત્સાહ એ બે બાબતો પુસ્તકને નોંધવા-જોગ વિશિષ્ટતા ગણાય.

### અનુવાદો

## [૧-૨] લા મિઝરેબલ ભા. ૧-૨

( અનુવાદક, મુળશંકર મો. ભટ્ટ, સંસ્કાર સાહિત્ય મંદિર, જોરાવનગર; મૂલ્ય, પોણાચાર અને સાડાચાર રૂપિયા. )

ઓગણીસ વરસની જેલસજા ભોગવી આવનારને કથાનાયકપદે સ્થાપી તેને ગોરમાંથી મહાત્મા કોટિનો પ્રમાણિક સદ્‌ગૃહસ્થ બનાવતી, તેને જંપીને બેસવા ન દેતા સમાજ અને કાયદાની હૃદયહીન વિચારજડતાનું દર્શન કરાવતી, અને માનવીના ઉદાત્ત અને હીન બંને અંશોનું નિરૂપણ કરતી, માનવતાનો મંગલમંત્ર પ્રબોધતી ફ્રેંચ સાહિત્યકાર વિક્ટર હ્યુગોકૃત 'લ મિઝરાબ્લ' એ વિશ્વવિખ્યાત મહાકથાનો પોણાસાતસો જેટલાં પાનાંમાં સમાવેલો આ સુંદર ગુજરાતી ભાષાંતરસંક્ષેપ છે. એ તૈયાર કરવામાં વિદ્યાર્થીઓની જરૂરનો અનુવાદકે ખ્યાલ રાખ્યો છે તે ભલે, બાકી અનુવાદ વિદ્યાર્થીઓ ઉપરાંત મેટ્રિક સાહિત્યરસિક વાચકોની પણ એટલીજ સેવા બજાવશે.

ગરીબાઈથી અધઃપતિત થતો માનવી, ક્ષુધાને કારણે દેહ વેચતી નારી અને આત્મિક અને દૈહિક કેળવણીના અભાવને કારણે ક્ષુદ્ર બની જતું બાળક આ ત્રણ આજના મહા પ્રશ્નો રજુ કરવા અને તેનો ઉકેલ સૂચવવા હ્યુગોએ અનુક્રમે જિન વાલ્જિન, ફેન્ટાઇન અને કોઝેટ એ ત્રણ પાત્રો આ કથામાં સર્જ્યાં છે. એમાં, સમાજતંત્રની વિષમતાએ જેને નાનકડી ચોરી કરવા પ્રેર્યો, કાયદાએ જેને રીઢો ગુનેગાર અને માનવશત્રુ બનાવ્યો. અને છેક લગી જેને જંપીને બેસવા દીધો નહિ, જેના હૃદયમાં ઉછળતા માનવ તિરસ્કારને સ્થાને પાદરીએ માનવપ્રેમ અને પ્રમાણિક જીવનનો આગ્રહ અને કોઝેટે પ્રેમ ભર્યો, અને જે તેને પ્રતાપે દીનદુખિયાનો બેલી બની ગયો તે આ કથાનો નાયક જિન વાલ્જિન આ કથાનું સૌથી મહત્ત્વનું ને આકર્ષક પાત્ર છે. એટલું જ નહિ, જગત સાહિત્યનું પણ તે એક અમર પાત્ર છે.

જિન વાલ્જિનના હોલવાતા માનવતાના દીવડાની વાટ સંકોરી, તેને પુણ્ય પ્રકાશે પ્રજ્વલિત કરતો પાદરી, છેક સુધી અપરિવર્તિત રહેલ ખલ થેનાર્ડિયર, ભાવનાશાળી મેરિયસ, કારુણ્ય મૂર્તિ ફેન્ટાઇન, રાજ્યને કાયદા પ્રત્યેની વફાદારીના જીવતા નમૂના જેવો જેવર્ટ પરોક્ષ રીતે સમાજનો અને પ્રત્યક્ષ રીતે થેનાર્ડિયરના ત્રાસે કરમાવી નાખેલી કળી પણ જિન વાલ્જિને જેને ફરી ખીલવીને પ્રફુલ્લ પુષ્પ બનાવી તે કૈ





રેઢિયાળ પણ અજબ છોકરો ગાવરોશ, ક્રાન્તિકારીઓનો તેજસ્વી નાયક એન્જોલરાસ અને એવાં તો અનેક વિવિધવર્ણી પાત્રો આ મહાકથામાં રસ પૂરે છે. ઈ. સ. ૧૮૩૨ ની પેરિસની ક્રાન્તિ જવાળાઓનું આલેખન પણ કથાનું કહત્વનું આકર્ષણ છે.

આવી અનેક વિશિષ્ટતાઓવાળી જગમશહૂર કૃતિનો ગુજરાતી અનુવાદ તો ક્યારનોય આપણે ત્યાં થઇ જવો જોઇતો હતો. એ વિદ્યાર્થીભોગ્ય સ્વરૂપમાં પણ અને આવો મોડો મોડો પણ પ્રગટ થયો એ આનંદની વાત છે. અનુવાદ સરળ અને રસવાહી થયો છે તે અનુવાદકની તન્મયતા અને નિષ્ઠાનું ફળ છે. સાલની છાપણીમા બે ત્રણ સ્થળે ભૂલો કે ગોટાળો થયો છે તે બીજી આવૃત્તિ વેળા સુધારી લેવાની જરૂર છે. એવી બીજી અને ત્યાર પછી ય આવૃત્તિઓનો અધિકારી આ અનુવાદ છે જ.

## [૩] જવાલા

(અનુ૦ મહેન્દ્ર મેઘાણી; ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ; સાડાત્રણ રૂપિયા).

ઉપરની નવલકથાના જ લેખક વિક્ટર હ્યુગોની 'નાઇન્ટી થ્રી' એ નવલકથાનો આ અનુવાદ છે.

ઈ. સ. ૧૭૮૯ના ફ્રેંચ વિપ્લવ પછીનાં વરસોમાં ફ્રાન્સના ઉમરાવો, ધર્મગુરુઓ આદિનાં પ્રત્યાઘાતી જૂથોએ પ્રજાસત્તાક સામે બંડ જગાવ્યું. એ આંતરવિગ્રહના કટોકટીના વર્ષ ઈ. સ. ૧૭૯૩ ની આ કથા છે. હ્યુગોએ જેમ 'લ મિઝરાબ્લ'માં ઈ સ. ૧૮૩૨ના ક્રાન્તિકારીઓના જંગનું સજીવ ચિત્ર આપ્યું છે, તેમ આ કથામાં તેમણે ઈ. સ ૧૭૯૩ ની સાલના ઇતિહાસને સજીવ કરી દીધો છે.

એ આંતરવિગ્રહના 'હત્યાએ એજ રક્ષા' 'દયા-નહિ, રહમ નહિ' ની નીતિના છે. એ વિનાશક ધમસાણની આંધી વચ્ચે ઝબકી જતી માનવતાનું આલેખન કરવા તરફ હ્યુગોનું લક્ષ છે. એ જ હ્યુગોનો સંદેશ છે. મિશેલલની અપત્યવત્સલતા, રાદુબનું બાળ વાત્સલ્ય, વજ્રહૃદયી લાન્તેનાકના દાદારનું એનાં આગલાં પાપને બાળી નાખે એવું જાનને જોખમે બાળકોને બચાવવાનું કાર્ય, સિમુરદેનનું ગોવેન માટેનું વાત્સલ્ય, ગોવેનની માનવતાનું પ્રજાસત્તાકના ફરમાન સામે બંડ-ને લાન્તેનાકને બચાવવાનું કાર્ય આ બધાના આલેખન પાછળ હ્યુગોનો એ સંદેશ જ સંભળાય છે.

ઘેરાનું વર્ણન, ગોવેનનું મનોમંથન, લાન્તેનાકના દાદારનું પાત્રાલેખન અને એવાં આ કથાનાં આકર્ષણો આ કથામા વાચનને આરંભથી અંત લગી રસભર્યું બનાવે છે. હ્યુગોની ચિત્રણશક્તિ, ઇતિહાસાલેખન, સજીવ પાત્રનિરૂપણ અને માનવતાનો સંદેશ તેની આ કૃતિને તેની કૃતિઓમાં આગલી હરોળમાં બેસાડે છે.

એવી કૃતિનો અનુવાદ ગુજરાતને ભલે મળ્યો. જેવી જેવી નવલકથાઓના અનુવાદોનું કિડિયારું ઉભરાય છે તેવે ટાણે અનુવાદપાત્ર કૃતિઓ કેવી હોય એનો ખ્યાલ આપતા આવા અનુવાદ આવકારને પાત્ર છે. આ અનુવાદ પણ મૂળ કૃતિનો સંપૂર્ણ અક્ષરશઃ અનુવાદ નથી- પણ સારાનુવાદ છે, મૂળ કૃતિ અંગ્રેજી અને ફ્રેંચના જાણનારા વાચશે જ અને તેથી આમજનતા આગળ આવા સંક્ષેપાનુવાદ મૂકાય તેમાં કશું ખોટું નથી. અનુવાદ જાતેય સારો થયો છે અને વધુમાં અનુવાદકના પિતા સ્વ. ઝવેરચંદ મેઘાણીની નજર ને રઘો તેના પર ફરી ગયાનો લાભ પણ તેને મળ્યો છે.

## [૪–૫] કામ અને કામિની ભા. ૧–૨

(અનુ. શકુન્ત રાવળ; એન. એમ. ઠક્કરની કંપની, મુંબઇ; મૂલ્ય, પહેલા ભાગના અઢી ને બીજાના સાડાત્રણ રૂપિયા.)

શ્રીમતી પ્રેમા કંટકે મરાઠીમાં લખેલી 'કામ આણિ કામિની' નવલકથાનો બે ભાગમાં વહેંચેલો આ ગુજરાતી અનુવાદ છે. લેખિકા સાબરમતી સત્યાગ્રહાશ્રમમાં ગાંધીજીનાં અન્તેવાસી હતાં તે વેળા તેમણે સાંભળેલા ગાંધીજીના એક વ્યક્તિ જોડેના સંવાદમાંથી પ્રેરણા મેળવીને આ કથા તેમણે લખી છે.

કથા આથી સ્પષ્ટ રીતે હેતુપ્રધાન કથા બની છે. સ્ત્રીપુરુષનો સંબંધ અને ખાસ કરીને પરિણીત જીવનમાં બ્રહ્મચર્યપાલનની આવશ્યકતા ને મર્યાદા, એ બે પ્રશ્નો એમાં છણવાનો લેખિકાએ પ્રયત્ન કર્યો છે. પહેલો ખંડ કથાનાયક મુકુંદના બાળપણ, ઉછેર, સંસ્કાર ઘડતર અને વિદ્યાભ્યાસની વાત લંબાણથી

કરી, તેની માતા સત્યવતીની તેના પર પડેલ અસર વર્ણવી, વૃંદા સાથે તેનું લગ્ન થતું બતાવે છે. લેખિકાનું ખરું કાર્ય બીજા ખંડથી શરૂ થાય છે. તેની માતાએ તેને આપેલી દૃષ્ટિ ને સમજથી વિવાહને સ્ત્રીપુરુષની પરસ્પરના વિકાસને સહાયક મૈત્રી જ ગણતો મુકુંદ લગ્નજીવનમાં બ્રહ્મચર્ય પાળે છે તેમજ રહેણીકરણીમાં પણ કડક સાદાઇ ને સાત્ત્વિકતાનો અમલ કરે છે. રસભૂખી વૃંદા મુકુન્દની સમાનકક્ષા ન હોવાથી અંતરમાં સૂકાવા ને બળવા માંડે છે, જે પરિસ્થિતિનો લાભ મુકુન્દનો એક મિત્ર લે છે. વૃંદાને તે પતિમિત્રથી ગર્ભ રહેતાં મુકુન્દ ઉદારતાથી ખસી જઈ ગૃહત્યાગ કરે છે. વૃંદા પણ પેલા પુરુષથી તરછોડાઈ ગૃહત્યાગ કરી સખીને ઘેર જઇ રહે છે, મુકુન્દ સાધુજીવન જીવી એક સેવાર્થી આશ્રમ શરૂ કરે છે અને આખરે પશ્ચાત્તપ્ત વૃંદા તેની પાસે જતા તે તેને આશ્રમમાં એ જ ઉદારતાથી તેના પુત્ર સાથે તેને આવકારે છે. અંતમાં લેખિકાએ મુકુંદનું અવસાન અને વૃંદાનો મુકુન્દના જીવનકાર્યને ચાલુ રાખવાનો નિર્ણય બતાવી કથાનું કરુણ મંગલ સમાપન કર્યું છે.

વાત આમ આટલી છે પણ લેખિકાએ તેને લંબાવી છે ખૂબ વાર્તા–કલાની દૃષ્ટિએ કેટલીક કચાશો બતાવી શકાય એવી છે. પણ લેખિકાએ નવલકથાને તો સાધન તરીકે જ પ્રયોજેલ છે. એમનું લક્ષ્ય તો છે એમાં રજૂ કરવાનો પરિણીત જીવનનો અને બીજી રીતે સમગ્ર જીવનનો પોતાને ઇષ્ટ આદર્શ જ. એ આદર્શ રજૂ કરવા જતાં મુકુન્દ અને તેની માતા સત્યવતી જેવાં પાત્રોને લેખિકા વધુ પડતાં—એટલે કે બહુ સ્વાભાવિકતાની છાપ ન પાડે એટલાં બધાં આદર્શભક્ત ને ભાવનાશાળી બનાવી બેઠાં છે. પણ એમને સ્ત્રીપુરુષના અને પતિપત્નીના સંબંધને દેહવાસનામુક્ત વિશુદ્ધ સાત્ત્વિક મૈત્રીનું જ સ્વરૂપ આપવું આવશ્યક સમજાયું, છે એટલે બીજું શું થાય ? તેમ છતાં, વૃંદાનું વૃત્તાંત જાતે જ લેખિકાની આ ભાવનાને પડકાર કરે છે. કદાચ લેખિકાએ ગાંધીજીએ લખી આપેલા ને આ પુસ્તકમાં આગળ છાપેલા સંવાદમાંના વિચારને વૃંદાના પાત્રથી ટેકો આપવાનું કર્યું હોય એમ પણ હોય. કથા વાંચવે શુષ્ક નથી લાગતી એ જ એનો વિજય ગણવો જોઈએ.

## 'અખંડ આનંદ'

[ માસિક; તંત્રી 'સોપાન'; લવાજમ રૂા. ૬|; પ્રકાશક, સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, મુંબઇ–અમદાવાદ ]

વર્ષોથી ગુજરાતના બહુજનસમાજને ધર્મબોધ ને સંસ્કારપ્રદ હિતશિક્ષા પૂરું પાડતું ગ્રંથસ્થ સાહિત્ય પ્રગટ કરી રહેલી સંસ્થા સસ્તુ સાહિત્ય કાર્યાલયે તેના સ્થાપક ભિક્ષુ અખંડાનંદનું નિશાન ચાલુ રાખવાનો અને ગુજરાતની જનતાને શુદ્ધ આનંદ ને પ્રકાશનો માર્ગ દેખાડવાનો શુભાશય સેવી ભિક્ષુ અખંડાનંદની સ્મૃતિમાં તેમનું નામ ધરાવતું આ માસિક બે માસથી શરૂ કર્યું છે. આવા સરળ ભાષામાં લખાતા લોકશિક્ષણને જ વરેલા કોઇ માસિકની જરૂર પણ આપણે ત્યાં ક્યારની હતી. એ પ્રકાશક સંસ્થાએ પોતાની લોકપ્રિય 'વિવિધ ગ્રંથમાળા'ને બદલે તેના ગ્રાહકોને પહેલી યોજના કરતાં વધુ વાચન આપતું આ માસિક સવા છ રૂપિયાના જ લવાજમમાં આપવું નક્કી કર્યું છે. તેથી તેને મળનારા સત્કાર વિષે કંઇ શંકા રાખવા જેવું છે જ નહિ. નવેંબર ને ડિસેંબરના પહેલા અંકોમાં જે સામગ્રી પીરસાઇ છે તે સારી છાપ પાડે એવી છે. લેખોમાં વૈવિધ્ય ઘણું છે. કાકા કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા, રવિશંકર મહારાજ, અને જ્યોતીન્દ્ર દવે જેવી વ્યક્તિઓનો સહકાર પણ એને આ બે અંકોમાં મળ્યો છે તેવી રીતે ભવિષ્યમાં પણ મળતો રહેવાની માસિકના હોંસીલા સંપાદક સોપાને ખાતરી આપી છે. એટલે આશા બંધાય છે કે આ બે અંકોનું ધોરણ એવું ને એવું જળવાશે. સૂચના કરવા જેવું એક બાબતમાં લાગે છે. તે એ કે છેલ્લા પાનાંઓમાં રસિક બોધક વાર્તા—ટુચકા મૂકવાનો જાતે સારો પ્રયોગ જાહેરખબરોથી ઘેરાઇ જાય છે તે તાકીદે બંધ કરવા જેવું છે.

પ્રજાને સ્વરાજની તાલીમ માટે તેમજ આત્મશ્રેયાર્થે તૈયાર કરવાનું કાર્ય આ માસિક યશસ્વી રીતે બજાવો એવી શુભેચ્છા સાથે અમે એને ફત્તેહ ઇચ્છીએ છીએ.

ગ્રામજીવનની ખામી ને ખૂબી દર્શાવતી પેટલીકરની નવી નવલક





**માનતા**

ચિત્રકાર · વ્રજલાલ ત્રિવેદી

ર્મિ'·વર્ષ ૧૭ • 'નવરચના'·વર્ષ ૧૨ સંપાદક : ઈશ્વરલાલ મોહનલાલ દવે ફેબ્રુઆરી ૧૯૪૮ • અંક અગિયારમ

# ઊર્મિ અને નવરચના



મહિયરની વિદાય

ચિત્રકાર વ્રજલાલ ત્રિવેદી

(ચિત્રની ઓળખ માટે 'રંગચૂંદડી'નો પરિચય આપતો લેખ જુઓ)






સ્વસ્તિકના સુગંધી
કેસ્ટર ઑઈલથી
તેમને કાબુમાં આણો

માથાને માટે તો જાતજાતનાં તેલ બજારમાં મળે છે. પરંતુ તમારાં જુલફાં અને બેકાબુ લટોને અંકુશમાં રાખવાનું કામ તો સુગંધી કેસ્ટર ઑઈલજ કરી શકશે આ તેલ વાળને વ્યવસ્થિત રાખેછે અને તેમને સુંદર અને ભભક ભર્યા બનાવે છે.

શોખીન નરનારીઓ ને અત્યંત પ્રિય છે.

સ્વસ્તિકની બીજી ઉંચ્ચ બનાવટોમાં કાન્તિ સાબુ, દાઢીનો સાબુ, ધોવાનો સાબુ, ગોવાલણ છાપ વનસ્પતિ વગેરેનો સમાવેશ થાય છે.



# સ્વસ્તિક
## સુવાસિત કેસ્ટર ઑઈલ

ઉંચ્ચતામાં અજોડ

સ્વસ્તીક ઓઇલ મીલ્સ લીમીટેડ

મુંબઇ.



SHILPI SOM 21 Gujarati

ડીસ્ટ્રીબ્યુટર્સ: વેસ્ટર્ન ઇન્ડિયા પ્રોસ્પેક્ટીંગ સિન્ડિકેટ લિ. પો. બો. નં. ૨૮ અમદાવાદ



અમદાવાદને આંગણે—

# મહાવીર નગર

# તીલક નગર

અને

# કલ્યાણ નગર માં વસી

તમારાં નગર બનાવો.

હાલના રાજ્યને સાચું પ્રજારાજ્ય, બનાવી સ્વતંત્ર, સ્વમાની અને
ચિંતામુક્ત જીવન જીવતા બનો એવો મારો હાર્દિક આશીર્વાદ છે.

પરાધીન પ્રજાજન પૈકી

## રેવાશંકર હરિશંકર ત્રિવેદી.

કોંગ્રેસમેન.

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૭ : 'નવરચના' વર્ષ ૧૨ : અંક અગિયારમો

ફેબ્રુઆરી : ૧૯૪૮

ક્રમ



—: વાર્ષિક લવાજમ :—

દેશમાં : રૂ. ૭–૮–૦ :: પરદેશમાં : રૂ. ૧૦–૦–૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

મીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ–૨

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધીરસ્તો : અમદાવાદ

આફ્રિકા માટેનું સરનામું :

દયાળજી આણંદજી જાની, પો. ઑ. નં. ૭૯, SOROTI,
( B. E. Africa )



[૧]

## ધર્મનાં પુસ્તકો પણ રડયાં !

એક પુસ્તકાલય હતું. ઓ હો હો ! એમાં કાંઇ ધર્મનાં પુસ્તકો હતાં ! જ્યાં જુઓ ત્યાં પુસ્તકો જ પુસ્તકો ! આ બાજુ ઉપનિષદો, તો પેલી બાજુ અઢારે પુરાણો, આંહીં ગીતાજીના થોકડે થોકડા, તો ત્યાં ખુણામાં એક કબાટમાં વેદવેદાંગનાં પોથાં ! પુસ્તકોનો તો જાણે મહાસાગર ત્યાં ઉભરાતો હતો.

એ પુસ્તકાલયનો માલિક પણ ધાર્મિક હતો. ધર્મનું એવું કોઈ પુસ્તક નહિ કે જે એ ન વસાવે ! બહાર પડયું એ ખબર પડે કે, તરત ધર્મનું પુસ્તક જાણીને એ ખરીદે જ ખરીદે. એવી એની ધાર્મિક વૃત્તિ હતી. એવી એને ધર્મ પ્રત્યે પ્રીતિ હતી.

એક વખત એને ખબર પડી કે કોઇક સાધુનું જીવન ચરિત બહાર પડયું છે. એ સાધુએ રગતપીતિયાંને આશ્વાસન રૂપ થવામાં પોતાની જીવનસાધના માની હતી. આ ધાર્મિક માણસ તરત એ પુસ્તક ખરીદવા ઉપડયા. પણ આજ એક મહાસંકટ ઉભું થયું.

જ્યાં એ પુસ્તક ખરીદવા જવાના હતા, ત્યાં એમના એ રસ્તામાં જ કોઈ અશક્ત, વૃદ્ધ, નિરાધારી માણુસ પડયો હતો ! દારૂ પીને નહિ; મરવા માટે જીવનનો એ છેલ્લો શ્વાસ લઈ રહ્યો હતો ! એની આ ક્રિયાને કુતુહલથી નિહાળતું એક કૂતરું ત્યાં ઉભું હતું ! થોડે છેટે એક માણુસ બેઠો બેઠો સીગારેટ પીતો હતો; ને સામે શીંગોડાવાળી સાથે ભાવની-બન્ને પ્રકારના-રકઝક કરતો કોઈ જુવાન ઉભો હતો ! એ સિવાય ત્યાં કોઇ હતું નહિ. પણ રસ્તો માણુસોની અવરજવરથી ઉભરાઇ રહ્યો હતો !

પોતાની મોટરમાંથી ઉતરીને પુસ્તક લેવા માટે પેલા સદ્‌ગૃહસ્થ બહાર તો આવ્યા, પણ ત્યાં આ દશ્ય જોઈ ને થોડીવાર થોભી ગયા !

અને પછી પોતે આજ ખરીદી કરવા ધારેલા ધર્મપુસ્તકનું આ અપશુકન





ટાળવા એ વખતે એ પુસ્તક ખરીદ્યા વિના જ પાછા ફરી ગયા !

સાંજરે પાછા આવ્યા ત્યારે રસ્તો સાફ હતો ગંદવાડ અટકાવવા પેલા માણસનું મૂર્દું ત્યાંથી ઉપડી ગયું હતું. અને એ જ જગ્યા ઉપર બેસીને એક વાઘરી ને વાઘરણ દાતણના પૈસા ગણી રહ્યા હતા.

આવડા મોટા ધમાલિયા શહેરમાં એક પળ પણ, કોઈ જગ્યા માણસની પ્રવૃત્તિ વિનાની શી રીતે રહી શકે? પૃથ્વીને રોવાનું મન થાય તો એ સાબરના વાંઘાંમાં, ગમે ત્યાં દૂરદૂર જઈને મોકળે મને રડી શકે છે. આંહીં નહિ!

'હરે રામ, હરે રામ' કરતા પેલા ધાર્મિક વૃત્તિવાળા પુરૂષે તે દિવસે પુસ્તકો ખરીદ્યાં ત્યારે આખું 'બંડલ' મૂકવા એક માણસને આવવું પડ્યું! એમણે તમામે તમામ સંતસાધુઓનાં જીવનચરિત્રો આજે ખરીદી લીધાં હતાં!

સાંજે જ્યારે પુસ્તક નિરીક્ષકે, એ છોડીને એમને પુસ્તકાલયના કબાટના કાચની પાછળ પુરી દેવા માટે, એક પછી એક બહાર કાઢ્યાં, ત્યારે એક આશ્ચર્ય જોઈને એ પણ થંભી ગયો!

તમામ પુસ્તકો જાણે કે રડી રહ્યાં હતાં: 'અરેરે! અમે આ 'ફેશનેબલ' કેદખાનામાં ક્યાં પડયાં? પુસ્તક માટે, કોઇ એકાદ ટંક અવારનવાર છોડી દેનાર, બડભાગી વિદ્યાપ્રિય પૈસા ગરીબ ને હાથે અમે પડયાં હોત!'

[ ૨ ]

## એને એકને મિત્ર મળ્યો!

એક પછી એક નિર્વાસિતો આવી રહ્યા હતા. પહેલાં બે સ્ત્રીઓ આવી, ધીમે પગલે, શોક ઘેરી આંખે, ભારે હૃદયે. એમણે ચારે તરફ જોયું પક્ષીઓ, પશુઓ, વૃક્ષો કોઈ પરિચિત ન હતાં માણસો અજાણ્યાં હતાં કેવળ આ ધરતી એની એ હતી. એટલે ધરતી ઉપર નીચાં નેણે, સુક્કાં ખરી ગયેલ પાંદડામાં આશ્વાસન શોધતાં, એ પાછળના ભાગમાં ચાલ્યાં ગયાં!

એમની પાછળ એક માણસ આવી રહ્યો હતો. એની વિકળ દૃષ્ટિમાં કેવળ શૂન્યતા ભરી હતી. જે જોયું તે માનતો ન હોય, જે ગયું તે ભૂલતો ન હોય, જે આવ્યું તે સમજતો ન હોય પોતાના હાથમાં રહેલા એક તૂટલ લોટાને નિહાળતો, એ પણ ત્યાંથી અદૃશ્ય થઇ ગયો!

એની પછી વળી બીજાં બે ત્રણ બૈરાં ચાલતાં આવ્યાં. એક કેડી ઉપર એ એક પછી એક ચાલી રહ્યાં હતાં. હૈયાનો સઘળો ભાર એમના પગમાં હતો. અને આ ધરતી પણ ક્યાંક નકારશે તો? એ આશકાથી એમનાં પગલાં ધ્રૂજી રહ્યાં હતાં! ક્યાંય રસ ન હોય એમ એ પણ નીચે નેણે જમીનને નિહાળતાં ચાલ્યાં ગયાં!

ત્યારપછી વળી બે ત્રણ પુરૂષો, એક બે બૈરાં, બે ચાર છોકરાં આવ્યાં.

બધાંની આંખમાં ભયંકર શૂન્યતા હતી. જીવનનો રસ એમણે ગુમાવ્યો હતો, એ તો ઠીક, માણસ પશુ, પખી, અને વૃક્ષમાંથી પણ એમને વિશ્વાસભંગના પડઘા દેખાતા હતા!

સૌથી છેવાડે એક ત્રણ ચાર વર્ષનો છોકરો આવી રહ્યો હતો એનું ધીંગું, ઠુંકું શરીર દડાની પેઠે દડબડતું આવતું હતું. એણે એક તરફ આખી, અને એક તરફ અરધી બાંયનું પહેરણ પહેર્યું હતું. એના મોં ઉપર, સૂરજનો



તાપ નિહાળવાનો કે લીમડાની હાલતી ડાળીઓ નિરખ્યાનો રસિક આશ્ચર્યપ્રશ્ન બેઠો હતો. એ આવી રહ્યો હતો, ત્યાં એણે રસ્તામાં એક નાનકડું કુરકુરિયું ઉભેલું જોયું અને એ આનંદી ઉઠયો !

એની પાછળ એ દોડયો. અને એને ગેલ કરાવવાની ઇચ્છાથી એ આગળ દોડયું !

તમામ નિર્વાસિતોમાંથી માત્ર એને એકને જ મિત્ર મળ્યો હતો !

[ ૩ ]

## જીવનની શ્રદ્ધા

અને પછી તેમાંનો એક બોલ્યો: 'ગુરૂદેવ! જીવનમાં અમારા ઉપર દુઃખના ડુંગર ખડકાયા છે. અમે આશાઓ, આકાંક્ષાઓ, અને જીવનના સર્વ રસો ખોઈ બેઠાં છીએ. અમારા દિલમાં લોઢાના ઘા પડયા છે. એમાં અમને કોઇ જ હેતુ શોધ્યો જડતો નથી. અમારો દોષ પણ મળતો નથી. અમને તમે સમજાવો કે આવી અપાર યાતનામાં, જીવનનૌકા ફરી શી રીતે વહે?'

દયાર્દ્ર જેનું ચિત્ત બન્યું છે એવા એણે જવાબ વાળ્યો: 'દુનિયામાં જે કંઈ છે, એ તમામે તમામનાં કરતાં જીવન વધારે પુરાણું છે. જીવનતત્ત્વ, તમામ જીવન્ત પદાર્થોના કરતાં પણ પુરાણું છે. તમારા એ જીવનતત્ત્વે આ એક જ યાતના જોઈ નથી.

એટલે જીવનનું સંગીત ઘડીભર મુંગું ભલે બને; પણ એને અટકાવી તો કોઇ જ નહિ શકે, સિવાય કે તમે પોતે આપણે જ્યારે દુઃખમાં ડૂબ્યા હોઇએ, જ્યારે આપણો પરાજય સ્પષ્ટ દેખાતો હોય, ત્યારે પણ જીવન જ સર્વોત્તમ છે, એ શ્રદ્ધા ન છોડતા. જેમણે જીવનની એ સર્વોત્તમ શ્રદ્ધા માટે, મૃત્યુનો હસતે મોંએ સ્વીકાર કર્યો છે, એમને માટે જીવનનો વિજય જ છે! આપણે નિરાશાના સમુદ્રમાં ડૂબ્યા હોઇએ, ત્યારે પણ અંદર તો જીવનતત્ત્વનો-પછી ભલે એ અંશાંશનો પણ અંશ હો-કોઇ ને કોઇ અંશ આનંદરેખાને જ નિહાળે છે!

યાતના જ્યારે અપાર હોય, ત્યારે માત્ર એક જ વિચારથી એ સહ્ય બને છે. જીવન વિશાળ છે, ઘણું જ ઉંડું છે, એનો અંત નથી, જ્યારે આ યાતનાનો તો અંત છે!

મૃત્યુ, એ જીવનને વધારે સમર્થ રીતે પ્રગટાવવાનો, કુદરતનો એક પ્રયત્ન છે. આપણે જીવનથી કંટાળીને એને અનેક શાપ આપીએ છીએ. એની શૂન્યતા, એની અર્થહીનતા, એની વિચિત્રતા, એની ક્ષણભંગુરતા, એ બધાંથી આપણે ગભરાઈ જઇએ છીએ, પણ એ સઘળી જ નબળાઈઓ આપણામાંથી જન્મે છે ને આપણામાં જ એ શમે છે. જે ક્ષણભંગુર માને એને માટે જીવન ક્ષણભંગુર છે. પણ જે એને અનંત ગણે એને માટે તો એક ક્ષણમાં અનંતની ઝાંખી ભરી છે. તમારા પોતાના જીવનની દરેકે દરેક ભવ્ય ક્ષણમાં જીવન રહ્યું છેઃ પણ તમારા પોતાના જીવનની દરેક નબળી ક્ષણમાં મૃત્યુ રહ્યું છે! જીવનને જે એક રહસ્ય તરીકે ગણે છે, એને મૃત્યુથી નવજીવનની ઝાંખીનો આનંદ મળવો જોઇએ.

ગમે તેટલી અપાર યાતનાઓ આવે છતાં જે જીવન વિષે અશ્રદ્ધા ધરાવતો નથી, તેને માટે એક દિવસ જીવનનું ભવ્યમાં ભવ્ય રૂપ જોવાનું સદ્ભાગ્ય નિર્માણ થયું છે!





## [ ૪ ]
## ઊર્મિ અને બુદ્ધિ

એક વખત ઊર્મિ અને બુદ્ધિ બન્ને લડી પડયાં. ઊર્મિ કહે, તું શુષ્ક છે, બુદ્ધિ કહે, તું છીછરૂં પાણી છે; ઊર્મિ કહે, તેને કહેતાં આવડતું નથી; બુદ્ધિ કહે તારી પાસે કહેવાનું કાંઇ નથી. ઊર્મિ કહે, તારી પાસે તેજસ્વિતા નથી; બુદ્ધિ કહે, તારી પાસે દૃષ્ટિ નથી

એ તકરાર તો કોણ જાણે કયારે પૂરી થાત, પરંતુ એટલામાં સદ્ભાગ્યે ત્યાં કલ્પના આવી ચડી એણે કહ્યું, તમે બન્ને મારી છાયામાં બેસો એમ કરશો તો જ તમે તમારી જાતને પૂરેપૂરી નિહાળી શકશો! બન્ને ત્યાં બેઠાં અને બેઠાં તો બેઠાં, પણ એક આશ્ચર્ય થયું! જેમ અરીસામાં માણસ પોતાનો કદરૂપો ચહેરો જુએ ને છળી ઉઠે, તેમ બન્ને છળી ઉઠયા! બુદ્ધિનું ડાચું- ભલાભગવાન! એવું રસહીણું, શુષ્ક, વૃદ્ધ, તીખું ડાચું, સાત જનમારેય ન આપતો! અને ઊર્મિની મુખમુદ્રા—હે મારા નાથ! આવું વિવેકહીન, ક્ષણભંગુર, અસ્તવ્યસ્ત, અબીબોલ્યા અબીફોક, અપ્તરંગી. અનિશ્ચિત, ફીક્કું, બાલિશ ચાડું કોઇ દી દેતો નાં!

બન્ને ભાગી જવાની તૈયારીમાં હતાં ત્યાં કલ્પનાએ એમને કહ્યું: જુઓ, હવે તમને એક એવી નિર્મળ ઘટા બતાવું કે જ્યાં તમે બન્ને એક થઈને રસમય રૂપ ધારી લેશો. એક બીજામા એવાં ઓત પ્રોત થઈ જશો, કે કોઈ કોઇને ઓળખશો પણ નહિ અને એણે એ બન્નેને આત્મવૃક્ષની મહાન ઘટા બતાવી. ત્યા બુદ્ધિ બુદ્ધિ ન રહી; ઊર્મિ, ઊર્મિ ન રહી બન્ને આત્માની તેજ મૂર્તિઓ બની ગઇ!

ત્યારે જ બન્નેને ખબર પડી કે, ઊર્મિ વિનાનું જીવન અપંગ છે, તો બુદ્ધિ વિના એ આંધળું છે આંધળાને ખભે અપંગ બેસે તો જ માર્ગ કાપે! એ વિના તો બન્ને રખડે! ઊર્મિની જ્વાલા એને પોતાને જ બાળે; બુદ્ધિનું પાંજરૂં એને જ ઠીંગુશી બનાવે!

એ બન્નેનો સમન્વય સાધે એ જીવનની તેજસ્વિતા મેળવે!

એક બીજાનો દ્રોહ કરે, એ ખાલી તુંબડીમાં કાંકરા વગાડે!

અથવા એ ત્રણે અન્યોન્યાશ્રયી છે એકલો આત્મા આભાસ. એકલી બુદ્ધિ અંધકાર. એકલી ઊર્મિ શૂન્યતા

આત્મા, બુદ્ધિને આધારે ગતિ કરે છે, ઊર્મિને આધારે તાજગી મેળવે છે

ધૂમકેતુ



## સમીપ

તારે એવી તરબતર જો જિંદગી જીવવાની
ઈચ્છા–આશા સફળ કરવી રીતને રોપવા હું
આવું, ઈચ્છું ? જીવન કરતા યે તને પ્રિય ગણવી.
શાને મારે જીવન પરવા ?–જો સદા તું સમીપ.

'હું તમને આ લખું છું, કારણ કે તમારા સિવાય કોને લખવું એ મને ખબર પડતી નથી. જ્યારે મારા પિતા મૃત્યુ શય્યા ઉપર પડ્યા, ત્યારે તમે ત્યાં હાજર હતા. તમે એક વખત અમારા પ્રેમધર્મને દિવ્ય ગણ્યો હતો. એ પ્રેમ ધર્મની કેટલીક ખંડિત અને વેરણ છેરણ પંક્તિઓનું હું આજે તમને સ્મરણ કરાવવા માગું છું. પણ આ કોઈ ફરિયાદ નથી. જીવનની વિચિત્રતાઓ સામેનો રોષ પણ નથી. કહેવાતું સમાજબલ, વ્યક્તિને છિન્નભિન્ન કરી મૂકે છે, એ હકીકત છતાં એની સામે પણ, આમાં દાવ માગવાનો ઇરાદો નથી. આમાં તો એક જ વસ્તુ હું સૂચવવા માગું છું. જે માણસ પોતે પોતાનો દ્રોહ કરે છે, એટલે કે, જીવનદ્રોહ કરે છે, એની સામે જાણે, સૌ કોઈ દ્રોહ કરે છે એ દૃષ્ટિએ જોતાં તો એવું નથી લાગતું કે આપણને જીવતાં નથી આવડતું, માટે જ જીવન કંગાલ છે! જીવનની ખરી જરૂરિયાતો કેટલી ઓછી છે? અને જીવનનો આનંદ પ્રાપ્ત કરવાનાં કેટલાં કેટલાં સાધન આપણા પોતાના જ જીવનમાં ભર્યાં છે! એક ખંડિત થઈ ગયેલા જીવનની આ ખંડેર કથા તમને આનંદ કદાચ નહિ આપે, ન જ આપી શકે, પરંતુ આ અફાટ પૃથ્વીના કોઇક ખૂણામાં કોઇક, જ્યાંએ, કોઈકની કથની મારા જેવી હશે, એને આમાંથી કાંઇક મળી રહેશે, એમ ધારીને હું લખું છું!

પણ આ તો વરસો પહેલાંની વાત છે, ને હું તમને લખ્યે તો જાઉં છું, પણ તમને મારી ઓળખાણ તો આપી દઉં! મારું નામ આનંદી. યાદ છે? તમે મારા પાડોશી હતા.

હું નામે જેમ આનંદી હતી, તેમ સ્વભાવમાં પણ આનંદી હતી. તમે તો મને આનંદીને બદલે સારંગી જ કહેતા. જ્યારે જુઓ ત્યારે મારા કંઠમાંથી કોઈને કોઇ મીઠી ચીજ નીકળીને પવનની સાથે રમતી જ હોય! સ્વર એવો મીઠો લાગતો કે તમારી જેમ ઘણા મને સ્ત્રી ગણવાને બદલે સારંગી ગણતા! અને છેવટે તો માણસ પણ, એમાં ઈશ્વરે મૂકેલા સ્વર સિવાય બીજું શું છે?

આપણી પાડોશમાં પેલો માબાપ વિનાનો એકલો સુંદર જુવાન રહેતો હતો, જેને તમે તો એ વખતે પણ લાલાજી ગણતા, પણ હું તો એને દેવકલ્પનાનું કુસુમ કહેતી, એનું ખરું નામ તમને યાદ છે? દેવવ્રત. મારી અને એની વચ્ચે, એક પ્રકારની, નામ ન આપી શકાય તેવી જીવન રસાયન સરિતા વહેતી હતી! તમે તો એ વખતે પણ એને 'Good for nothing' કહેતા. પણ તમને મારે કહેવું જોઈએ કે, તમને નકામા જેવા જણાતા જુવાનમાં હું તો પ્રેમની ટોચ એ વખતે નિહાળી રહી હતી. એનામાં જે મીઠાશ ભરી હતી, વાણીની, રીતભાતની, સામાન્ય વિવેકની, એ અદ્ભુત હતી.

એકલો હતો. અપ્તરંગી હતો. જરાક વિચિત્ર હતો. પણ વિચિત્રતાઓ અમને સ્ત્રીઓને કેટલી પ્રિય છે, તમને શું કહું!—એટલે વધારે પ્રિય લાગતો. નશીબે માબાપ વિનાનો સંસારમાં રમતો મૂકી દીધો હતો. અને એ જ નશીબે જરાક બે પાંદડે કહેવાય એવી સ્થિતિમાં મૂક્યો હતો. અમારે ત્યાં એ આવતો જતો. મારી મા જીવતાં ત્યાં સુધી તો એનું નિયમિત આવવું જવું લોકજીભમાં રમતું થયેલું નહિ. પણ એના મૃત્યુ પછી, એ નિયમિત અવરજવરને કેટલાક અર્થ આપવા માંડયા.

મારા પિતાએ એ સાંભળ્યું. તમને તો ખબર છે એનો સ્વભાવ કેટલો મુલાયમ હતો! એમણે મૃત્યુ પહેલાં જ, મારો હાથ એને સોંપી દીધો, અને કહ્યું કે: 'દેવવ્રત! પ્રતિજ્ઞા લઈને આ જીવનવ્રતની પવિત્રતા જાળવી શકો તેમ હો, તો જ આમાં પડજે. આ પ્રેમની સુખદ ભ્રમણાએ લગભગ તમામે તમામ માણસનાં જીવનને ખંડેર કરી મૂક્યાં છે!' પણ દેવવ્રતે તો એમને ખાત્રી આપી અને એમનો જીવ સંતોષથી ગયો!

પણ કોઇ માણસ જીવનના પ્રભાત કાલે આ સ્વપ્નભૂમિનો તાગ મેળવી શક્યો છે?





દેવવ્રત સાથે હું જોડાઈ, ત્યારે કેટલા કેટલા ઉદ્યાનનો પરિમલ અમારા જીવનને સુગંધમય કરી દેતો હતો! જીવનની સ્વપ્નભૂમિકા કેટલી સુંદર છે અને કેટલી છેતરામણી પણ છે! દેવવ્રત સાથે મારો જીવનવ્યવહાર ચાલવા માંડ્યો!

પણ જ્યારે એ ચાલવા માંડ્યો ત્યારે ખબર પડી કે એની વિચિત્રતાઓ પહેલાં જેમ પ્રિય લાગતી, તેમ હવે પ્રિય લાગતી નથી. એ જ વિચિત્રતાઓ અનેક કઢંગી વ્યવહારુ મુશ્કેલીઓ પણ સરજે છે!

અને ત્યારે જ દેવવ્રતને પણ ખબર પડી કે મારા કંઠમાં જે મધુર સ્વર રમતા, એમાં શબ્દ પણ હતા! એ કેવળ સ્વર સ્વર ને કિન્નરકંઠી સ્વર જ ન હતા!

જીવનને, પ્રેમની કલ્પના કેટલું રમ્યરૂપ આપે છે? અને એને જ, આ વ્યવહાર, કેટલું છિન્નભિન્ન કરી મૂકે છે! વર્ષો થયાં, લાખો અને કરોડો વ્યક્તિઓના જીવનને સ્પર્શ કરનારા આ સ્ત્રીપુરૂષ સબંધ વ્યવહારને હજી આપણે કોઈ રીતે સમજી શક્યા નથી કે સમજાવી શક્યા નથી, આ તે કાંઈ જેવી તેવી કરૂણતા છે? એમાં રહેલી ઇંદ્રિયજન્ય આકર્ષકતાને આપણે નામ, રૂપ ને રંગ ગમે તે આપીએ, પણ શા માટે એ આકર્ષણ પહેલાં, દેવાધિદેવના પારિજાતની સુગંધ લઇને આવે છે, અને પછી એકધારેડી જીવનનો થાક સરજાવે છે, એ હજી સુધી તો અગમ્ય કોયડા રૂપે જ રહેલ છે! એટલું જ નહિ, સંસ્કૃતિ કહો, સસ્કારસર્જન કહો, અભિનવ દુનિયા કહો, ભાવિ પ્રજા કહો, ગમે તે નામે કહો, છતાં આવતી કાલનો વિકાસક્રમ જે વસ્તુનો પ્રથમ ઉકેલ માગે છે, સ્ત્રી પુરૂષના પ્રેમસંબંધનો, એ વસ્તુ વિષે કાં તો કોઇને કાંઈ કહેવાપણું નથી, કાં કહેવાનું સૂજતું નથી, કાં એનો અભ્યાસ જે ભૂમિકા માગે છે, એ મનોભૂમિ એટલી અટપટી વસ્તુ બની છે કે એનો કોઈ ઉકેલ મળતો નથી, એ ગમે તેમ હો, પણ જે વસ્તુ વારંવાર કોઇને કોઈ રૂપમાં જીવનમાં પ્રવેશે છે, એ મારા જીવનવ્યવહારમાં પણ છેવટે આવી!

અમારા જીવનવ્યવહારમાં એક નવું પંખી પોતાનું નવું ગીત લઈને આવ્યું!

આ પંખીને પણ દેવવ્રતની વિચિત્રતાઓ જ ગમી ગઈ. અને દેવવ્રતને પણ એનામાં નવું સ્વર્ગ દેખાવા માંડયું!

કેટલાક કહે છે કે આ મોહ કહેવાય. હું કહું છું કે એ મોહ હોય કે આકર્ષણ હોય કે જીવનનો એવો જ કોઈ સંકેત હોય કે ગમે તે હોય, પણ વારંવાર એ આવે છે એ હકીકતનો ઇન્કાર કરનાર કોઈ વિરલપુરૂષ નીકળે તો ભલે!

સામાન્ય જીવનવ્યવહારમાં તો આના અનેક રસ્તા કાઢવા માટેના પ્રયત્ન થઈ રહ્યા છે. અને સાધારણ જીવનવ્યવહાર પૂરતા વધારે ને વધારે માર્ગ ખુલ્લા મુકાશે પણ ખરા, પરંતુ અનુપમ એવી યુવાવસ્થાને જીવન ખંડેર બનાવ્યા પછી, એમાંથી ફરીને રમ્ય સુરાવલિઓ પ્રગટશે ખરી? જીવનને થોડું ઘણું ક્ષમ્ય અને વ્યવહારુ દૃષ્ટિએ ઉપયોગી પણ બનાવી શકાશે, છતાં મને તો જે લાગે છે તે આ, કે જીવનવસંતની જે રમ્ય વાટિકા-એક વખત વેડફાઇ ગઈ, એ વાટિકા, સ્ત્રી પુરતી તો ચોક્કસ જ, અને પુરૂષ પુરતી પણ ઝીણી દૃષ્ટિએ જુઓ તો ચોક્કસ, પોતાનો અનુપમ માલતીમંડપ, ફરીને બતાવી શકશે ખરી?

તમને શું લાગે છે? આજના જીવનદર્પણ સામાન્ય જીવનવ્યવહારમાં, અસલ જીવનની કોઈ પણ કલ્પના અવ્યવહારૂ લાગે એ સમજી શકાય તેવું છે. પણ જે પ્રેમપદાર્થ વિષે આપણે આટલી આટલી વાતો કરીએ છીએ, એ પ્રેમપદાર્થને આપણે વ્યવહારમાં કોઈ રીતે સ્થાપી શકતા નથી, એ આપણા મહાન પરાજય માટે તો શું કહેવું ને શું ન કહેવું? કદાચ આપણા જીવનની તમામે તમામ કરૂણતા આપણા આ પરાજયને આભારી નથી?

એ ગમે તેમ હો. જે નવું પંખી દેવવ્રતના જીવનમાં આવ્યું, એણે ઘડીભર એના સંસારને મધુરતાથી ભરી દીધો. એક પ્રકારની જાણે કે ઐન્દ્રજાલિક ભ્રમણા હોય તેમ એમને પોતાના સંસારમાં આનંદ આનંદ લાગવા માંડયો!



મેં ખસીને માર્ગ કરી દીધો. મને પશ્ચાત્તાપ એક જ થયો. મારા કંઠમાં જે સરલ મોહિની હતી, અરે! એ મોહિની ઉપર જ, મુગ્ધ થઈને જો એને આધારે હું રહી હોત! કોને ખબર છે મારી એ જાત કવિતાએ મને કેટલો સ્વર્ગીય આનંદ આપ્યો હોત કે વખત છે ને જીવનમાં રહેલા કોઈ અતળ ઉંડાણનો પરિચય આપ્યો હોત! પણ એક રીતે મને પ્રાપ્ત થયેલી એ નાની સરખી જીવનભેટને મેં ક્ષુલ્લક ગણી કાઢી અને તમામ જે માર્ગે જતા હતા એ પ્રચલિત માર્ગે પ્રયાણ કર્યું, જીવનદ્રોહના એટલા એક નાનકડા બીજે, મારું જીવન છિન્નભિન્ન કરી નાખ્યું. એ તો ઠીક, પણ જીવનની આવી આ વિચિત્રતાનો ઉપહાસે જનક અંત તો આ હતો કે એક મધરાતે જ્યારે હું, મારા કાંઈક એકાંત કહી શકાય તેવા નોકરિયાત જીવનનું પાસું મારી મેળે જેવું તેવું વ્યવસ્થિત ગોઠવી રહી હતી ત્યારે, કોઈએ નહિ ને દેવવ્રતના એ નવા પંખીએ મારે બારણે ટકોરા દીધા! એણે પાછી મને જ પોતાની જીવનકથની કહી, અને મારો પોતાનો જ આધાર લીધો!

છેવટે તો અમે બન્ને એક જ જણાને હાથે અન્યાય પામ્યાં હતાં એટલે એક થઈ રહ્યાં. એમાં કાંઈ નવાઈ જેવું નથી.

અમે બન્ને ધીમેધીમે એકધારા ઘરેડપંથને ટેવાતા જતાં હતાં. એક બીજાના આધારે એક બીજાની હુંફ મેળવતાંને હવે તો જીવન જીવી કાઢવું એવા નિર્ણય ઉપર આવ્યાં હતાં, ત્યારે વળી એમાં પાછી કાંકરી પડી.

અને આ વખતે દેવવ્રત પોતે અમારો આધાર લેવા આવ્યો હતો!

આને તે જીવનની વિચિત્રતા કહેવી, એનો ઉપહાસ કહેવો, એની ઠંડી મશ્કરી ગણવી, એનો અણુવિકાસ માનવો કે શું કહેવું ને શું ન કહેવું એ કાંઈ સમજ પડતી નથી! આવો આ ઈન્દ્રિયજન્ય આકર્ષણનો ભયંકર પ્રકોપ કે નહિ તો યુગોથી ચાલ્યો આવે છે. આનો કોઈ ઉકેલ જ નહિ હોય? કે પછી હાલતી વસ્તુસ્થિતિનો સ્વીકાર એ જ એનો નૈસર્ગિક ઉકેલ હશે? કે શું હશે?

એ પ્રશ્નોનો કાંઈ જ પ્રત્યુત્તર કોઈ આપી શકે તેવું લાગતું નથી. પણ દેવવ્રત હવે જ્યારે અમારે ત્યાં પોતે સામેથી ચાલીને આવ્યો ત્યારે અમારી સ્થિતિ કફોડી થઈ પડી!

અમે પાછા સંપીને રહેવાં તો લાગ્યાં, પણ હવે અમે જોયું કે અમે જે ગુમાવ્યું હતું તે તો ગુમાવ્યું જ હતું. એટલું જ નહિ, જીવનના એ પ્રભાતી સ્વપ્નની તોલે આવે, એવું કાંઈ જ પછીથી માણસને, જીવનમાંથી મળી શકે તેમ નથી, એ ખ્યાલ પણ હવે મોડે મોડે આવ્યો.

હવે દેવવ્રત ને અમે સંપીને રહીએ છીએ. એક બીજા તરફ માયા મમતા પણ રાખીએ છીએ. પણ છતાં અમને લાગે છે કે અમે જીવનમાં કાંઈક એવું ગુમાવ્યું છે, કે જે હવે આ જીવનમાં તો કોઈ દિવસ જોવા જ નહિ મળે. જીવનનું આવું સ્વપ્ન ગુમાવવા માટે કોને દોષ દેવો?

દેવવ્રત, જ્યાંથી ભાગીને અમારે ત્યાં પાછો આવ્યો, ત્યાં પણ એ જ હતું!

હવે તો હું જ્યારે જ્યારે લોકોને મોટી મોટી તૈયારી કરીને માંગલિક વિધિઓમાં પડેલા જોઉં છું ત્યારે ત્યારે મને એક જ સવાલ હૈયે ચડી આવે છે! આ લોકો શા માટે પોતાનાં સ્વપ્નાં વેડફી નાખતા હશે? સ્વપ્નને છિન્ન ભિન્ન થઈને, જીવનખંડેરમાં પરિણમતા જોવાં, એના કરતાં, એ સ્વપ્નમાં ને સ્વપ્નમાં, પોતાની જાતને ખોઈ નાખવી એ વધારે સારું નથી?



# સાહિત્ય : સાધન અને સાધના

**ધૂમકેતુ**

સાહિત્યની સાધના, એ જેટલો વ્યક્તિગત એટલો જ હવે તો, સમાજનો પણ પ્રશ્ન બની રહેશે, એમ, લોકઅભિરૂચિની ધીમે ધીમે વધારે વ્યાપક બનતી, રસપિપાસા ઉપરથી અનુમાનવું પડે એમ જણાય છે. સાહિત્ય અથવા કલાનું કોઈપણ સ્વરૂપ વિશિષ્ટ અધિકાર તો અવશ્ય માગે જ છે. પણ એનું પ્રાસંગિક એવું લોકક્ષમ સ્વરૂપ પણ, એક કલા તરીકે સાહિત્યકારોએ અપનાવવું પડે, એનો સમય આવી પહોંચ્યો જણાય છે. એ એક શુભ ચિહ્ન છે. તેમ જ લોકોની સાહિત્યદૃષ્ટિ ઘડવા માટે આવશ્યક પણ છે. સંભવિત છે કે એક તરફ જેમ, કેટલાક કલાકારોની કલા આટલે સુધીનો તંતુ પકડવા માટે અસમર્થ નીવડે, અથવા એમનું માધ્યમ એમાં જોઈએ તેટલો સાથ એમને ન આપે, તો બીજી તરફ કેવળ સસ્તી હસામણી વસ્તુઓના અતિરેકથી, લોકરૂચિને અપરસનો જુવાળ પણ થઈ આવે. છતાં એ બન્ને અંતિને સંભાળી લઈને, પોતાનો સમન્વય સાધનારા કોઈને કોઈ સમર્થ સાહિત્યકારો નીવડશે એ આશા વધુ પડતી નથી. હવે એવું સમન્વયી સ્વરૂપ ખરી રીતે તો ઘડાઈ જવું જોઈએ, જેથી વિશિષ્ટ અધિકાર માગે, એવા સાહિત્યરસાસ્વાદની પ્રાથમિક વિશાળ ભૂમિકાનું કાર્ય શરૂ થાય. તેમ જ સાહિત્ય એક જીવન્ત અને બળવાન વસ્તુ છે એવી સમજ પણ લોકોમાં આવે. અત્યાર સુધી એને કાં અવ્યવહારૂ કાલ્પનિકોની, કાં અધિકારી પંડિતોની, કાં આળસુ નોકરિયાતોની, અને કાં મુખ્યત્વે 'માસ્તરો' ની પેદાશ તરીકે સ્વીકારવામાં આવેલ છે. તેમ જ સાહિત્યની સેવા કરનારો 'સાહિત્યકાર' ભલે ગણાતો હોય, પરંતુ કોઈ પણ મોટા શહેરની મ્યુનિસિપાલીટીના સમારંભમાં સાહિત્યકાર હોવા માટે કોઈ આમંત્રણ આપતું નથી એ જ બતાવે છે કે, સાહિત્યકારને કોઈ અધિકારી નાગરિક ગણતું નથી. એની ગણના અવગણનાપાત્ર વ્યક્તિઓમાં છે. એમાં જેટલો દોષ આપણી સમાજ રચનાનો છે, તેટલો જ દોષ સાહિત્યની ઉપાસના કરનારાઓનો પણ છે. આપણા સમાજમાં જેમ શિલ્પી, નટ, ગવૈયો, નૃત્યકાર, ચિત્રકાર એ કોઈ ગણના પાત્ર વ્યક્તિ તરીકે, થોડાવખત પહેલાં પ્રતિષ્ઠિ સમાજમાં પોતાને ગણાવી શકે, એવી પરિસ્થિતિ ન હતી, તેમ જ સાહિત્યકારનું પણ હતું. હવે એમાં યુગબળે ઘણો ફેરફાર કર્યો છે. પણ હજી સાહિત્યકારે પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું નથી. એટલે કે એને હજી પોતાનું સ્થાન જડયું નથી.

એનું સ્થાન એને આપવા માટે હવે, જાણે કે જનતા તલસે છે નહિતર મહીકાપારિતોષિક જેવા સામાન્ય સમારંભમાં, એક મિત્રના કહેવા પ્રમાણે, લોક ટોળાં મળ્યાં, અને આશરે પાંચ સાત હજાર માણસો, બે અઢી કલાક સુધી, જે નવી કવિતા વિષે પોતે કાંઈ જ સમજતાં ન હતાં, એને સમજવા માટે બેઠાં રહ્યાં, એમાંથી ગતાનુગતિકવૃત્તિના ટોકડા બાદ કરીએ તો પણ, યુગબળને પક્ષે કહેવા જેવું ઘણું એમાંથી જડી શકે તેમ છે. યુગબળ તો પોતાનું કામ કરશે જ, પણ સાહિત્યકાર એમાં સાથ પૂરાવે, એટલે ભાનપૂર્વકનો પ્રયત્ન કરીને વર્ણસગાઈ જેવી મનોરંજની કવિતાઓનો થોકડો આપે એમ નહિ, પણ લોકના મનમાં જે બેઠું છે ને એના પોતાના મનમાં પણ જે છે, તે બન્નેની વચ્ચે કાંઈક સેતુ બાંધવાનો એ પ્રયત્ન કરે. એટલા પ્રયત્ન માત્રથી, સાહિત્યનું સ્વરૂપ, અધમ કોટીનું થઈ જશે, એવી ચિંતા રાખવાનું એને કારણ નથી!—ખરી રીતે તો એમાંથી એને નવો આકાર મળશે. રવિશંકર મહારાજે ત્યાં સાહિત્યકારો—અને જનતા વચ્ચે, એક સેતુ બાંધવાનો યત્ન કર્યો હતો એમ સાંભળ્યું. ખરી રીતે એ સેતુ, એક નવા સાહિત્યઆકારે ત્યાં હોય જ, એ જરૂરનું છે.

મહીકાપારિતોષિકનો આ સમાજઉત્સવ, આવે સ્વરૂપે ઉજવવાનું પ્રસ્થાન થયું, એ, એવા અનેક સાહિત્યઉત્સવો માટે, પ્રેરણારૂપ બનવું જોઈએ. વડોદરાની પ્રેમાનંદ સાહિત્યસભાએ આ, વખતે 'વસંત વ્યાખ્યાન માળા'ની યોજના વિચારી છે, એમ સાંભળ્યું. એ એક શુભ શરૂઆત છે. સંસ્કાર અને જ્ઞાનને વધારે વ્યાપક સ્વરૂપ આપવાના આવા અનેક પ્રયત્નોની




વચ્ચે, જો કોઇ સૂત્રતંતુનું અસ્તિત્વ શક્ય હોય તો તો એ વધારે વ્યવસ્થિત અને વધારે લાભદાયી પણ નીવડે તેમ જ અમદાવાદ 'સાહિત્યસભાએ કર્યું' હતું તેમ, ભિન્ન ભિન્ન વિષય પરત્વે એવાં જ્ઞાન સત્રો યોજાતાં રહે, તો સરકાર જે કામ કરી રહી છે ને જે કામ કરતાં એને આવડતું નથી, અને જે કામ માટે એણે ખરી રીતે સાહિત્યસભા અને સાહિત્યકારો પાસે નત મસ્તકે જવું જોઈએ, એ કામ-પ્રૌઢોને અને નિરક્ષરોને-નવી યુગરીતિની દૃષ્ટિએ વિચાર કરતા કરવાનું અને પોતાની પરંપરાનો મહિમા સમજવાનું, સહેલું થઇ રહે.

× × ×

વડોદરામાં હમણાં એક વ્યાખ્યાનમાળા-ગુજરાત ગ્રંથકાર સંમેલન અંગેની-યોજાઇ એમાં જવાનું થયું, ત્યારે વડોદરા પુસ્તકાલય પ્રવૃત્તિ અંગેની કેટલીક માહિતી મળી. વડોદરા અને અમદાવાદ એ ગુજરાતી સમાજના, ઉત્તરધ્રુવ અને દક્ષિણધ્રુવ જેવા બે છેડા છે. એમ કહેવાય છે કે જ્ઞાન અને નાણું એ બન્ને શબ્દો મૂળ તો એક જ છે.

એમાંથી નાણું અમદાવાદે રાખ્યું અને જ્ઞાન વડોદરાને ફાળે ગયું. આમ કાલિદાસે ઇચ્છેલો, શ્રી અને સરસ્વતીનો વિરલ યોગ વિરલ જ રહી ગયો નિરાંત, રસિકતા અને જ્ઞાનજિજ્ઞાસા, વડોદરાની પ્રજાના ગુણો છે એમ લાગે તો ઉદ્યોગ, ઉપયોગિતા અને વ્યવસ્થા એ માટે અમદાવાદ સકારણ ગૌરવ લઇ શકે. પણ વડોદરાનું મહદ્‌ભાગ્ય એ છે કે એક મહાન સ્વપ્નદ્રષ્ટાનું, સ્થિર થઈ ગયેલું સ્વપ્નખંડેર આજ પણ ત્યાં છે. વડોદરાની 'સેંટ્રલ લાઇબ્રેરી' અને ત્યાંનું 'ઓરીએન્ટલ ઈન્સ્ટીટ્યુટ' એ બન્નેમાં, માણસને એટલો બધો સાહિત્યસંભાર મળે કે ત્યાં બેઠાં એ પોતાના ધાર્યા ક્ષેત્રમાં, ગણનાપાત્ર કામ કરી શકે. 'સેંટ્રલ લાઇબ્રેરી'માં ફરતાં ફરતાં ત્યાંના વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઈએ, જ્યારે મહાન લેખકોના હસ્તાક્ષરોનું એક સુંદર પુસ્તક બતાવ્યું ત્યારે બે ઘડી ત્યાં સ્થિર જ થઇ જવાયું ! કાર્લાઇલ એમર્સન, થેકરે, વ્હાઉતીંગ-અને બીજા અનેક લેખકોના, મોટાં પાન ભરીને લખેલા, હસ્તાક્ષરો ત્યાં હતા, અને દરેકને જોતાં, એક પ્રકારની, જાણે કે શબ્દમૂર્તિઓ ઉભી થતી હતી ! આ કાર્લાઇલ ? આ એમર્સન ? આ હા હા આ વ્હાઉતીંગ-એમ કરતાં કરતાં જ્યારે મહાન ફીલસૂફ કેન્ટના અક્ષરો નજરે પડ્યા, ત્યારે તો એ અક્ષરો ઉપરથી જાણે કે દૃષ્ટિ બીજે જવાની ના પાડે, એટલી બધી, તાજગી ભરેલી, નાજુક, સુંદર, સ્પષ્ટ, સ્વચ્છ. શુદ્ધ તર્ક રેખાંકિત તત્ત્વજ્ઞ વિચારસરણી જાણે ત્યાં બેઠી હતી ! ફીલસૂફ કેન્ટએના અક્ષરે તો જાણે કે એનો ચહેરો બતાવ્યો, એણે બધો, એ માણસ, પોતાના અક્ષરમાં પોતાનું જીવન રેડી ગયો હતો !

સર સયાજીરાવ પાસે એક સ્વપ્ન હતું. એણે પોતાનું એ સ્વપ્ન વડોદરામાં ઘેર ઘેર પ્રગટ કર્યું છે. આજ પણ એ મહાન સ્વપ્નદ્રષ્ટાનું સ્વપ્ન હજી ત્યાં છે. અમદાવાદ, એ કોઇ સ્વપ્નદ્રષ્ટાઓની નહિ-સાહસિકોની ભૂમિ છે. એની પાસે એની પોતાની શક્તિ છે તો એની મર્યાદાઓ પણ છે. વડોદરામાં ઠેર ઠેર બગીચા છે. ઠેકાણે ઠેકાણે ઉપવનો છે. બાદશાહ બની જાય, એવી એની ભાડુતી ગાડીઓ છે. તો ઠેકાણે ઠેકાણે વિદ્યાનાં પણ ધામ છે. અમદાવાદ ને વડોદરા એ બન્ને જ્યારે એક થશે ત્યારે સાચું ને મહાન ગુજરાત પ્રગટશે.

મહાન ગુજરાત પાસે સ્વપ્નની ભવ્યતા હશે તેમ જ એ સ્વપ્નને ઝીલનારી સંસ્કારી ભૂમિકા હશે. સદ્‌ગત સયાજીરાવના સ્વપ્નને ઝીલવાની કોઈ ભૂમિકાને અભાવે, એ આખું સ્વપ્ન એમ ને એમ થીજી ગયું. પ્રેરક બળોને પ્રગટ કરીને જ કોઈ પણ પ્રજાને મહાન બનાવી શકાતી નથી. એ પ્રેરણા સંદેશાને છેલ્લામાં છેલ્લા ઘર સુધી પહોંચાડવા માટે સ્વેચ્છાથી પ્રેરિત એવા અનેક કાર્યકરો પણ ત્યાં હોવા જોઈએ. ગુજરાતનો જે અનેકાંગી વિકાસ અત્યારે શક્ય દેખાય છે, તેમાં બે ભય સ્થાનો છે. ઢીંગણા સ્વપ્નો હશે તો પ્રવૃત્તિ હાસ્યાસ્પદ રીતે વામન





રૂપ ધારશે. સ્વપ્નને દૂર દૂર સુધી લઇ જનારી વાહકતામાં જો એ જ ચેતના નહિ હોય, તો અંગ્રેજોના સમયમાં બનતું તેમ, એ એક પ્રકારની ધરેડ થઇ રહેશે. એમ થતું અટકાવવા માટે જે લોકો વારંવાર-પ્રજાના 'ટ્રસ્ટી' હોવાનો દાવો મૂકે છે, એમણે એમનું પોતાનું જ જાતનિરીક્ષણ કરવાનું રહ્યું જાતનિરીક્ષણ વિના તો કોઇ પ્રકારની સ્થાયી પ્રગતિ શક્ય જ નથી.

આ વ્યાખ્યાનમાળામાં વ્યાપક સાહિત્ય દૃષ્ટિ વિષે બોલતા, એક વસ્તુ તરફ અંગુલી નિર્દેશ કર્યો હતો. સીનેમા રંગભૂમિ ને નાટક, લોકમેળા લોકકથા અને લોકઉત્સવો, આખ્યાનો, કથા પ્રસંગો વર્તમાનપત્રો ને ભવાઇઓ, એ તમામે તમામ ખરી રીતે સાહિત્યના પોતાનાં જ શિશુ હતાં ને છે. એ રખડુ થઇ ગયા છે ને સાહિત્યના આશ્રયેથી દૂર ભાગી ગયા છે. એમને પાછાં સાહિત્યે, પોતાને ત્યાં લાવવાં ઘટે છે. તો જ એ વ્યાપક સ્વરૂપે, સાહિત્ય અને સંસ્કાર ભૂમિકાનું નવસર્જન કરવા સમર્થ થશે. આમાં સાહિત્યકારને નીચે જવાની કોઈ વાત નથી, પણ એ તમામને ઉપર લાવવાની વાત છે. એ ફેરફાર કરવા માટે, થોડો ઘણો જે ભોગ, બન્ને પક્ષે આપવો પડે તે પરિણામ જોતાં એટલો બધો ક્ષુલ્લક હશે કે બહુ જ થોડા વખતમાં, નુકસાન નહિવત થઇ જાશે અને સાહિત્યનું ગૌરવ થશે.

આમાં જો કોઈ શંકા કરે કે આ તો કલાને નિયમ બદ્ધ કરવાની વાત છે તો એમાં મોટી સમજફેર છે. કલાને નિયમબદ્ધ કરવાની નહિ; પણ કલાનાં રૂપને જોવા માટે લોકને દૃષ્ટિ આપવાની આ વાત છે. અને એમ કરવા જતા, જેમ તત્ત્વત પુરુષો અધિકાર ભેદે- વસ્તુને હાનિ પહોંચાડયા વિના નવા નવા આકાર આપવાના પ્રયોગો યોજે છે, એવા વક્તવ્યો આ પ્રયોગો છે. એમાં જ્ઞાનપૂર્વકનો પ્રયત્ન ગૌણ જ રહેશે. મુખ્ય વસ્તુ તો કલાકારના માનસ પરિવર્તનથી આવતા વક્તવ્યની જ છે. માનસપરિવર્તન વિના તો એ કૃત્રિમ ને કઢંગું રૂપ જ થઇ જાય. યુગબળ જે માગી રહેલ છે તેને અનુકૂળ સર્જનાત્મક પ્રતિશબ્દ આપવાની વૃત્તિ એમાં પ્રગટે એ વસ્તુ મહત્ત્વની છે. માણસની કલ્પનાના વૈભવને પણ એમાં યોગ્ય સ્થાન છે જ; કારણ કે યુગને, દરેક માણસ, પોતપોતાની કલ્પનામૂર્તિ પ્રમાણે અવનવા સ્વરૂપે અપનાવવાનો.

× × +

અનુશ્રુતિ અથવા પરંપરાને, આજ દિવસ સુધી ઇતિહાસજ્ઞો, બહુ મૂલ્યવાન ગણતા ન હતા. જો એ પરંપરાને સ્વતંત્ર રીતનો બીજો ટેકો ન મળે તો બહુધા એને નકામી જ ગણે છે. 'રણજીતરામ સુવર્ણ-ચંદ્રક' આ વખતે પ્રોફે. ડોલરરાય માંકડને આપવાની જે સભા થઇ એમાં આ વિષે એમણે પોતાનું એક અનોખું મંતવ્ય રજુ કર્યું. પરંપરાને નાણવાની અગત્યનો સ્વીકાર તો સૌ કોઇ કરે છે. પણ અત્યાર સુધી પરંપરામાં ગપ્પ જ હોઇ શકે એમ ચાલતું આવતું એ આખી પ્રણાલિકા ને નવેસરથી તપાસવાની અગત્યતા પર એમણે ભાર મૂકયો. પરંપરા, એ એક રીતે, પુષ્કળ આડીઅવળી વાતોમાં ગુંચવાઇ ગયેલું સત્યનું બીજ, સાચવી રાખનાર વસ્તુ છે. એમાં જે બીજ રહ્યું છે, તે ઉવેખવાથી આખું સત્ય ખોવાઇ જવાનો ભય છે. આનું એક સરસ ઉદાહરણ ગાંગુલીના 'History of the Parmara Dynasty' માં મળે છે.

કવિ પદ્મગુપ્તના 'નવ સાહસાંક ચરિત 'માં રાજા સિંધુરાજ નાગકન્યા શશીપ્રભાને પરણ્યો એ દંતકથા વર્ણાયલી છે. શશીપ્રભા એ નાગરાજ શંખપાલની કન્યા છે. સિંધુરાજ એના પ્રેમમાં પડયો છે. પણ પછી શશીપ્રભા નાગલોકમાં અદૃશ્ય થઇ ગયેલ છે. નાગરાજનાં વંશપરંપરાના દુશ્મન અસુરોનો રાજાના પ્રાસાદ ઉદ્યાનમાંથી જે કોઇ એક સોનેરી કમળ ઉપાડી લાવે, તેને જ આ કન્યા પરણાવવાની એવો એના પિતા વજ્રાંકુશનો નિશ્ચય છે. આ રીતે આ વાર્તાનું થોડુંક સામ્ય ગુલબંકાવલીની વાર્તા સાથે છે. સિંધુરાજ એ સાહસ કરે છે. એનો પ્રધાન રમાંગદ એમાં મરણ પામે છે. પણ છેવટે વિજયશ્રી તો સિંધુરાજને મળે છે.



ભોગાવતી નગરીના એ વજ્રકુંશને મારીને સિંધુરાજ રત્નચૂડ નાગને ત્યાંનો રાજા બનાવે છે. આ રત્નચૂડ નાગનો ઉલ્લેખ હેમચંદ્રે દ્વયાશ્રયમાં પણ કર્યો છે.

હવે આ પૌરાણિક જેવી દંતકથામાં ભારોભાર ઐતિહાસિક સત્યો હોવાનો ઉલ્લેખ ગાંગુલીએ કર્યો છે. અલબત એ ઐતિહાસિક સત્યોને હવે તો સ્વતંત્ર-લેખોનો ટેકો પણ મળ્યો છે. પણ એ ટેકો મળ્યો ન હતો ત્યારે તો પદ્મગુપ્તની એ કથા કેવળ દંતકથા ગણીને એનું ઐતિહાસિક મૂલ્યાંકન શુન્ય જ મૂકાતું હતું.

દ્વયાશ્રય કાવ્યમાં સિદ્ધરાજ વિષે એ જ પ્રમાણે બર્બરકનો, રત્નચૂડ નાગનો અને માલવાની યોગિનીઓના ઉલ્લેખ છે. એને સ્વતંત્ર રીતે, દૃષ્ટિ રાખીને તપાસવામાં આવે તો એમાંથી ઘણું સત્ય મળી શકે તેમ છે. પણ એ તમામને માટે દંતકથાઓને છેક જ કાઢી નાખવાની જે પ્રણાલિકા પડી છે, તે સુધારો માગી લે છે. એ દૃષ્ટિએ પ્રોફે. ડોલરરાયનો આ ઉલ્લેખ વિચાર કરવા જેવો છે. માલવાના રાજાએ, જેસલમીરમાં કન્યા આપતાં, પોતાના ભાવિ જમાઇને માલવાનો દ્વારપાળ થઇને રહેવાનું કહ્યું હતું, એટલો ઉલ્લેખ આપણને મળે છે, તો એમાંથી પરદેશીઓના ધસારા વિષેની ઘણી જ માહિતી પ્રાપ્ત થાય છે અને અત્યારે તો આ આપણી સરહદ-ઉપર બરાબર એ જ માર્ગે ચઢાઈનું પુનરાવર્તન થતું આવે છે ત્યારે એ ઘણી વધારે સૂચક થઇ પડે છે.

× × ×

**વ**ડોદરામાં પાંચે વ્યાખ્યાનોમાં એકલા અટુલા પણ અણનમ ખોખડધજ વૃક્ષ સમા, સાહિત્યના ભીષ્મ પિતામહ જેવા વયોવૃદ્ધ પ્રોફે. બ. ક. ઠા. હાજર રહ્યા હતા. ડોસામાં આટલી એંશી વર્ષની ઉમ્મરે પણ જે જીવનરસ રહ્યો છે તે ઘણા ઘણા જુવાનોને શરમાવે તેવો છે. આજથી વર્ષો પહેલાં, એક પોસ્ટકાર્ડ, ડોસાએ ખરડેલું તો એક બુકસેલર ઉપર કોઈક વાતનો પ્રત્યુત્તર વાળતાં, પણ એમાં ભાવિની અચલ આગાહી જેવાં બે ત્રણ વાક્યો, એમની લાક્ષણિક શૈલીમાં અસંબંધ રીતે લાવી નાખેલાં. આજ એ વાક્યો, સાંભરે છે. હીટલરે બરાબર તે સમયે પહેલવહેલાં રશિયા ઉપર ચડાઈનું પગરણ માંડેલું. ડોસાએ લખેલું. 'હીટલરે નેપોલિયનની ભૂલ કરી. છે. રશિયન રીંછ એને પીખી નાખશે. લડાઇ એ હારી ગયો છે'! એ વખતે જર્મની વિજય ટોચ ઉપર હતું. તે એની હારની આગાહી એ વિચિત્રતા ગણાતી!

ડોસાએ એવી જ એક બીજી આગાહી કહી નાખી. 'અંગ્રેજ હવે પાછો નહિ આવે. એણે એનું સ્થાન ઉત્તર ધ્રુવના વિશાળ, નવા, રસ ભરેલા પ્રદેશમાં જમાવવા માટે જવું પડશે. ત્યાંના બરફમય મુલકોને, રશિયાએ દૂઝતા હોવાની શક્યતા સિદ્ધ કરી બતાવી છે, હવે અંગ્રેજ પાછો નહિ આવે. હિંદુસ્તાન ને દક્ષિણ આફ્રિકા બન્ને ભેગા કરીએ તેટલો મૂલક એના ઉદ્યોગની રાહ જુએ છે. બાકી, તમે તમારી અહિંસાની ઘેલછામાં મુંડકો ભંગાવશો એ પણ ચોક્કસ છે.'

ગાંધીજીની વિચારસરણી એમના અનોખા વ્યક્તિત્વથી રંગાયલી છે. એ વિચારસરણીનો જ કેટલાક લેભાગુ લોકોએ, અંધશ્રદ્ધાભર્યો નશો કરવા માટે, ઉપયોગ કર્યો છે એ પણ હકીકત છે. ગાંધીજીથી આ વસ્તુ છેક જ અજાણી હોય એ ન માની શકાય તેવી વાત છે. પણ ગમે તે કારણથી, એ ડોસાએ, આ આંધળુ બહેરે કુટાવા દીધું છે. આજ હવે રાષ્ટ્રનું ઉત્થાન એક વસ્તુની ચોખ્ખટ એમની પાસે માગે છે. આજે તમામે તમામ પ્રકારની શક્તિઓને કેન્દ્રસ્થાન કરવાની ઘડી છે, ત્યારે 'મારા બાપુજી' ને 'મારો રેંટિયો' એવી એવી બડીવાતના આશ્રયે જે લોકો વ્યક્તિગત લાભ ઉઠાવવાનો ધંધો કરતા હોય, એ તમામે તમામને, એમણે પોતે જ ખુલ્લા કરી દેવા ઘટે છે. તેમ જ પોતે ધારણ કરેલા અહિંસાના 'અતિ'નો લોકસંગ્રહ માટે નવેસરથી વિચાર કરવો ઘટે છે. શ્રી. કિશોરલાલ મશરૂવાળાનો એક અતિ સુંદર લેખ 'અહિંસા અને માનવતા' કે એવા કોઈ નામવાળો આ સંબંધમાં અત્યંત માર્ગદર્શક છે. આ વિષે એક ભાનભૂલ્યા જુવાને જે માર્ગ ગ્રહણ





કર્યો એ એમ બતાવે છે કે તમામ સ્વજનોને નજર સમક્ષ કાગડા કૂતરાને મોતે મરવા દીધા પછી, અહિંસાની ફીલસૂફીની ભવ્ય કથા ગ્રહણ કરવા જેવી માનસિક તુલા સાચવવી, એ સામાન્ય જન માટે અશક્ય બની જાય છે કેવળ હિંસા એક પક્ષે, અને કેવળ અહિંસા બીજે પક્ષે—એમ જો આ ગજગ્રાહ ખેંચાતો રહેશે તો, ચીનનું ભવિષ્ય—એ જ હિંદુસ્તાનનું ભવિષ્ય હશે. પછી એના એશિયાઈ મહાસ્વપ્ન દ્રષ્ટા વડાપ્રધાન ભલે વિમાનમાંથી હિમાલયનું દૃશ્ય જોતાં જ રહે!

× × ×

તખલ્લુસ શા માટે અને ક્યારે એના અનેક પ્રશ્નો વારંવાર પૂછતા રહે છે. ગઈ કાલે એના વિષે અચાનક એક નવો પ્રકાશ મળી આવ્યો. સાહિત્ય સેવામાં વ્યક્તિગત કીર્તિનો મોહ જેવો તેવો ભાગ ભજવતો નથી. 'કાવ્યં યશસેઽર્થકૃતે' એ એટલા માટે જ કહેવાયું છે. આપણે જે લખીએ તે બીજાની પ્રશંસા પામે તો કુદરતી રીતે એનાથી આપણો અભિમાન અંશ સંતોષ પામે છે. આ ઉત્તેજના એનો વિનિપાત પણ કરે છે. શરૂઆતમાં જ્યારે સાધના, એ એક જ ધ્યેય હોય, ત્યારે માણસ પોતાના લખાણનું બલાબલ માપવા માટે, થોડો વખત અદૃશ્ય રહે તો એકંદરે એનાથી ફાયદો જ છે. આ ત્વરિત જમાનામાં એમ સમય ગાળવો ઘણાને યોગ્ય ન લાગે એ સમજી શકાય તેવી વાત છે. પણ તો પોતાના જ રચેલા પોતાના પ્રશંસાકુંડાળામાં, માણસ પાનીની ભમરી પેઠે ચક્રાવે ચડી જવાનો ભય નોતરે છે. એમાંથી એ બચી શકે તો સારું. કે બીજાએ ઉત્પન્ન કરેલી તમામ ભ્રમણાઓને, માણસ વહેલેમોડે તોડી શકે છે. પણ પોતે ઉત્પન્ન કરેલી ભ્રમણાને એ ભાગ્યે જ પહોંચી વળે છે. અનેક આશાસ્પદ જુવાનો, થોડા વખત પછી, પોતપોતાનું ક્ષેત્ર તજી, મનમાં સમાજ રચના પ્રત્યે છાનો રોષ ધારણ કરી, સાહિત્યસંન્યાસ સ્વીકારી, ખુરશી ટેબલ પાસે એક ધરેડી કામ કરતા બેસી જાય છે, તેમાં પણ ઉત્તેજના કે શક્તિના અભાવ કરતાં, વધારે દુઃખમય વસ્તુ એમનો પોતાનો ભ્રમ હોય છે. એ ભ્રમને બરાબર સમજવા માટે, થોડો વખત, સાધના પાછળ ગાળવો જ જોઈએ, એ, આજના જમાનામાં કોઈને માટે શક્ય નથી, છતાં જરૂરીઆત તરીકે સ્વીકારવા યોગ્ય છે

એક સામાન્ય પથ્થર ઘડનારા એક ભાઈએ થોડા દિવસ પહેલા એક વાક્ય કહેલું તે યાદ આવે છે. 'પ્લાસ્ટર ઑફ પેરીસ'નાં સસ્તાં કામચલાઉ પૂતળાં બજારમાં મૂકવા માટે આગ્રહ થયો ત્યારે એણે કહ્યું કે: 'સાહેબ! જેમાં મારા હાથને મહેનત પડતી નથી તે કાંઈ બહાર મૂકતા મને શરમ લાગે છે! હું તો પથ્થર ઉપર જ કામ કરીશ. ભલે વખત લાગે ને રોજી ઓછી મળે!'

આ પથ્થરની ફિલસૂફી એ વ્યક્તિગત જીવનની ફીલસૂફી બને તો જ જીવન શ્રેયસને પથે પળે.



## માનવ

હા! એજ સિંચે જલ નિત્ય ભાગે,
હા! એજ સાચો જગ ભાગ-રાગી
ને ત્યાં વળી કર્મ રૂપીજ ઝાડો
ને તે તરુના ફળ ચંદ્ર-લોકો.

'સવ્યસાચી'



ચાલી આવતી આપકથાનો હપ્તો બારમો

ધૂમકેતુ

જેતપુરના આ નિવાસ દરમ્યાન, આ ત્રણ મિત્રોના સહવાસથી મને એક ફાયદો એ મળ્યો કે, સમકાલીન વાતાવરણનો મને પરિચય થયો. ગુજરાતી સાહિત્ય તરફની પ્રીતિએ દૃઢ રૂપ લીધું. અભ્યાસ તરફની દૃષ્ટિમાં વિકાસ થયો. અને એક સારા મહેનતુ વિદ્યાર્થી તરીકે મારી ગણના થાવા માંડી.

લગભગ દર શનિવાર રવિવારે અમારી એક નાની સરખી મંડળી છોટાલાલ માનસીંગ કામદારને ત્યાં મળતી. એ વખતે અમને અમારું અંગ્રેજી સુધારવાનો ભારે મોહ રહેતો. સ્પર્ધા પણ જામી હતી. એક બીજાથી વધારે હોશિયાર દેખાવાની આકાંક્ષા પણ કુદરતી હતી. નિશાળમાં નરભેરામ હેડમાસ્તરનો તાપ એવો આકરો હતો, અને એ વખતે ચાલતો કમળાશંકરનો ઇંગ્લંડનો ઇતિહાસ એવો ભયંકર રીતે અઘરો લાગતો કે એમાંથી અક્ષરેઅક્ષર ગોખવામાં મારો તો ઘણોખરો વખત ચાલ્યો જતો. ગોલ્ડસ્મિથનું 'ડેઝર્ટેડવિલેજ' પહેલવહેલું ત્યાં જોયું અને એ ખંડેર થયેલા નાનકડા ગામડાની મોહિનીએ મારી કલ્પનામાં ચિરસ્થાયી સ્થાન લીધું.

ગોલ્ડસ્મિથનું એ ખંડેરગામ જીવનનો ભાગ હોય તેમ સાથે ને સાથે ચાલ્યું. અમે એ વખતે સૌએ નવા નવા અંગ્રેજી શબ્દો શોધી કાઢવાની હરીફાઇ આદરી હતી. અને ઠીક કહી શકાય એવી પ્રગતિ પણ સાધી હતી. કામદારને ત્યાં મિત્રમંડળી જામતી, એમાં વિદ્યાવિનોદ થતો તેમ ગામચર્ચા પણ થતી. મારે અને છોટાલાલને જે મૈત્રી આંહીં થઇ તે ઘણા વખત સુધી વજ્રલેપ થતી ચાલી.

પરંતુ જેતપુરનિવાસમાં મારી તાવણી પણ અનેક રીતે થઈ એમ કહીએ તો ચાલે. હાથે રસોઈ કરવી, માસ્તર તમામની ભયયુક્ત પ્રીતિ જાળવવી, મારો સાહિત્યરસ, જે ખાંડ ખાઇને પાછળ પડ્યો હતો એને સમય પૂરતો કાબૂમાં લેવો, અને મારા પ્રમાણમાં તો હોશિયાર ગણાય એવા જેતપુરવિદ્યાર્થીઓ સાથે ટક્કર ઝીલવી, અને એ સઘળું જાળવતાં જાળવતાં, ગમે તે રીતે ધીરજરામભાઇની વાર્ષિક આકરી કસોટીમાંથી સોંસરવા નીકળવું! એ કામ એ વખતે તો હિમાળો ચડવા જેવું આકરું લાગતું હતું!

આ ધીરજરામભાઇનો ડર તો મને ગુજરાતી આઠમીમાંથી હતો. એ જ ધીરજરામભાઇ પાછા આંહીં પણ વાર્ષિક પરીક્ષા વખતે અંગ્રેજી લેવા આવવાના અને તમામ વિષયમાં પાસ થયેલો વિદ્યાર્થી જો ધીરજરામભાઇની અંગ્રેજીપરીક્ષામાં નાપાસ થાય તો થઇ રહ્યું! એ ઉપર જઇ રહ્યો.

પણ આ કસોટીમાં મને એક આશ્વાસન હતું. એક અમારી જ જ્ઞાતિના ગીરધરલાલ કરીને વિદ્યાર્થી તે વખતે જેલની પાસે એક કોટડીમાં રહેતા હતા. એનાં માતાપિતા વહેલેથી જ મૃત્યુ પામ્યાં હતાં. બે ભાઈ હતા. મોટા ભાઈ જીવણલાલને ગીરધરલાલ ઉપર ઘણી પ્રીતિ હતી.

પોતે અંગ્રેજી ભણી શકેલા નહિ, એનો એના મનમાં એટલો બધો પસ્તાવો રહેતો, કે ગમે તે રીતે, તાણીતુશીને પણ પોતાની ટૂંકી નોકરીમાં એમણે ગીરધરલાલ ઉપર છત્રછાયા જેવું કરીને એના





ભણતરને આગળ ધપાવ્યું હતું. આ ગીરધરલાલને મારા જેવી જ કસોટી હતી. રસોઈ હાથે કરવી પડતી. અને ગોખી ગોખીને ડરડ નીકળી જાય ત્યારે મારી પેઠે માંડ માંડ સારા વિદ્યાર્થી'માં ગણના થાય!

પરંતુ એક દિવસ કોણ જાણે શું બન્યું તે આ જીવણલાલ જ્યાં નોકરીમાં હતા ત્યાંથી જાણે સંસાર ત્યાગીને ચાલી નીકળ્યા! ગીરધરલાલનું છત્ર અચાનક ઊડી ગયું!

ગીરધરલાલને આ સમાચાર મળ્યા ત્યારે એના દુઃખમાં એક હું સમભાગી હતો. અને બીજા કોઈ કોઈ આડોશી પાડોશી હતા. પણ મને લાગ્યું કે મારા કરતાં એક હજાર ગણા વધારે સંકટમા આ નાનકડો નબળો વિદ્યાર્થી વિદ્યાની પાછળ મંડયો છે, જ્યારે મારે તો ઉપર છત્ર છે અને સંકટ પણ નામનું જ છે! અમે બન્ને ભેગા થઈને ઘણી વખત એકબીજાની કોટડીમાં વિશિષ્ટ વાનગી રાંધવાની તૈયારી કરતા. અને તે વખતે હું જે કવિતા કરતો—તે બીજું તો કોણ સાંભળે? આ ગીરધરલાલ સાંભળતા! અને પ્રશંસા પણ કરતા. એમ અમારા દિવસો નીકળી જવા માંડયા.

એ કવિતાનો થોડાક નમૂનો આ નીચે આપ્યો છે. કલાપી, કાન્ત, નરસિંહરાવ તમામની થોડી થોડી અસર એમાં દેખા દે છે. કવિતા કરવાનું મેં સમુળગું ક્યારે છોડી દીધું એ તો બરાબર યાદ નથી, પણ ઘણા લાંબા વખત સુધી આ કવિતાની ઘેલછાએ મને હેરાન તો કર્યો જણાય છે.

આ પ્રયોગમાં તો વળી ખંડકાવ્યની છાયા છે. પ્રસંગ એવો લીધો છે કે ભર્તૃહરી યોગી બનીને રહ્યા છે, ત્યાંથી શંકરપાર્વતી નીકળતાં, આ યોગીને કાંઈક શક્તિ આપવા માટે, શંકરને પાર્વતી વિનંતિ કરે છે. શંકરભગવાન એ ઉપરથી ભર્તૃહરી પાસે જાય છે ને એની ઇચ્છા જાણવા મથે છે. પણ ભર્તૃહરીએ તો પોતાની કંથા સરખી કરવા માટે, એક વૃક્ષની રેષા સોયમાં પરોવાતી નથી, એ પરોવાઈ જાય તો ઠીક, એટલી જ ઇચ્છા જણાવી! બીજી તો એને કોઈ જ સ્પૃહા રહી ન હતી. પ્રસંગ શામાંથી લીધો છે એ યાદ નથી રહ્યું પણ ઘણું કરીને કોઈ કથાવાર્તામાંથી ઉપાડયો લાગે છે. ખંડકાવ્યની શરુઆત આમ છે:

'શિતળતા શાન્તિ વર્ષે છે, ઘેરા ગંભીર ગગનથી,
બધે વન શાંતિ છાઈને, હલે ના પત્રે પવનથી.
ઘૂ ઘૂ ગંભીર નાદ ઘોર કરીને વેગે યમુના વહે,
કિરણો રજનીકાન્તનાં જળ વિષે, શા રાસ નાચી રહે!
શી લીલા હસી તાતની, પ્રણમતા સન્તો ધરે ધ્યાનને
તીન તીન તીન તમરાં, અહો! પઢી રહ્યા કૈં સ્વર્ગે આરોહને'

ચાંદનીનું વર્ણન છે ને એમાં એક જોગી પોતાની કંથા સીવવા બેઠો છે, પણ વૃક્ષરેષાનો દોરો સોયમાં આવતો નથી એ વાત આવે છે. પછી,

'હિમાલય તનયા જરી કુતુહલે એ કોણ છ પૂછતી'

શંકરનો જવાબ:

'અહીં રાજા ભર્તૃહરી યોગી, તજી રહ્યો છે,
પરિબ્રહ્મ ચિંતન કરી, ઋષિ તુલ્ય થયો છે.
ત્યારે પ્રભો! જરી ડરો, વરદાન આપો,
એ યોગી ભર્તૃહરી સંત શિરોમણિ છે!
તેને સ્પૃહા નથી જરા, હરા તુલ્ય યોગી,
તેને સ્પૃહા નથી રહી, વિભુધામની એ!
તે યોગી ભર્તૃહરી દર્શન તુલ્ય અમને,
તેને શું દર્શન? વદો કદી યોગ્ય છ એ?,

છતાં પાર્વતીનો આગ્રહ ચાલુ રહ્યો. શંકર ભર્તૃહરી પાસે ગયા.

રાજર્ષિ! માગ વરદાન તને ગમે તે,
વૈભવ, વિલાસ, સુખ સ્વર્ગનું મોક્ષધામ.
હે પુત્ર! માગ વરદાન, નિઃશંક તારું,
હું આજ શંકર કહું અતિ હર્ષ પામી!

ભર્તૃહરી તો 'આ વૃક્ષરેષ પ્રભુ! જે જરી વક્ર વહે છે, તે આ પુરાવ સોયે પ્રભુ! એ જ યાચું!' એટલું જ માગે છે. પાર્વતીને થાય છે કે ભર્તૃહરી, આ શંકર છે એમ સમજ્યો જ નથી લાગતો. એટલે એને એ વાતનો ફોટ પાડે છે. પણ એને તો બીજું કાંઈ માગવાપણું નથી. ત્યારે,

'વાહ! ધન્ય યોગી, અવની તું થી ઇચવાળી,
તું ઇશરૂપ-ભગવાન સ્વરૂપ બીજું!



'વાહ! તાત ભર્તૃહરી ધન્ય! વદે વિજુ ને,
તું હું ન અન્ય અથવા વદું હું વધુ શું?'

અને છેવટે

'રાજર્ષિ ભર્તૃહરી શંકર થયું પડતો,
છાંટે પીયૂષ ધરી હસ્ત મરતરાજ;
વેરે વિવિધ કુસુમો સુર સુંદરીઓ,
શંભુ સતી સહિત અંતર્ધાન પામે !

ખંડકાવ્ય એ એક રીતે નવલિકાનું પદ્યાત્મક રૂપાંતર છે, એ ભેદ જો લક્ષમાં આવે તો આમાં જે થોડીક છંદોવ્યાસામની અણઘડ તાલીમનાં પ્રથમ દર્શન થાય છે, એ એક રીતે નવલિકાનાં બીજ જેવાં લાગે. આમાં એક આખો પ્રસંગ મુકાયેલો છે; બીજ, વિકાસ, ને ટોચ-એ ત્રણે એ આપી રહે છે.

ગીરધરલાલ, કાવ્યસાંભળનાર તો મળી ગયા, પણ જેમ વાતપકવાનથી ભૂખ ભાંગે નહિ, તેમ કેવળ કાવ્ય કરવાથી કાંઇ પરીક્ષા પસાર થાય નહિ! એટલે જેમ ગીરધરલાલ પાસે હું કવિતા કરીને એને સંભળાવવા દોડ્યો જતો, તેમ અભ્યાસ માટે છોટાલાલ માનસંગને ત્યાં દોડ્યો જતો !

પણ છોટાલાલ માનસીંગનું જેતપુરનું ઘર તો એક મોટા દરબાર જેવું હતું. એમાં પહેલાં તો ડેલીએ પાથરેલા ગાદીતકિયા ઉપર કોઇ ને કોઇનો અખાડો જામ્યો જ હોય ! માનસંગભાઇ મને ઓળખતા થયા પછી તો હું જાઉં એટલે તરત છોટાલાલને બોલાવે. પછી અમે બન્ને અંદરની મેડીએ જઇએ ને ડેલીનો ડાયરો તો ચાલ્યા કરે !

માનસીંગ કામદાર, એ જમાનાજૂના મર્મશ્રીમંત હતા. બહાર નીકળે ત્યારે જૂના જમાનાના કામદારોની પેઠે ચોરણી, કડિયું, ને જામનગરી પાઘડી પહેરતા, ભેટ બાંધતા, ને ઉપર ઉપરણું રાખતા. એક વખત તો એમને ત્યાં સાહેબી હતી અને કહેવાતું તો ત્યાં સુધી, કે એમને ભાગ સાત લાખ રૂપિયા આવેલા. અને એમના હાથમાંથી એ સાતે લાખ ધીમે ધીમે પગ કરી ગયા હતા ! એ જે હોય તે, પણ હું છોટાલાલને ત્યાં જતો ત્યારે એ વિશાળ જૂનું મેડીબંધ ઘર એક વખતના મહાન વૈભવના છેલ્લા અંશ જેવું જ જણાતું !

છોટાલાલ માનસીંગ કામદારને સાહિત્યનો ઘણો શોખ હતો. એમની પાસે જૂનામાં જૂનાં અઠવાડિકો ને માસિકો મળી આવે. કાંઈ ને કાંઇ સંગ્રહી લેવાની પણ એમને એ વખતથી ટેવ હતી. સ્કૂલમાં એ સેકંડેસેકંડ વ્યવસ્થિત રહી શકે. એમની ઉતારેલી ચોપડીઓ એકદમ સ્વચ્છ અને વ્યવસ્થિત. મને નિયમિત કામ કરવાનો શોખ અને પ્રીતિ ત્યાંથી લાગ્યાં. એનું એક શુભ પરિણામે આવ્યું. પાસ થવા જેટલી મારી તૈયારી થઈ ગઈ. જો કે હજી નબળાઇ હતી-પણ લાગતું હતું કે વખતે ધા લાગી જાય તો લાગી જાય!

છોટાલાલ માનસીંગ સાથે થયેલી આ પ્રીતિ ત્યાર પછી પણ ઘણા લાંબા વખત સુધી મૈત્રીરૂપે રહી. એમની કોઈ વાત મારાથી અજાણી ન હોય. મારી કોઇ વાત એમને અજ્ઞાત નહિ. એમનામાં એક મહાન ગુણ હતો. જે વાતાવરણમાં એ ઉછર્યા હતા, એ વાતાવરણનો એક સહસ્રાંશ પણ એમના જીવનને સ્પર્શ્યો ન હતો. સીધી, સાદી, સ્વચ્છ રહેણીકરણી એ જ એમનું હમેશનું જીવનધ્યેય રહ્યું હતું. બાકી એ પરિસ્થિતિનું તો ઘણું જ આશ્ચર્યજનક એક આખું પુસ્તક લખી શકાય ! મેં એમ સાંભળ્યું હતું કે કેટલાકના જીવનમાં મંત્રતંત્ર, સિદ્ધિ, અલૌકિક રસાયન, જાદુગરી, એવા એવા કંઈ કંઈ અવનવા ખ્યાલોને સ્થાન હોય છે. એવા એવા કંઈક કાલ્પનિક ખ્યાલો એ ઓટલાને અખાડે પણ ચાલતા જ રહેતા ! પણ છોટાલાલ માનસીંગની સાહિત્ય પ્રીતિ એટલી જબરી હતી ને વિદ્યાની જ ધૂન એવી તીવ્ર હતી કે એ કોઈ જ વસ્તુ, કોઇ પણ દિવસ એમના અંતરમાં ન વસી તે ન જ વસી ! એ ઓટલાની જરા જેટલી પણ એમને અસર ન થઈ !

પાછળથી જ્યારે અમારે ગાઢમૈત્રી થયેલી, ત્યારે ઇંટરમાં અમે જૂનાગઢ કોલેજમાં સાથે હતા. બી. એ પણ સાથે જ થયા. ઇંટરમાં અમે હતા ત્યારે હું જેતપુર એમને ત્યાં વાંચવા પણ રહેલો.





છોટાલાલ માનસીંગ કામદાર, છોટાલાલ હરખચંદ શેઠ અને એક સાયલાકુમાર વજુભાના કુમાર કૃત્તેસિંહ હતા. અમે સૌ એક જ ક્લાસમાં એટલે મિત્ર જેવાજ બની ગયા હતા. ન્યાલચંદ અને મણીલાલ ઉદાણી પણ એ વખતે ખરા.

જ્યારે વાર્ષિક પરીક્ષા આવી, ત્યારે મેં મહેનત તો ઘણી કરી મણિત જે નબળું ગણાતું, તેમાં તો પાસ માર્ક મળી ગયા હતા. બીજા કોઈ વિષયમાં વાંધો ન હતો. માત્ર એક અંગ્રેજી-એનાં તમામ ખાનામાં બરાબર પાસ ઉપર આંકડો આવીને ટકયો હતો. હવે છેલ્લું ખાનું Composition-એટલે સાહેબ વાંચી જાય, ને આપણે એનો સાર લખી દેવો, એ હતું. એ વિષય ધીરજરામ ભાઈનો;પોતાનો ગણાતો હતો. વાર્ષિક પરીક્ષામાં પોતે જ એ જોતા, અને પોતે જ માર્ક મૂકતા. અંગ્રેજીમા નાપાસ થનારા ઉપર ચડતા જ નહિં; અને મારા તો એમાં પાસ નાપાસ તમામનો આધાર આ છેલ્લા ખાના ઉપર હતો. એ છેલ્લા ખાનામાં પાસ માર્ક મળે-તો જ પાસ થવાય ! એક પણ માર્ક ઘટે તો ઉપર ન જ ચડાવે એ બ્રહ્માક્ષર ! અને એ માર્ક, જેમનાથી હું ધ્રૂજી ઊઠતો, જેમનો પરિચય ગુજરાતી આઠમીમાં મને મળ્યો હતો, જેમનો પરિચય ત્યાર પછી પણ ગુજરાતી માસ્તર તરીકે મેં સીધો હતો, જેમના મનમાં રામજીભાઈ પ્રત્યે કાંઈક પૂર્વગ્રહ બંધાયલો હતો, અને રામજીના ભાઇ તરીકે જેમણે મને થોડોક જાણ્યો પણ હતો, એ ધીરજરામભાઇ પાસેથી લેવાના ! એમની પાસે ફરીને ઉભા રહેતા મારૂં મન હવે તો ધ્રૂજવા માંડયું ! લાગ્યું કે આ તો દળી દળીને ઢાંકણીમા એના જેવું કાં તો થશે !-

અને તમામ વિષયમાથી આ એક જ ખાના ઉપર આધાર હતો, એટલે તો વધારે ભય લાગતો હતો !

અને અમે જેનાથી ડરતા હતા તે દિવસ આવી પહોંચ્યો. ધીરજરામભાઇ પોતે પરીક્ષા લેવા આવ્યા હતા. એમનો રોફ એમનો જ હતો.-એમની આંખો ઘણી જ ચપળ રહેતી. એક વખત જરાક પણ છોકરો પકડાયો-તો ખલાસ ! મારૂં મન તે દિવસે ખરેખર મનમાં બેસી ગયું હતું. માનતા તો કોણ જાણે કેટલી એ માની હશે !

બરાબર દસને ટકોરે ધીરજરામભાઇની, સામે વર્ગનો વિભાગ ઉભો રહ્યો ! સાહેબના હાથમાં ચોપડી હતી. એમાંથી એક પછી એક પતાં ફરતાં હતાં. એ દરેક ફરતું પતું, એ વખતે તો જાણે 'પાનાં પ્રારબ્ધનાં ફરયું રે !' એવું લાગતું હતું. અનુમાનથી કઇ વાર્તા આવે છે એ જાણવા માટે સૌ અધીરા થઈ ગયા હતા.

ત્યા સાહેબે વાંચવાનું શરૂ કર્યું. કોઇકને સમજાયું કોઇકે અનુમાન કર્યું, કોઇકને તુંબડીમાં કાંકરા જેવું લાગ્યું. મારે માટે તુંબડીના કાંકરા જ નીવડયા ! એટલામાં તો સાહેબની વાત વાંચવાની પુરી થઈ, ને 'બેન્ચ' ઉપર બેસીને સાર લખવાનો વખત આવ્યો, ત્યારે મારૂં મગજ તો એટલું શૂન્ય થઇ ગયેલું, કે શેની વાર્તા હશે એ અનુમાન કરવાનું તો બાજુએ રહ્યું, પણ લખવાનું અંગ્રેજીમાં કે ગુજરાતીમાં એ પણ ન સમજાય એવું થઇ ગયું !

પણ મારે માટે તો આ જીવનમરણનો જ પ્રશ્ન હતો. બધો આધાર આના માર્ક ઉપર જ હતો. એટલે તો વ્યગ્રતા પારાવારની થઈ ગઈ ! પણ હવે તો, 'અંગોમાથી જીવન સઘળું ત્યાં જ આવી રહ્યું છે !' એવી સ્થિતિ હતી.

બેન્ચ ઉપરે તો બેઠા. પણ લખવું શું ? એક અક્ષર સમજાયો હોય તો લખાય ના ! જેટલી વાર્તાઓ ગોખેલી, તેમાંની આ ન હતી એ ચોક્કસ !

હવે શું થાય ? થોડીવારમાં તો ટપોટપ નોટ આપવાની આવશે. ને ત્યા હું તો બેઠો હતો.! સામે લાકડાનું બેન્ચ હતું. અને ભીંત હતી ! બેમાંથી કોઈ બોલે તેમ ન હતાં !

પછી લાગ્યું કે આમાં તો અમસ્તું બેસવું એ પણ અરધી બાજી હારવા જેવું છે.-પેનસીલ લઇને કાગળ ઉપર રેરખા કરવી---પણ અમસ્તું તો ન જ બેસવું. એમ બેસનાર કાંઈ નથી જાણતો એ પ્રત્યક્ષ પુરાવો છે, ને પછી એ કાંઇક આપે તો એ એની




વિરુદ્ધનો પુરાવો છે!

એટલે પેનસિલ લઈને ફેરવવી શરૂ કરી, ત્યાં ખબર પડી કે, મારે પડખે બેઠેલા ફત્તેસિંહને પણ ચુંબડીમાં કાંકરા લાગ્યા હતા! એ પણ પેનસીલ જ ફેરવી રહ્યા હતા. પણ તેની પડખે બેઠેલા છોટાલાલ હરખચંદ શેઠ એ ઝપાટાબંધ લખી રહ્યા હતા.

ફત્તેસિંહે મહેનત તો ઘણી કરી, પણ પુરા દસ ફૂટને અંતરે પણ નહિ બેઠેલા ધીરજરામ ભાઈના અસહ્ય તાપ પાસે, એ રજપુત વીર પીછેહઠમાં પડયા હતા!

છોટાલાલ હરખચંદને પૂછ પૂછ કરે પણ ભાર છે શેઠનો કે એક અક્ષર બોલી શકે? કાકો તરત બહાર કાઢી મૂકે! શેઠ તો મૂંગા એવા કે ન પૂછો વાત!

અંતે એમણે એક નવી જુક્તિ શોધી. ધીમેથી એક ઉપાન ઢીલો કર્યો ને એને છોટાલાલના પગનો પરિચય પંથ બતાવ્યો. એક જરાક નિશાની મળી જાય—કે ફલાણી વાત છે, તો ય જેવું તેવું અનુમાને લખી કઢાય. છોટાલાલને પણ ભગવાન હૃદયમાં વસ્યો કે પછી કોણ જાણે કેમ, એ ઠંડા માટલા જેવા પ્રમાણિક શેઠે પણ, પોતાના પગના અંગૂઠામાં, કોની વાત છે, એટલું લખીને નાનકડું ચબરખું રવાના કર્યું! ફત્તેસિંહે નીચે ને નીચે જોઈને વાતનું મથાળું કર્યું કે તરત મેં એ પકડી પાડયું. નજર કરીને નહિ, કારણ કે તો તો તમારા રામ જ રમી જાય, પણ એના અક્ષરના વળાંકની ઢબ ઉપરથી. વાર્તાનો સાર પણ કાંઇક ભૂખ જેવો યાદ હતો. ઝપાટા બંધ લખી કાઢયો. એટલામાં તો બી. એ. માસ્તરે નોટો ભેગી કરવા માંડી હતી.

રંગ રહી ગયો હતો. પણ બીક પૂરેપૂરી હતી! બપોરે ચાર પાંચ વાગે બી. એ. માસ્તર નીકળ્યા ત્યારે હું તો દોડતો જ ગયો. સંખ્યાબંધ વિદ્યાર્થીઓ અંગ્રેજીમાં ઊડી જતા હતા! ખાસ કરીને આ વિષયમાં. એટલે ઉતાવળે પૂછ્યું: 'સાહેબ! હું?' એમણે કહ્યું: 'છેલ્લામાં છો પહેલામાં?'

'મેં કહ્યું: 'છેલ્લામાં!'

'તો પાસ...' જવાબ મળ્યો. 'વચલા બધા ય ઊડી ગયા છે.'

'હાશ!' હૃદય ઉપરથી સો મણના પથ્થરનો જાણે ભાર ઊતરી ગયો.

હવે છઠ્ઠીમાં આવ્યા. એ વખતે પાછું ગોંડલ અને પોરબંદર એમ બે ઠેકાણે મન દોડયું. ગોંડલ પાસે હતું. પણ એનું ધોરણ એનું પોતાનું જ ગણાતું. કડક પણ અક્કલ વિનાનું! એટલે નિશ્ચય કર્યો કે પોરબંદર જ જાવું!

પોરબંદર જવાનું કારણ, કે અમારા એક કાકા દામોદર રતનજી, ત્યાં મ્યુનિસિપાલિટીમાં હતા. મહારાણા ભાવસિંહના વખતમાં એ ત્યાં, એમના પોતાના ખાસ અંગત રસોયા તરીકે, ગયેલા. રાજાઓ જેટલા સિંહવાઘથી ડરે એના કરતાં વધારે બે.જનની થાળીથી ડરે, પણ ભોજનથાળી ઉપર જ્યારે દામોદર રતનજી હોય, ત્યારે એ વસ્તુ પ્રશ્નથી પણ પર થઇ રહેતી. એવો અંગત વિશ્વાસ નામદાર મહારાણા સાહેબને દામોદર રતનજીનો બેસી ગયેલો. જોગાનુજોગ મહારાણા વહેલા સીધાવ્યા; ત્યારે પણ પોતાના આ અંગત માણસની ભલામણ કરતા ગયા. અને એમાંથી એ ત્યાં મ્યુનિસિપાલિટી ઇન્સ્પેક્ટર થઇને રહ્યા હતા.

હું પોરબંદર ગયો, ત્યારે એ ઈન્સ્પેક્ટર દરજ્જે હતા. પગાર રૂપિયા અઢાર ને રહેવાનું મકાનભાડું આઠ આના.

પોરબંદર તો હું ગૃહસ્થ બનીને ગયો હતો એમ કહીએ તો ચાલે, કારણ કે એ પ્રસંગ માટે જ છ પૈસા વારનું મદ્રાસી જેવું કપડું લઈને લાંબો કોટ કરાવ્યો હતો, બૂટ હતાં, મોજાં હતાં. ટોપી પણ કાઢી નાખવા જેવી ન હતી.

પોરબંદર જવા માટે મારા આંતરમનને તો એક બીજી જ લગની ખેંચી રહી હતી. મારે દરિયો જોવો હતો. ત્યાં સુધી મેં દરિયો જોયેલો નહિ. પહેલવહેલો મેં ત્યાં દરિયો જોયો, ત્યારે હું તો એને કાંઠે ઊભો જ રહી ગયો. ત્યાંથી ખસવાનું મન જ થાય નહિ. પછી તો છાયાની સડકે, પાછ-





ળના ભાગમાં આવતાં જંગલો અને દરિયાકિનારો એ માર્ગ પ્રિય સ્થળ થઇ પડયાં હતાં.

પોરબંદરમાં દાખલ થવામાં કાંઈ મુશ્કેલી નડી નહિ વાર્ષિક પરીક્ષામાં સંપૂર્ણ પાસનું સર્ટિફિકેટ હતું, અને વળી ત્યાં મિ. દોશી-કરીને વર્ગશિક્ષક હતા, તે જેતપુરના જેઠાલાલ શંકરલાલ રાવળના સહાધ્યાયી નીકળ્યા.

પોરબંદરમાં તે વખતે ભાવસિંહજી હાઇસ્કૂલમાં, માર્કર કરીને એક પારસી ગૃહસ્થ હેડમાસ્તર તરીકે હતા. તે વખતે પોરબંદરમાં એડમીનીસ્ટ્રેશન હતું, અને એડમીનીસ્ટ્રેટર તરીકે મનસ્વરા દરબાર વાજસુરવાળા અને કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી હતા. બન્નેની સુવાસ ઘણી હતી, પણ અંગ્રેજોની તુમાખીને, દેશી માણસો વિષે જે ગંધ એ વખતે આવતી, તે ગંધને વિજય અપાવવા માટે, એમની વર્ગવિગ્રહની હરામખોરીનો થોડો થોડો દોરીસંચાર, અદશ્ય રીતે અજમાવાઇ રહ્યો હતો! હજી એ દોરીસંચાર, ઘણી જ પ્રાથમિક ભૂમિકામાં હતો, એટલે હું ગયો, ત્યારે તો સઘળે વ્યવસ્થા અને સુશાસન પ્રવર્તતાં હતાં.

એનો પ્રતાપ કેળવણી ખાતામાં પણ હતો. માર્કર સાહેબ, પંડ્યા માસ્તર, મંગલપ્રસાદ દેસાઈ મિ. દોશી, એ તે સમયના વિદ્યાર્થીઓમાં, અતિપ્રિય અને પ્રેરણાદાયી મણાતા.

તે વખતે શ્રી. રામનારાયણ ભાઇના પિતા વિશ્વનાથભાઈ ત્યાં ગુજરાતી કેળવણી ખાતામાં સાહેબ તરીકે હતા. એમનું ઊંચું પડછંદ શરીર, સીધો દેહ, કડક લાલ આંખો મુખમુદ્રા, અને બરાબર કાન સુધી પહોંચે તેવી દેશી વાંસની મજબૂત ડાંગ, એ અમારે માટે આકર્ષણનો વિષય બની રહેતાં. અને એમાં મેં તો એમનાં નચિકેતાકુસુમગચ્છ અને મહિમ્નસ્તોત્રનાં ભાષાંતર ગોખેલાં, મૂળની સાથે, એટલે એ જ્યારે હાઇસ્કૂલમાં પ્રવેશ કરે, ડેપ્યુટી તરીકે, માર્કરસાહેબને મળવા, ત્યારે હું તો ખસુસ ગમે તે બહાનું કાઢીને ઓશરીમાં આવીને ઊભો જ રહું! વિશ્વનાથભાઇ, નથુરામ શર્માના શિષ્યમંડળમાં પણ ખરા. નાનાભાઇ, હરગોવિંદ માસ્તર એમની સાથે જ. એટલે એ રીતે પણ જાણીતા.

એ વખતે અંગ્રેજીનો ઘણો જ મહિમા. એમાં પણ માર્કર સાહેબ તો પારસી રહ્યા, એટલે બન્ને વચ્ચે કોઈ કોઇ વખત ગુજરાતીના પ્રશ્ન પરત્વે ચકમક પણ ઝરતી. પણ ખાસ એવો અવિનયી ગણાય એવો કોઈ ઉઘાડો વિસંવાદ નહિ જન્મેલો. હું ભૂલતો ન હોઉં તો એમના વખતમાં, આખા પોરબંદર સ્ટેટમાં, અંગ્રેજી છઠ્ઠા સાતમા ધોરણના વિદ્યાર્થીઓની ગુજરાતી નિબંધ માટે હરીફાઇ યોજવાનો, પ્રથમ પ્રબંધ થયેલો. એ રીતે વિદ્યાર્થીઓનું દેશીભાષા પ્રત્યે ધ્યાન જાગ્રત રહે અને ઉત્તેજન મળે તો કોઇક આગળ વધે. આ નિબંધ હરીફાઇ હું પોરબંદર હતો ત્યારે જ થયેલી. અને એમાં પહેલું ઇનામ મને મળેલું.

પોરબંદરમાં હું છઠ્ઠીમાં દાખલ થયો અને મારું હવે આગળ ચાલી શકશે એ ખાતરી થતાં આનંદ થયો. પોરબંદરમાં એ વખતે સાહિત્યપ્રવૃત્તિની થોડીક હવા પણ આવી ગઇ હતી. દરબાર વાજસુરવાળાને લીધે સંચિત ત્યાં હતા. શ્રી. વિશ્વનાથભાઇ પણ ગુજરાતી પ્રત્યે પક્ષપાત ધરાવનારા. ભૂલતો ન હોઉં તો ત્યાંની 'લાયબ્રેરી' માં પણ એક વખતે, કલાપીનો વિરહ ગાનાર મસ્તકવિ ત્રિભુવન લાયબ્રેરિયન હતા. એમની વાણી સાંભળવા જતાં; પુસ્તકોનો પણ ઠીક પરિચય મળતો. અમારા વિદ્યાર્થી મિત્રોમાં પણ એ વખતે કેટલાક સાહિત્યરસિકોનું ટોળું હતું. એમાં ત્યાં ભોજેશ્વર પ્લોટમાં આવેલી લુહાણાબોર્ડિંગના વ્યવસ્થાપક રામચંદ્ર માસ્તરના ચિં. મોહનલાલ, અઠવાડિયામાં એક દિવસ સાહિત્યનું મિત્રમંડળ જમાવતા.

પણ મારે માટે તો મોટામાં મોટો પ્રશ્ન કયાં વાંચવું એ હતો. દામોદર કાકાની એક જ ઓરડી હતી અને એમાં એક નાનું સરખું ફાનસ પ્રગટતું. કમ્પાઉન્ડ ઘણું મોટું હતું અને ચારે તરફ છૂટી જમીન હતી, એટલે દિવસે તો તમે આડા અવળા ગમે ત્યાં બેસી જઈ શકો પણ રાત્રે તમારે વાંચવું



હોય તો પંચાત પડી જાય ! એ ત્યાં બને તેવું ન હતું. એમાં મારા કાકાના પુત્ર ત્રિભુવનને મોટેથી વાંચવાની ટેવ હતી. એ ઘણું કરીને પાંચમા ધોરણમાં માંડ માંડ આવેલ—ગણુમી એની, અતિશય સામાન્ય વિદ્યાર્થી તરીકે; એટલે મારા માટે પણ, શિક્ષક વર્ગને એકદમ ભરોસો પડતો ન હતો. એમાં રાતે વાંચ્યા વિના તો છૂટકો ન હતો. મને મનમાં વાંચવાનું હોય તો જ ફાવે. એટલે એ એક ભારે કોયડો થઇ પડયો. થોડો વખત ચાલ્યું પણ પછી હું તો નિરંતર એવી શોધમાં રહેતો કે જ્યાં મને રાતે દિવાબત્તીનું ને વાંચવાનું વાતાવરણ મળે. પણ નવોસવો એટલે હજી પત્તો ખાતો ન હતો.

એવામાં આ મિત્રમંડળની બેઠકમાં જતાં થોડાક મિત્રોનો પરિચય થયો. છાયાના કરસનજી થાનકી ત્યાં મળ્યા. પણ એ મારા જેવા ને એ તો હમેશાં છાયાથી આંઢી પોરબંદર આવવાવાળા એટલે એમાં કાંઈ મારો શુકરવાર ફળે તેવું ન હતું. અત્યારે તો ઘણી સારી પ્રતિષ્ઠા ધરાવતા, ચંદારાણાનો પણ ત્યાં જ મેળાપ થયો. સાહિત્યમાં એમને રસ હતો અને દર વખતની સભા માટે એ કાંઈ ને કાંઈ લખી લાવતા. પણ એ વખતે એ ઘણા પરાધીન, એટલે એમાં આપણું વાંચવાનું કાંઇ ન થાય !

એક દક્ષિણી વિદ્યાર્થી હતા, રઘુનાથ દાદા, તે પણ ત્યાં આવતા. પણ આમાંથી કોઈ, મને વાંચવાની સગવડ આપે તેમ ન મળે. દાદા ખરા, પણ એ એટલા સીધા, સાદા ને જરા પણ લપનછપન વિનાના, પાઠયપુસ્તક તલ્લીન, શુદ્ધદક્ષિણી, કે એમાં કાંઇ મળે ન પડે. મારે તો કોઇ એવો વિદ્યાર્થી જોઇતો હતો કે જેને મારી પેઠે જ આગળ વધવાની ધૂન હોય અને છતાં સૂક્કા લાકડાની પેઠે જે પોતાના પાઠય પુસ્તકોને જ ચોટયો ન હોય! વખતે વખતે સ્વૈરવિહારે ચઢીને પોતાના નામ ઉપર મીંડાં પણ મૂકાવતો હોય ને પાછો પ્રયત્ન કરીને આગળ વધી જતો હોય !

પણ એવા કોઇ કોઈ મિત્ર જડી આવ્યા તે પહેલાં ઘણો લાંબો વખત, એટલે લગભગ મને લાગે છે, છઠ્ઠા ધોરણનું આખું વરસ તો મારે મારી રીતે જ આગળ ચલાવવું પડ્યું. આ છઠ્ઠા ધોરણમાં કે પછી સાતમા ધોરણની પહેલી ટર્મમાં, એક વખત દેસાઈ માસ્તરે કલાસમાં પ્રવેશ કર્યો અને કેટલાક વિદ્યાર્થીઓને થોડો વ્યવહારુ સમજણ આપી. એ વખતે એ સમજણ લેનારાઓમાં મારું નામ મુખ્ય હતું !

એવું બન્યું હતું કે ભવિષ્યમાં રેલ્વેમાં નોકરી મળે અને અત્યારે સ્કોલરશીપ આપીને શિક્ષણ આપે, એવા હેતુથી એક વર્ગ ભોજેશ્વર પ્લૉટમાં ખોલવામાં આવ્યો હતો. આ વર્ગમાં દાખલ થવાથી પહેલાં રેલ્વેમાં સીગ્નલરની નોકરી મળે અને પછી ધીમે ધીમે સ્ટેશન માસ્તર થવાય એવી આગાહી હતી. મંગલપ્રસાદ દેસાઇ માસ્તર, અતિશય આનંદી અને વિનોદી માણસ હતા. સામાન્ય વિદ્યાર્થીઓ મેટ્રીકમાં જઇને બે ત્રણ વર્ષ સુધી, પોતાનું હીર ગુમાવ્યા કરે અને છેવટે નોનમેટ્રીક થઈને પૈસાનું પાણી કરે, એના કરતાં કાંઇક ને કાંઈક લાઇન લઇ લે એ વધારે સારું એવી એમની વ્યવહારૂ અને વિવેકી સમજણ હતી. એમણે એક દિવસ કલાસમાં કેટલાક વિદ્યાર્થીઓને ઉભા કર્યા. જેમનું મેટ્રીક પરિણામ જોખમી ગણાતું અથવા તો એક વખત નાપાસ થતાં, બીજી વખત આગળ ચોટયા રહેવાની જેમની વ્યવહારૂ પરિસ્થિતિ ન હતી તેવાને એમણે શિખામણ આપી. 'આમાં વરસ બગાડો માં ! આ કલાસમાં દાખલ થઇ જાવ કે કોઇ 'લાઇન' તમને મળી જાય !'

કેટલાકને એમની વાતની અસર થઈ પણ ખરી. પણ મને તો હમેશાં કલાસમાં નિયમિત જૂએ એટલે એમને લાગ્યું કે આને અસર થતી નથી.

એક દિવસ મને એકાંતમાં બોલાવ્યો. પૂછ્યું: 'ત્રિભોવન સીગ્નલર કલાસમાં દાખલ થયો કે નહિ ?'

મેં કહ્યું: 'હા. થઈ ગયો છે.'

'ત્યારે તમે પણ થઇ જાવ. આ મેટ્રીકમાં તમે પાસ થઈ થઇને ય શું મેળવવાના છો ? અને આમાં તમને વરસ બગાડવાં નહિ પોસાય !'

પરંતુ હવે મારામાં આત્મશ્રદ્ધાનો રણકો આવી ગયો હતો. મેં કહ્યું: 'હું ચોક્કસ પાસ થઇશ !'

'શી રીતે ?'





'તે તમે જો જો ને સાહેબ!'

'માર્કર સાહેબ પાસેથી ફોર્મ લેવાનું છે હો! એ ખબર છે ના?'

માર્કરસાહેબ ફોર્મ આપવામાં ઘણા જ કડક ગણાતા. ને મોટામાં મોટી લાગવગ પણ એની પાસે પાણી ભરતી એવી એની પ્રતિષ્ઠા હતી. ફોર્મ એક વખત નહિ મળે તો પછી આ છોકરો રખડશે એવા શુભ હેતુથી એમણે આ કહ્યું હતું.

પણ હું તો એકનો બે થયો નહિ. આગળ વધવાનો હવે તો મનમાં નિશ્ચય થઇ ગયો હતો. હવે પાછા ફરવાની વાત ન હતી.

એટલામાં આખા સ્ટેટના તમામ વિદ્યાર્થીઓ માટેની ગુજરાતીની પરીક્ષા આવી.

વિષય ઘણું કરીને રામાયણનો હતો. બેસવાની સૌ વિદ્યાર્થીઓને છુટ હતી. પણ સાધારણ રીતે છઠ્ઠા અને સાતમા ધોરણના વિદ્યાર્થીઓ બેસતા.

મેં વાંચ્યું તો હતું પણ સ્પર્ધા જબરી હતી, મોહનલાલ રામચંદ્ર બેસવાના હતા એનું ગુજરાતી ઘણું સુંદર ગણાતું ગુજરાતના હોશિયાર વિદ્યાર્થીઓમાં એમની નામના હતી. એને પરીક્ષકોનો જાત પરિચય પણ હતો. અને આ પરીક્ષામાં પહેલા આવવાથી બીજું તો કાંઇ ન મળે, ઇનામ મળતું, પણ એ ગૌણ હતું; એક પ્રકારે સૌનું ધ્યાન ખેંચાય એ મહત્ત્વનું હતું.

મેં છેક છેલ્લી ઘડીએ પરીક્ષામાં બેસવાનો નિર્ણય કર્યો હતો. એટલે જે વાંચ્યું હતું, એને તૈયારીનું વાચન ન કહેવાય અકસ્માત પરીક્ષા દેવા જતો હતો ત્યારે ત્રિભુવનના સીગનલર ટ્રેનીંગ માસ્તર મળી ગયા. એ ઉત્તરહિંદના હતા. તુલસીકૃત રામાયણ એમનો પ્રિય વિષય હતો એમણે પૂછ્યું 'કયાં ઉપડયા?'

માસ્તર રામાયણના ખરા રસિયા હતા. એમણે કહ્યું, 'ભાઇ! રામાયણમાં સૌથી સરસમાં સરસ પાત્ર રામચંદ્રનું નહિ, પણ લક્ષ્મણનું છે. **नाहं जानामि केयुरे** એ પ્રસિદ્ધ ઉક્તિની એમણે યાદી આપી. 'અને કહ્યુ કે તમારે લખવું પડે તો લક્ષ્મણ જતિની આ વાણી લખજો. રામાયણનો નાયક રામચંદ્ર; પણ ઉત્તમોત્તમ પાત્ર તો લક્ષ્મણ.'

છેક છેલ્લી પળે મળેલા આ વિચારની મારા ઉપર ઘણી જ અસર થઇ હોય એવું જણાય છે. રામાયણનાં પાત્રો વિષે જ કાંઇક લખવાનું હતું, અને મેં એવી સરસ રીતે એ લખ્યું હતું કે તમામ પરીક્ષાર્થીઓમાં પહેલું ઇનામ મને મળ્યું! એ જ્યારે જાહેર થયું, ત્યારે હાઇસ્કૂલમાં મારી ગણનામાં ફેર પડવા માંડ્યો! મોહનલાલ રામચંદ્રનો નંબર બીજો હતો, અને ઘણું કરીને ચંદારાણા પણ એમાં હરીફ તરીકે ઊભા હતા. પણ એ વખતે ય એમનો પ્રિય વિષય તો ગણિત જ હતો.

આ પ્રમાણે પાછું મેં મારું જમાવ્યું, પણ હજી વાચનની સગવડતા બાકી રહી હતી.

એવામાં ડોકટર નામથી ઓળખાતા એક ભાઇ મળી ગયા. એનું નામ રેવાશંકર. એને સૌ ડોકટર જ કહેતા. રેવાશંકરને અંગ્રેજી સાહિત્યનો ઘણો જ શોખ હતો. મેકોલે તો એનો પ્રિય લેખક હતો. અને એ હાલતાં ને ચાલતાં ભાત પાડે તેવું અંગ્રેજી લખાણ લખવામાં ને બોલવામાં માનતા. એમણે ખાસ વાંચવા માટે જ એક રૂમ મેળવેલી. અને બે ત્રણ વિદ્યાર્થીઓ ત્યાં બેસીને વાંચતા. પાછળથી હું પણ તેમાં ભળ્યો. પણ તે પહેલાં તો, મારે ત્યાં ફળી ઘણું મોટું હતું અને એમાં કાકાને આંગણે કાંઈ ને કાંઇ દુઝાણું રહેતું, એટલે ફળીમાં ઘાસની બાંધેલી બે ચાર ગાડીઓ કાયમને માટે પડી રહેતી, આ ગાંડીઓની, આપણા માટે હંમેશની, જ્યારે જુઓ ત્યારે તૈયાર, એવી રાતપથારી હતી. એમનો સારો જેવો લાભ લીધેલો! મોડી રાતે વાંચીને બહારથી આવવું હોય તો પણ, કોઇને જગાડ્યા વિના આ ઘાસની ગાંસડી ઉપર, એક ગોદડું પાથર્યું એટલે પથારી તૈયાર!

રઘુનાથ દાદાને ત્યાં હું થોડો વખત વાંચવા ગયેલો. પણ એની સીધી, સાદી, એકદમ જ નિયમિત લગભગ ભૂમિતિની રેખા જેવી, જીવન પ્રણાલિકા મારે માટે બહુ આકરી પડવા માંડી! દક્ષિણી વિદ્યાર્થીઓમાં જે વિદ્યાપ્રિયતા હોય છે તે એમનામાં પણ ઊતરેલી. ગણિત એમનું સરસ હતું. રહેવાની રીત-




ખાત અનાકર્ષક ન કહેવાય એવી હતી. મકાન પણ પાસે હતું. રહેવાની સગવડતા પણ હતી. પણ જેમ દારૂડિયાને પાંચે પંદરે પોતાનો સોમરસ જોઈએ, તેમ મારે પણ પાંચે પંદરે કલ્પનાની કોઈ ને કોઇ ભુતાવળ ઊભી કરવી જોઈએ. પાઠ્યપુસ્તકો સિવાયના કોઇ ને કોઈ વિષયમાં તલ્લીન થઈ જનારી લાગણીમય ઉત્કટતા જોઇએ. એ ઉપરાંત મારે કાવ્યરસ વિનોદની છાંટ તો હાલતાં ને ચાલતાં ખપે! દાદાને જીવનની એક સીધી રેખા જડી ગયેલી. એમાં મારા જેવાને તો જાણે જેલમાં પુરાયા જેવું લાગે! એટલે મેં પછી ત્યાં જવું બંધ કર્યું.

મોડી રાતે આવીને ફળીમાં પડેલી પેલી ઘાસની ગાંસડીઓ ઉપર મારી પથારી હું લગાવી દેતા!

નિરભ્ર આકાશમાંથી સેંકડો તારાઓ મારી સામે જોઈ રહેતા. દાદાને ગણિતનો શોખ હતો, તેમ થોડોક જ્યોતિષનો શોખ પણ હતો. એમણે કાંઈક થોડું થોડું રાશિજ્ઞાન પણ આપેલું. પણ એમને એમાં શુદ્ધ ગણિતનો રસ મળતો હતો. મારે આ હરેક તારાને, આપણા જીવનમાં કાંઇ રસ હોઇ શકે કે નહિ, એ જાણવું હતું. એટલે એ વિષય મેં શુષ્ક જાણીને એમની પાસે જાણવાનો છોડી દીધો હતો. પણ આ ઘાસ પથારીમાં જ્યારે ફરીવાર પડ્યો, આકાશ સામે જોયું, અનેક તારાઓને દીઠા, કેટલાકમાં સૃષ્ટિ રમતી જોઈ, ઘણાની આંખમાં આંસુ દીઠાં, થોડાક પોતાનું મુક્ત હાસ્ય કરતા જણાયા, કેટલાકની જીવનકથની તો માનવદર્દથી જાણે ભરેલી લાગી,—અને મને થયું કે કહો ન કહો, પણ આ દરેકેદરેક તારાને આપણામાં રસ છે અને આપણે એમનામાં રસ લઈએ એવી જાણે એમની વર્ષોનાં વર્ષોથી બોલાતી કરુણવાણી ત્યાંથી આંહીં હરરોજ રાતે આવી રહી છે! અને મેં ગાયું કે,

'અમે પડયા પથારી, વ્યોમવિહારી, એકલ ત્યાં એ ફરતો!
અને કેં કેં કેં કેં કરી નિશાની, મુજને પાસ નોતરતો!

અને 'ઘર તજી ભમું હું દૂર સ્વજનહીન . ઉર
'ભરાઇ આવે'

એ સરસ્વતીચંદ્રની, ગોલ્ડસ્મિથની પ્રસિદ્ધ પંક્તિઓના અનુકરણમાં, લાવણીઓ ઉપર લાવણીઓ રચાતી રહી!

## આનંદ એટલે સમજ

માણસ જ્યારે એકબીજાને સમજે છે, ત્યારે આનંદ પામે છે. સાહિત્યનું મોટામાં મોટું કામ જ વ્યક્તિને આનંદ આપવાનું છે; એટલે કે સમજણ કે સમજ આપવાનું છે. આ સમજ શબ્દને જાતક કથાના 'સમજ્જ' અને ગુપ્તયુગના 'સમાજ' શબ્દની સાથે સાંધો, એટલે જણાશે કે 'સમાજ' અથવા 'મહોત્સવ' માનવ માનવને, સમજણના સેતુ ઉપરથી, એકબીજાની વધારે નજીક લઈ જવા માટે છે. 'સમજ્જ' એટલે સમિતિ, એ પણ વસ્તુને સૌ સમજે, ને પોતાની બનાવે, માટે હતી. સાહિત્યને, વ્યાપક દૃષ્ટિથી જોઇએ, તો એ, સમાજમાં એક મહાઆનંદના ઉદ્‌ભવસ્થાન લેખે, પોતાનું સ્થાન લેતું દેખાશે. ફરીને સાહિત્યને આપણે એ સ્થાન અપાવવું જોઇએ સમાજ અથવા આનંદોત્સવના તમામે તમામ સ્વરૂપો એ સાહિત્યનાં જ અંગો છે. સાહિત્યે, એ પોતાનાં રખડુ શિશુઓને, પાછાં ખોળે બેસારવાં પડશેઃ સીનેમા, રંગભૂમિ, નાટક, લોકમેળા, ડાયરા, કથા, આખ્યાનો, રાજઉત્સવ પ્રસંગો, તમામ. ત્યારે જ સાહિત્ય, એ, રાજશેખરના કહેવા પ્રમાણે લોકયાત્રા માટે છે, એ સિદ્ધ થાશે.

[ ગુજરાતી ગ્રંથકાર સંમેલનમાં, વડોદરામાં આપેલા, શ્રી ધૂમકેતુના ભાષણ ઉપરથી. ]

# ગુરુદેવ : અમારે આંગણે (૩)

मंगपुते रवीन्द्रनाथ [ मैत्रेयी देवी ]માંથી — અનુવાદક : રમણીક મેઘાણી

'એ દિવસોમાં માનવી માનવી વચ્ચેનો સંબંધ એટલો તો સહજ ને સ્વાભાવિક હતો કે તેની તમને કલ્પના પણ નહિ આવે, અત્યારનો એકેએક માનવી, વિશેષ કરીને મોટા માણસો એટલા તો વાડાબદ્ધ હોય છે કે એને વટાવી એમની પાસે પહોંચવું સહજ નથી હોતું, પરંતુ ત્યારે તો બધું જ જુદા પ્રકારનું હતું. કુલિનતા ક્યારેયે માનવી-માનવી વચ્ચેનાં સહજ મેળાપમાં આડે નહોતી આવતી. મોટાભાઈની જ વાત કરું, આવનાર હરકોઈ અનાયાસે એમની પાસે પહોંચી જઈ શકતા. અતિથિ-અભ્યાગત પછી ભલે ને એ ગમે તેટલોયે નગણ્ય હોય, છતાં આવનાર સહુને માટે બારણા ઉઘાડા જ રહેતા. ખભે ખડિયો લઈને ડેલીમાં પ્રવેશો એટલે બસ, એ દિવસમાં જ આવનાર સહુના સ્વજન શો બની જતો. ભાઈ, મોટાભાઈ, મામા. ફુવા, કંઈક ને કંઈક થતાં એને વાર ન લાગતી. આજે એ સંભવિત છે ખરું ! પણ એક રીતે જોઈએ તો એમાં મીઠાશ-મધુરતા રહી છે. માનવી સહજભાવે અન્ય માનવી સાથે હળીમળી શકે એ કંઈ ઓછી વાત નથી; આજે તમે જે ધીમે ધીમે 'મોટા માણસ' થઈ રહ્યા છો એ શું સારું છે ? કેટલી જાતનો સરંજામ છે તમારે-આ લાઈટ, ફેન, ટેબલ, ખુરસી વગેરે અગણિત ને અનેકવિધ સામગ્રી સીધા-સાદા જીવન માટે આ બધી ચીજો એક પ્રચંડ નડતર-વિક્ષેપ છે. અને એ વિક્ષેપો વધ્યે જાય છે, ને જીવન માટે બિનજરૂરી ચીજોના ઢગના ઢગ થઈ જાય છે. મને એ નથી ગમતું. આથી જ એક માટીનું ભીંતડું ઊભું કરી ચણા-મમરા ફાકીને સ્વાભાવિક સહજ જીવન જીવવા ઈચ્છું છું. એથી જ તો એક નાનું એવું ઘર બંધાવવા ઈચ્છું છું, પણ એમ નહિ થાય, આ જમાનામાં કેમે કર્યું એમ નહિ થઈ શકે. નહિ તો શરૂઆતમાં તો શાન્તિનિકેતન જુદા જ પ્રકારનું હતું ને ! જાણતો નથી, પણ કદાચ અત્યારે ત્યાં આતિથ્ય પૂરેપૂરું થતું હશે, શરૂઆતમાં આતિથ્ય-સત્કારની સામગ્રી બહુ સાદી ને ઓછી હતી, પરંતુ ત્યારે હતું હૃદયપૂર્વકનું આતિથ્ય. મારો નાનો દીકરો શમી કોઈ પણ અતિથિ આવતા એનાં સર-સામાન ખભે ચડાવી લઈ આવતો. મારા સંતાનોને ક્યારેયે તેઓ 'મોટા માણસ' છે એમ માનવાની તક જ નથી મળી, અને હકીકતમાં તેઓ 'મોટા માણસ' હતા જ નહિ-ને હું તો મુફલિસ થયો જ હતો. સહુની સાથે હળવા-મળવાનું ત્યારે સહજ હતું. હવે એ આદર્શ રહ્યો છે ખરો ? ના, ના એ બધું ગુમાવ્યું જ છે. પરંતુ હવે એનો કંઈ ઉપાય પણ નથી.-મારી ઈચ્છા-અનિચ્છાથી ઓછો યુગધર્મ પલટાશે ! એટલે મૌન જ રહીશ. છતાં ઇચ્છું છું કે મારો જે કંઈ સર-સમાન હોય તે સાદો simple રહે. જે સરળતા ને સહજપણે જીવનની શરૂઆત કરી હતી એ જ રીતે આખર સુધી જીવું.' ગુરુદેવે કહ્યું.

એક દિવસ સાંજે બે એંગ્લો ઇન્ડીયન છોકરાઓ ફરતા ફરતા અમારે ત્યાં આવી ચડ્યા. ગુરુદેવને મેં કહ્યું કે 'તેઓ આપની પાસેથી કંઈક સાંભળવા ઇચ્છે છે. અને અમે બધાં એમને ઘેરીને નીચે બેઠા. એમણે 'Crescent moon'માંથી વાચન શરૂ કર્યું 'मने कर जेनो विदेश घुर माके निये जाच्छि अनेक दूरे' ને 'तुमि यदि मा आकाश हते आमि चंपार गाछ'-'ધારો કે તમે વિદેશ ફરતા ફરતા માને લઈને ખૂબ ખૂબ દૂર જઈ રહ્યા છો' અને 'તું જો મા આકાશ હોત અને હું ચંપાનો છોડ હોત' આ ગીતોનું અંગ્રેજી ભાષાન્તર વાંચ્યું, એ સુંદર મધુર ઉચ્ચારણ, સાંભળી. સહુ મંત્રમુગ્ધની જેમ સ્થિર થઈ રહ્યા. એમના મોં પરનો ભાવ જોતાં લાગતું હતું કે એ સાંધ્યપ્રકાશમાં નિર્જન વનની વચ્ચે એમનો કંઠધ્વનિ નક્કી એમને પોતાને પણ ગમતો હતો. અને એ વાંચ્યે જ ગયા, લગભગ 'ગીતાન્જલિ આખી વાંચી ગયા 'कृपण' કવિતાનો તરજુમો યાદ આવે છે, Least little grain અને એ વાચન પૂરું થતાં—' In one salutation to Thee...'

જ્યાં તેઓ બેઠા હતા, ત્યાં તેમની પાછળ એક-



અભરાઇ ઉપર એક સુંદર શ્વેત વિદ્યુત પ્રદીપ રાખવામાં આવ્યો, ત્યારનું એ સૌંદર્ય એવું તો, રેશમ શા શ્વેત કેશ ઉપર શ્વેત પ્રકાશ પડતો હતો. અજબ હતું કે માનવીની ભાષામાં એને વર્ણવવું શક્ય નથી. આંખો એને જોતાં ધરાતી-જ નહોતી. બહાર ત્યારે અરણ્ય છાયામાં અંધકાર ગાઢ થઇ રહ્યો હતો, ઘરમાં પણ ચારે બાજુ આછો અંધાર છવાયો હતો, ફક્ત અમારી નજર સમીપે ઉજ્વળ ધવલ પ્રકાશમાં ચમકી રહ્યું હતું. મહાપુરુષનું જ્યોતિર્મય મુખમંડળ, અને કાને અથડાતો હતો એમનો સુમધુર સૂર. વાંચન પૂરું થયે ઘણીવાર સુધી અમે સ્તબ્ધ જ બની રહ્યા, અને હૃદયમાં નીરવ ધ્વનિએ પડઘો પડવા લાગ્યો–In one salutation to Thee–In one salutation to Thee–**पकटी नमस्कार प्रभु पकटी नमस्कार.** દિવસ જેવો અનુભવ આજે કેમે કર્યું મન અનુભવી શકતું નથી. એવું તો અક્ષમ અને અકૃતજ્ઞ છે આપણું મન. જે વિસારવાનું નથી, જે સ્મરણમાં રાખ્યે જીવતર સાર્થક બની જાય, તેને પણ આપણે આમ અનાયાસે, આમ અવહેલના કરી ભૂલી જઇ શકીએ છીએ એ કેવું કહેવાય ?

ગુરુદેવ જમવા બેઠા હતા, વાતમાંથી વાત નીકળી ગદ્ય કાવ્યોની. મેં કહ્યું–જરા નિઃસંકોચપણે એક વાત કહું ?

'પૂરેપૂરા–નિસંકોચપણે–દેવી ! સંકોચથી તમે ચૂપ થઇને રહો છો ખરા ? એવો શુભ દિવસ આજ સુધી તો નથી જોયો.'

વારુ, તો કહી જ નાખું, ગદ્ય–કાવ્યો મને ગમતા નથી.

'એવું કારણ તો દીવા જેવું છે, હજુ તું એનાથી ટેવાઇ નથી તે.

એ શક્ય છે. પણ તો પછી સવાલ એ ઊભો થાય છે કે હું શા માટે એનાથી નથી ટેવાઈ ? ગમતા નથી એટલે એ વાંચતી જ નથી એવું તો છે નહિ. કોં'ક કોં'ક કંઇક કંઇક ગમે પણ છે, પરંતુ પદ્ય–કાવ્યો જેવાં તો નહિ જ. જે કાવ્યો વાંચતા રાતની રાતો વિતાવી શકીએ, જે કાવ્યો ગાતાં ગણગણતાં સર્વ સમયે, હરકોઇ પ્રકારની માનસિક સ્થિતિમાંથે મન મુક્તિ મેળવી શકે, એવો આનંદ–આસ્વાદ ગદ્ય–કાવ્યોમાં કદીયે નથી સાંપડ્યો.' મેં કહ્યું.

"મારો પણ એ જ મત છે." સુધાકાન્તબાબુ બોલી ઊઠ્યા.

"તારો મત એવો કેમ થયો, હમણાં હમણાં તું તો ગદ્ય–કાવ્યો લખવાનો રીતસરનો પ્રયાસ કરે છે ને !" ને પછી મારા તરફ ફરીને ગુરુદેવ બોલ્યા,–"આનો એક ખાસ ગુણ પવનની દિશામાં ઢળવું એ છે તે તમે જાણો છો ?"

"જી એમ નહિ, મેં કોઇ દિવસ ગદ્ય–કાવ્યો લખવાનો પ્રયાસ કર્યો જ નથી, એ તો મારો ભાઈ લખે છે." સુધાકાન્તબાબુએ ખુલાસો કર્યો.

"મૂળ વાત એ છે કે તમને સસ્તા પ્રાસનો મોહ વળગ્યો છે."

"એને સસ્તો કેમ કહેશો ? 'बलाका' કાવ્યમાં પ્રાસ–મેળ છે એથી ઓછું એનું મૂલ્ય ઘટે છે ? "छवी" કાવ્ય યાદ આવ્યું, ને હું એ આખું બોલી ગઈ ને મેં પૂછ્યું—"આમાં પ્રાસ–મેળ છે તો શું કંઇ ક્ષતિ થઇ હોય તેમ લાગે છે ? એમાં અર્થના તાત્પર્યની ગંભીરતા જરાયે ઓછી થઈ છે તેમ કોણ કહી શકશે ? અને આ પણ સાચું છે કે જો પ્રાસ–મેળ ન હોત, તો તે આ રીતે અન્તરમાં પ્રવેશી ન શકત, અને તો એ આ રીતે છન્દોબદ્ધ યાદ પણ રહી ન જાત." મેં કહ્યું.

"ના, તું એક બહુ મોટી ભૂલ કરે છે,–આ બેની તુલના કરવાની હોય જ નહિ. એ બન્નેનો પોતપોતાનો રસ છે, એ બે જુદી જુદી જ ચીજ છે. તું જો ગદ્ય સાથે કવિતાની તુલના કરીશ તો એમ જ થશે, "लिपिका" તને કેવી લાગી ?"

"બહુ ગમી."

"હવે જો, તારામાં જ–તારી વાતમાં જ કેવું Contradiction (વિરોધી ભાવના) છે. 'लिपिका' તને કેમ ગમી ? એ તો ગદ્ય–કાવ્યો, વિશુદ્ધ ગદ્ય–





કાવ્યો છે. એનું લખાણ ગદ્યરૂપે થયું છે એટલો જ ફેર છે." ગુરુદેવ બોલ્યા.

"સાંભળો "पाये चलार पथ" મને મોંએ છે. પરંતુ એક પણ ગદ્ય-કાવ્ય મને યાદ નથી રહી શક્યું. એ પરથી જ જાણી શકશો કે હું જે કહું છું તે અંતરનાં શબ્દો છે. છતાં એક શા માટે ગમ્યું, અને બીજું કેમ ન ગમ્યું, એનું વિશ્લેષણ કરવાનું સામર્થ્ય ઓછું મારું છે!" મેં કહ્યું.

"હવે સમજાયો, ત્યારે તો કદાચ તું એ વાંચી નહિ શકી હો." એ બોલ્યા.

"એ બહુ જ સંભવિત છે યાદ છે એકવાર રવીન્દ્ર-પરિષદમાં આપે "साधारण मेये" વાંચેલું તે,–તે પહેલી જ ગદ્ય-કવિતા આપને મોંએ સાંભળી, તે દિવસે એ ખૂબ ગમી હતી." મેં કહ્યું.

"વારુ, ત્યારે આજે સાંજએ વાંચીશું, જોઉં, હવે તમને એ ગમાડી શકું છું યા નહિ." એમણે કહ્યું.

એ દિવસે સાંજે એમની ખુરસી પાછળના મોટા વીજળીક દીવાની ચાંપ દમાવી "श्यामली" पत्रपुट વગેરે લઇ અમે બેઉ બહેનો એમની પાસે હાજર થઈ ગઈ. ચોપડીઓનાં પાનાં ઉથલાવતા ઉથલાવતા એમણે પૂછ્યું—"ક્યાંથી શરૂ કરીશું?"

"જરા થોભવું પડશે. બધા આવવાનાં છે." મેં કહ્યું.

એમને સૌને જો તમારા જેટલો ઉત્સાહ હોત તો એ બધા આમ હરણફાળે દોડ્યા ન આવત! ચાલો આપણે શરૂઆત કરીએ.

ગમે તેમ પણ સૌ આવી પહોંચ્યા, વાચન શરૂ થયું. "श्यामली" પૂરેપૂરું વંચાયું. 'पत्रपुट'માંથી પણ ઘણું વંચાયું. પેલું "साधारण मेये" ફરી એકવાર વંચાયું. ધીરે ધીરે રાત્રિનું અંધારું ઘેરાવા લાગ્યું-અને વન-જંગલમાં તમરાંનું એકધારું સંગીત પ્રબળમાંથી પ્રબળત્તર થઈ ઊઠ્યું, ગુરુદેવનો ભોજનનો સમય ક્યારે વીતી ગયો તેની મને ખબર પણ ન પડી. ગૃહિણીનો કર્તવ્ય-ધર્મ તે દિવસે એકદમ વિસરી જવાયો હતો. એ દિવસે કેવી મઝા આવેલી તે આજે યાદ આવે છે, છતાં ઉદ્ધતાઇ ક્યાં ઓછી હતી, અનાયાસે હું બોલી ઊઠી કે–"તમે વાંચો ત્યારે તો મઝા આવવાની જ, પણ સદાય તમને ક્યાંથી પામવા?"

એ હસ્યા, "હારીને પણ જીતવું એવું પણ લીધું છે કે શું?"

'ઓગો સીમન્તિનિ, જિનિસપત્રગુલા નિયે એતો છુટાછુટિ કોરોના, કોરો ના. એઇ એઇ ચાકર ગુલા આછે કિ કોરતે? ઓદેર પાયે જે મરચે પડે જાબે. તાર ચેયે તુમિ એઇ ચૌકિટાય બોસો, કથા બોલો ધીર મધુર ભાષે–ઓગો ધીર મધુર ભાષિણી, બોલો ધીર મધુર ભાષે, તોમાર ગોપન કથાટિ સખી રેખોના મને, શુધુ આમાય, બોલો આમાય ગોપને, તોમાર ગોપન કથાટિ!'

(ઓ રે સીમન્તિનિ, ચીજ-વસ્તુ લઈને આટલી દોડધામ મ કરો, મ કરો. આ નોકર-ચાકર છે શું કરવા? એમને પગે કાટ ચડી જશે. એ કરતા તમે પેલી ખુરસી પર બેસો, અને વાતો કરો ધીર મધુર ભાષે-ઓ રે ધીર મધુર ભાષિણી, બોલો ધીર મધુર ભાષામાં, તમારી છાની ગોઠડી, સખી, એ મનમાં ન રાખો, કહો એ માત્ર મને, છાની કહો, તમારી છાની ગોઠડી મને!)

એ અમારી સાથે ત્રણ દિવસ જ રહેશે એમ નક્કી કરીને આવ્યા હતા., આજે પંદર-સોળ દિવસ વીતી ગયા છે. પ્રબળ વર્ષા શરૂ થઇ છે. સુરૈલનાં અરણ્યને અંધારૂં બનાવી દિવસ-રાત ઘટા-ટોપ મેઘની છાયા ને ધુમ્મસનું આવરણ સામેના આકાશને પૂરેપૂરું ઘેરી રહ્યા છે. મને ડર હતો કે આવા સમયે એમનું મન અહીંથી જવા માટે વ્યગ્ર થશે તો! એ અરસામાં તેઓ દિવસ-રાત લખતા જ રહેતા– પુસ્તક લગભગ પૂરું થવા આવ્યું હતું.

'વનમાળી, તને આ સ્થળ કેવું લાગે છે?' ગુરુદેવે એમના નોકર.વનમાળીને પૂછ્યું.



'જી, મને તો ગમે જ છે, મારા દેશનાં લોકો પણ છે ને એટલે.' વનમાળીએ ઉત્તર આપ્યો.

તારા દેશનાં લોકો અહીં વળી કયાંથી આવી મળ્યા ?

'કેમ, *ખુકુની આયા છે ને; એનું ઘર–ને મારું ઘર, માત્ર એક ગામ જ છે અમારી વચ્ચે.'

વનમાળી ચાલ્યા ગયા પછી ગુરુદેવ બોલ્યા,– 'રસિક માણસ છે, આવો ન હોય તો મારો નોકર બની શકે– વચ્ચે ફક્ત એક જ ગામ.'

એક સવારે હું એમના ઓરડામાં પ્રવેશતાં જ એ બોલ્યા, ઓ રે ગૃહિણી, તમારા સુસજ્જિત ઘરમાં જરા ફેરફાર કરશો કે ?

'બેશક, અનાયાસે, કહો શું કરવા ઇચ્છો છો ?' મેં કહ્યું.

'આ બાજુનો ઓરડો તો ખાલી પડયો જ રહે છે, તો ત્યાં મારે માટે રહેવાની ગોઠવણ કરશો કે ?

'શા માટે કહો તો ? આ ઓરડામાંથી તો ચારે બાજુ મઝાનું જોઈ શકાય છે.'

'એ સાચું, પરંતુ આ પૂર્વ બાજુ પ્રભાતનો પ્રથમ પ્રકાશ આવે છે. એ પ્રથમ પ્રકાશની મારે અત્યંત જરૂર છે. મારા શાન્તિનિકેતનમાં જોયું છે ને કે હું વહેલો ઊઠીને રાહ જોતો બેસું છું કે મારો આકાશી મિત્ર કયારે આવશે, ને મને પ્રકાશ–ધારામાં નવરાવી દેશે. કઇ રીતે આ નામનો મેળ થયો એ જાણતો નથી. હું પ્રકાશનો પૂજારી, સૂર્યોપાસક છું, એ જાણો છો ને ?'

આજે સ્મરણે ચડે છે એમની એ પ્રભાતવેળાની શાન્ત સૌમ્ય ધ્યાનમગ્ન મૂર્તિ. પ્રભાતનો પ્રકાશ એમનાં વદન પર પડી રહ્યો છે, તે સામેના સમસ્ત દૃશ્યજગતથી દૂર અદૃશ્યમાં એમની દૃષ્ટિ વિચરી રહી છે. એવે સમયે એમને જોવાનું સદ્‌ભાગ્ય જેમને સાંપડયું છે તેઓ જ જાણે છે કે ગુરુદેવ કયા લોકનાં માનવી હતા. અને છતાં થોડી જ પળો બાદ તેઓ મારી પુત્રી સાથે આનંદસહ જોડકણાં ખેલતા હતા. તેઓ કેવા ઊંડા વિચારમગ્ન રહ્યા છે, કેટલું લખ્યું છે, ને છતાં કેવા સહજ સરલભાવે સહુની સાથે હાસ્ય પરિહાસમાં પણ ભળી જાય છે, જરાયે ભેદ-ભાવ વિના. એ મહદ્ અનન્ય સાધારણ મન જાતને જુદી તારવી સહુથી અતડા રાખનારું નહોતું. સહુની વચ્ચે રહ્યા રહ્યા પણ એ સહુની ઊંચે રહ્યા. એ જ એમનાં અજબ સામર્થ્યનો એક પુરાવો છે.

આખરે ઓરડો બદલવાનું નક્કી થયું. સાંજે બધું ફેરવાતું હતું. અનિલબાબુ બોલ્યા—"મૈત્રેયી દેવી, આ લક્ષણો સારા નથી જણાતા."

"કેમ, શા પરથી કહો છો ?"

"આ ઓરડાની ફેરવણી હવે ફેરવણી સૂચવે છે. લાગે છે કે હવે નજીકમાં જ અમારે અહીંથી જવાનું થશે." અનિલબાબુએ કહ્યું.

"ભલે, પણ તમે આ વાત છેડશો મા." મેં કહ્યું.

નચિન્ત રહેજો. હું આ વાત નહીં ઉચ્ચારું, આ તો તમને સહજ ચેતવણી ખાતર કહ્યું—અને એ ચાલ્યા ગયા.

એ દિવસે બપોરે કંઇક કામસર મારે મંગપુ જવાનું હતું. ગુરુદેવને કહ્યું—"હું જરા બહાર જાઉં છું. ચિત્રિતા ઘેર છે. કંઇ કામ હોય તો એને કહેજો."

કંઇ જ કામ નથી. નચિન્ત થઇને ફરી આવો. થોડીવારના વિચ્છેદે વિશેષ ક્ષતિ નહીં થાય. ઊલટાનું સારું જ થશે. એમણે કહ્યું.

"આ તો રીતસરનું અપમાન !" મેં કહ્યું.

"આ જોયુંને ! એવી ખરાબ ટેવ પડી ગઇ છે કે કયારે ખરેખરું બોલી નાખીશ, એનું કંઇ કહેવાય નહિ," એમણે ઉત્તર આપતા કહ્યું.

મંગપુથી પાછી ફરી ત્યારે ચાર વાગી ગયા હતા. દાદર વાટે ઉપર જતાં જતાં સાંભળ્યું–તેઓ ચિત્રિતાને કહેતા હતા. "છિ-છિ આવી અવગણના, ઘેર અતિથિને બેસાડીને બહાર ફરતા ફરવું ? જેમ

*ખુકુ=શ્રીમતી મધુશ્રી સેન–લેખિકાનાં પુત્રી.





તેમ થોડાક સફરજન મોકલી આપ્યા એટલે બસ કે? નથી ખાવા, લઈ જાવ આ બધું પાછું."

ચિત્રિતાએ મને શક્ય એટલા ગંભીર થઈને કહ્યું–" એ સાચે જ રોષે ભરાયા છે."

" બરાબર છે, વચ્ચે વચ્ચે રોષે ભરાવું પણ જરૂરી છે. " મેં કહ્યું.

માત્ર આ શબ્દો સાંભળી ગુરુદેવ હસવા લાગ્યા." હવે તારી ઠીક ઠીક ઉન્નતિ થઈ છે. રમૂજ કરીને સાથે પાદબોધ ન લખવાની ન હોય જે આ રમૂજ છે. અગાઉના દિવસો હોત્ તો તું રડવા બેઠી હોત, એ દિવસે શાન્તિનિકેતનમાં—"

" એ જૂની વાતને જવા દો. એક જરૂરી વાતનો જવાબ આપો, તમારી જાણમાં કોઈ સારું પાત્ર છે?" મેં પૂછ્યું.

" જો આ સિમન્તિની, મારી જાણમાં એક જ પાત્ર છે, અતિ સત્પાત્ર લેખે મને એની ખાત્રી છે, પરંતુ તમારા ખ્યાલે એની ઉમ્મર જરા વધી ગઈ છે. એટલે એ કામ નહિ આવે"

" જુઓ આ ગૃહિણી, તમે જો સુગૃહિણી હોત તો આમ ન કરત. "

" શું કર્યું છે મેં?" મેં પૂછ્યું.

" આ મોટરને પૂરી કરવા જ તો બેઠા છો. આવા ચોમાસામાં આ પહાડી રસ્તા ઉપર ડાક્તરને લઈને જવું-આવવું, "

" એમાં કંઇ ખોટું નથી. મોટર એ માટે જ તો છે ને—"

" એ ખરું, પરંતુ એનીયે એક સીમા હોય છે. અહીં તમારો ગૃહસંસાર છે. પળે પળે જરૂરિયાત ઊભી થાય છે ને મોટર દોડે છે. કાલે ત્રિફળાની જરૂર છે એ વાત આવી કે તુરત મોટર છૂટી. મેં વિચારી જોયું, ને મને લાગ્યું કે આ રીત બરાબર નથી, વળી ડાક્તરને પણ કેટલી અગવડ પડે છે? ક્યાં રહેવું, ક્યાં ખાવું. ને ક્યાં કામે જવું—"

" કંઇજ અગવડ નથી. એવી ચિન્તા તમારે કરવાની નથી. " મેં કહ્યું

" મારે શા માટે ચિન્તા કરવી પડે! જરાયે વિચારવું ન પડત, જો તું થોડીક પણ વિચાર-શક્તિ વાપરત તો. " ગુરુદેવ બોલ્યા.

" ભલે, એની કંઇક વ્યવસ્થા કરીશું હવે કહો, મારે શું કરવાનું છે?" મેં કહ્યું.

" જો આ રાખ્યું છે ટેબલ પર. તું જે ઝડપથી નકલ કરે છે, તેની સાથે તેવી જ ઝડપે મારે પણ લખવું પડશે. છતાં તારે એક સગવડ છે., જોઈ જોઈને લખી નાખ્યું એટલે પત્યું, ત્યારે મારે તો વિચારી વિચારીને લખવાનું રહ્યું." એમણે મારા કામનો નિર્દેશ કર્યો.

" તમારા એક બીજા પુસ્તકની નકલ પણ મેં કરી હતી–એનું મૂળ manuscript મારી પાસે છે, તમે મને એ આપ્યું હતું—" મેં કહ્યું.

" ઓ, આ ઠીક ઇંગિત ઠીક ઇશારો કર્યો, ખેર વાત સમજાઈ ગઈ, પણ કયું હતું એ પુસ્તક–!" એમણે પૂછ્યું.

" ચાંદારી "

" એની નકલ વળી ક્યારે કરી હતી ?"

" કેમ, દાર્જિલિંગમાં જ વળી." મેં ઉત્તર આપ્યો.

" એ લાવો તો જરા જોઉં."

ચાંદારી જોઈને બોલ્યા–" જો, આમાં એવું ઘણુંયે છે જે પાછળથી બાદ દેવાયું છે, પણ એ બધું એવું કાઢી નાખવા જેવું નહોતું. આ લઈ જઈશ; નકલ કરીને પાછી મોકલી આપીશ."

" એ નહીં બને, આ આપી નહીં શકું, નકલ કરીને આપીશ. " મેં કહ્યું.

" આટલા બધા પાનાં ક્યારે ઉતારીશ—!"

" એની ચિન્તા તમે ન કરશો. ભલેને ગમે એટલી વાર લાગે. પરંતુ એ તમને આપવું એટલે આટલા બધાનાં હાથમાં સોંપવું–એ નહિ બને. "



"વારુ, કરી આપજે ત્યારે. જેવા તારા નસીબ." એમ કહી એમણે નિરાંત કરી.

નીચે આવી સૌને કહ્યું કે ગુરુદેવ આપણી મોટર માટે બહુ ચિન્તા કરે છે, ને વધુ ચિન્તા કરે છે દાક્તરની અગવડનો વિચાર કરીને.

દાક્તર જરા મૂંઝાઈ જઈને બોલી ઊઠયા, "જા જા, એમને સમજાવીને કહે કે મને જરાયે અગવડ નથી પડતી."

"મેં તો પૂરતું કહ્યું જ છે, પણ એ તમારી અગવડની વાત વિચારે છે, એટલે તમે કહો એ જ યોગ્ય છે."

"હું શું કહું એમને? એમને કઈ રીતે સમજાવું એ જ સમજાતું નથી! આ તો વિપદામાં પડયો—" દાક્તર જાણે સાવ પાણીમાં જ બેસી ગયા.

સુધાકાન્તબાબુ આવ્યા વિપદ–ભંજનાર્થે, એ બોલ્યા—"ચાલો, ચાલો હું દુભાષિયો થઈશ." ઘણું ઘણું સમજાવ્યા પછી ગુરુદેવે પોતાની અનિચ્છા હોવા છતાં સ્થળ–ફેર કરવાનો સંકલ્પ પડતો મૂકયો. "પરંતુ એ મકાને રહેવા જવાથી મને જરાયે અગવડ ન પડત. તમને ખબર નથી, પણ નાનું મકાન મને વધુ ગમે છે."

આજે આખા દિવસમાં કયારેય દેખાઇ નહિ, તો હતી કયાં? કે પછી પાટ પર આડે પડખે પડી પડી પ્રવાસી વાંચતા વાંચતા 'લિદ્રા' ખેંચતી હતી 'લિદ્રા'? મેં નક્કી કર્યું છે કે હવેથી વનમાળીની જેમ બોલીશ 'નાખ્ખા'. આટલા દિવસથી એને કહું છું કે 'નાખ્ખા' નહીં પણ 'લખ્ખા', પણ જ્યારે કેમેય કર્યો એ બદલાતો નથી, તો મારે એની ભાષા માની લેવી જ રહી.

"મેં તો જરાયે 'લિદ્રા' નથી ખેંચી કેટલીયે વાર ઉપર આવી આવી ને પાછી ચાલી ગઇ હતી, તમે કામમાં પરોવાયેલા હતા એ જોઇને." મેં કહ્યું.

આજ તો ભાષાના વિચારમાં મસ્ત થઇ ઊઠયો હતો. ભાષાની દુનિયા પણ કંઇ અજબ છે, કઇ રીતે ભાષા જન્મે છે–ઘડાય છે એ એક રહસ્યમય કારખાનું છે. અને કેટલું ધૂની; શા માટે કંઇક ઘટાડાય છે, કંઇક વધારાય છે તે સમજાતું નથી, અને ભાષાના વિચારો, એમાં કેટલી અત્યુક્તિ પણ ભરેલી છે! ઉદાહરણ લેખે આપણે કહીએ કે 'હાલ–ચાલ બંધ' એમાં જરા નકામું લંબાણ નથી? જ્યાં હાલવાની મનાઈ છે ત્યાં ચાલવાનું બને જ કેમ! આ જ 'રામ' શબ્દના પ્રયોગ વિષે વિચારતો હતો, શ્રી રામચંદ્રના તમે ભલે ગમે એટલા વખાણ કરો, પણ ભાષામાં પરોક્ષપણે લોકોનો જે મનોભાવ વ્યક્ત થાય છે તેને રામ પ્રત્યેની વિશુદ્ધ–ભક્તિ કહી નહીં શકાય. દાખલા લેખે બોકારામ, ભોલારામ, હાંદારામ, ગાધારામ વગેરે ભાષા પ્રયોગો. કોઇ વ્યક્તિ કંઇ ગજબની ખરાબ હોય છે એવું નથી હોતું, છતાં એને એકદમ મફતલાલ યા ગમાર, ગંગારામ જેવું નામ આપી દેવાય છે...અગાઉ એક બીજી 'ભાષા હતી જે 'મૈથેલી' કહેવાતી, બેશક એનો મુખ્ય અંશ મધુર મનોભાવો વ્યક્ત કરવાનો નહોતો. હવે તમે એ ભાષા બોલો છો? નહિ, તમે ઓછા બોલશો. કે '**हया गाए केमनधारा कान्ड गा?**' या '**मुरचपुडी मरते कि जायगा पेल ना!**' ("અલ્યા આ શું કર્યું ત્યાં" કે "મોં–બળીને મરવાની શું બીજે જગા ન મળી!")

"નકલ કરો એ સિમન્તિની, જરા ઝડપથી નકલ કરો."

"આ કવિતા કયારે લખી?"

"આ હમણાં જ લખી, તમે પેલી "સ્ટેટસમેન" ની 'સુંદર ભારત' નામની ચોપડી આપી છે, ને તેમાં રજપૂતાનાનું એક ચિત્ર જોયું હતું, જોતાં જ મનમાં થયું કે—" અરે રે આ જ શું પેલું રજપૂતાના? મૃત્યુ-ભાર વહેતું વહેતું યે એ જીવતું રહ્યું છે, આ કરતાં તો એનો ધ્વંસ થયો હોત તો સારું થાત. અમે તેવા જીવતર કરતાં તો મૃત્યુ ભલું, મૃત્યુ જ આવકારદાયી.

**धिक आत्मविस्मरण मोह**

**वीर्यहीन भित्ति परे केन रचे शून्य समारोह।**





આમાં તો પોતાનાં સમસ્ત અતીત ગૌરવ પર વ્યંગ છે, એથી જ વિચારું છું—

हे राजपुताना
केन तुमि मानिलेना यथाकाले प्रलयेर माना ।
लभिलेना विनष्टिर शेष स्वर्गलोक
जनतार चोख
दीप्तिहीन,
कौतुकेर दृष्टिपाते पले पले करे जे मलिन ।

એ કવિતા પછી 'नवजातक'માં પ્રગટ થઇ હતી.

"ઓરે ગૃહિણી, ગૃહસ્વામિની, ગૃહકર્ત્રી, તમે તે શું મને પ્રાગૈતિહાસિક યુગનું મહાકાય પ્રાણી ગણો છો કે શું?"

"ના, કેમ?" મેં પૂછ્યું.

"તો તમે એમ કેમ માનો છો કે તમારા નીચેના મકાનમાં હું નહિ સમાઉં? આ આટલા મોટા ઓરડાની શું જરૂર છે? આનાં ચોથા ભાગની જગ્યા હોય તોયે મારે માટે પૂરતી છે. તું ધારતી લાગે છે કે મોટા મકાન વિના એમાં રહેનાર મોટો છે એમ માની જ ન શકાય. પણ મને તો નાનું મકાનજ વધુ ગમે છે. એ સ્થિતિમાં બધું પાસે પાસે હોઇને એક પ્રકારની ઘનિષ્ટતા પામી શકાય છે, તદુપરાંત એ, તમારું પોતીકું મકાન છે, ત્યાં તમે જાતેજ સુંદર મઝાનો બગીચો બનાવ્યો છે. તમારા પોતાનાં જ એ મકાનમાં મને લઇ જાવ એ જ મને વધુ ગમશે. અને અનિલ તો કહેતો હતો કે તમારું એ મકાન બહુજ સુંદર છે."

"પણ તમને જો અગવડાજનક થયું તો?"

"મને કંઇજ અગવડ નથી થવાની. કદાચ તમારી વધુ નજીક રહેવાથી ઊલટાનું વધુ ઠીક પડશે. વચ્ચે વચ્ચે તમારો વિલાપધ્વનિ સાંભળી શકાશે."

"એ શું વળી? વિલાપ શા માટે કરું?"

"આ કાર્યોને, વિલાપ, પ્રલાપ કે મધુગલાપ નિર્જનમાં જે કરો તે.. પણ ચિન્તા ન કરીશ, જાણે છે ને મારા કાનની હાલત."

"તો પછી ત્યાં જવાની તૈયારી કરું—!

"બેશક, शुभस्य शीघ्रम्"

"પણ તમને કંઇ તકલીફ પડે તો હું કંઇ ન જાણું."

"તને એ જણાવવા ઓછી ખુશામત કરું છું!

અને સર–સામાનની ફેરવણી શરૂ થઇ.

"જવા આવવામાં આ જ મોટી મુશ્કેલી છે. બાંધવું,–છોડવું પરિશ્રમનો પાર નહિ. અને આટલી બધી બિનજરૂરી ચીજોનો સંઘરો કરી તમે સંગ્રહ કરો છો જીવન માટે અનાવશ્યક વસ્તુઓનો. માણસની જરૂરિયાત કેટલી? મહિના–દોઢ મહિના માટે આવવાનું, પરંતુ એ માટે વહુમા એટલી ચીજો લાવ્યા છે કે એમાંથી અનાયાસે આખું વરસ નીકળી જાય. જે લૂગડાં–લત્તા હું કોઇ દિવસ વાપરતો નથી, તે પણ ક્યાંક જવાનું હોય ત્યારે સાથે જ હોય,–'જો જરૂર પડે તો' એ વિચારે. 'જો' આ એક મોટો એવો 'જો' જ છે ને! વળી અમારો વનમાળી કહેશે–'શું રાખું ને શું બાંધું! જે મૂકી જઇશ એ જ બાબામોશાયને જોઇશે. એની કલ્પનામાં આ વિશે મારું uncanny પણું લાગે છે. જેથી જે સાથે લાવવામાં ન આવ્યું હોય તે જ હું માગી બેસું છું."

ફરી જૂને અમે અમારા પોતાનાં મકાનમાં પાછા ફર્યા...એ આખો દિવસ એમણે ખૂબ લખ્યું. એક પછી એક અમે સૌ મૂળ ઘરમાં આવી ગયા. સરસામાન તો અગાઉથી જ મોકલી દેવાયો હતો. છેલ્લે મોટર આવી અમને લઇ જવા. એમના ઓરડામાં જઇને જોયું તો એ તૈયાર થઇને બેઠા છે.

"હું તો ક્યારનો તૈયાર છું, હવે ટોપી પહેરાવ કાળી ટોપી."

અનિલબાબુ ટેબલ પરનાં પુસ્તકો–કાગળો વગેરે નાની બેગમાં ગોઠવવા લાગ્યા, અને નકામા કાગળો ફાડીને ફેંકવા લાગ્યા, તેમાં મેં ઓચિન્તુ જોયું તો ગુરુદેવના હસ્તાક્ષરવાળું કંઇક લખાણ નજરે પડ્યું.





ત્યાં પણ મને પણ ગમે જ." ગુરુદેવ બોલ્યા. વનમાળી હસતો હતો.

"એની સાથે જરા રમૂજ કરું છું, એને પણ એ ગમે છે. વળી એની સાથે આમ રમૂજ-મશ્કરી કર્યા વિના મારાથી રહેવાતું યે નથી. છત્ર મૂંઝાઈ જાય છે."

જમવા બેસે એટલે પૂછે-"વનમાળી, ખાવાપીવાનું કેમ ચાલે છે?

"જી, એ તો સારું જ ચાલે છે. મોટી બહેન અમને દૂધ પણ પીવડાવે છે."

"દૂધ પીવડાવે છે શું કામ? એ કરતાં તો એનું માલિસ જ ઠીક થાત, દૂધ પીધેયે કંઇ તારો વર્ણ બદલાયો લાગતો નથી?"

એક સાંજે જોરનું વાવાઝોડું ઊપડયું. બહાર જંગલમાં વનસ્પતિ-વૃક્ષોનું તાડવ નૃત્ય ચાલે છે. મેં કાચ-ઘરમાં બારીઓ બંધ કરવા પ્રવેશતાં જોયું તો તેઓ બહારની બાજુએ જોતાં સ્તબ્ધ થઇને બેઠાં છે. મને જોઇ એ બોલ્યા-"કલમ આપશો કે?"

વળતે દિવસે પ્રભાતે નિયમ મુજબ ઘંટડી વાગી. અમે સૌ પાસે દોડી ગયા. એમણે વાંચી સંભળાવી નવી કવિતા—"अधीरा"

"चिर अधीरार विरह आवेग
दूर दिगन्त पथे
हाझार ध्वजा उडाये छुटिल
मत्त मेघेर रथे।
द्वार भांगिबार अभियान तार
बार बार कर हाने,
बार बार हांके चाई आमि चाई
छोटे अलक्ष्य पाने"

પણ આ કંઇ તમારી બેથુન સ્કુલવાળી વેણી ઝુલાવતી અધીરા નથી. એ સમજાવવું નહિ પડે ને! કાલે ઝંઝાની પ્રલયમૂર્તિ તરફ જોતાં જોતાં મનમાં થયું હતું કે-"આ વિશ્વપ્રકૃતિમાં એક ચંચલા અધીરા જાણે દોડયેજ જાય છે, એ કોઇ બંધનને માનતી-ગાંઠતી નથી, એ દુર્દમનિય—

माने ना शास्त्र जाने ना शंका
नाई दुर्बल मोह
प्रभु शाप परे हाने अभिशाप
दुर्वार विद्रोह।

એ વિદ્રોહિણી—

तापसरे तप करेना मान्य
मांगे से मुनिर मौन।
मृत्युरे देय टिटकारि तार हास्ये
मन्जीरे बाजे जे छन्द तार लास्ये
से नहे मन्द्राकान्ता
प्रदीप लुकाये शंकित पाये
चले ना कोमल कान्ता।

એ બધાય સંકોચ-આવરણોથી મુક્ત એક સત્યમૂર્તિ પ્રકૃતિની છે અને તે ચંચળા અધીરા, સર્જનની વેદનાઓ વહેતી અનાદિ કાળથી એ દોડે છે-દોડે જ જાય છે.

निलाज क्षुधाय अग्नि वरषे
नि संकोच आँख
झडेर बातासे अवगुन्ठन
उडडीन थाकि थाकि।

એ—દિવસે એકાએક પ્રખ્યાત તરવૈયા પ્રફુલ્લ ઘોષ આવી ચડયા. એ વિદેશ જવાનાં હોઇ ગુરુદેવને પ્રણમીને તેમના આશિષ લેવા આવ્યા હતા. ગુરુદેવે મને બોલાવીને કહ્યું-"હમણાં થોડીવારમાંજ આ ચાલ્યા જવાના છે, એમની જમવા-કરવાની વ્યવસ્થા કરજે. પાંચેક મિનિટ પછી આવીને વનમાળીએ કહ્યું કે-"મોટી બહેન, બાબામોશાયે કહ્યું છે કે પેલા મહેમાન આવ્યા છે એમની જમવાની વ્યવસ્થા કરજે." એ પછી થોડીવારે ચિત્રિતા પણ એ જ વાત કહેવા આવી.

"ઠીક ઠીક, પૂરી ઊતરે ત્યારે બોલાવું ને, હજુ તો ટ્રેનને ઘણી વાર છે."

"તો શું કરું, પેલી બાજુની તો આવજા જ બંધ થઇ. એ એકદમ ઉતાવળા થઈ ઊઠયા છે. જેને જુએ છે એને પૂછે છે કે કેમ ચા-નાસ્તો તૈયાર



થયાં ? એમને મહેમાનની પૂરતી કાળજી લેવાય છે કે કેમ તે વિષે શંકા થઇ લાગે છે."

કોઇની પણ આવવાની વાત નીકળતા એ કયાં રહેશે, કેમ રહેશે એને માટે શું તૈયારી કરી–કરવી વગેરે એમને માટે વિચારનો–ચિન્તાનો વિષય બની રહેતું. મહેમાનને બધી રીતે સુખ–સગવડ રહે એ તેઓ સદાયે જોતાં. એ વિષે બીજાઓ પર એનો ભાર મૂકી નચિંત રહેવાનું એમનાથી બની શકતું જ નહીં.

× × ×

એ વખતે...ની આવવાની વાત કેટલાક દિવસથી ચાલતી હતી. એને અંગે થોડા દિવસ તુમુલ ચર્ચા ચાલી હતી એ દરમિયાન એ સજ્જને મોકલેલ કેટલાક ગીતોની રેકર્ડો આવી પહોંચી. બેઠા–ઘરમાં સાંજ ટાણે બધાયે બેઠા હતા, એમણે કહ્યું–"વગાડો, જોઇએ કેવી છે રેકર્ડો–"

"કેમ કેવી લાગી તમને ?" એમણે પૂછ્યું.

"સંગીતમાં હું શું જાણું, કદાચ બહુ સારી પણ હશે, પરંતુ મને તો ન ગમી. ગીતની અદ્દભુત વાતો મનને વિક્ષેપક બની જાય છે, અને આટલું ઉસ્તાદી પણું ભાઈ મારાથી તો નથી સહેવાતું. મન જ્યારે સૂરમાં ડૂબવા ઇચ્છે છે ત્યારે આ બધા આધુનિક કાવ્ય–ગીતોની અદ્દભુત અદ્દભુત અર્થહીન શબ્દ સમષ્ટિ જાણે તાલ–ભંગ કરે છે. આપના ગીતોમાંથી એક લીટી અહીંથી લઇને, અને બીજી એક લીટી બીજે. કયાંકથી લઇને તો આ ગીતો રચ્યાં છે.–શું જરૂર છે ? "ગીતવિતાન"નાં ત્રણે ખંડો તો આ પાસે જ પડ્યા છે, એ શું પૂરતાં નથી ?"–મેં કહ્યું.

"હું યે થોડું ઘણું એમ જ માનું છું, મને પણ આ ગીતો નથી ગમતા. ગીતોમાં પણ એક વાત જાળવવી જોઇએ. ગમે તેટલા સાદા ગીતો હોય તો પણ તેમાંથી હૃદયને સ્પર્શે એવો એક સંદેશ–વાહક સૂર ઊઠવો જોઇએ. मरि लो मरि आमाय बाँशीते डेकेच्छे के" એ દિવસે એમનું ગળું સારૂ હતું. એમણે પૂરેપૂરું ગાયું—

मेवेछिलेम घरे रव कोथाओ जावो ना
पे जे वाहिरे वाजिल बांशी वोलो की करि।
शुनेछि कोन कुंजवने यमुना तीरे
सांझेर वेला वाजे बांशी धीर समीरे—

આ પછી પણ આ ગીત એમને મોઢે ઘણીવાર સાંભળ્યું છે,– પરંતુ એ દિવસનો સૂર સહુથી સ્પષ્ટપણે યાદ આવે છે. કાળો ઝભ્ભો પહેરીને બેઠકઘરની નાની પાટ પર તેઓ બેઠા હતા–ગીત સાંભળતા સાંભળતા એમની તરફ જોતાં અમને અચંબો થતો હતો. અને અચંબા જેવું જ હતું ને એ એ જ રવીન્દ્રનાથ, વિશ્વના સર્વશ્રેષ્ઠ કવિ હતા, જે લાંબા વખતથી, શૈશવથી અમારા સ્વપ્નમાંના માનવી હતા. તેઓ એક દિવસ અમારા આ ઘરમાં, અમારી આ જેવીતેવી પાટ પર બેસી આ સાધારણ કારપેટ પર પગ રાખશે, એ તો માની જ કેમ શકાય ? કેટલાયે દિવસો સુધી, કેટલાયે ગીતો સાંભળી, કેટલીયે નીરવરાતોએ કવિતા વાંચતા વાંચતા આમ વિચાર્યું છે કે–કહી આવું કે તમારી બંસી મારા પ્રાણમાં વાગી ઊઠી છે અને મારા પ્રાણ ઝંકૃત થઇ ઊઠયા છે.

ચિત્રિતાએ કહ્યું–" એક વધુ ગીત—"

ओगो कांगाल आमारे कांगाल करेछ
आरो कि तोमार चाई–
ओगो भिखारी आमार भिखारी चलेछो
की कातर गान गाई–
...मम प्राण मम धन यौवन नेव
करपूट तले पडे आच्छे तव,
भिखारी आमार भिखारी
हाय आरो जदि चाओ, मोरे किछु दाओ
फिरे आमि दिब ताई।"

એ પછી એક બીજું ગીત ગવાયું–તે પછી એ બોલ્યા, આ ગીતનાં સૂર તદ્દન નવા છે. આ વિષે કોઇએ લક્ષ્ય નથી આપ્યું. આ બધા જૂનાં ગીતો જ મને યાદ છે.–કારણ કે એમાં સહજ સૂર છે. આ બધા ગીતોમાં જે રસ છે, એ તે આટલા સહજ છે એ કારણે જ. હમણાં હમણાં તો આજ લખું ને કાલે, એના સૂર પણ ભૂલી જાઉં છું, એથી જ ખુકુને





કહ્યુ છે કે તુરતા તુરત જ સૂર શિખી લે, કારણ જો વળતે દિવસે એ મારી પાસે આવશે તો સૂર એકદમ બદલાઇ ગયા હશે '

તે દિવસે મોડી રાત સુધી અમે બેસી રહ્યા ગુણ ગુણ કરતા તેઓ ગાવા લાગ્યા

**मरि लो मरि आमाय बाशीते डेकेछे के-**

' હવે ઓછો એ ક્રેઝ એક દિવસ હતો જ્યારે સભા મળતા જ સૌ સામટા બોલી ઊઠતા કે **रविबाबुर गान रविबाबुर गान** સર્વ દાન દેનારા ભગવાને દઇને પાછુ એ લઇ પણ લીધુ, તમે ત્યારે ક્યા હતાં ? હવે આ ખરડાયેના સાદે ગીતો સાંભળીને શુ પામશો ?" એમણે કહ્યુ

એક દિવસ સુંદર મઝાનો તડકો પ્રકાશી ઊઠયો વેરણ-છેરણ વાદળા ને ધુમ્મસ દૂર થયાં અને નિર્મળ નીલ આકાશ દેખાયુ-તેઓ બોલ્યા-" આ બરાબર વસંત-કાળ થયો એવોજ ઝર ઝર પવન આવે છે અકાળે આ વસત ભારે મઝાની લાગે છે"

નમતી બપોરે જ્યારે કામકાજ પૂછવા ગઇ, તો એક લખાણ મારા હાથમા મૂકતાં બોલ્યા,-" આ લે, તુ જેટલી વાર ઊંઘી એટલી વારમા મે આ લખી નાખ્યુ ચાલો, મગપુની પણ એક કવિતા થઇ ગઇ -હવે **तुभ्यम् अहम् सम्प्रददे**—"

ઘટડી રણકી બધા આવ્યા, ને કવિતા વંચાઇ-

**कुजझटी जाल जेई सरे गेल मंगपुर**<br>
**नील शैलेर गाये देखा दिल रंगपुर**

પણ આ તમારૂ E B R નુ રંગપુર નથી હો, ગમારો માટે કહી દેવુ જોઇએ ને ?

**बहुवेले जादुकर खेला बहु दिन तार**<br>
**आर कोनो दाय नेई लेशनेई चिन्तार**<br>
**दूर बत्सर पाने ध्याने चाई जडुर**<br>
**देखि लुकोचुरी खेले मेघ आर रोद्दुर।**<br>
**कत राजा एलो गल मोलो हरि मध्ये**<br>
**लडेछिल वीर, कवि लिखेछिल पद्ये**<br>
**कत माथा काटाकाटि सभ्ये असभ्ये**<br>
**कत माथा फाटाफाटि सनातने नव्ये**

સામે જ એક જબ્બર 'સેગો-પામ' વૃક્ષે એની જટા ભાળાની જેમ ઝુલાવી દીધી હતી, એ ઝાડ એમને બહુ ગમતુ

**ओई गाछ चिरदिन जेन शिशु मस्त**<br>
**सूर्य उदय देखे, देखे तार अस्त।**

અને સામેના પહાડો તરફ જોતાં એમણે વાચન આગળ વધાર્યું —

**ओई ढालु गिरिमाला रुक्ष ओ बन्ध्या**<br>
**दिन गेले ओरि परे जप करे सन्ध्या**<br>
**निचे रेखा देखा जाय ओई नदी विस्तार**<br>
**निठुरेर स्वप्ने ओ मधुरेर विस्तार।**<br>
**हेनकाले एक दिने वैशाखी ग्रीष्मे**<br>
**शनापाखा चला सेई सेकालेर विश्वे**<br>
**रवि ठाकुरेर देखा सेई दिन मात्तर**<br>
**आज तो वयस तार केवल आठात्तर**<br>
**सातेर पिठेर काछे एक फोंटा शून्य**<br>
**शत शत वर्षेर ओदेर तारुण्य।**<br>
**छोट आयु मानुषेर तबु एकि काण्ड**<br>
**पटुक सीमाय गडा मनो-ब्रह्माण्ड—**<br>
**कत सुखे दुःखे गाँथा ईष्टे-अनिष्टे**<br>
**सुंदरे कुत्सिते तिक्ते ओ मिष्टे**<br>
**कत गृह उत्सवे कत्त सभा सज्जाय**<br>
**कत रसे मज्जित अस्थि ओ मज्जाय,**<br>
**भाषार नागाल छाडा उपलब्धि**<br>
**धेयानेर मंदिरे काछे तारा स्तब्धि।**

પરતુ એકી સપાટે આ બધુ નાશ પામનારે ક્યાય જરા જેટલુ યે વાગશે નહિ આટલા દિવસનુ ઘડતર એક પળમા જ તૂટી પડશે

**अवशेषे एक दिन बधन खण्डि**<br>
**अजाना अदृष्टेर अदृष्ट गण्डि**<br>
**अन्तिम निमेषेई हबे उत्तीर्ण।**<br>
**तखनि अकस्मात हबे कि विदीर्ण**<br>
**एत रेखा एत रंगे गडा एई सृष्टि**<br>
**एत मधु अजने रंजित दृष्टि।**<br>
**विधाता आपन क्षति करे जदि धार्य**<br>
**निजेरई तबिल भागा हय तार कार्य।**



निमेषेई निःशेष करि भरा पात्र
वेदना नाजदि तार लागे किछु मात्र
आमारि कि लोकसान हई जदि शून्य
शेष क्षय र'ले तारे के करिवे क्षुण्ण।
ए जीवने पाउआटाराई सीमाहीन मूल्य
मरणे हारानोटा तो नहे तार तुल्य।
रविठाकुरेर पाला शेष हबे सब
तरवनो तो हेथा पेई अखंड अच
जाग्रत रवे चिर दिवसेर जन्ये
पेई गिरितटे एइ नीलिम अरण्ये,
तखनो चलिवे खेला नाई जार युक्ति
बार बार हाका देउआ बार बार मुक्ति।
तखनो ए विधातार सुंदर भ्रान्ति
उदासीन ए आकाशे ए मोहन कान्ति।"

(થોડાક ફેરફાર સાથે આ કવિતા 'नवजातक' માં પ્રગટ થઇ છે.)

આજ પણ એ ગિરિતટ પર મેઘ રૌદ્રની રમત ચાલે છે, હરિયાળા અરણ્યની હરિયાળી મ્લાન નથી થઇ તે જાણું છું. નિર્મમ પ્રકૃતિ હસ્તે મુખડે જોઈ રહી છે, પણ એને ખબર નથી કે એનો એ નિહાળનાર હવે નથી. છતાં આજે પણ એમ માનવા ઇચ્છું છું કે હજુયે અવશેષ બાકી છે, ભરેલું પાત્ર ખાલી નથી—

ए जीवने पाउआटाराई सीमाहीन मूल्य
मरणे हारानोटा तो नहे तार तुल्य।

× × ×

"જો આ રામાનન્દબાબુનો કાગળ છે" કાગળ જોયો. એમણે લખ્યું હતું કે છાપામાં આપ સિન્કોના ક્ષેત્રનાં પરિદર્શને ગયા છો એવા ખબર વાંચ્યા. મૈત્રેયી કદાચ મનમાં ને મનમાં હસતી હશે. એ જાણે છે કે તિકત નથી."

"જાણો છો તમે તિકત નથી એ? બરાબર જાણો છો?"

"એ ઓછું મારે જાણવાનું હતું?" મેં કહ્યું.

"આ જો મુસીબતમાં મૂકયો, ખરૂં કહું છું તો સભ્યતા જળવાતી નથી, અને સભ્યતા જાળવવા જાઉં છું તો મિથ્યાચરણ થઇ જાય છે—"

"શું મને તિકત કહો છો?"

આમ ફાડ પાડીને શું કામ પૂછે છે? Ask no Questions and will be told no lies.

× × ×

એક દિવસ એકાએક સમાચાર મળ્યા, જે એમણે કાલિમ્પોન્ગ જવું પડશે, "વિશ્વભારતી" અંગે અમુક રાજપુરુષો ત્યાં તેમને મળવા આવવાના છે. ૯ જૂન ત્યાં જવા માટે નક્કી થઈ. આમ એકાએક એમનું અમારે ત્યાંથી જવાનું બને એ માટે હું જરાયે તૈયાર ન હતી. એમણે કહ્યું–"આટલું વિચારે છે શા માટે? કામ પતાવીને કદાચ પાછો પણ આવું."

"પણ એમ બને છે ઓછું?"

પરંતુ ઓછામાં ઓછું અત્યારે એમ માની તો શકાયને. અને એક દિવસ જવાનું તો થાત જ ને! આંખે જોવું એ જ શું સહુથી (મોટું જોવું) વધુ છે? नयन समुखे तुमि नाई, नयनेर माझखाने नियेछे जे ठाँई (નયન સમિપે નહિં તોયે નયન માંહી સમાઈ તું) એ પણ કલ્પી શકે ને? ધૈર્ય ધર વત્સે, તું કયાં વંચિત બને છે!"

आमि विपुल किरणे भुवन करि जे आलो
तबु शिशिर टुकुरे धरा दिते पारि
वासिते पारि जे भालो."

હું તો ત્રિલોકમાં ફરનારો
કોટિ કિરણો પાથરનારો
ગગને રમનારો
તેમ છતાં હું તારો તારો
હે ઝાકળ બિન્દુ!
તોય મને તું વ્હાલું વ્હાલું
બાળા ભોળા, જલબિન્દુ!
તુંજ હૈયે હું પોઢી જાણું
હે ઝાકળ બિન્દુ!

રવીન્દ્ર-વીણા] [સ્વ. ઝવેરચંદ મેઘાણી

[૧૪]

# ધૂમકેતુ

એક માણસને મહેનત વિના મોટાઈ મેળવી લેવાનું મન થયું એને લાગ્યું કે કોઈ સંત સાધુ ફકીરના ઈલમ વિના એ વસ્તુ નહિ મળે એણે તો દરેકેદરેક સંત સાધુ ફકીરની સેવા આદરી એણે માન્યું કે કોઈક ચપટી ભભુત આપશે અને એક હી એનો ઉદ્ધાર થઈ જશે!

આવી આશામાં ને આશામાં એણે ઠીક ઠીક પૈસાનું પાણી કર્યું!

અંતે એને એક જાદુગર મળ્યો. પણ એ જાદુગર કાંઈ હાથચાલાકીના ખેલ કરનારો ન હતો એ તો માણસનું મન વાંચનારો હતો. એ સમજી ગયો કે સોમાંથી નવાણું માણસને જે લગની લાગે છે—મહેનત કર્યા વિના મોટાભા થઈ જવાની—એ જ લગની આ ભાઈને પણ લાગી છે!

એણે એક મંત્ર આપ્યો અને કહ્યું કે આ મંત્રનો નિત્ય જપ કરશો તો તમારે ત્યાં કીર્તિના, લક્ષ્મીના, વૈભવના ઢગલેઢગલા થાશે! પણ એક વસ્તુનું ધ્યાન રાખજો આ મંત્ર જપતી વખતે કોઈ કાળી ચીજ તમારે સંભારવી નહિ!

મંત્ર લઈને એ તો ખુશ થતો ઘેર ગયો.

પણ માણસનું પોતાનું મન કેવું અદક-પાંસળીનું છે એનો અનુભવ હવે પેલા ભાઈને થવા માંડયો!

જપ કરવા બેસે ને એના મનમાં કાંઈ ને કાંઈ કાળી ચીજ દેખાય! ગમે તેમ કરે પણ એ દેખાયા વિના ન રહે!

એણે બહુ મહેનત કરી. પણ એનું મન એ કાંઈ થોડું એનું ગુલામ બન્યું હતું તે એનું કહેલું માને? એ પોતે મનનો ગુલામ હતો

એ તો હેરાન હેરાન થઈ ગયો. પછી તો એવું બન્યું કે જપ ટાણે જ નહિ, આખો દિવસ, કોઈ ને કોઈ કાળી વસ્તુ એની નજરે ચડયા જ કરે!

મંત્ર આપનારની પાસે એ પાછો ગયો જઈને એને વાત કરી: 'આ તો ભારે થઈ છે! તમે કહ્યું કે કોઈ કાળી ચીજ સંભારવી નહિ, એટલે હવે તો, કોણ જાણે કયાંથી, કોઈ ને કોઈ કાળી ચીજ નજરે ચડી આવે છે! મન મારૂં અદકપાંસળીનું લાગે છે!'

મંત્ર આપનારે જવાબ દીધો: 'ભાઈ! હવે જો તું મહેનત કરીશ, તો તને આ મંત્ર અરધોપરધો તો ફળ્યો છે!'

'ફળ્યો છે? કાંઈ ફળ્યું નથી મહારાજ!'

'પણ તું આ સમજ્યો નાં, કે મન અદકપાંસળીનું છે એટલે મંત્ર અરધોપરધો ફળ્યો! મારે પણ તને એ જ સમજાવવાનું હતું! વૈભવ, કીર્તિ, લક્ષ્મી, દુનિયાની તમામ અમીરાત, આપણું મન જ સરજે છે, અને આપણું મન જ એને ઈચ્છે છે. એ મનને તમે વશ કરો એટલે તમામ અમીરાત એમાં આવી ગઈ! હવે આ નજરે, મનને ઘડવા માટેનું સાધન મારો મંત્ર છે, એમ તું સમજી જા, એટલે તારો બેડો પાર! તમામ જાદુગરી, આપણા મનમાં ભરી છે. એટલી સમજણ રાખી લે ભાઈ! એટલે મંત્ર ફળશે ને ફળશે જ!'

[૧૫]

રાજા વીરવિક્રમના વખતમાં ઉજ્જૈન નગરીમાં એક વૈભવશાળી શેઠ હતા. એને ચાર પુત્ર હતા. એની સાહેબીનો કોઈ પાર ન મળે. એટલે જ્યારે શેઠ મરણપથારીએ પડ્યા ત્યારે એમને વિચાર આવ્યો કે કાંઇક એવું કરતો જાઉં કે, ન કરે નારાયણ ને છોકરા કોઈક દી કોઇ કારણે લડી પડે, તો એમને એમાંથી બે વેણ શિખામણનાં મળે.

શેઠે તો પોતાની વાત તૈયાર કરી નાખી. જ્યારે એમને લાગ્યું કે હવે એ ચાર દીના મેમાન છીએ ત્યારે છોકરાઓને બોલાવ્યા અને કહ્યું: 'તમે સૌ સંપીને રહેજો. પણ કદાચ તમારી વચ્ચે કોઇ દી માલમિલકતની ભાંજગડ થાય, તો તમારે મૂંઝાવું નહિ. કોઈ ને વધુઘટુ ન મળે એવી રીતે એક બીજો છાનો ભંડાર મેં આ મારા ખાટલાના ચારે પાયે ચાર ભાગ કરીને, રાખી મૂકયો છે! ભાંજગડ તો તમારા જેવા સમજુ વચ્ચે ન જ થાય—પણ વખત છે ભાઇ! બૈરાં બૈરાંની વાત છે ને ભાંજગડ થઇ પણ જાય!'

શેઠ મરણ પામ્યા પછી થોડા વખત તો ભાઈઓનું ભાગનું ટટ બરાબર હાલ્યું. પણ પછી લાગ્યું કે હવે આ ટટ્ટુ નહિ હાલે! અંદર અંદર બૈરાંને નાની મોટી વાતમાં કજિયા થાવા માંડ્યા.

અંતે નક્કી કર્યું કે બધું વહેંચી લ્યો! માલમિલકત તમામ નોંધમાં હતી એટલે એ તો વહેંચી લીધી. પછી વણનોંધ્યો ગુપ્તભંડાર વહેંચવા ઉપર નજર ગઈ!

ચારે જણા ભેગા થઇને ચારે પાયા ખોદવા માંડ્યા. હીરા, માણેક, મોતી શું નું શું નીકળશે એ આશામાં ને આશામાં ખોદતા ગયા. ચાર જણાને ભાગ ચાર તાંબાના ડબરા નીકળ્યા. એક જ કદના, એક જ આકારના, ચારે ચાર બધી રીતે સરખા!

ચારે જણા, ધડકતે હૃદયે, પોતપોતાના ડબરા હાથમાં લઈને સામસામા બેઠા. એમાં શું છે એ જોવાની અધીરતા દરેકની દૃષ્ટિમાં દેખાતી હતી!

સૌથી મોટાભાઇએ પોતાનો ડબરો ઉઘાડ્યો. અંદરથી ઢળી પડ્યાં, માણેક મોતી હીરા નહિ—કોલસાના ગાંગડા!

'અરે!' તેણે બીજા સામે જોયું. એણે પણ પોતાનો ડબરો ઉઘાડ્યો હતો અને અંદર નરદમ ધૂળ–માટી જોઇને એ પણ ગભરાટમાં હતો!

ત્યાં ત્રીજાએ પોતાનો ડબરો ઉઘાડ્યો: અને સૌ આશ્ચર્યચકિત થઈ ગયા. એમાં હાડકાં હતાં!

હવે તો એક જ ડબરો રહ્યો. કદાચ એમાં વખતે બધું સંઘર્યું હશે! સૌની દૃષ્ટિ એના ઉપર ઊપડી. સૌથી નાના ભાઈના હાથમાં એ હતો. બીજા ત્રણે જણાએ કહ્યું કે 'હવે તો એ ઉઘાડો. એમાં જે હોય તે ચારે ભાગે વહેંચી લઈએ!'

નાનો કહે: 'એમ તે કાંઈ હોય? હવે આમાં હોય એ તો મારું. તમારું ત્રણેનું તમને મળી ગયું!'

'શું મળી ગયું?' ત્રણે જણા બોલ્યા: 'ધૂળ છે. હાડકાં છે. કોલસા છે!'

'પણ જુઓ તો ખરા, શું છે?' મોટાએ કહ્યું.





'ના, પહેલાં કબૂલ કરો કે આમાં જે હોય તે હવે તો મારું!' નાનો બોલ્યો.

રકઝકને અંતે નક્કી થયું કે એમાં જે હોય તે એનું! ત્યારે જ નાનાએ ડબરો ઉઘાડવાનું કબૂલ કર્યું!

બડી બડી આશાથી નાનાએ ડબરો ઉઘાડયો. પણ એમાં જોતાં જ સૌ હસી પડયા!

અંદર ઘાસ ભર્યું હતું! તણખલાં! સૌ માથું ખંજવાળતા વિચારમાં પડી ગયા. પિતાજીએ આવું કેમ કર્યું હશે? ધૂળ, કોલસા, હાડકાં ને તણખલાં! એના ડબરા!

અંતે મોટાએ કહ્યું: 'આપણે સમજીએ તો આ હેતુસર થયું છે. આપણને જે કહેવાનું છે તે પિતાજીએ આમાં કહ્યું હોય એમ મને તો લાગે છે! જીવન ગમે તેટલું જીવો, ગમે તેટલા વૈભવથી જીવો, ગમે તેટલી સમૃદ્ધિ ભેગી કરીને જીવો, પણ એનો છેવટનો સાર શું? આ જ નાં? મૂઠી ધૂળ. થોડાક કોલસા. આ પડયાં એટલાં હાડકાં. એવા તણખલા જેવા જીવન માટે, હુંશાતુંશી, વિગ્રહ, કજિયો, કલેશ એ કરનારા મૂરખા છે! આંધળામાં આંધળો સમજે એવી રીતે પિતાજીએ આ વાત આપણે માટે મૂકી છે! આપણને જે હીરા, માણેક, મોતી મળ્યાં છે એના કરતાં પણ વધારે કિંમતી તો આ વેણ મળ્યાં છે!'—અને એક ઘડીભર જાણે શેઠનાં વેણ સાંભરતાં હોય ને સંભળાતાં હોય તેમ સૌ શાંત થઇ ગયા!

[ ૧૧ ]

એક માણસ પાસે એક બહુ જ સુંદર વાજિંત્ર હતું. એ એટલું તો સુંદર હતું કે ન પૂછો વાત. એના તારને જાણકાર આંગળી અડતાં તો ગંધર્વ લોક ખડા થતા! એટલે જેવો તેવો અણઘડ આદમી એને વગાડી ન બેસે ને બગાડી ન બેસે એ બીકે કોઈને એ દેખાડતો જ નહિ!

એક વખત એવું બન્યું કે એને ત્યાં મોટા મોટા ગવૈયાઓ ભેગા થયા. એમાં કેક શાસ્ત્રના જાણકાર હતા. કેટલાક ઊંડા અભ્યાસી હતા. ઘણાએ જીવનમાં, આના કરતાં પણ વધારે નાજુક વાજિંત્રો ઉપર, હાથ અજમાવ્યો હતો!

પણ પેલા વાજિંત્રના સાચવનારે તો એક નનૈયો ભણ્યો: 'એનો ખરો જાણકાર તમારામાંથી કોઈ નહિ!'

'પણ ભલા માણસ! તું જો તો ખરો, અમારામાંથી પણ કોઇને એ વગાડતાં આવડે છે કે નહિ?'

પણ પેલાએ તો માથું જ ધુણાવ્યું: 'ના, ના. એનો વગાડનાર જુદો છે!'

'તો કોણ છે એ કહે. અમે એને આંહીં લાવીને, એની પાસેથી આના મીઠા સ્વરો સાંભળીએ!'

માલિક એકનો બે થયો નહિ. 'હું તો આવો ભાડુતી સાચવનારો છું.' એ બોલ્યો: 'વાજિંત્ર કોઈકનું છે. એના વગાડનાર સિવાય બીજા માટે એ નથી! જેણે એને બનાવ્યું છે એ જ જાણે છે કે શી રીતે એનામાંથી મીઠામાં મીઠો સરોદ કાઢવો! એ વગાડનારો ક્યારેક આવી જાશે! એ આવશે ત્યારે આ વાગશે તે સિવાય નહિ!'

ગવૈયાઓ તો આ જિદ્દથી હેરાન થઈને ચાલી નીકળ્યા. પણ એમને આ વાજિંત્ર અદ્ભુત લાગ્યું હતું. એટલે એના સ્વરની મીઠાશ માણવા એ સૌ વારંવાર ત્યાં આસપાસમાં ફર્યા કરતા!

એક પ્રભાતે એમણે વાજિંત્રમાંથી ઊઠતા સ્વરોને સાંભળ્યા અને એ સૌ થંભી ગયા!

કોઈને કાંઈ સમજાતું નથી. એમના પોતાના શાસ્ત્રના તમામે તમામ નિયમોનો ભંગ કરીને, પણ કોઈક વાજિંત્રમાંથી સ્વરો જગાડી રહ્યું છે. અને એ સ્વરોમાં, ગાંધર્વલોકની જાણે કે મીઠાશ છલકાઈ રહી છે! આ તે શું?'

જોવા માટે દોડયા તો પેલો સાચવનારો પણ એ જ મુંઝવણ અનુભવી રહ્યો હતો: 'આજ સવારે કોઈક આ બાજુ આવતો દેખાયો. પણ પછી મેં એને જોવા બહાર દૃષ્ટિ કરી તો એ નજરે પડયો નહિ! અને આ તરફ વાજિંત્ર તો મીઠા સ્વરોની હેલી વરસાવી રહ્યું છે! વગાડનારો કોઈ દેખાતો નથી, આ તે શું?'

ભક્તિભીના હૃદયે સૌ નમી રહ્યા.

એટલામાં એક વાણી સંભળાણી: 'હું પણ વારંવાર કોઈ ને કોઈ વાજિંત્રની શોધમાં ફરું છું. પરંતુ વાજિંત્રો હાથ લાગતાં નથી! કોઈમાં તાર બેસૂર હોય છે તો કોઈમાં ઊતરેલો ઠાઠ હોય છે! કયાંક ખીંટીઓ ખોટી હોય છે તો કયાંક સ્વરમેળ મેળમાં હોતો નથી!

વાજિંત્ર વિના તો હું પોતે પણ અપંગ બની જાઉં છું, પણ વાજિંત્ર કયાં?'

માણસ માત્ર ઈશ્વરનું વાજિંત્ર છે, એ મર્મ પકડાતાં આ દિવ્ય સ્વર પાસે સૌનાં શીર્ષ આભાર ભારે ઢળી પડયાં!

[ ૧૭ ]

કેટલાક છોકરા રમ્મત રમી રહ્યા હતા. એક જણો સંતાઈ જાય. બીજા પકડવા જાય. એવી સંતાકુકડીની રમ્મત ચાલતી હતી. ત્યાં એક રાજાનો કુમાર પણ આવી ચડયો. એને રમ્મતમાં રસ પડયો; અને એ પણ રમવા માંડયો.

એમાં એક વખત દાવ રાજકુમાર ઉપર આવ્યો. એટલે એ પોતે સંતાઈ જનારાઓને શોધવા નીકળ્યો. રમ્મત રંગમાં આવી. કોઈ પકડાય જ નહિ ને!

એટલામાં રાજા પોતે ફરતા ફરતા ત્યાં આવી ચડયા. રાજકુમાર તો મહેનત કરીને થાકી ગયો હતો તે હવે અકળાયો. પણ સંતાયલા દોસ્ત ભારે ચાલાક હતા, નજરે જ પડે નહિ ને!

રાજકુમાર હવે પોતાના સ્વભાવ ઉપર ગયો. તેણે હુકમ છોડયો: 'આંહીં બધા હાજર થઈ જાવ! હાજર થાવ છો કે નહિ?'

થોડીવાર થઈ ને એક પછી એક સંતાયલા આવવા તો લાગ્યા, પણ હવે રમ્મતમાં મજા કયાં હતી?'

રાજા આ બધું જોઈ રહ્યો હતો તે હવે આગળ આવ્યો. તેણે રાજકુમારને ખભે હાથ મૂકીને કહ્યું: 'બેટા! જેને રમ્મત રમતાં નથી આવડતી એને રાજ કરતાં પણ નથી આવડતું હો! હુકમ કરવાથી તો તેં રમ્મતની મજા ખોઈ અને તારા દોસ્તોનો પ્રેમ ખોયો!'

[ ૧૮ ]

શંકર પાર્વતી એક વખત રસિક વિનોદ કરી રહ્યાં હતાં. પાર્વતીએ કહ્યું: 'તમે તમારા ભક્તને રાજ આપો છો ને હું તો સોમનાથમાં ભક્તજનનાં ટોળેટોળાં આવતાં જોઉં છું તો તમે કેટલાકને રાજ આપશો?

શંકરે જવાબ આપ્યો: 'પણ મારે એક

સુખ છે ના? જે આવે છે એ બધા, સૌ દોડે છે માટે આપણે પણ દોડવું એવા મતના છે! એમાં કોઈ ભક્ત નીકળે તો!'

'અરે! એવું તો હોય ભગવાન! આ લાખો માણસોમાં કોઈ જ ધર્મવાન નહિ?' એવું તે હોય?'

શંકર કહે: 'આપણે કરો પરીક્ષા એટલે ખબર.'

પછી એક વૃદ્ધ ગાયને, કીચડના એક ખાડા પાસે ડારતા, પોતે સિંહરૂપ થઈ ને ભગવાન શંકર ત્યાં ઊભા રહ્યા!

યાત્રાળુઓનાં તો ટોળેટોળાં ચાલ્યાં આવે છે. સોમનાથના નામની ધૂન બોલે છે. ભજન-કીર્તન થાતાં આવે છે. પણ આ ગાયને સિંહ કનેડે છે એ જોવા છતાં જાણે કોઈ જોતા ન હોય તેમ ચાલ્યા જાય છે!

એમ છતાં કોઈક જરાક હિમ્મત કરે છે તો સિંહની પાસે જતાં જ એનાં હાંજાં છૂટી જાય છે. કોઈ કહેતાં કોઈ ગાયને છોડાવવા જાતો નથી! બાકી સૌ ભગવાનની જે બોલાવતા જાય છે!

એવામાં એક જુવાન જાત્રાળુ નીકળ્યો. એ તમામ ઘેરાથી એકલો પડી ગયો હતો. એણે આ દૃશ્ય જોયું ને એ ત્યાં થભી ગયો!

એને લાગ્યું કે જો હું આંહીંથી એમ ને એમ ચાલ્યો જાઉં તો મારી જાત્રા ખોટી. ધર્મ પણ ખોટો. ને ભક્તિ પણ ખોટી!

એણે સિંહનો સામનો કરવા માટે મરણને ભેટવાની તૈયારી બતાવી! આટલા બધામાંથી એણે એક!

ભગવાન શંકરે પાર્વતીજીને કહ્યુઃ 'જોયું તમે, માણસોનાં હજારોનાં ટોળાં હતાં પણ અંદર માણસ તો એક જ હતો!'

[૧૯]

એક પંડિતને ત્યાં એક માણસ આવ્યો. પંડિત ઘેર હતો નહિ. ઓરડામાં ખુરશી પડી હતી એના ઉપર એ બેસી ગયો અને વિદ્વાનની રાહ જોવા લાગ્યો.

એટલામાં પેલો વિદ્વાન આવ્યો. એ આવ્યો કે તરત જ પેલાએ પ્રશ્ન કર્યોઃ 'હું તમને એક સવાલ પૂછવા આવ્યો હતો. ઈશ્વર શું છે ને માણસ શું છે? બન્નેની વચ્ચે ખરો તફાવત શું?'

વેદાંતીએ સવાલ સાંભળ્યો અને એનો જવાબ આપવાને બદલે એણે પોતાના નોકરને બોલાવ્યો. નોકરને એ મોટેથી ધમકાવવા લાગ્યો. અજાણ્યા માણસને અંદર પેસવા દેવા માટે ઠપકો આપવા માંડ્યો અને એવી ધાંટાઘાંટ એણે કરી મૂકી કે પેલો આવનાર માણસ ગભરાટમાં ને ગભરાટમાં ખુરશી ઉપરથી ઊભો થઈને આઘો ખસી ગયો.

એ આઘો ખસ્યો કે તરત પેલો વેદાંતી ખુરશી ઉપર બેસી ગયો. કાંઈ જ ન હોય તેમ એણે શાંતિથી કહ્યુંઃ 'હવે હું તમને ઈશ્વર અને માણસનો ભેદ બતાવું છું જે આના ઉપર બેસે તે ઈશ્વર. જે ઊભો થઈ જાય તે માણસ! ભલા માણસ! તમે ગભગભરાટ વિના તમારી શાંતિ જાળવી રાખી હોત તો તમે ઈશ્વર હતા માણસ જ્યારે તદ્દન નિર્ભય થઈ રહે છે, ત્યારે એ ઈશ્વર છે. ઈશ્વર, જ્યારે ભયથી ગભરાટમાં પડે છે ત્યારે એ માણસ છે. જે ઇશ્વરત્વ ખૂએ છે એ જ ભય પામે છે!'

# નિર્વાસિતા

પુરાતન બુચ

( ગતાંકથી ચાલુ ).

[ ૨ ]

અમારી સામે બેઠેલી યુવતીએ જ્યારે અમને પોતાની વાત કહેવાની તૈયારી કરી ત્યારે અમે ડબ્બામાં પાથરેલા બિસ્તરા ઉપર બેઠા થઇ ગયા. બે મુસાફરોમાંનો એક એ યુવતીની નજીકમાં બેઠો બેઠો વાત સાંભળવા લાગ્યો.

યુવતીએ પોતાની બીજી બાજૂએ સૂતેલા ઘાયલ મુસાફરના પાટા ઉપર હળવેથી હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું:

" હું તમને શું વાત કહું ? નજરે જોયેલું છતાં કાનથી માન્યું ન જાય એવું બધું મેં હમણાં મારી જિન્દગીમાં અનુભવી લીધું છે. હજુ તો હું નવજવાન છું. ઇન્ટેલીજન્ટ પણ હોવાનો મારો દાવો છે. કારણ કે હું કોલેજમાં ભણતી હતી..."

યુવતીએ પોતાના કપાળ ઉપર ફેલાયેલા વાળ ઊંચા કર્યા. ત્યારે તેની આંખોમાં, વિષાદપૂર્ણ છતાં તેજસ્વી ચમક આવી ગઇ. અમે બધાય તેની સામે એકીનજરે જોઇ રહ્યા. તેણે પોતાની નજર નીચી ઢાળી, લઇને આંગળીઓ સાથે રમત કરતાં કરતાં કહ્યું:

" હું પંજાબમાં આવેલા શેખપુરની છું. એટલું મારું ઓળખાણ બસ થશે. પણ સાથે કહી દઉં કે ત્યાંના જાણીતા પ્રજાસેવક ને વકીલની પુત્રી છું... થોડા દિવસો પહેલાં જ એક લશ્કરી ટુકડી અમારે ગામ આવી. ત્યારે આખું ગામ ચચરી ગયું. પરંતુ લશ્કરના કમાન્ડરે અમારા ગામના આગેવાનોને એકત્ર કરીને જણાવી દીધું કે ;

તમને બધાને અહીંથી વધારે સલામત જગાએ લઈ જવાના છે. માટે તમારે જે સૌથી કિંમતી ચીજો સાથે લેવાની હોય તે એકઠી કરી લો.

આખા ગામને આ ખબર કરી દો. આગેવાનોએ તરત જ ગામલોકોને આ વાતની ખબર આપી. એટલે ઘેરે ઘેરથી બધાય પોતપોતાનાં ઘરેણાં વગેરેની નાની પોટલી બાંધીને ઘર બહાર નીકળી આવ્યાં. પછી કમાન્ડરે બીજો હુકમ કર્યો :

' હવે, તમારામાંથી જે ઓરતો છે તેમને વધારે સલામતીથી લઈ જવાય તે માટે પ્રથમ મોટરોમાં બેસવા દો. ને પુરુષો બધા અલગ ઉભા રહો. '

કમાન્ડરના કહેવા પ્રમાણે શેખપુરનાં સ્ત્રીબાળકો એક તરફ ને પુરુષો બીજી તરફ એમ બે અલગ વિભાગમાં વહેંચાઈ ગયાં..."

યુવતીની બાજુમાં મુસાફરે વચમાં જ પૂછ્યું :

" તમે બધાં મળીને કેટલાંક હતાં ? "

યુવતીએ મુસાફરની સામે જોઇને કહ્યું:

" હા, અમે ઓરતો લગભગ બે હજાર જેટલી ને એટલાં જ બાળકો, તથા મર્દો ત્રણેક હજાર જેટલા હતા. શેખપુરના ચોકમાં આખું ગામ એકત્ર થયું ને ચારેય તરફથી લશ્કરી સિપાઇઓ તેની રક્ષા કરી રહેલા હતા. બધી ઓરતો અલગ થઇ કે તરત જ લશ્કરના કમાન્ડરે જેટલા પુરુષો અમારી સાથે ઊભા હતા તે બધાયની ઉપર ગોળીઓ છોડવાનો સિપાહીઓને હુકમ આપ્યો ને ઘાણી ફૂટે એમ અમારી નજરની સામે અમારા ભાઇઓ, પતિ, પિતા સર્વ મૃત્યુ પામ્યા. રોકકળ થઇ રહી. પરંતુ એ સિપાહીઓ તો રક્ષણ કરવાના બહાના હેઠળ છેતરીને અમને મારી નાંખવા માટે જ આવેલા હતા. એની અમને પછીથી ખબર પડી ગઇ..."

થોડીવાર થંભી જઇને યુવતીએ આંખમાં આંસુ ઊભરાઇ રહેલાં હતાં તે ખાળવાનો પ્રયાસ કરતાં કહ્યું :

" અમારા ગામના બધા પુરુષોની એકસામટી કતલ કર્યા પછી બધાં જ નાનાં બાળકોને પણ એ જ રીતે મારી નાંખવામાં આવ્યાં. આમ બાર વરસથી ઉપરની છોકરીઓ અને સ્ત્રીઓને તેઓએ પોતાની મોટરોમાં બળજબરીથી બેસાડી દીધી. અમારી કિંમતી માલમતાની પોટલીઓ અમારી પાસેથી ઝૂંટવી લેવામાં આવી. અને મોટર અમને એક ગામમાં ઉઠાવી લઇ ગઈ. એ ગામનું નામ તો મને નથી ખબર. પણ ઘણા માઈલની મુસાફરી પછી અમને ત્યાં લઇ જવામાં આવ્યાં..."





આખા ડબ્બામાં સાંભળનારાઓ સ્તબ્ધ બની ગયા. ને પોતાની આંખોથી જ જાણે બધા જોઈ રહેલા હતાં, પછી ?'

"...પછી તો એ કમબખ્ત લોકોએ અમને બધાને મોટરમાંથી નીચે ઉતારી અને અમારી મજાક ઉડાવવા માંડી. અમે ગભરૂ ગાયની માફક એકબીજાની સોડમાં ભરાઇ જવા પ્રયાસ કરતી હતી, ત્યાં તો સિપાહીઓએ અમારાં વસ્ત્રો ખેંચવા માડ્યાં. મારા જેવી સેંકડો જુવાન સ્ત્રીઓનાં અંગ ઉપરથી વસ્ત્રો ખેંચી ખેંચીને એ જંગલી સિપાહીઓએ અમને નગ્ન કરી નાખી ને જેમનાં વસ્ત્ર શરીર ઉપરથી ઝટ ન ઊતર્યા તેમનાં ખમીસ ને પાયજામા ખેંચીને, ચીરી નાખીને, ફાડીને તેમને નગ્ન કરી મૂકી. અમારા કકળાટ ને શરમનો કોઇ પાર ન હતો. અમારામાંની ઘણી તો શરમની મારી બે હાથ વડે છાતી ઢાંકીને ટુંટિયાં વાળીને જમીન પર બેસી ગઇ. પણ સિપાહીઓએ અમારા માથાના વાળ પકડી પકડીને અમને ઊભી કરી ને એવી તદ્દન-નગ્ન હાલતમાં આખા ગામમાં અમને ફેરવી. ગામમાં ફેરવતી વખતે બજારમાં માર્ગમાં ઊભેલા પુરુષો અમારી ઉપર થૂંક્યા. ગંદી ચેષ્ટાઓ કરી. ને કોઇક અળવિતરા જુવાનોએ તો અમારાં સ્તન પણ ખેંચ્યાં..."

યુવતી બોલતી બોલતી બંધ થઇ ગઇ. એની આંખોમા વ્યથા ને રોષનાં આંસુ ભરાયાં હતાં.

રેલગાડી ખૂબ ઝડપથી ચાલતી હતી. તેના ખખડાટનો અવાજ અમે થોડીવાર સાંભળી રહેલા હતા ત્યારે શૂન્યમનસ્ક જેવા બનીને યુવતીની સામે જોતા રહ્યા. તેણે વાત આગળ ચલાવી:

'...આમ અમારા નગ્ન સરઘસ પછી સિપાહીઓએ જાહેર બજારમા અમારું લીલામ કર્યું. તેમાં પ્રથમ તો સિપાહીઓને જે સ્ત્રીઓ ગમી ગઇ તેટલી તેમણે દરેકે રાખી લીધી. તેમાં હું જરા દૂબળા બદનવાળી ને બિમાર જેવી લાગી. તેથી કોઇ સિપાહીએ મને પસંદ ન કરી. પણ, બજારના લીલામમા મને એક મુસ્લિમ વેપારીએ તપાસી લીધી. મારી કિંમત દસ રૂપિયાની જ બોલાઇ. વેપારી મને પોતાને ઘેર લઇ ગયો. ને મને પ્રથમ તો વસ્ત્ર પહેરાવ્યાં. તેના ઘરમાં હજુ બેઠી હતી ત્યાં એકાએક ખબર આવી કે એ ગામ ઉપર શેખપુર આસપાસના વિસ્તારના ગ્રામજનો હજારોની સંખ્યામાં હુમલો લઇને ચાલ્યા આવે છે. આ ખબર સાંભળતાં જ ગામના લોકો નાસભાગ કરવા લાગ્યા. મને જે વેપારીએ ખરીદ કરી હતી તે પણ મને બુરખો પહેરાવીને સાથે લઇને પોતાની ઘોડાગાડીમાં બેસાડીને મારતે ઘોડે ચાલી નીકળ્યો. અમે એક સ્ટેશને પહોંચ્યાં. ત્યા ઘોડાગાડી છોડી દીધી ને થોડીવાર પછી એક ટ્રેન આવી. તેમાં અમે બેસી ગયાં...'

યુવતીની વાત સાંભળવામાં અમે એટલા લીન થઇ ગયા કે સમય અને ટ્રેન કેટલી ઝડપથી આગળ વધે છે તે બધું વિસરી જ ગયા.' -

"અમારી ટ્રેન ઝડપથી દોડી રહેલી હતી. ત્યાં વળી માર્ગમાં એક તોફાની ટોળાએ રેલના પાટા ઉપર મોટા પથ્થરો મૂકીને ગાડીને અટકાવી દીધી. અને સંખ્યાબંધ માણસો બંદૂકને તલવાર સાથે ગાડીમાં ચઢી આવ્યા. તેઓએ વીણી વીણીને માણસોને કાપી નાખ્યા. તેમાં પુરુષો સ્ત્રીઓ ને બાળકો પણ રહેસાઇ ગયા. આ કત્લેઆમ વખતે પણ મને ખરીદનાર વેપારી ઉપર હુમલો થયો ત્યારે ખૂબ ગુસ્સાના આવેશમાં મેં અમારા ગુરુ નાનક સાહેબના વચનો હુમલાખોરોને સંભળાવ્યાં ને વેપારીનો જાન બચાવી લેવા કોશિષ કરી. પરંતુ ખૂનીઓએ વેપારીનું માથું મારી દેખતાં જ ધડથી જુદું કરીને એના મૃત દેહને ગાડીમાથી બહાર ફેંકી દીધો ને મને જતી કરી."

એક સ્ટેશન ઉપરથી અમારી ગાડી ઝડપથી પસાર થઇ ત્યારે પરોઢ થવાને થોડી વાર હોય એવું શાંત વાતાવરણ જામી ગયું હતુ.

યુવતી પોતાના અંતરની વ્યથા ઠાલવતાં થાકતી જ ન હતી. તેણે કહ્યું:

"...પછી તો હું એકલી જ એ ટ્રેનમાં મુસાફરી કરતી હતી. કારણકે મને ખરીદ કરનાર વેપારી




તો મરી પરવાર્યો હતો. મારી ગાડી એક નાના સ્ટેશને ઊભી રહી. ને અમારા ડબ્બામાં એક મુસ્લિમ ટીકીટ કલેક્ટર ચઢી આવ્યો. તેણે ચઢતી વખતે મારી સામે શંકા ભરેલી નજર ફેંકી એ હું કળી ગઈ હતી. તેણે બધાની ટીકીટ જોતાં જોતા મારી નજીક આવીને કંઈક રૂઆબથી કહ્યું :

" ટીકીટ ? "

" ટીકીટ નહિ હૈ " મેં શાંતિથી કહ્યું.

" ક્યા બાત હૈ ? ટીકીટ ક્યોં નહિ હૈ ? "

" રેફ્યુજી-નિર્વાસિતા–હું ઇસ લિયે. "

" લેકિન, ઐસા કોઇ સર્ટીફીકેટ ભી તો હોગા ન ? "

" જી, સર્ટીફીકેટભી મેરે પાસ નહિ હૈ. "

" અચ્છા, તો આપકો યહાંસે આગે મુસાફરી કરનેકી મના હૈ "

" ક્યોં ? " મેં સાશ્ચર્ય પૂછ્યું.

" બસ, યહાંસે યા તો ટીકીટ કરવાઓ યા તો સર્ટીફીકેટ નિકલવાલો "

" લેકિન, મૈં નીચે ઊતરના નહિ ચાહતી. "

" પોલીસ " એવી બૂમ પાડતાની સાથે ચાર પાંચ પોલીસો ડબ્બામાં ચઢી આવ્યા ને ટીકીટ કલેક્ટરનો ઇશારો થવાથી અને તેમણે પકડીને જબર જસ્તીથી પ્લેટફોર્મ ઉપર ઉતારી પાડી. મારા ડબ્બામાં બેઠેલા કેટલાય શીખ ને બીજા હિંદુભાઇઓ મારી હાલત જોઇને પણ ગરીબ જેવા બેસી રહ્યા.

ટ્રેનના બીજા ડબ્બાઓમાંથી પણ મારા જેવી જ ચારેક યુવતીઓને એ પોલીસોએ પકડી આણી. એમાંથી એકને પેલા ટીકીટ કલેક્ટરે નજીકના વેઇ-ટીંગ રૂમમાં લઈ જવાનો ઇશારો પોલીસને કર્યો કે તરત તેને ત્યાં લઇ ગયા. ત્યારે અમે બાકીની તો ધ્રૂજી જ ઊઠી. ને મનમાં થયું કે અમારું અહીં શું થશે ?

ટ્રેન પાછી અમને પ્લેટફોર્મ ઉપર એકલી છોડીને ઝપાટાબંધ ચાલી ગઇ. ત્યારબાદ પેલો ટીકીટ કલે-કટર વેઇટીંગ રૂમમાં ગયો. ને તેણે એક ગભરુ યુવતી ઉપર બળાત્કાર ગુજાર્યો એમ તેની કારમી ચીસો સાંભળીને મેં તરત જાણી લીધું.

એ યુવતી જ્યારે વેઇટીંગ રૂમમાંથી બહાર આવી ત્યારે નજીકમાં જ આરામ કરી રહેલા પોલીસની બંદૂકની ઉપરની સંગીન તેણે ઝડપથી ખેંચી કાઢીને ટીકીટ કલેક્ટર તેની ઓફીસમાં પોતાની બડાઈ હાંકતો ઊભો હતો તેની ઉપર અજાણતાં જ પેલી યુવતી તૂટી પડી ને સંગીન વડે તેને ખલાસ કર્યો.

એ તો ખલાસ થયો. પણ પછી પોલીસોએ એકઠા થઈને આ યુવતીને પકડી તેનાં વસ્ત્રો ખેંચી કાઢીને નગ્ન કરી. પ્લેટફોર્મ પર એકઠાં થયેલાં ટોળાંની વચમાં સહુએ તેની ગંદી મજાક ઉડાવી પછી પોલીસોએ એ જ સંગીન વડે તેનાં સ્તન કાપી નાંખ્યાં. પછી તેનાં નાક, કાન, હાથ, પગ વારાફરતી કાપ્યાં ને છેવટે તરફડતી તરફડતી મારી નજર સામે એ મૃત્યુ પામી. એ પણ મારા જેવી જ કોઇક હતભાગી નિર્વાસિતા હતી. '

યુવતીની વાતમાં અમારું સહુનું ધ્યાન એવું પરોવાઇ ગયું હતું કે એના સિવાય બીજું કાંઈ જ અમને દેખાતું ન હતું. યુવતીએ વ્યથાપૂર્ણ અવાજે કહ્યું :

'...એ સ્ટેશન ઉપર પેલી યુવતીનું ખૂન કર્યા પછી બધા આઘા પાછા થઇ ગયા હતા. ત્યારે અત્યારે આપણે જે ટ્રેનમાં બેઠા છીએ એ ટ્રેન ત્યાં આવીને ઊભી રહી રેલ્વેના નિયમ પ્રમાણે ટ્રેન ત્યાં ઊભી રહેવાની ન હતી. પરન્તુ અકસ્માત જ ઇન્જીનને પાણી લેવું હતું માટે ટ્રેન ઊભી રહી ગઇ ને તેમાં ઉતાવળથી હું ચઢી બેઠી છું. હવે મને ખબર નથી કે મારું શું થવાનું છે. કારણ કે હવે મારી ખબર લેનાર કોઈ ... કોઇ જ નથી રહ્યું, એમ મને લાગે છે... '



( સંપૂર્ણ )

# શિક્ષણ અને જાતિયતા

મનુભાઈ વૈદ્ય. એમ. એ. એમ. ઈ. ડી.

આવતી કાલની શાળાઓ કેવી હશે? અનેક યોજનાઓ બહાર પડે છે. શાળાઓ, તેમના મકાનો, પ્રયોગશાળાઓ, હુન્નરશાળાઓ, વગેરેની. ચર્ચાઓ થાય છે. કેટલીક ચર્ચાસ્પદ પણ હોય છે. પણ આ બધી ચર્ચાઓ, યોજનાઓ વહીવટની દૃષ્ટિએ થતી હોય છે. બાળક અને તેનો સ્વભાવ, તેની વૃત્તિઓ, તેમનું વર્તન, તેમની ઉર્મિઓ, તેમનું શાસન આ બધું લગભગ વીસરી જવામાં આવે છે. હજુ શિક્ષણના અનેક પ્રદેશો, જીવનના મહાન પ્રશ્નો ઉપર પડદો જ રાખવામાં આવે છે. તે પ્રશ્નો ચર્ચવામાં સામાજિક સભ્યતા નષ્ટ થતી હોય તેમ શિષ્ટ સમાજને લાગે છે. Taboos નિષેધનો યુગ હજુ વીત્યો નથી. જીવનમાં જે પ્રશ્નો અગત્યનો ભાગ ભજવે છે તે પ્રત્યે આંખમીંચામણાં કરવાની ટેવ હજુ ગઈ નથી.

સ્ત્રી પુરુષ સમોવડી છે. બંને વિશ્વવિગ્રહોમાં દેશોની આઝાદીની લડાઈઓમાં તેમ જ અન્યક્ષેત્રોમાં સ્ત્રીઓએ સાબીત કરી આપ્યું છે કે તેઓ પુરુષ જેવું કામ કરી શકે છે. શાળા એ જો જીવનનું સમાજનું પ્રતિબિંબ હોય તો શાળા સહશિક્ષણ આપતી સંસ્થા હોવી જોઈએ. સહશિક્ષણ કુદરતી છે, સ્વાભાવિક છે. વિશ્લેષ (Segregation) કૃત્રિમ તથા વિઘાતક છે. સહશિક્ષણ વિરૂદ્ધ મોટી દલીલ એ છે કે તેથી છોકરાઓ તથા છોકરીઓ બગડી જાય છે. કિશોર—કિશોરીઓ 'પ્રેમ' કરતાં શીખી જાય છે. છોકરાઓ સ્ત્રૈણ બની જાય છે, અને છોકરીઓ હિડિમ્બા જેવી પુરુષ બની જાય છે! હવે વાસ્તવિક સ્થિતિ શી છે તે તપાસીએ. સહશિક્ષણના વાતાવરણમાં ઉછરેલ કિશોરે કે કિશોરીને, કિશોરી કે કિશોર એ નવીન કે નવતર ચીજ નથી. નવીન વસ્તુનું આકર્ષણ તેમને નથી. એક જ પ્રકારની શાળામાંથી બહાર પડેલ યુવક કે યુવતીને સરખામણી કરવાની ટેવ હોતી નથી. યુવકને પ્રથમ મળનાર કોઈ પણ યુવતી કામણગારી લાગે છે. તે પ્રમાણે છોકરીઓની જ નિશાળમાં ભણેલ યુવતીને હરકોઈ યુવક કામણગારો લાગે છે, જાતિય જ્ઞાન તો ચોરી છુપીથી, મિત્રોદ્વારા તથા અવૈજ્ઞાનિક પુસ્તકો દ્વારા મેળવેલું હોય છે. આવું અર્ધદગ્ધ જ્ઞાન નિરૂપયોગી હોવા કરતાં બલ્કે ભયજનક વધારે હોય છે. એક બીજાથી જુદાં રહેનાર કિશોર–કિશોરીઓ જાતિય તત્ત્વ વિષે કશું જાણતા હોતા નથી તેમ માની લેવું એ નરી મૂર્ખાઈ છે, તે સંભવી શકે જ નહિં, પણ Taboos મનાઈનાં પાટિયાં એટલાં બધાં હોય છે કે તે વિશે વાતચીત પણ ન થઈ શકે. તેની નિખાલસ ચર્ચા પણ ન હોઈ શકે જીવનના મુખ્ય અંગને ઉપેક્ષવાની જ વૃત્તિ હોય છે. એટલે આ જરૂરી જ્ઞાન બીજે અર્ધદગ્ધ રસ્તે આ લોકોને મેળવવાનું રહે છે.

આપણા છાત્રાલયોનો પ્રશ્ન લઈએ. ત્યાં બધું બરાબર છે? કંઈક સારૂં ચાલતું હોય છે. પણ સભ્યતાનો આપણો ખ્યાલ તે ચર્ચવા તૈયાર નથી. બોધ અને ભયમિશ્રિત બોધની આપણી ટેવમાંથી આપણે હજુ મુક્ત થયા નથી. સાદી સીધી રીતે વિદ્યાર્થીને સંબોધવા આચાર્ય કે ગૃહપતિ તૈયાર નથી. આવું જ છોકરીઓના છાત્રલયમાં પણ બને છે. નાની છોકરીઓ પોતાનો સ્નેહ મોટી છોકરીઓ કે નિશાળની શિક્ષિકાઓ ઉપર ઢોળે છે. માનસશાસ્ત્રીઓ કહે છે કે મધ્યમ વર્ગ કે ધનિક વર્ગની કેટલીક સ્ત્રીઓમાં જે frigidity-ઊર્મિશૂન્યતા દેખાય છે તેનું મૂળ કારણ કિશોરાવસ્થાનું આ પ્રકારનું જીવન હોય છે.

સહશિક્ષણના વિરોધીઓ અમેરિકાની મિશ્રિત (Mixed) શાળાઓ તરફ આંગળી ચીંધે છે. કહે છે:–'પરિણામ જુઓ વિનોદ-વલખાં-વિલાસ-વ્યભિચાર!!' અમેરિકાનો આપણને જાત અનુભવ કે દીર્ઘ અનુભવ નથી. તે માટે ખરો ખ્યાલ ત્યાંના કેળવણીકારો આપી શકે. પણ અમેરિકામાં ચોતરફ વિલાસ દેખાતો હોય તો ખામી સહશિક્ષણની નથી, તેમ હોય તો ખામી ત્યાંની કેળવણીપદ્ધતિની છે.. પણ આ તહોમતનામા ઉપર વિશેષ વિચાર કરવાની જરૂર છે, જરા શાંતિથી વિચાર કરીએ, કિશોર અવસ્થા પ્રાપ્ત કરતાં સોળ અઢાર વર્ષની ઉમરે કિશોરને સ્વાભાવિક



જાતિય વૃત્તિ સતેજ થાય છે. કુદરતનો આ અનિવાર્ય ક્રમ છે. તેને અવગણવું તે હાસ્યાસ્પદ છે, પણ આનો અર્થ એ નથી થતો કે અઢાર વર્ષનો દરેક યુવક કોઇ છોકરી સાથે પ્રેમમાં હોય છે જ પણ આ વૃત્તિના સ્વભાવિક વિકાસ માટે યોગ્ય સામાજિક વાતાવરણ નથી, બીજું તો છોકરા-છોકરીઓ એક બીજાને ઓળખે, એકબીજાની સાથે હળે-મળે તેમાં શું ભય આવી ગયો ? અને જ્યાં સહશિક્ષણ નથી, જ્યાં સ્ત્રી-પુરુષ એક બીજાથી 'એક ગાઉ' દૂર રહેતા હોય ત્યાં લોકો જેને 'અયોગ્ય આકર્ષણ' કે 'અનીતિ' કહે છે—તે નથી ? થોડા પ્રામાણિક થવાની વિશેષ જરૂર છે. ભયથી, ત્રિશ્લેષથી, 'ન'કારથી નીતિ પળાતી નથી. નીતિ negative અભાવાત્મિક હોતી નથી. આપણે એવી સમાજ—વ્યવસ્થાની જરૂર છે કે જેમાં પ્રેમ—તત્ત્વનો સ્વીકાર થવાની જરૂર સમજાય, પ્રેમની ભડક ચાલી જવી જોઈએ. પ્રેમ કે કામ, જાતિય વૃત્તિ કે આકર્ષણને ભૂગર્ભમાં ધકેલવાથી કોઇનું શ્રેય થતું નથી. ભૂગર્ભ પ્રવૃત્તિ હમેશાં ભયજનક હોય છે. પણ યુવાની અને જાતિયતાની વાત આવે છે ત્યારે લોકો કોઈ ઉલ્કાપાત થતો હોય તેમ બુમરાણ કરી મૂકે છે.

પ્રશ્ન એ છે કે જુવાનો માટે આ sex-taboo ચાલુ રાખવો? જો ચાલુ રાખવો હોય તો સમાજના જે અનેક સળગતા પ્રશ્નો છે તેનું શું ? ડૉ. ફ્રોઈડ કહે છેઃ જીવનની સફળતા કે નિષ્ફળતાનો આધાર આ sex—જાતિયતા ઉપર અવલંબે છે. અને જીવનની એ કરુણતા છે કે જીવનના મુખ્ય અંગનું જ આપણે ઉચ્છેદન કરી રહ્યા છીએ. જાતિય જ્ઞાન કે સંબંધો જો આટલા ઉપયોગી હોય તો તે જ્ઞાનથી—શાસ્ત્રિય જ્ઞાનથી આપણાં કિશોર-કિશોરીઓને વંચિત રાખવા તે હિતપ્રદ છે ? તે દંભ નથી ? તેમાં જોખમ નથી ? આનો એક ઉકેલ કેટલાકોએ એ કાઢ્યો છે કે શાળાઓમાં વિદ્યાર્થીઓને જાતિયજ્ઞાન આપવું. આ ઠીક છે. શરીર-રચનાનું જ્ઞાન આવશ્યક છે. શરીરનાં અંગોના વ્યાપાર જાણવા તે પણ જરૂરનું છે. આ જ્ઞાન જ્યારે ઊર્મિલતાથી રંગાય છે ત્યારે પ્રશ્ન નાજુક બની જાય છે. પ્રશ્ન નાજુક છે પણ ઊર્મિલતા દરેક જીવનમાં અગત્યનો ભાગ ભજવે છે. ઊર્મિઓની કેળવણીના અભાવે જ આપણી સંસ્કૃતિનું નાવ ખરાબે ચઢી ગયું છે. Hand-હાથ ઉદ્યોગોની કેળવણીની વાતો થાય છે. તેની જરૂરિયાત પણ સ્વીકારાઈ છે. Head-મસ્તક જ્ઞાન આપવાની કેળવણી તો ચાલુ છે. Heart-હૃદય-ઊર્મિઓની તાલીમનું શું ? ચલચિત્રોના ગાયનો ઉપર જીવતી પેઢી ઊર્મિઓની તાલીમ પામી નથી. આ તાલીમનો અભાવ કાળાં બજાર, ભૂખમરો, કોમી ખુનરેજી તથા વિશ્વવિગ્રહો માટે જવાબદાર છે. અનેકને ભૂખે મારી, પોતે માલેતુજાર થવું; પોતાની મહત્વાકાંક્ષાઓ પોષવા અનેક નિર્દોષોની કોમી આગમાં આહુતિ આપવી; મૂડીવાદ કે સામ્રાજ્યવાદને ખાતર વિશ્વવિગ્રહો જગાવીને કરોડો માનવીઓનો નાશ કરવો; —આ બધું ઊર્મિઓની યોગ્ય કેળવણીના અભાવને અંગે જ થયું છે અને થાય છે. ઊર્મિઓમાં જાતિય તત્ત્વ પણ બહુ જ અગત્યની ઊર્મિ છે તે સમજવું જોઈએ.

કિશોર છોકરાંઓને આ જ્ઞાન કેમ આપવું ? સમૂહમાં જે વાત થઇ શકે તે સમૂહમાં કહેવી. બીજું ખાનગીમાં કહેવું. આ કેમ કહેવું તે પણ કળા છે, ખોટી, રોગિષ્ટ જિજ્ઞાસા બતાવ્યા વગર, એક વિજ્ઞાનિકની દૃષ્ટિથી અને હેતાળ વાણીથી આ વાતચીત થવી જોઈએ. આ વાતચીતમાં ભય ન હોવો જોઈએ. રોગનો ભય, આબરૂનો ભય, અશક્તિનો ભય વગેરે ભયો બતાવવા માટે આ ખાનગી વાતચીત નથી. તેમજ કોઈ પણ પ્રકારના સ્ખલન પ્રત્યે ધિક્કાર બતાવવા માટે પણ આ પ્રસંગ નથી. ભય કે ધિક્કાર ઉપર શિક્ષણ અવલંબતું નથી. પ્રેમથી, સમજાવટથી એક વિજ્ઞાનિકની કળાથી આ જાતિયતાનો પ્રશ્ન ચર્ચવો જોઈએ. યોગ્ય પણ સમજણ સાથે, નિયમિત વ્યાયામની ટેવને લીધે અનાવશ્યક નિષેધો (Taboos) દૂર થતાં, યુવક-યુવતીઓનું જાતિય જીવન ઘણું નિયમિત બની જશે કુટેવો દૂર થઇ જશે. કુટેવો દૂર કરવા માટે પ્રેમનો કોમળ પ્રવાહ જોઈશે. અત્યાર સુધી જાતિયતાનો પ્રશ્ન ગુંગળાવવામાં આવ્યો છે.

નિયંત્રણોની વાડમાં મનુષ્યને રહેવું પડ્યું છે પરિણામ શું આવ્યું છે! માણસો વિશેષ નીતિમાન થયા છે? જરૂર નહિ. માણસ વિશેષ શરમહીન બર્બર પુરવાર થયો છે. ત્યારે જાતિય જ્ઞાન રીતસર આપવામાં શો વાંધો છે? જાતિયતા એટલે વ્યભિચાર કે બળાત્કાર નહિ. ચોખલિયો માણસ તો જાતિયતા (sex) શબ્દથી જ ભડકી ઊઠે છે. જાતિયતા શબ્દથી તેની રોગિષ્ટ, રૂંધાયેલ કલ્પના કંઇ કંઇ દશ્યો ખડાં કરી મૂકે છે. આ જ્ઞાનના અભાવે કેટલીયે વ્યકિતઓ neurotic બની જાય છે તે સમાજ જાણે છે? ચોખલિયાઓને તેની ખબર છે? કૃત્રિમ અવરોધથી જ્ઞાનતંતુઓ ઉપર વધારે પડતું દબાણ થાય છે. કેટલી સ્ત્રીઓ Neurosisની ભોગ બની છે? કેટલા પતિઓના જીવન તેમના આ સ્વભાવને અંગે બરબાદ બન્યાં છે? કેટલા પતિદેવો ક્રોધિષ્ટ, અસ્થિર મગજના થઈ, આ કૃત્રિમ અવરોધથી, આ જાતિય પ્રશ્નના જ્ઞાનના અભાવે કુટુંબને બોજારૂપ થઇ પડ્યા છે! આ સંખ્યા મોટી છે. દાક્તરો તે કહી શકશે. આ રોગનું મૂળ ઊંડું છે–જૂનું છે આ રોગ જીવનને નષ્ટ કરી નાખે છે. રોગના મૂળને દૂર કરવા માટે જાતિય પ્રશ્ન પ્રત્યે સમાજે પોતાનું વલણ બદલવું પડશે

સહશિક્ષણનો અર્થ એવો નથી કે એક શાળામાં વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનિઓ એકી સાથે ભણે. છોકરીઓ એક તરફ બેસે; છોકરાઓ બીજી તરફ. અને એકે બીજા વચ્ચે કોઇપણ જાતનો સંપર્ક ન હોય. આ સહશિક્ષણ નથી જો તો માત્ર તેનો આભાસ છે. સહશિક્ષણમાં સ્વમાન તથા સમાનતાની ભાવનાઓ આવી જાય છે. છોકરા, છોકરીઓ, કિશોરો તથા કિશોરીઓ વિના સંકોચે સાથે ભણે, સાથે રમે, સાથે ચર્ચા કરે, સાથે કામ કરે–તે સહશિક્ષણ છે. અને આવી મિશ્રિત શાળાઓમાં બ્રહ્મચર્યની તેમજ "તમો બધાં ભાઇ–બ્હેન છો," તે વાતો જ વારંવાર કર્યા કરવી તે હિતાવહ નથી. એટલું જ નહિ, જોખમકારક છે. આવી વાતોથી ઉલટું સૂચન થાય છે. તંદુરસ્ત સમાજ કે શાળામાં આવા બોધની જરૂર નથી. બોધથી દુનિયા સુધરતી નથી. અત્યાર સુધી ધાર્મિક પ્રવચનો તથા ઉપદેશોની ક્યાં ઊણપ રહી છે! તે છતાં લફંગાઈ, ચોરી, ખૂનો, વિગ્રહો અટક્યાં નથી; બલ્કે વધ્યાં છે. શિક્ષક આ જાતિયતાના વિષયથી અજ્ઞાત છે. તે પોતે પણ ભડકે છે. દાક્તરો પણ આ વિષયની અગત્યથી અજાણ છે. તેઓ પણ એવા વાતાવરણમા ઉછર્યાં છે કે તેઓ પણ હિંમતથી આ વિષયની વાત કરી શકતા નથી. તેમને પણ આમાં કંઇક છુપાવવાનું હોય તેમ લાગે છે. Taboo–નિષેધથી તેઓ ઘણાખરા–અલિપ્ત રહી શક્યા નથી. આમ જનતા તો આ વિષય પરત્વે કશું જાણતી નથી. જીવનના આવા અટપટા તથા અગત્યના પ્રશ્ન વિશે જનતાનું અઘોર અજ્ઞાન હોય તો દેશનું પ્રાણ બહુ ઉજ્જવળ હોઇ શકે નહિ દુનિયાની શાંતિ ગણિત કે રસાયનવિદ્યા ઉપર અવલંબતી નથી. માનવી જીવનના ઊર્મિલ તત્ત્વ ઉપર તે અવલંબે છે. ઊર્મિઓ દબાયેલ હશે, તેથી વિકૃત હશે અને Taboos,–નિષેધો દૂર નહિ થયા હોય તો દુનિયાનું ભાવિ આશાસ્પદ નથી. આ ઊર્મિઓમાં જાતિય ઊર્મિ પણ એક સર્વગ્રાહી ઊર્મિ છે જેટલું તે વહેલું સમજીએ તેટલું દરેકને ફાયદાકારક છે



## પ્રાર્થના

ક્યું સુખ હું મેળવું તુજ અજોડ સ્મૃતિ ત્યજી!
નથી જીવનમા કદી સુખ તણી મને વાંછના
'તને નહિ કદી હું વીસરું' મહીં રહ્યું સુખ સૌ.
મને અબુધને, તને ( જગત – પ્રેમ – પ્રતીકને )
કદી વિનવ ભૂલવા નહિ, — સનાતન એક છે,
તને તુજ પ્રતીકને સતત પ્રાર્થના માહરી.

'પ્રયાત'

# રંગચૂંદડી

વ્રજલાલ ત્રિવેદી

## સર્જન પરિચય

કુદરત એ જ ખરી મૌલિક સર્જક છે, જ્યારે માનવી કલાકાર એ તો કુદરતનો અનુગામી છે.

ઘણીવાર આપણા વિદ્વાનો કહે છે : "અમુક કલાકારે જે લખ્યું છે, અથવા શિલ્પ કે ચિત્ર બનાવ્યું છે, તે સર્જન એ કલાકારનું પોતાનું જ મૌલિક છે." આ પ્રમાણે આપણે અવારનવાર સાંભળીએ છીએ. અથવા સારા પુસ્તકોમાં વાંચીએ પણ છીએ.

પણ વાસ્તવમાં આમ હોય છે. કુદરતમાં કે જીવનમાં જ્યારે જ્યારે પણ કોઈ વસ્તુ જોઈ હોય અથવા અનુભવી હોય ત્યારે જ એ વિચાર કલાકારના મગજમાં મંથન થઈ આકાર પકડવા પામે છે. અને પછી એ કુદરતમાં અને જીવનમાં જોયેલ અને અનુભવેલ વિચાર કલાકૃતિ રૂપે આલેખી કે લખી અથવા સર્જન થઈ શકે છે, એટલે માનવીનું સર્જન એ તો મહાન કુદરતની અનુકૃતિ જ ગણી શકાય.

આપણી દૃષ્ટિએ જે મૌલિક સર્જનો આપણે કહીએ છીએ એની પાછળની પૂર્વ ભૂમિકાઓ વિધ વિધ પ્રકારની હોય છે. જેને આપણે મૌલિક સર્જન કહીએ છીએ તે તો કુદરતને જોયા પછી જ અને એને ઓળખીને જ. વિચારો ઘડાય છે. અને પછી કલાકૃતિઓ રૂપે જગત આગળ રજૂ થાય છે. ઘણા સર્જકોનો અનુભવ છે કે કુદરતને કોઈ પણ વખતે જોઈએ કે અનુભવીએ નહિ ત્યાં સુધી મૌલિક સર્જન થવું ઘણી રીતે અશક્ય છે.

અને એવી રીતે કોઈ એમ કહે કે, 'આ સર્જન તો મારું પોતાનું મૌલિક જ છે.' આપણાથી એકદમ એ હકીકત સત્ય માની શકાય નહિ. કારણ કે માણસનું કોઈ પણ મૌલિક સર્જન એમાં હરક્ષણે કુદરતની સંજ્ઞા વડે થતું જીવનવ્યવહારનું દર્શન અચૂક જાણ્યે અજાણ્યે પણ થયા જ કરે છે. એટલે ખરી રીતે તો, માનવ કલાકારે પોતાના મૌલિક સર્જનોનો ફાળો મહાન કુદરત, જે કલાના આદ્ય આચાર્ય છે, એને ચરણે ધરી દેવો એમાં માનવતા અને સંસ્કાર રહેલા છે.

સત્ય મૌલિક નવસર્જન દશ્યોને કુદરત-કલાકાર આપણી આંખો સામે પ્રસંગોપાત ખડી કરે છે, એ આપણાથી ક્યાં અજાણ્યું છે? એ દશ્યોનું દર્શન, એની ભાવનાઓમાં આપણને તરબોળ કરે છે. એ પણ આપણે જાણીએ છીએ. પ્રચંડ ધરતીકંપોનાં દશ્યો આકાશમાં હરક્ષણે થતી અને પલટાતી ગ્રહમાળાઓ, વળી જળમાં ભૂમિ અને ભૂમિમાં જળનું ફેરવાઈ જવું, ફાટતા જ્વાળામુખી પર્વતો, આવા અનેક નવસર્જનો, આ સર્જનદશ્યોને જ ખરાં મૌલિકદશ્યો કહી શકાય. આપણે જે કૃતિઓ કરીએ છીએ તે તો, મહાન કુદરતના આ ભવ્ય સર્જનોની આપણા મગજ ઉપર છપાયેલ છાપ હોય છે. એ છાપની અનુકૃતિ એ આપણા માનવીનું મૌલિક સર્જન.

માનવ કલાકારના સર્જનની હદ એટલે સુધી હોય છે કે જેટલું મહાન કુદરતના દર્શનનું એનું મનન અને અધ્યયન સાદી ભાષામાં કહીએ તો જેવો કેમેરાનો પાવરફૂલ લેન્સ હોય તેવોજ દેખાવ એની સ્લાઈડ ઉપર છપાય છે.

પ્રસંગોના દર્શન પછી વિચારોનું ઘડતર અને ત્યાર પછી એનું સર્જન કૃતિમાં પરિવર્તન કેવી રીતે





થાય છે એની હકીકતો સાધારણ આ પ્રમાણે છેઃ

આપણા સામાન્ય જીવનવ્યવહારના પ્રસંગોના અનુભવ દર્શનના આધારે સર્જાયેલ કેટલાક ચિત્ર-સર્જનો થતાં પહેલાંની પૂર્વ ભૂમિકાની છાપ આવી રીતે મારા મગજ અને વિચારો સાથે ઘણા વર્ષો પહેલાં છપાયેલ હતી. એ ફિલ્મોની સ્લાઇડો કેવા સંજોગોમાં એકસપોઝ થયેલી એનું વર્ણન નીચે રજૂ કરવા કોશિશ કરું છું.

ચિત્રકલાનો અભ્યાસી હું ભવિષ્યમાં થઇશ એવું એક પણ ચિહ્ન આ શરીર સાથે બંધબેસતું નહોતું એવા જમાનાના પ્રસંગોની હકીકતો આજે વર્ષો પછી કલાકૃતિ સ્વરૂપે સર્જાઇ છે. સમય, ભેજું કે આ શરીર, કોની બલિહારી તે કહેવું પણ મુશ્કેલ છે. પણ બલિહારી તો કુદરતની જ આજે માનવી પડે છે કે, સમય, ભેજું અને આ શરીર એની સાથે કોઇ એવી 'વસ્તુ' સુમેળ સાધી ગઇ કે, આજે એ દરેકના સંયોગથી પ્રેરણાદાયક સર્જન થઇ શક્યું. અને તેમ છતાં પણ એ 'વસ્તુ' એનો તો હજી ભેદ જ નથી મપાયો. એ 'વસ્તુ' તો ગેબ જ રહી છે. એ મંથન ખૂબી ઉપજાવી રહ્યું છે.

જેવી રીતે એક કવિએ કહ્યું છે કે—

'કાનમાં કહો કોણ બોલ્યું શબ્દ સાંભળી જાયજી.'

એવી જ રીતે—

'આંખમાં કહો કોણ બેઠું જોનાર જોયો ન જાયજી.'

આ લોક-ભજનોની પંક્તિઓનું ગૂઢ જ્ઞાન, ઉપરની 'વસ્તુ' સાથે ગેબ જ રહી ગયું છે. એનો ભેદ હજી અગમ રહી ગયો છે. મોટા-તત્ત્વજ્ઞાની કે વિદ્વાનો એ ઉંબરે હજી પગ નથી મૂકી શક્યા.

ચાલો આપણે તો અત્યારે એ ભેદના આ બાજુના પડળની જ વાતો કરવાની છે.

## મહિયરની વિદાય

ગામડાને ગોંદરે કુમારજીવન જે વખતે ધીંગાણાં મસ્તી કરતું હતું, અને જીવનમાં શું કેળવણી કે શું સંસ્કાર એનું ટીપુંયે જ્ઞાન શરીરમાં પ્રવેશ કરવા અસમર્થ હતું એવો બેજવાબદાર યુગ આ શરીર સાથે ઘસાતો પાણીના રેલાની જેમ ચાલ્યો જતો હતો. એવી એક શીળી સંધ્યાએ અમે શેરીના સાથીદારો મારા ગામ વળાને (વલ્લભિપુર)ને ગઢકોટે ગેડીદડા રમવાની બથડાટી બોલાવતા હતા. વીજુપાણી પછીનો આ સમય ઘેરાતો હતો. ધૂળની ઊડતી રજકણોથી આકાશનો ચાંદો ઘેરાઇ અને પીળો બનતો જતો હતો. ચમારડીના-દરવાજા બહાર સ્મશાન નજીકના ભૂતનાથ મહાદેવનો ચોકીદાર-કાબરો ઝાડીઓની અંધાર ઘટાની ઓથેથી અવારનવાર ભસ્યા કરતો હતો.

એવામાં ઠંડીના ચમકારે સાથે દૂર દૂરના ઊંડાણમાંથી ઢોલની દાંડીના ધ્રમકારા અને શરણાઇઓનો અવાજ અમારા કાને અથડાયો. હરણાંઓ ભડકીને ચમકે એવી રીતે અમારા કાન ચમકી ખડા થઇ ગયા. કંઇક કુતૂહલ થયું હોવું જોઇએ, એની ખાતરી કરવા આથરના રામમંદિરને ચોરે અમે એકઠા થયા.

શેરીની ખડકીના ભાંગલા દરવાજાઓ ભડોભડ ખખડ્યા, અને અવાજ સાથે ગોકીરો શરૂ થયો.

"એલા હાલો...ઓ!" હાલો...ઓ ભાઇ! આ પ્રમાણે સમૂહસૂરો સંભળાયા. ભટશેરીમાંથી અજાણ્યા સૂરો નીકળ્યા. "આ બધું શું છે! એલા ભાઇ...ક્યાં હાલવાનો આ દેકારો સંભળાય છે?"

'એ કલ્યાણપર અને લાખણકે કણબીની જાનુ પરણીને જાય છે. એટલે દક્ષિણા દેવાય છે. એનો આ બુંગિયો સંભળાય છે. દોડજો ભાઇ!'

અમે બ્રાહ્મણના છોકરા દક્ષિણાનો શબ્દ સાંભળતા ગેડીદડાની રમત સંકેલી ટોળાંની સાથે રવાના થયા,

તળાવને કાંઠે ટોળાં જમા થતાં ગયાં. રાતના દોઢનો શુમાર થયો હતો. ઠંડીને લીધે આરામાં ઝૂલતું પાણી પણ સૂતું હતું. મશાલોનો પ્રકાશ ગામ બહાર આવતો જણાયો. ઢોલ ત્રાંસા અને શરણાઇ બુલંદ અવાજે ધ્રમકારા બોલાવવા લાગ્યા. અને જોતજોતામાં જાનના ગાડાની સાથે જોડેલા બળદના આભૂષણોના

આભલાઓ ચમકવા લાગ્યાં, વચમાં વચમાં લગ્નગીતોના ઢાળો પણ કણુબણુ–ના કંઠેથી હલકારા દેવા માંડયા.

"આજ લાખ ખરચીને લાડકી લાવ્યા રે આનંદ ભર્યો"
આજ માવડીના પદમશીભાઈ પરણ્યાં રે આનંદ ભર્યો.

આવા ભાવના ગીતો સાંભળીને ખેડૂતોની રૂપિયાની ફાટો પણ ફાટુ ફાટુ થઇ ગઇ.

એક બાજુથી જાનોની વિદાયગીરી, બીજી બાજુ બ્રાહ્મણો અને સાધુબાવાઓને દક્ષિણા આપવાનો અને ત્રીજી બાજુ, માનવ જીવનના એક કુમળા હૃદયને ખૂણે, ઉપરના ઊર્મિભર્યા દશ્યોની વચ્ચે, "વસમી વિદાય"ની વેદનાના પ્રવાહો માતા અને પુત્રી વચ્ચે અથડાતા હતા.

એ વખતે માણસોના ટોળાને એક ખૂણે હું ઊભો હતો જાનના ગાડામાંથી પુત્રીને ઉતારી અને ગોળનું પાણી પાતી માતાને જોઈ, અને છલકાતી આંખે પુત્રીને છાતી સરસી દાબી અને ભેટી પડતાં પણ જોઇ. આ સ્નેહભીનું આનંદ અને કરુણા વચ્ચે ઝોલા ખાતું દશ્ય, તુરત જ મગજમાં આલેખાઈ જાય છે. અને ત્યાર પછી ઘડી બેઘડીમાં તો જાનના ગાડાઓ રાત્રિના અંધકારમાં અદશ્ય પણ થઇ જાય છે.

વર્ષો પહેલાંની મગજમાં પડેલ એ છાપને આજ ઘણા વર્ષો વીતી ગયા અને કલાને પંથે ચઢયા પછી આ "મહિયરની વિદાય"નું ચિત્ર પ્રથમ સર્જાયું. આજે તો આ ચિત્રની કન્યાને પણ સાસરે વિદાય કરી દીધી છે (ચિત્ર વેચાઈ ગયું છે) પણ એની બીજી અનુકૃતિ જ્યારે જ્યારે હું જોઉં છું, ત્યારે ત્યારે, કવિ બોટાદકરના "માતૃગુંજન" કાવ્યની બે ચાર કડીઓ વેદનાભરી જીભને ટેરવે ચઢી જાય છે.

"આજ મરી જતી માવડી રે એને કાળજે કાણું
દુઃખભર્યું એની દાઢમાં રે એને આપવા આણું.
જૈલીડા ઢોલ ઢબુકતો રે જરી રાખજે છાનો
ધાવ ઊંડા ઘટમા પડે રે નથી વેઠવા આરો."

## બંસીના સૂર

આ ચિત્ર પણ ઉપરના યુગકાળે મગજમાં આલેખાયેલ હતું. શેરીના નાકે આયરને ચોરે હું રોજ પરોઢમાં દાતણ કરવા બેસતો. બીજા બે ત્રણ ટીખળી સહાધ્યાયીઓ પણ ત્યાં આવી બેસતા.



ત્યાંથી રોજ એક કાળી અલમસ્ત ભેંશની પાછળ નમણું સૌંદર્ય પસાર થતું દેખાય, આ રોજનો ક્રમ થઇ પડેલો. માથા ઉપરના ઝૂલતા હળી ગયેલા કેશ, એની ઉપર ઓઢેલો ભરત–ભરેલો પીળા રંગનો ઓછાડો, લાલરંગની કાપડી, વાદળીઘેરા–ચણિયો, પગની સુદઢ પિંડીઓ દેખાય એવી રીતે કેડમાં ખોસેલો ઘેરો વાદળી ચણિયો, લાલરંગમાં પીળી ત્રણ ટીબકીઓ, છાપેલ ઊનની ઓઢણી, પગમાં કડલીઓ અને અલમસ્ત ભગરી ભેંશને કાબૂમાં રાખવા હાથમાં ઝાડની એક નાનીશી તીરખી ફેરવતી જતી એક ખેડૂતની છોકરીને પોતાની ભેંશ સાથે રોજ નદી તરફ જતી જોવામાં આવતી—

આ પ્રમાણેના નિયમમાં જો કોઈ દિવસ વહેલુંમોડું થાય તો દાતણ ઘસવાનો ક્રમ પણ એની સાથે





જ સચવાઇ જતો.

ભેંશને પાણી પાવા નદીએ જતી આ છોકરી ઘણા વખત સુધી દેખાઇ. પછી તો વચમાં ઘણો સમય પસાર થઈ જાય છે, અને હું પણ વતન છોડીને અમદાવાદ આવી ચઢું છું, અને અણધાર્યા કલાના અભ્યાસની શરૂઆત કરું છું. કલાના અભ્યાસને ત્રણ ચાર વર્ષ થઇ જાય છે, એવામાં મારા વતન વળાથી એક મિત્રનો કાગળ મળ્યો, તેમા લખ્યું હતું કે, વજુભાઈ ! એક માઠા સમાચાર વાંચી લેજો '

અહી વળામા જેનું તમે સતત નિરીક્ષણ કરતા હતા તે " કાળી ભેંશ પાછળ ચાલ્યુ જતું નમણું સૌંદર્ય. " તે એકાએક નદીના વહેણમા પોઢી ગયું છે.

બસ આટલા સમાચારો પૂરતા હતા. સ્મૃતિપડોને ખૂલતા શે વાર લાગે ? વર્ષો વહી ગયેલા સ્મરણોનું દૃશ્ય તુરત જ સ્મૃતિપટ ઉપર આછી ચિત્રકૃતિ રૂપે સર્જાઇ ગયું. સાથે વેદનાની એક ધ્રુજારી પણ હૃદય સાથે ઘસાઇ અને ચાલી ગઇ.

એ " નમણા સૌંદર્યનું " ચિત્ર થયું. બસીના સૂર

નદીકાંઠે આવેલી ભેખડ ઉપર ઊગેલી ઘટાભરી ઝાડીઓ નીચે, ભાગેલદેરી પાસે, એના અધૂરા રહી ગયેલ જીવનસંગીતનો સૂર સાંભળતી બેઠેલ કન્યાને બેસાડીને એની યાદ તાજી કરી છે. એ જ ઉમર, એ જ પોશાક અને મોઢા ઉપરની ઝળકતી એ જ નમણાશ સજીવન કરવા શકય એટલો પ્રયત્ન કર્યો છે.

આ છોકરી તરવામાં કુશળ હતી. કર્મ સંજોગે, પેઢલી ઉપરથી પાણીમાં ધુબકો મારતાં તળિયે કોઇ ઝાખરામાં એના પગ ફસકાઈ પડયા અને જળને તળિયે એ સૌંદર્યે ચિરસમાધિ લીધી.

## માનતા

લોકજીવનની પરંપરાગત વારસા સંસ્કૃતિની રીતરસમના આવા પ્રસંગો વતનને આંગણે અવારનવાર આવતા. એ સમય પણ એવો જ હતો કે જે વખતે કલા સૌંદર્યનું માપ પકડી શકવા સમજણ નહોતી. પરંતુ કલા શિક્ષાના કાળે એક પછી એક એમ આ બધી લોકજીવનની કિંમતી રીતરસમો જે ભૂતકાળના સોનેરી રજકણોમાં ચળકતી વેરવિખેર ઊડતી હતી. એને આ કલાશિક્ષાએ આકર્ષી અને એકઠી કરી મૂલ્યવાન બનાવી



દેવસ્થાને બિરાજેલા સ્મશાન નજીકના આ વડવાઓની માનતા કરવા આવેલ જીવનદંપતી અહી ભાગેલ દેરીએ અને પાળીઆ પાસે ભક્તિભીનું બની પુત્રની અમર યાચનાની ભિક્ષા માંગી રહ્યું છે. કુળના પ્રથમ વારસદારને આ વડવાઓની ખાભી આગળ રજૂ કરી વડવાઓના આત્માને શાંતિ પમાડવા અને તેમના આશીર્વચન પ્રાપ્ત કરવાનો હેતુ આ રિવાજમાં દર્શન થાય છે. અને પ્રતિમા સમી આ ખાંભીઓ પોતાના કુળનો દીપક અહોનિશ પ્રગટયો જ રહે એની સાક્ષી પૂરી દંપતીના ચહેરા ઉપર આનંદભાવનોની રેલ પ્રગટાવી છે.

રહેણીકરણી અને જુનવાણી પોષાકો સ્થળ અને સમયનું બન્યું ત્યા સુધી ભૂતકાળના દર્શનનું કુદરતમાથી અનુકરણ કરવા નમ્ર કોશિશ કરી છે. બાલ્ય જીવનમાં અનેકવાર આવા દર્શનો વતનમાં થયેલા એ વખતે તો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે ભવિષ્યમાં આ દર્શનો ચિત્રકૃતિરૂપે કાયમ બનશે.

## ગામડાનો ગાયક

આમજનતાના વિશાળ સમુદાયને સંગીત અને નૃત્યની લહાણ આપનાર પોળો, દુકાનો અને ખુલ્લા રાજરસ્તા ઉપરના નાચ ગાન કરનારા અભિનેતાઓ



જાતે ઘણું કરીને વાઘરી કોમના જ હોય છે. સિનેમા, નાટકો, રેકર્ડોના ગાયનો અને તેના ઢાળોની અનુકૃતિ અપભ્રંશ શબ્દોના રૂપાંતર સાથે અણસમજણ ભરેલા ભાવો અને ગાયનો ગાતા ગાતા નૃત્ય કરનાર આ નર્તકા અને ગાયક જનતાને ખુશ કરતા પોતાના કુટુંબની આજીવિકા સહેલાઈથી મેળવી લેતા હોય છે.



આખો દિવસ જનતાને મનરંજન કરાવી શહેરમાંથી સાંજે પોતાને ગામડે જતું આ યુગલ રસ્તામાં કિલ્લોલ કરતું ચાલ્યું જાય છે, શહેરમાંથી કોઈ શેઠાણીએ બક્ષિસ આપેલ કપડાઓનો તુરત જ ઉપયોગ કરી, પોતાના જૂના કપડાને ઉતારી બોચકીમાં બાંધી હર્ષાવેશમાં રસ્તો કાપતી ગાયકની પત્ની પતિના વાજિંત્રો સાથે ગાન કરતી પંથને રમ્ય બનાવતી ચાલી જાય છે.

ચિત્રના રંગવિધાનની શૈલી ભારતના જૂના ચિત્રકારોની રંગપુરણીની પ્રથાએ સાચવવા અનુકરણ કર્યું છે. વિશ્વભારતી શાંતિનિકેતનમાં ત્યાંના અભ્યાસ દરમ્યાન આ ચિત્ર કર્યું છે.

## સંધ્યાને ઓવારે

**મા**રા ગામનું આ તળાવ ઘણું મોટું નહિ હોવા છતાં તેની દંતકથાનો ઇતિહાસ ઘણો મોટો છે. વલ્લભિપુર જ્યારે આ પ્રાચીન ભારતના પાટનગરને પાટે બિરાજતું હતું એ વખતના રાજા સમ્રાટ શિલાદિત્યનો રથ અહીં રાખવામાં આવતો. અને આ જ સ્થળે એક કૂંડ હતો એમ કહેવાય છે. અને ત્યાર પછી ઉત્તરોત્તર પ્રજા માનતી આવી છે કે એ પુરાણા કૂંડના અવશેષ તરીકે આ તળાવ ટકી રહ્યું છે.



સાંજને વખતે ફરવા જતા તળાવડીને આરે ગ્રામસ્ત્રીઓને પાણી ભરતાં જોવામાં આવે. દૂર સંધ્યાની લાલી પણ પથરાઈ હોય અને એવી એકસ રમણીયતામાં દૂરથી વેજનાથ મહાદેવની ઝાલરના અવાજ કાનને ઘણા કર્ણપ્રિય લાગતા. એવી આ ભૂમિને માટે કવિ શ્રી ન્હાનાલાલે પણ એક સ્થળે ઉલ્લેખ કર્યો છે કે, જેને વલ્લભિપુરની યાત્રા કરવી હોય તેણે પગે ચાલીને જ એ પુનિત ભૂમિની યાત્રા કરવી, કારણ કે એના ખંડેરોની ઊડતી રજકણોમાં પણ આર્ય સંસ્કૃતિના દર્શન થશે અને રસ્તે ચાલતા એ ભૂમિના ભાંગેલ ઈંટડાઓ પણ વલ્લભિપુરની સમૃદ્ધિનો ખ્યાલ આપશે.

ભૂમિદર્શનની સ્મૃતિ તરીકેનું આ ચિત્ર ઉપરના કેટલાક કારણોની ભાવનાએ તૈયાર કર્યું છે.

## ખેડૂત કન્યા

**શિ**યાળાની ઠંડી સાંજ, ફાટેલ કપડામાં લપટાયેલ સુંદઢ બાલસૌંદર્ય જીર્ણ થયેલ ખોરડાની ઓસરીને કિનારે તાપતી આ ખેડૂત કન્યા ગરીબીમાં અમીરી અનુભવતી ચિત્રમાં માલૂમ પડે છે.

આજે તો આવું ભાંગતું લોકજીવન શહેરી જીવનમાં પલટાતું જાય છે. આવી નિર્દોષતા પણ વિકૃત





બનતી જાય છે અનેક રંગભર્યાં વસ્ત્રપરિધાનો અને લીપસ્ટીકની બનાવટી લાલીના રંગો મુખારવિંદ ઉપર ધરવા કરાશે તેમ છતા પણ આ વહી જતા યુગની સૌંદર્યતા અને લાલાશ તો ફરી હવે આવતા યુગ જીવનમાં દેખાશે કે કેમ? એ પણ એક વિચારસરણી મગજમા આટામાર્યા કરે છે

જે વખતે આ ખેતીપ્રધાન દેશની આપણી આપણા પૂર્વજો અમૂલ્ય ભાવે કલ્પતા એ સમયના શારીરિક સૌંદર્યનુ દર્શન ગ્રહેણીકણીમા ગરીબી નીતરતી હોવા છતા જીવન જીવવા માટેના પોષક તત્ત્વોની ભરપૂર સમૃદ્ધિ અને સંતોષવૃત્તિ આ ખેડુત બાળાની શારીરિક તંદુરસ્તીથી આ ચિત્રમાં જણાઈ આવશે



અનંત આકાશમા ઊગતા તારાની સંજ્ઞા મૂકી એવી ભાવના વ્યક્ત કરવા કોશિશ કરી છે કે, માતાના હૃદયાકાશનો આ તારો કાયમ ચળકતો જ રહે

૧૯૩૬માં શ્રી રવિભાઈ જાપાનના પ્રવાસે ગયેલા ત્યારે આ ચિત્ર સાથે લઈ ગયેલા અને ત્યાના એક પ્રસિદ્ધ સચિત્ર પત્રમા પ્રકાશિત થયુ હતુ

આપણા ખેતી પ્રધાન દેશની અમર ભાવનાનું આ પ્રતીક નવી પેઢીઓ માટે ભૂતકાળની સ્મૃતિરૂપે યોજાયું છે બોમ્બે આર્ટ સોસાયટીના કલાપ્રદર્શનમા આ ચિત્રને સારી ખ્યાતિ મળી હતી વળા સંસ્થાન ઠાકોર સાહેબે આ ચિત્ર પોતાના કલાસંગ્રહમા રાખ્યુ છે

## ઉમળકા

દરેક ગામડાનું આ પ્રચલિત દશ્ય દિવસ ઊગે ત્યારે અને આથમે ત્યારે સૌ કોઈને દષ્ટિગોચર થયા વગર રહે જ નહિ એવી રીતે નિત્યથી જીવનમાં રટણ થતું આ દશ્ય એક રીતે વિચારોની મહાન ભાવનાથી નથી સંકળાયુ અને ઘણો સાદો વિષય છે તેમ છતા માનવજીવનના હૃદયના ઉમળકાનો એક ખૂણાનો ઊભરો–દૂધ વેચીને ઘર તરફ પાછી ફરતીતેરબારણ માતા પોતાના ફૂલસમા બાળક પ્રતિ દાખવતી જતી દેખાય છે

## સુખનો ઘૂંટ

મોડી સાંજે ભિક્ષાવૃત્તિ કરી અને મારા બાપા ઘેર આવે તે સમયે હું ઘેર રોકાયો હોઉ કદાચ કારણ વગર જાણે હું કોઈકના આવવાની રાહ જોતો હોઉ એવુ બન્યા કરતું એમ કરતાં સાંજનો વખત થાય અને એક અવાજ ખડકી બહારથી સંભળાય

'એ દાદાજી હાલે વાળુ દઈ જાઓ!' અને તરતજ મારા કાન ચમકે અને દાતણ લેવા હું જ ખડકી બહાર દોડતો જાઉં



લોક જીવનનાં નીચલા થરનો, આ ઊતરતો થર, એણે પણ મને હેરત પમાડવામાં બાકી રાખી નહિ. મેઘરંગી એનું ઘાટીલું શરીર ઘણું મરોડદાર લાગતું. ઘર ઘરને આંગણે રોટલાનો ટુકડો લેનાર આ વાઘરણ ઘરેણા અને આભૂષણોની અદ્દભુત શોખીન હતી. સોના–રૂપાનો દાગીનો રોજ એના ગળામાં લટકતો દેખાતો. તેમ તેમ પણ આ અવલોકન મગજમાં સારી રીતે ઘુંટાવા લાગ્યું.

ત્યાર બાદ, વચમાં આગળની જેમ ઘણો સમય જાય છે અને જીવન પરિવર્તનના રાહે કેટલાક ચિત્રો કર્યા પછી ઉપરનું વર્ષો પહેલાનું ઘુંટાતું અવલોકન યાદ આવ્યું અને એમ થયું લોકજીવનની કેટલીક ચિત્ર કૃતિઓ સાથે આ નીચલામાં નીચલા થરની જાતિનું જીવન પણ ચિત્ર કૃતિ રૂપે સર્જવું જોઈએ અને કલામાં જાતિ ભેદ ન દાખવતાં વિશ્વરૂપતા સાધવનો આ નમ્ર પ્રયાસ કરી મારા ભૂતકાળનું એક મનોરમ્ય સ્વપ્ન ચિત્રકૃતિરૂપે રજુ કરી દિલ બહેલાવી શકયો છું.



આ ચિત્ર પણ વળા સંસ્થાન ના. ઠાકોર સાહેબે પોતાની આર્ટ ગેલેરી માટે રાખી લીધું છે.*

---

* રંગચુંદડી : ચિત્રકાર : વ્રજલાલ ત્રિવેદી. પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિ., મુંબઈ–અમદાવાદ સાત ત્રિરંગી ચિત્રોનો મનોહર સંપુટ. કિંમત અઢી રૂપિયા.



## વસંત સળગી

વસંત આજ સળગી, સો સો શિખાએ સળગી,
વનપંખી ટોળી સરકી એનેય ઝાળ વળગી.
વસંત આજ સળગી.

કાંટા થુવેર કેરા,
વળગ્યા તમામ ફૂલને:
ફૂલડાંને અંગઅંગેથી થૈ સુગન્ધ અળગી,
વસંત આજ સળગી.

વેરી થઇ વસુધા,
વરસાવી આગ આભે:
સન્ધ્યાની આંખડી થૈ રાતી નવા શરાબે;
વૈકુંઠવાસીઓને વૈતરણી ગળે વળગી,
વસંત આજ સળગી.

પુષ્પોએ પાન કરડયાં,
પાને ગળ્યાં ફૂલોને;
વૃક્ષોએ રક્ત પીધાં નીચોવી બુલબુલોને;
લાશો ય કબ્રથી થૈ આજે સદાની અળગી,
વસંત આજ સળગી.
સો સો શિખાએ સળગી.

—ઇન્દુલાલ ગાંધી.

# ચાલો !

મકરન્દ દવે

ચાલો ! હવે પ્રિય આપણે
આ સલિલ જલનાં કમલ દલ પર
પાય દેતાં
ઊડીએ ઊંચે ગગનમાં
વદળોની આડશે
સંતાઈ
શોધી ફેર
ચાલો, સાથ આછા ધૂપની લહરી સમાં
એક મેક મળી, જઈ વિખરાઈ, હારોહાર
પાછાં ઊડીએ

ખોળિયાં પૃથ્વી તણાં ફેંકી દઈ
ચાલો, નવલ આ સૂક્ષ્મ વાઘા ધારીએ.

સૂર્યનાં છેલ્લાં કિરણ
આ જુવો, નમતાં જાય છે
ને સન્ધિકાનાં આભરણ
રંગે ભર્યાં લહેરાય છે
ત્યારે ચલો, કો' શુભ્ર અંગી પંખી શાં
નીલું ગગન, લીલી ધરા ને લાલ લાલમ વાદળો
વચ્ચે સફેદ વિહંગ શાં આજે ચલો,
બસ ઊડીએ !

ઊંચા અને પેલા શિખર
આછી છવાતી ચાંદનીમાં
શ્વેત હિમ ધારી શિરે શોભી રહે

ત્યારે અહીં
વન વન તણાં અંધાર ચીરી
સાથ જલતા બે ચિરાગ સમા પ્રિયે !
જાશું ઝડપથી.

શિખરને શિરે જઈને
અચળ દીપ શિખા થઈને
શોભશું આપણ જરા
ને ચાંદનીના સ્વચ્છ શુભ્ર સરોવરે
કોઈ રૂપેરી વાદળીની હોડીએ
તરતાં જશું દીવો ધરી બે પ્રાણના.

કો' કેસરી તારા તણે કાંઠે જઇ
આ સકળ બ્રહ્માંડ નયને ન્યાળશું
ચાલો, પ્રિયે ! ચાલો, હવે બસ આજ તો
રાત આપણ એમ આખી ગાળશું.

ને જો પછી ઇચ્છા થશે
ક્ષિતિજે ગુલાલ ભરેલ થાળી લાવતી
દેખી ઉષાને
વ્હાલમાં વેરાઈ જાવા
અંકમાં એના લપાવા
આપણી મોંઘી મુલાયમ પૃથ્વીએ

ત્યારે પ્રિયે !
ધીમે ધીમે ઉજ્જવળ થતા અવકાશમાં
બે ઝળકતા
તેજસ્વી રેખા પાછળે મૂકી જતા
તારા બની
ખરતાં જશું નભમંડલે આભા ભરી.

કે સાવ ધીમે
ધીમે ધીમે આવવાનું જો ગમે
તો સ્વાર્ગપિચ્છ ઉષા તણું આપણ બની
તરતાં જશું પવને રચી કંઇ વર્તુલો
નીરવ પદે
કે બિંદુ ઝાકળનાં થઇ
ઝરશું ધરા પે

ને અહીં
જાગ્રત કરી દેવા સુતેલાંને કહી હૃદયે ધરે
તો ગાન કો' ચંડુલ તણું આપણ બની
ધીમે ધીમે પ્રિય, ઉતરશું અવનિ પરે.

❋

શ્રીમતી અનસૂયાબાઈ કાળે,

પ્રમુખ, અખિલ હિંદ મહિલા પરિષદ

સુજ્ઞ સન્નારી,

આપે મદ્રાસ ખાતે ડીસેમ્બરની આખરે ભરાયેલ અખિલ હિંદ મહિલા પરિષદના ૨૦ મા અધિવેશનના પ્રમુખસ્થાનેથી જે ભયની વીસલ વગાડી તે સાંભળી.

'હિંદના વિકાસના મૂળમાં ઘા કરનારી એક મહત્ત્વની બાબત, હિંદની કૂદકે અને ભૂસકે વધી રહેલી વસ્તી છે. આપણી પ્રગતિમાં એ ખરેખરૂં વિઘ્ન છે. વસ્તીના આ હદ બહારના વધારાનું કૃત્રિમ ઉપાયોથી જો નિયમન નહિ કરવામાં આવે તો દેશની અર્થવ્યવસ્થા તૂટી પડશે.'

આ આપની ભયની વીસલ મારે કાને સંભળાઈ ત્યારે હું કંઈ વિચારમાં નહિ પડેલો. પરંતુ એ મુદ્દાને 'પ્રજાબંધુ'ના સંસારશાસ્ત્રીએ વિચારણિય મુદ્દો એમ કહી મારી આંખ આગળ રજૂ કર્યો ત્યારે હું પણ એના ઉપર વિચાર કરવા લાગી ગયો.

મને પહેલો વિચાર આવ્યો—સાચે જ દેશની વસ્તી એટલી બધી વધી ગઈ છે? અને એ સાથે પ્રત્યુત્તર મળ્યો કે, વસ્તી તો ક્યાંય વધી નથી પડી, પરંતુ દેશમાં જે માનવશક્તિ પડી છે, તે કાટ ખાય છે. તેને લીધે ઉત્પાદન ઓછું છે. ગરીબાઈ એમાં ભાગ ભજવે છે. અજ્ઞાનતા ભજવે છે, વગેરે વગેરે.

પણ બીજો સવાલ થયો—ભલે, તું માનતો હોય એ ખરું. પરંતુ જ્યાં સુધી એ શક્તિનો કાટ ન ઊતરે ત્યાં સુધી વસતીનો વધારો દેશ માટે આફતરૂપ નથી? એ જો નહિ અટકે તો શ્રીમતી અનસૂયાબાઈ કહે છે તેમ દેશની અર્થ વ્યવસ્થા તૂટી નહિ પડે?

હું મારા ઘરની અર્થ વ્યવસ્થામાં જ હજુ સમજતો નથી, ત્યાં દેશની અર્થ વ્યવસ્થા અંગે અભિપ્રાય ઉચ્ચારું તે, દિવસે ગધેડાં, ન પારખે અને રાતે હીરા પારખે એના જેવો ઘાટ થાય—માની એ જવા દઉં છું.

પરંતુ આવક ન વધે તો ઘરમાં હવે વધુ બાળકો આવે તે પોષાય તેવું નથી, એ સત્ય સ્વાનુભવે મને સમજાયું છે. એટલે દેશમાં માનવશક્તિનો પૂરેપૂરો ઉપયોગ થાય તો વધુ વસ્તી વાંધારૂપ ન પડે, એ બીજો પક્ષ વિચારતાં પણ એક વસ્તુ કબૂલે કરવી પડે છે કે, એ શક્તિ ન વધે ત્યાં સુધી વસ્તી વધારે આફતરૂપ છે.

આમ આપના આટલા વિચારણીય મુદ્દા ઉપર આવ્યા પછી, એ વસ્તી વધતી અટકાવવી શી રીતે, એ મુદ્દો આવ્યો. એની બે રીત છે. એક આપે કહી તે કૃત્રિમ ઉપાયે અને બીજી મહાત્માજી કહે છે તે, કુદરતી ઉપાયે—સંયમ.

પણ સંયમની વાત મારા મોંમાંથી કાઢવા જેટલી લાયકાત મારી નથી. એટલે બીજા સહેલો રસ્તો જે સુલભ લાગ્યો તે તરફ હું દોડી ગયો. આપે એની ભલામણ કરી છે એટલે, અખિલ હિંદ મહિલાઓનો એમાં ટેકો છે, એમ માની લેવામાં વાંધો નથી. બીજે પક્ષે, સર એમ. વિશ્વેશ્વરય્યા પણ એ રીતને ટેકો આપે છે, એમ આપે જ કહ્યું છે.

આપના આ સમર્થનમાં સંસારશાસ્ત્રીએ અમારા ગુજરાતના જાણીતા ડૉક્ટર અને લોકસેવક ડૉ. સુમન્ત મહેતાનો પણ એમાં ટેકો છે એનો ઉલ્લેખ કર્યો છે.

'મર્યાદિત આનંદ સાધનોવાળા આપણા પ્રજાજીવનમાં કામતૃપ્તિ એ મહત્ત્વનું સાધન છે એમાં શક નથી. પ્રજાને સંતાનોની મોટી સંખ્યા ખપતી નથી પણ કામતૃપ્તિના પરિણામે એ આવી પડતી હોય છે. એટલે પ્રજાને માટે નિરોગી આનંદ સાધનોની વ્યવસ્થા કરી ગાંધીજીના ઉપાયને યથાશક્ય અનુસરવાનું કહી, ન છૂટકે કૃત્રિમ સાધનોનો આશ્રય લેવા પ્રત્યે તેને વાળવી એ જ'. આજની સ્થિતિમાં શ્રેષ્ઠ અને વ્યવહાર્ય ઉપાય છે. આટલું કરી દેવાની ફરજ પણ રાજ્યની જ છે.'

ડૉ. મહેતા આમ ઉપરના વિચારો વ્યક્ત કરી એ ફરજ સરકાર ઉપર નાખે છે. આપ પણ સરકારનું એ તરફ ખાસ લક્ષ ખેંચો છો, ત્યારે સ્વાભાવિક એ પ્રશ્ન થાય કે સરકાર આ અંગે શું કરે?

એનો ખ્યાલ આવી શકે તેવું દિશાસૂચન સંસારશાસ્ત્રીએ આપ્યું છે તે અહીં ઉતારું છું.





'કૃત્રિમ સાધનોની મદદથી વસતી સંખ્યાનું નિયમન કરવું', એનો અર્થવિસ્તાર કરીએ તો રાજ્યે જ એ માટે પ્રબંધ કરવો જોઈએ. પ્રચાર કરીને, સાધનોને સુલભ બનાવીને અને સંતતિ નિયમન અંગે સહાય અને સલાહ આપનારાં કેન્દ્રો ખોલીને રાજ્યે જ એ પ્રશ્ન ઉકેલવો જોઈએ, એમ એમાંથી સહેજે ફલિત થઈ રહે છે, જે સ્ત્રી પુરુષો સારી પ્રજા ઉત્પન્ન કરી શકે એમ ન હોય અથવા તો જેના ઘરમાં વસ્તાર ઝાઝો વધી ગયો હોય તેમણે 'સ્ટરિલાઈઝેશન'ની સાદી વિધિનો શરીર સંબંધમાં વિક્ષેપ આવે નહિ એ રીતે પ્રજોત્પત્તિને અશક્ય બનાવી દેનારી સાદી શસ્ત્રક્રિયાનો આશ્રય લેવો ઘટે એમ પણ આ દિશામાં આગળ જઈને કહેવાયું છે.

અહીં સુધી તો હું, ગ્રામવાસી હોવા છતાં, આમ સૌની સાથે વિચારમાં સહમત થતો આવ્યો. પરંતુ અહીંથી મારો અને આપનો રસ્તો જુદો પડતો હોવાથી જ આ નિવેદન આપ સમક્ષ રજૂ કરવાની મારી ફરજ થઈ પડી છે.

સુજ્ઞ સન્નારી! હવે મારો-આપને એક સવાલ છે. આપ જ્યારે દેશની વાત કરો છો. ત્યારે આપની દેશની વ્યાખ્યા શું છે?

હું માનું છું કે, આપ જ્યારે દેશ કલ્પો છો ત્યારે આપનો સમાજ એ જ દેશ હોય તેમ મને દેખાય છે. અખિલ હિંદ મહિલા પરિષદમાં જે સભ્યો ભાગ લે છે, તે સ્ત્રી પ્રતિનિધિઓને અને સાત લાખ ગામડાંમાં પથરાયેલી સ્ત્રીઓ વચ્ચે કંઈ મેળ નથી, એમ આપ માનો છો? દેશની ૯૦ ટકા વસ્તી ગામડાંમાં છે. શહેરની દસ ટકા વસ્તી રહી તેમાં છૂટછાટ મૂકીએ તો પણ તમારા પક્ષે પાંચ ટકા આવે.

દેશને નામે જ્યારે આપ વાત કરો છો ત્યારે, દેશનો મોટો વર્ગ—કૃત્રિમ સંતતિ નિયમન—એ ત્રણ શબ્દનો શો અર્થ થાય છે તે પણ સમજતો નથી, એટલો જો આપને ખ્યાલ હોત તો હું ધારું છું કે આજની વસ્તી વધતી અટકાવવાના જે ઉપાય આપે સૂચવ્યા છે, તે આજની ઘડીએ મૂકવાની આપની હિંમત ન ચાલત.

માનો કે, સરકાર આજે આપે સૂચવી તે કૃત્રિમ રીતની નીતિ માન્ય રાખે, તો એથી દેશની કેટલા ટકા સ્ત્રીઓ એ પ્રમાણે અમલ કરશે? તમારા પક્ષે ૧૦ ટકા આપીએ તો પણ સમગ્ર દેશમાં કેટલું સંતતિ નિયમનનું પરિણામ આવશે? અને એથી દેશની અર્થ વ્યવસ્થા શી રીતે તૂટતી અટકશે?

ગામડાની પ્રજા એમના હિતની વાત છે એટલે સરકાર પ્રચાર કરે છતાં ન સમજે, એમ આપનો વર્ગ કદાચ નહિ સ્વીકારે. પરંતુ ગ્રામમાનસનો મને જે યત્કિંચિત અનુભવ છે, એ આધારે કહું છું કે, ગામડાની પ્રજા પોતાના લાભાલાભ સમજે છતાં પૂર્વ ગ્રહો પ્રમાણે આચરણ કરતી હોય છે. વિશાળ અર્થમાં જોઈએ તો, એમાં ગ્રામપ્રજા ઉપર આક્ષેપ કરવાનું કંઈ કારણ નથી. માનવ સ્વભાવ એવો છે કે એ પોતાની માન્યતાઓ ઝટ જતી કરતો નથી.

પ્રજાના હિતના જ પ્રશ્નો હોવા છતાં હજુ ગ્રામપ્રજામાંથી બાળલગ્નો ગયાં નથી, ગરીબાઈમાં સમાજ સડતો હોવા છતાં ખોટે માર્ગે વપરાતો પૈસો—લગ્નવરામાં અને બારમાતેરમામાં ખર્ચાતો બંધ થયો નથી. અનારોગ્યનો રહેણીકરણી અને ખોરાક ઉપર આધાર છે, તે ઘણાંને સમજાતું નથી. કરમતાં ફળ જ એમાં જોવાની ટેવ છે. એ જ પ્રમાણે બાળકોની સંખ્યા પણ પોતાના હાથની વાત નહિ, પરંતુ ભગવાનની માયા મનાય છે!

જે પ્રજા, ગરીબાઈમાંથી બચવું હોય તો ખોટા ખર્ચ બંધ કરો, એ વાત સ્વીકારતી નથી, તે પ્રજા નવાં બાળકો કૃત્રિમ ઉપાયે અટકાવો એમ કહેવાથી, શા આધારે આપ માની લો છો કે તે અટકાવશે!

સુજ્ઞ સન્નારી! આપે જેમ વધતી વસ્તીના ભયની ચીસલ મારી સરકારને ચેતવવાનો પ્રયત્ન કર્યો છે, તેવા જ પરોપકાર ભાવે હું પણ આ ભયની ચીસલ મારી આપને ચેતવવાનો પ્રયત્ન કરું છું કે, જે વસ્તી દેશમાં વધી રહી છે, તેને આજની ઘડીએ કૃત્રિમ ઉપાયે રોકવાની આપ જે સલાહ આપો છો, તેનું અસરકારક પરિણામ કંઈ નહિ આવે.

પશ્ચિમની વિચારસરણીનો છોક, જ્યારે આપણા



દેશની ભૂમિમાં રાખવાનો પ્રયત્ન થાય છે ત્યારે સ્વાભાવિક એ વસ્તુ ભૂલાઇ જાય છે કે, આ ધરતીને એ માફક આવશે કે કેમ? પશ્ચિમમાં વસ્તી વધી પડે તેને કૃત્રિમ સાધનોથી રોકાય છે, એમ જોઇ આપણે પણ એ જ વસ્તુ અહીં માટે વહેતી મૂકીએ છીએ. પરંતુ પશ્ચિમની પ્રજા અક્ષરજ્ઞાન પામેલી છે, સાધનો ખરીદી શકે તેટલું તેમનું બજેટ હોય છે. તેનો ઉપયોગ કેમ કરવો તે એ જાણે છે, શરીર વિજ્ઞાનનું પ્રાથમિક જ્ઞાન હોય છે એટલે સ્વચ્છતાનું મહત્ત્વ સમજતી હોય છે, એવાં બીજાં કારણો એના પક્ષે હશે, વળી એ વિના બીજો ઉપાય એ માનસને અને પરિસ્થિતિને ન હોય એમ પણ બને.

પરંતુ આપણે ત્યાં, વસ્તી વધતી અટકાવવાનો પ્રશ્ન ભલે બરાબર હોય, પણ એ કૃત્રિમ ઉપાયોથી અટકશે એ વિચારસરણી આજે બરાબર નથી. પશ્ચિમના જેટલી પ્રજા કેળવાય કે બગડે (જેને જે યોગ્ય લાગે તે) ત્યારે એ રીત ભલે આવે. બાકી આજે સરકાર એની તરફદારી કરે તો પણ પ્રજા સ્વીકારશે નહિ. અન્નસંકટના આ કારમા કાળે જમણવાર કરી અનાજનો દુર્વ્યય ન કરવાની પ્રજાને ઘણી સલાહ આપવામાં આવી હતી—કાયદો પણ હતો. છતાં એનું શું પરિણામ આવ્યું, તે આપ જાણતા જ હશો.

આનો બીજો રસ્તો, આપણાં આરોગ્ય પ્રધાન રાજકુમારી અમૃતકૌરે એક અખબારી પરિષદમાં એમ સૂચવ્યો હતો કે, 'લગ્ન પહેલાં ત્રણ વર્ષ સુધી ભણેલી એકેએક છોકરીને માટે સામાજિક સેવાનું કોઇ ને કોઇ કાર્ય ફરજિયાત રાખ્યું હોય તો એથી નાની ઉંમરે થતાં લગ્નો અટકી જવાથી વસતીના વધારાનો પ્રશ્ન આપોઆપ થોડો ઘટવા પામે.'

આ રસ્તો વિચારતાં પણ, મને લાગે છે કે એ આપણાં પ્રધાનની દૃષ્ટિમાં ય, દેશ એટલે પેલો પાંચ દસ ટકા વર્ગ. કારણ કે ભણેલી એકેએક છોકરીને માટે...' એમ જોતાં દેશમાં એવી કેટલી છોકરીઓ? અને એવી પાંચ ટકા વર્ગનું લગ્ન ત્રણ વર્ષ લંબાય તેથી દેશની વસતીનો વધારો શી રીતે અટકે?

જો આરોગ્ય પ્રધાને પોતાની એ દૃષ્ટિને ગ્રામ સમાજ તરફ માંડી હોત તો હું ધારું છું કે, જે વિચારસરણી એમણે રજૂ કરી છે, તેમાંથી ગ્રામસમાજ માટે બીજો રસ્તો એમને સૂઝત. ભણેલી છોકરીઓ જો આજે મોટે ભાગે ૧૮ વર્ષથી નાની તો નહિ જ પરણતી હોય, તેની લગ્નવય ત્રણ વર્ષ લંબાવવાની એમને જરૂરિયાત લાગી. તો જે બાળ લગ્નનો કાયદો કન્યાને ચૌદ વર્ષે લગ્ન કરવાની મંજૂરી આપે છે, તેની વય ત્રણ નહિ તો બે વર્ષ વધારવાની જરૂર એમને કેમ લાગી?

કદાચ એ લાગી પણ હોય, પરંતુ મુંબઈની ધારાસભામાં વડા પ્રધાન શ્રી બાળા સાહેબ ખેરે, જનતા એને અપનાવે એ દૃષ્ટિએ એ દરખાસ્તને અકાળે ગણી હતી, તેમ માનીને આરોગ્ય પ્રધાનને એ ઉપાય ન સૂચવ્યો હોય તેમ બને.

પરંતુ આજની પરિસ્થિતિમાં સાચે જ જો વસતીનો વધારો અટકાવવો હોય તો લગ્નવય ચૌદને બદલે સોળ કરવામાં આવે તે કૃત્રિમ ઉપાયની દરખાસ્ત કરતાં વ્યવહારું છે. શારદા કાયદાના આટલા વર્ષના અમલ પછી એમાં બે વર્ષનું નવું કદમ ભરવું ઉતાવળિયું નહિ ગણાય. તેમજ આજે જે શારદા કાયદો પોલો છે, તેવો ન રાખતાં, દરેક લગ્ન સરકારી દફતરે નોંધાવવું જોઈએ, અને એ કાયદાના ભંગને કોગ્નીઝીબલ ગુનો કરી શિક્ષા થવી જોઈએ.

સુજ્ઞ સન્નારી! આપે એ ભાષણમાં જે બીજો વિચારણીય મુદ્દો રજૂ કર્યો છે, 'રાજકીય સ્વાતંત્ર્ય માટેની આપણી લડતમાં સામાજિક પ્રશ્નોના મહત્ત્વ પ્રત્યે દુર્લક્ષ થયું છે. પણ હવે આપણે રાજકારણ સમાજ કારણનું સંકલન કરીએ એ ખૂબ જરૂરનું જ છે.' એ દૃષ્ટિએ જ ઉપરનો પ્રશ્ન વિચારવામાં આવશે તો સામાજિક પ્રશ્નની એક બાજુનો પણ ઉકેલ આવશે અને વસતીના વધારાના પ્રશ્નને પણ મોટો ફાયદો થશે.

બાકી કૃત્રિમ ઉપાય એ આજની ઘડીએ, સમગ્ર દેશની સ્થિતિ જોતાં, દેશની વસતીના વધારાને રોકવા માટે વ્યવહારું હોવા છતાં અકાળે છે એટલું જ આ નિવેદનમાં કહેવાનો આશય છે.

મારા આ મુદ્દા ઉપર આપ યોગ્ય વિચાર કરશો. એજ,

લિ.

**પોતાની જાતે જ ગ્રામ સમાજનો ચૂંટાયેલ પ્રતિનિધિ**

[ ૧ ]

જ્યારે વનોજીને લાગ્યું કે હવે પોતે બચે તેમ નથી, ત્યારે એણે પોતાના શેઠને બોલાવવા માટે નાનકડા અભેસંગને મોકલ્યો. ને પોતે પળે પળે ભગવાનનું સ્મરણ કરતો ત્યાં પડ્યો રહ્યો. એની નજર સમક્ષ એનો ચાલીસ વરસનો ઇતિહાસ આવી ગયો હતો. પોતે આ ઘરમાં કામ કરતાં કરતાં ચાલીસ વરસ ગાળી કાઢ્યાં હતાં. કોઈ દિવસ એક પાઈ વધારો માગ્યો ન હતો શેઠે એની મેળે આપ્યો ન હતો. પણ વનોજીને એક સંતોષ હતો કે એનું કોઈ કામ કોઈ દિવસ અટક્યું નહોતું રહ્યું. વિવાહની વાત હોય કે વેવાઈવેલા આવ્યાની વાત હોય કે કોઈ વરાખરાની વાત હોય, કોણ જાણે શી રીતે શેઠ એ જાણી લેતા, ને પોતે માથે હાથ દઈને શું કરવું એ વિચારમાં બેઠો હોય, ત્યાં બરાબર ટાંકણે, પોતાની નાનકડી, શેઠના કમ્પાઉન્ડમાં જ આવેલી ઓરડી ઉપર, મુનીમ કે કારકુન, 'લ્યો વનોજી! આમાં સહી કરો તો' કરતો'ક ને એક હાથમાં નામાનું ચોપડું ને બીજા હાથમાં નોટનું ચોકડું લઈને ઉભો હોય!

–અને એમ એ નામે મંડાયેલા રૂપિયા પણ કોણ જાણે કેમ પાછા ત્યાં એની મેળે જમે થતા રહેતા!

વનોજીને સંતોષમાં સંતોષ આટલો જ હતો. શેઠ નવા પરણે નહિ ને પોતે ઘર આંગણે બેસે નહિ. પણ શેઠની નવી વહુ આવ્યાં, ત્યારે હવે પોતાનું સ્વમાન રહેતું નથી, એમ માનીને પોતે ઘર આંગણે બેસી ગયો હતો.

અત્યારે પોતાના છોકરા અભેસંગનો હાથ શેઠને સોંપવાની એક જ તમન્નાથી, હવે થોડીક પળોને એ ખેંચી રહ્યો હતો.

એટલામાં શેઠ આવ્યા. વહી જતા જમાનાના એ છેલ્લા અવશેષ જેવા હતા. એમને ખબર હતી કે એમનો જમાનો હવે પસાર થઈ ગયો છે, છતાં પોતે પોતાની જૂની ઢબછબ જાળવીને, એ વહી જતા પાણીમાંથી જેટલું બચાવાય તેટલું બચાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. પૈ પગારમાં વધે નહિ, એ જૂના જમાનાનું લક્ષણ હતું. ખરેખર, પોતે જ પોતાના નોકરની આબરૂ જાળવે એ પણ જૂના જમાનાનું લક્ષણ હતું. તદ્દન સાદા વેષમાં આવેલા શેઠની સાથે એનો એકનો એક છોકરો પણ હતો. તે નવી ઢબછબનો જરાક શોખીન જુવાન કિશોર હતો.

શેઠે આવીને વનોજીના માથા ઉપર હાથ મૂક્યો: 'વનોજી! કેમ છે? કેમ મને સંભાર્યો?'

વનોજીએ જરાક આંખ ઉઘાડી. બે હાથ જોડ્યા. બોલી શક્યો નહિ. એની આંખમાં ઝળઝળિયાં હતાં. એણે પોતાની સામે ઉભેલા નાનકડા અભેસંગ તરફ જોયું. ને એને આ બાજુ આવવાની ઇશારત કરી.

અભેસંગ પાસે આવ્યો. વનોજીએ એનો હાથ લઈને શેઠના હાથમાં મૂક્યો. ને બે પળ શેઠની સામે જોઈ રહ્યો. શેઠ વાત સમજી ગયા.

'રાખવાવાળો સૌને માથે બેઠો છે વનોજી! પણ જેવો આ, એવો અભેસંગ. મનમાં જરાય ઉચાટ રાખતા નહિ!' શેઠે પોતાના છોકરાના માથા ઉપર હાથ મૂકીને વનોજીને ખાત્રી આપતાં કહ્યું.

વનોજીએ શેઠના કિશોર છોકરા સામે જોયું. એને વિશ્વાસ ન બેઠો; શેઠના વેણમાં એમ નહિ, પણ આ નવો આવનારો, અભેસંગને જાળવે એમાં. શેઠ એ કળી ગયા.

'વનોજી! હું છું ત્યાં સુધી અભેસંગ ભગવાનને ખોળે બેઠો છે. તમે હવે ભગવાનમાં મન જોડો!'

પણ વનોજીને કાંઈક કહેવું હોય તેમ લાગ્યું. એણે કહ્યું: 'કાકી આવ્યાં નહિ નાં?'

કાકી એટલે શેઠનાં નવાં વહુ. વનોજીને ખોટું લાગતું હતું કે શેઠ તો વેણ આપે છે, પણ પોતે શેઠની નવી વહુને જાળવી શક્યો નથી, એટલે એ હવે અભેસંગને નહિ જાળવે તો? એની મા તો વહેલાં ઉપડી ગઈ હતી. અને પોતે પણ આજ જવા બેઠો હતો.

પણ એટલામાં શેઠનાં નવાં વહુ આવ્યાં. વનો-

જીએ બે હાથ જોડી એની રજા લીધી : ' કાકી ! બોલ્યું ચાલ્યું...' માફ કરજો, એમ વનોજી બોલી શક્યો નહિ. એનો સાદ ગદ્ગદ્ થઇ ગયો હતો.

શેઠાણીએ પણ પોતાનો જુનો નોકર છે એમ માનીને બે વેણ આશ્વાસનનાં આપ્યાં. પછી સૌ જવાની તૈયારી કરતાં હતાં, પણ હજી વનોજીને કાંઈક કહેવાનું હોય એમ શેઠને લાગ્યું. એણે બધાંને જવાનું કહ્યું. ' કાકી ગયાં ?' વનોજીએ પૂછ્યું.

' હા, બહાર ઉભાં છે !' શેઠે જવાબ વાળ્યો.

' મારે તમને એક પેટછુટી વાત કરવી છે કાકા ! તમે મને નાનાભાઈની પેઠે જાળવ્યો છે, પણ મારામાં એક ટેવ હતી. હું ન હોઉં ત્યારે બીજું કોક તમને સંભળાવે, ને મારા અભેસંગને કુંડું પડે એના કરતાં હું જ મન સાચલો મેલ આજ તમને બતાવી દઉં. તમારું કાંઇ કહેતાં કાંઈ કાંઇ દી ખોવાણું છે ?'

'ના વનોજી ! તમે કોઇ દી, એક રતીપાઇ પણ આઘીપાછી કરી નથી !'

'થયું ત્યારે. તમે મને જાણો તો છો. પણ મેં એક કામો નતનત કર્યો છે. વખતે કાકીને ખબર પડી હોય તો કોણ જાણે !'

' શેની વાત છે વનોજી ?'

' વાત બીજી કાંઇ નથી. પણ પંખીને ચણ નાખવા સારુ થઇને મેં એક શેર દાણો હમેશાં તમારે ત્યાંથી ચોર્યો છે !'

' ચોર્યો છે ?'

' ચોરીને જ તો. હમેશાં એક શેર દાણો કાઢી લેતો. ને સૌ આડાઅવળા હોય ત્યારે પંખીને નાખી દેતો. આટલો એક મારો ગનો બન્યો છે !'

' અરે ! જાવ રે વનોજી ! આ તે વળી ગનો કહેવાતો હશે ? અને ઘરની સળીએ સળીનું ધ્યાન રાખનારો હું, તમે કેમ જાણ્યું આ વાતની મને ખબર નો'તી ? મને ખબર હતી વનોજી ! તમારે એક શેર દાણો પારેવાની ચણ માટે હમેશાં લેવો પડે એની મને ખબર હતી. તમારી કાકીને પણ મેં કહ્યું તું કે વનોજી, લાખનો હાર પડ્યો હશે તો નહિ લ્યે, પણ ચણ તો લેશે જ. એને લેવા દેજો. બોલતાં નહિ !'

વનોજી તો સાંભળીને આભો જ થઇ ગયો. પણ એના મનમાંથી જાણે એક મોટો પહાડ જેવો ભાર ઉપડી ગયો હોય તેમ એ ધીમે ધીમે આંખો મીંચી ગયો. તેણે બે હાથ જોડ્યા. એના અભેસંગને આ તો પાળશે જ એમ એને ખાત્રી થઇ ગઇ હોય તેમ એ શાંત પડ્યો રહ્યો.

' વનોજી...એ તો, મફતના કોચવાતા'તા, મેં તમને કહ્યું'તું નાં, એની ચણ વિષે...'

એમ શેઠાણીને વાત કહેવા જતા હોય તેમ, શેઠ ધીમે પગલે પછી બહાર નીકળી ગયા. વનોજી ગયા. એ શેઠ પણ સમો આવતા ચાલ્યા ગયા.

[૨]

' અભેસંગ ! આંહીં કાલ તો પડી'તી. ત્યારપછી કોઇ આવ્યું નથી. તમે જો જો તો ખરા, વખતે ભૂલમાં આવી હોય તો ?'

' નહિ જી ! કાલે હું તો આવ્યો જ નથી !' એ જ મકાનમાં પેલો કિશોર નવો શેઠ થયો હતો. અને વનોજીનો અભેસંગ એનો કામકાજ કરવા વાળો હતો. ' કાકા ' ને એવી એવી જૂનવાણી ભાષા, શેઠ નોકર વચ્ચે અદૃશ્ય થઇ હતી. એને બદલે ત્યાં વધારે સફાઇ. વધારે ચાલાકી. વધારે ઝડપ, આવ્યાં હતાં.

એક સોનાની કાંડા ઘડિયાળ ઉપડી ગઇ હતી. પણ કોણે ઉપાડી એનો કાંઇ પત્તો ન હતો અભેસંગ ઓરડામાં મુખ્ય કામકાજ કરનારો હતો. પણ બીજા સૌ આવતા જતા રહેતા, એટલે કાંઇ પત્તો લાગે તેમ ન હતો.

' આપણે એમ કરો, તમામનાં ઘર તપાસરાવો !'

' હા જી !' અભેસંગે કહ્યું: ' એમ કરીએ !' અને પછી ઉમેર્યું : ' સાથે સાથે જાહેરખબર પણ આપી દઇએ !'

' અરે ! એમ તે જાહેરખબર આપ્યે કાંઇ પત્તો લાગતા હશે ?'





'ના જી, હું ઘડીયાળ માટે જાહેરખબરની વાત નથી કરતો, ન'હ જી, એને માટે નહિ. પણ પછી આપણે બીજા નોકરો જોઈશે એ જાહેરખબરની વાત કરું છું !'

'કેમ ?'

'આ તમામ નીકળી જાશે !'

'પણ આ તો ચોરી—ને પાછી શિરજોરી !' પણ નવા શેઠ હિસાબ કરી રહ્યા હતા. ઘડિયાળ બહુ બહુ તો ત્રણસો ચારસોનું. પણ નવા નોકરો રાખતાં, એક મહિનામાં જ એટલો વધારો થઈ જાશે. એટલે એ ધીમે ધીમે શાંત થતા ગયા : 'તમારે ધ્યાન રાખવું જોઈએ અભેસંગ ! જૂના તો તમે જ નાં !'

'જી હા, હા જી ! હું તો તમામે તમામ ચીજ જે જ્યાં તે ત્યાં જ રાખું છું !'

વાત સાચી હતી. અભેસંગનું કામ જે જ્યાં તે ત્યાં જ. એમાં ફેર નહિ.

શેઠની મોટર બરાબ જોતી હતી. એટલે એ વાતને દાટી દઈને બહાર જવા ઉપડ્યા. જતાં જતા એને અભેસંગની આંખમાં ઠંડી મશ્કરી ને ઉપહાસ બન્ને બેઠાં હોય તેવું લાગ્યું : 'મારું બેટું ! આનો બાપ !' શેઠ જતાં જતાં વિચાર કરી રહ્યા હતા : 'ક્યાં આનો બાપ ને ક્યાં આ ?'

અને અભેસંગ તમામે તમામ વસ્તુને વ્યવસ્થા-પૂર્વક ટેબલ ઉપર ગોઠવતા મનમાં ધીરા ઘડતો હતો: 'મારા બેટા ! મોઢે કાંઈ મીઠા છે ? પણ કોઈ દી ખબર કાઢી કે અલ્યાભાઈ ! તમે ખરેખર આ મુશ્કેલ સમામાં શું કરો છો ? ને આનો જ બાપ ! લાખ રૂપિયે એનું મૂલ થાય ? આ ઉપાડયુ છે ઠોઠિયું તે કાંક સમો સચવાઈ જાશે નાખી દેતાં બસે. આવી જાશે. ફક્ત પકડાવું નથી. અંગરેજે આપેલા આ આંધળા રાજવહેવારમાં હજી કાયદો તો એ નો એ છે. જેટલા પકડાય તેટલા જ ચોર ગણાય. એવું સાવ આંધળું ધબ છે. ને એ બધાય, એ પણ સો ક્યાં ચોર નથી !'

[ ૩ ]

એ જ મકાનમાં સમય જતાં પાછી એક ત્રીજી શરૂઆત થઈ. આ વખતે પેલા કિશોર શેઠનો છોકરો ત્યાં શેઠ હતો. ને અભેસંગનો તેજુભા ત્યાં નોકર હતો.

વરસની છેલ્લી તારીખ હતી. તેજુભાએ એક કાગળિયા સાથે પ્રવેશ કર્યો.

'સાહેબ ! આમાં બે ખાના સહી વિનાનાં રહી ગયાં છે !'

'ક્યાં છે ? શેનાં છે ?'

'આ રહ્યાં. એક ખાનામાં માંદગીના પગારની સહી બાકી રહી છે. બીજા ખાનામાં ત્રણ વરસની નોકરીને અંતે, જાતવધારો, 'પ્રોવિડન્ટ ફંડ' વીમાની રકમ ને એવી બધી વાત છે. એ બન્નેમાં આપની સહી જોઈએ '

શેઠે તરત સહી કરી આપી. તેજુભા પાછો ફરતો હતો ત્યાં એને બોલાવ્યો ! 'પછી કાંઈ પત્તો લાગ્યો? કોણે સાંકળી ઉપાડી'તી ?'

'એ તો પેલો નવો માણસ છે એણે. એની ભૂલ થઈ ગઈ હતી. એને શિક્ષણસંસ્કાર ખાતાના વડાને સોંપી દીધો છે !'

તેજુભા સહેજ માથું નમાવીને ચાલ્યો જતો હતો, ત્યાં શેઠે કહ્યું: 'આજે તમારે સાત પછી આહીં આવવું પડે તેમ છે તેજુભા !'

'પણ મને કોઈએ કહ્યું નથી. સાડાસાતે મારે કામ છે !'

'પણ આંહીં કામ છે તેનું શું ?'

તેજુભાએ નોકરોના 'ટાઈમ ટેબલ' તરફ આંગળી ચીંધી, સહેજ માથું નમાવી રજા લીધી !

'સાચું !' શેઠ મનમાં બોલી રહ્યા હતા: 'એની વાત સાચી છે.

હવે તો આપણે વ્યવસ્થિત હોઈએ તો જ વ્યવસ્થા સચવાય તેવું થઈ ગયું છે. પેલું જીવન—ચલતી હે હોતી હે—એ તો જાણે એક સ્વપ્ન જ થઈ ગયું !'



# વિનિપાત

ભૂપેન્દ્ર ઉપાધ્યાય

"ચાલ, મનોજ ઝાડુ લઇને ઓટલો વાળી નાખ તો.' ધોએલાં કપડાં દોરી ઉપર સુકવતાં સુકવતાં ઉમાબ્હેને પોતાના આઠ વર્ષના પુત્રને કામ સોંપ્યું. એમની બાર વર્ષની પુત્રી નંદિની આગલા ઓરડામાં બેઠી બેઠી ચિત્રો કાઢી રહી હતી તેને પૂછ્યું 'કેમ, દિની, ચિત્રો કાઢી રહી? પરવારી હોય તો બજારમાં જઇને બધું લાવવાનું છે તે લઇ આવ.' મનોજે સાવરણી લઇ ઓટલો સાફ કરવા માંડયો ને નંદિનીએ પણ પોતાનું ચિત્રલેખનનું કામ સમેટવા માંડયું. બન્ને બાળકોનું શિસ્ત જોઇને એમના સંસ્કાર વિષે મારા મન ઉપર બહુ ઊંડી છાપ પડી ને થયું, કેવા કહ્યાગરાં ને કામગરાં આ બાળકો છે! મનોજ શરમ વગર, કેવો કાળજીપૂર્વક ઓટલો વાળી રહ્યો છે ને ઉમાબ્હેન પણ બાળકો નવરા, રખડેલ ન થઈ જાય ને કામ કરીને તાલીમ મેળવે એની કેવી દેખરેખ રાખી રહ્યાં છે? એવા વિચારમાં પડયો. ત્યાં એમણે નાના પાંચ વર્ષના બાળકને કહ્યું : 'જા, ભાઇને ઓટલા ઉપર સેતરંજી આપી આવ.' બંને ભાઈઓએ ઓટલા ઉપર સફાઇ બંધ સેતરંજી પાથરી તકિયા ગોઠવ્યા. ઉમાબ્હેને મને કહ્યું : 'લ્યો, મોહનભાઇ, સાંજનો વખત છે. પવનમાં નીરાંતે, બેઠા બેઠા, છાપું વાંચો.' ઉમાબ્હેનના હૂકમના મારે પણ ભોગ બનવું પડ્યું, ને હું ઓટલા ઉપર છાપું લઇને બેઠો. 'એમનો આવવાનો વખત થઇ ગયો છે, હું જરા ઘરનું કામ પતાવું' કહી ઉમાબ્હેન ઘરમાં ચાલ્યાં ગયાં ને હું સતીશની વાટ જોતો છાપું વાંચતો, પણ ખરી રીતે તો આ ઉમાબ્હેન, તેમનાં કાર્યો અને બાળકો વિષે વિચાર કરતો બેઠો થોડી વારમાં સતીશ આવી પહોંચ્યો ને મને એણે ખૂબ ભાવપુર્વક સત્કાર્યો:

'કેમ, કાંઇ આજ અહીં ભૂલો પડયો? કેટલે વર્ષે તું અમારે ઘેર આવ્યો તે યાદ છે ખરૂં?'

'કેમ નહિ? ઘૂંટણિયા કરતી નંદિની અને ઘોડિયામાં ઝુલતો મનોજ ઘર ચલાવતાં થઈ ગયાં...' એણે મને અટકાવ્યો : 'આપણા મિલનનો આરંભ ચર્ચાથી નહિ કરીએ' વગેરે કહી પ્રાસ્તાવિક વાતચીત કરી એમણે પોતાના વસ્ત્રો ઉતારી દિવસના શ્રમને ખંખેરવા માંડયો. ઘરના સાદા વસ્ત્રો ધારણ કરી શાન્ત અને સ્વસ્થ બનતાં એ મારી પાસે આવ્યા અને કહ્યું:

'ચાલ, અંદર જ આવને, ઉમાને પણ સોબત મળે અને મારું પણ કામ થતું જાય.'

'કેમ! હમણાં તો કામેથી આવ્યા તો પણ કામ બાકી છે?' મેં સાશ્ચર્ય પૂછ્યું.

'હા, ઘરનું કામ તો ખરૂં જ ને?'

'ઉમાબ્હેન, નંદિની, મનોજ, પ્રમોદ એ બધાં ઘરનું કામકાજ કરી રહ્યાં છે, પછી તમારે ભાગે શું રહેતું હશે?' મારૂં આશ્ચર્ય વધતું જતું હતું.

'ચાલ, તું જો તો ખરો.' કહી અમે સીધા રસોડામાં પેઠા. મારે માટે પાટલો મંડાયો ઉમાબ્હેને સગડી ચેટાવી હતી પણ કોલસા હજુ અંગારા બન્યા ન હતા. સતીશભાઇએ પંખો લઇ પવન વડે સગડીને મદદ કરવા માંડી ને મારી સાથે વિવિધ પ્રકારની વાતો પણ કરતા જતા હતા. ઉમાબ્હેન લોટ વગેરે કાઢી પૂરી બનાવવાની તૈયારી કરતા હતા. ને પછી તો સતીશભાઇએ સગડી ઉપર ખાસું મઝાનું શાક બનાવવા માંડયું. કામ કરતા કરતા સતીશભાઇ અને ઉમાબ્હેન પૂર્ણ પ્રેમપૂર્વ વાતચીત કરતા જતા હતા ને મને પણ વાતમાં સાથે રાખતા હતા. એ લોકો આ રીતે વાતચીત કરવા ટેવાઈ ગયા હોય એમ લાગતું હતું. કામ કરવામાં, ખાસ કાંઇ કરી રહ્યા છે, એવો ભાવ એમના મુખ ઉપર જણાતો પણ ન હતો. આ રીતની વાતચીતથી હું ટેવાયો ન હતો એટલે વાતચીતમાં ઝંપલાવી શકયો નહિ. એમની જીવન પ્રણાલિકા વિષે મારા મનમાં વિચારો ચાલ્યા કરતા હતા.

સતીશભાઇ મારા અભ્યાસકાળના ખાસ મિત્ર હતા. છાત્રાલયમાં સાથે રહેવાથી અમે ગાઢ મિત્રો બની ચૂકયા હતા. પ્રવૃત્તિ અને જીવન વ્યવહારમાં ફેર પડી ગયો હતો તો પણ પત્રવ્યવહાર દ્વારા અમે અમારી મિત્રતાને જાળવી રાખતા અને એને





ગાઢી વનાવતા જતા હતા. છાત્રાલયમાં પણ સતીશભાઇ પુસ્તકો વાંચતા. અમારા બધાના પ્રમાણમાં ઠીક ઠીક વ્યવસ્થિત અને નિયમિત જીવન ગાળતા, ને નિશ્ચિત ધ્યેય પૂર્વક જીવન જીવી જનારાઓની ફોજમાના એક બનવાની ઝંખના સેવતા. 'વિચાર કરીને જીવવુ એ તે કાંઈ જીવન છે?' એમ માનનારા અમે કદીક, એમની મશ્કરી પણ કરતા. પણ ઉલટા, એ અમારા જીવન વિષે લાંબું એવુ ભાષણ આપી દેતા. એમણે એમના જીવનનું સુકાન બુદ્ધિને સોંપ્યું હતું, અમે મનને. એ અમને તરંગી કહેતા, અમે એમને વેદિયા કહી ચીઢવતા. અમે બન્નેએ એક બીજાને પલટાવવા, સભાન અને અભાન ઘણા પ્રયત્નો કર્યા હશે, પણ એનું પરિણામ કાંઇ આવેલું નહિ. અમે ગાઢ મિત્રો રહી શક્યા હતા, કદાચ એક બીજાના જીવન ઉપર અસર કરવાની અજ્ઞાત ઝંખનામાંથી જ મિત્રતા ગાઢ સ્વરૂપને પામી હોય. જેમનો સ્વભાવ લડાયક નથી એવા માણસો, પોતાનાથી જરા જુદા પડતા માણસોની સાથે જ ગાઢ મિત્રતા રાખી શકે છે ને જાળવી શકે છે એવું ઘણા દાખલાઓમાં જોયુ છે તે મારા અને સતીશના સબંધમા ખાસ સાચું પડયું હતું. પછી, અમે ભણી પરવાર્યા ને જીવનની ઘટમાળમા જોડાઇ ગયા ત્યારે મળવાનુ ભાગ્યેજ બનતું. કામ પ્રસંગે સતીશભાઇ મારે ગામ આવતા ત્યારે અમે મળી લેતા. હુ પણ કવચિત એમને ત્યાં જતો. ત્યાર પછી મારે ધંધાર્થે ઘણા વર્ષો ગુજરાત બહાર રહેવુ પડયુ. કામ પ્રસગે સતીશભાઈને ગામ આવવાનું થયું ત્યારે મારા આનંદનો પાર ન રહ્યો. હું એમને ત્યાં જ ઉતર્યો. એમના વ્યવસ્થિત ને નિયમબદ્ધ રીતે-જીવાતા જીવનનો પ્રત્યક્ષ પરિચય મને થવા માંડયો. એમનું ગૃહજીવન, એમના બાળકો, એમના રાચરચીલાની વ્યવસ્થા, ખોરાકની વાની, રોજનું સમયપત્રક બધામાં કાંઈક અસામાન્યતા હતી, રૈઢિયાળ રીતે, હિંદુ સંસારમાં મધ્યવર્ગના માણસો જીવી જાય છે તેના કરતાં કાંઇક જુદું જ જીવન એ લોકો જીવતા હોય એમ લાગ્યું સતીશભાઇ એક સંસ્થામાં કામ કરતાં ને પોતાની નાનકડી કમાણીમાંથી સાદું અને સાત્વિક જીવન ગાળતા. શહેરની સામાજીક પ્રવૃત્તિમાં પણ એ ઠીક ઠીક ભાગ લેતા.

ભોજન તૈયાર થઇ ગયું બાળકોએ જમવાની વ્યવસ્થા કરવા માંડી; અમે બધા સાથે જ જમવા બેઠા. બધી જ વિગતોમાં કાંઇક નવું મારા મન ઉપર અથડાયા કરતું. ઘણી વાર આનંદ તો કોઇ વાર આઘાત અનુભવતો હું બધું જોયા કરતો. કોઇ પણ જાતના કામમા હું પરોવાઇ શકયો નહિ કારણ કે એમનું યંત્ર મને સહેલાઇથી સમજાયું નહિ. જમતા જમતા મને વહેમ પડયો કે, હવે જો વાસણો માંજવાનું બધા સાથે જ શરૂ કરશે તો મારા જમેલા વાસણો એમને માંજતા જોવા પડશે અથવા તો મારે જાતે જ માંજવા પડશે ને એ બન્ને ખરેખર વિકટ અને દુષ્કર કાર્યો લાગતાં હતાં. બધા પોતાના વાસણો ઉપાડી એક ખૂણામાં મૂકી આવ્યા. મેં પણ મને કે કમને એમનું અનુકરણ કર્યું. અંતે મારાથી પૂછાઇ ગયું : " આ વાસણો કોણ અજવાળશે?'

" એ તો, અમે એક કામ કરવાવાળી બાઇ રાખી છે, એ માંજી નાખશે. "

" એમ! તમે કામ કરવાવાળી પણ રાખી છે?"

" હા; કામનો ભાર ખૂબ વધી જાય એ કાંઇ બરાબર ન કહેવાય. એક બાઈ બિચારી અપંગ છે. આવું પરચુરણ કામ કરવા એને રાખી છે. બિચારી મૂંગી અને બહેરી છે પણ અમે એને આનંદ અને આદરથી જીવવાની સગવડ કરી આપી છે." સતીશભાઇએ ખૂલાસો કર્યો ને વળી પાછી માનની એક ભાવનાનો મારા મનમાં ઉદય થયો.

બધા થોડીવારમાં પરવારી તૈયાર થઈ ગયા ને અમે નદીકાંઠે એક કલાક 'ખૂલ્લી હવામાં' ફરી આવ્યા. રસ્તામાં બાળકોને આનંદ સાથે જ્ઞાન મળે એવી વાતો પણ થતી. અથવા તો બાળકો જાતે પોતાની એળ વાતોએ ચઢી જતા ત્યારે એમણે મારી સાથે મારા અંગત જીવનની અનેક વાતો કરી આ આખોએ કાર્યક્રમ મને ગમ્યો. ફરીને આવ્યા પછી બાળકો એમના ઓરડામાં અભ્યાસમાં પરોવાઈ ગયા. અમે

ત્રણે જણા એક બીજા ઓરડામાં વાતોએ ચડયા. "બાળકોની હાજરીમાં તું અમારી જીવન પ્રણાલિકા વિષે ચર્ચા નહિ ઉપાડે એમ હું ઇચ્છું છું" એમ સતીશભાઇએ કહી મૂકેલું એટલે હવે મને એ તક મળી હતી. પોતાને ઘેર આવતા મહેમાનો સાથે આ પ્રકારની વાતચીત કરવી એમને મન સ્વાભાવિક બની ગયું હોવું જોઇએ. ઉમાબહેને શરૂ કર્યું :

"મોહનભાઇ બિચારા, બધું જોઇને વિચારમાં પડી ગયા લાગે છે." બધી સ્ત્રીઓમાં પોતાના ઘરની વસ્તુ પ્રત્યે જે મોહ અને મહત્ત્વની લાગણી હોય છે તેવી જ કાંઈ લાગણી ઉમાબહેનમાં રહેલી મને જણાઇ.

"હા, પણ મને તમારી ઘણી વસ્તુ વાંધાભરી અને વિચિત્ર લાગી છે" મેં કહ્યું.

"એ તો લાગવાની જ. પણ બોલ, તને શું વિચિત્ર લાગ્યું ?" સતીશભાઇએ પૂછ્યું.

"તમારી ઘણી રીતો મને ખરેખર ગમી છે. તમારા જેવું જીવન જીવવાનું મને પણ મન થઇ જાય છે. એમાં એક પ્રકારની કવિતા લાગે છે. પણ કેટલીક વસ્તુ ખરેખર અરુચિકર છે." મેં કહેવા માંડયું.

"કઇ ?" બન્નેજણા આતુરતાપૂર્વક જોઇ રહ્યા.

"દાખલા તરીકે, તમે મનોજને વાળવાનું કહ્યું એ. તમે એ કામ નંદિનીને કહ્યું હોત તો ઠીક કહેવાત. ગમે તેમ, મનોજ પુરુષ થવાનો છે."

"ના. અમારા ઘરમાં એ સ્ત્રી–પુરુષના ભેદ ના જોઇએ. જે કામ નંદિની કરી શકે તે મનોજ પણ કેમ ન કરે ? અમારે તો છોકરો ને છોકરી બન્ને સરખાં." સતીશે સિદ્ધાન્ત કહ્યો ને ઉમાબહેને એનું સમર્થન કરવા માંડયું :

"નંદિની ચિત્રો દોરતી હતી ને મારી નજર આગળ મનોજ હતો, કામ સોંપતી વખતે અમે બાળકોમાં એ ભેદ નથી રાખતા."

"પણ સ્ત્રી–પુરુષોના કાર્યોમાં ભેદ તો રહેલો જ છે. નંદિની સ્ત્રી થવાની છે."

"એ ભેદ તો આપણે કૃત્રિમ રીતે ઊભો કરેલો છે, એ પુરાણી મનોવૃત્તિ છે. ને નંદિની વાળવાનું કામ નથી જ કરતી એમ તમે નહિ માની લેતા. જેને જે કામ કરવું પડે તે કરે. વાળવાનું નંદિની જ કરે ને શાક લાવવાનું મનોજ જ કરે એવું કશું નથી."

"પણ, આ ભેદ ન પાડવાની ધૂનમાં, મને લાગે છે કે ઘણીવાર બિચારા મનોજને છોકરીના કામ કરવા પડતા હશે; કારણ કે અમારે ભેદ નથી એ બતાવવા તમે ઘણી વાર છોકરાને કરવા જેવા કામ નંદિની પાસે લેતા હશો ને છોકરીને કરવા જેવા કામ મનોજ પાસે કરાવતા હશો." મેં મારી ગૂંચ રજૂ કરી પણ સતીશભાઇએ તરત કહ્યું :

"ના, અમે એની ખાસ કાળજી રાખી છે ને એ બાબતમાં અમે જાગ્રત છીએ." ને મારાથી જાગતાને ઉંઘતા કહેવાય જ કેમ ?

"તો હવે એ જ સંબંધમાં બીજો મુદ્દો રજૂ કરું." ચર્ચા લંબાતી જતી હતી. મેં કહેવા માંડયું : "હું માનું છું કે મનોજ ઘણીવાર સમાજના બીજા બાળકોના ને ઘરોનાં પરિચયમાં આવતો હશે ને ત્યારે એણે જરૂર જોયું હશે કે વાળવા જેવું કામ પોતાના જેવા છોકરાઓ નથી કરતા પણ એની બહેન જેવી છોકરીઓ કરે છે. કદાચ, એને વાળતો જોઇ એના જોડીદારો એને ચીઢવતા પણ હશે. આ પરિસ્થિતિ એના બાળક મન ઉપર માઠી અસર પાડતી હશે, એનામાં લઘુતાગ્રંથી કેળવાતી જશે, એ બાયલો બનતો જશે, સમાજમાં ઊંચુ માથું રાખી એ નહિ ચાલી શકે."

ઉમાબહેનના મુખ ઉપર થોડો ભય અને ગભરાટ જણાતા હતા પણ સતીશભાઇ સ્વસ્થ હતા. એમણે કહ્યું :

"તેં જોયું હશે કે શરમ વગર મનોજ વાળી શકે છે."

મેં તરત કહ્યું : "હજુ એ નિર્લેપ રહ્યો હશે અથવા તો જડ થયો હશે."

"ના. એમ નથી, અમને અમારા બાળકો માટે





ગાઢી બનાવતા જતા હતા. છાત્રાલયમાં પણ સતીશભાઇ પુસ્તકો વાંચતા. અમારા બધાના પ્રમાણમાં ઠીક ઠીક વ્યવસ્થિત અને નિયમિત જીવન ગાળતા, ને નિશ્ચિત ધ્યેય પૂર્વક જીવન જીવી જનારાઓની ફોજમાંના એક બનવાની ઝંખના સેવતા. 'વિચાર કરીને જીવવું એ તે કાંઇ જીવન છે?' એમ માનનારા અમે કદીક, એમની મશ્કરી પણ કરતા. પણ ઉલટા, એ અમારા જીવન વિષે લાંબું એવું ભાષણ આપી દેતા. એમણે એમના જીવનનું સુકાન બુદ્ધિને સોંપ્યું હતું, અમે મનને. એ અમને તરંગી કહેતા, અમે એમને વેદિયા કહી ચીઢવતા. અમે બન્નેએ એક બીજાને પલટાવવા, સભાન અને અભાન ઘણા પ્રયત્નો કર્યા હશે, પણ એનું પરિણામ કાંઇ આવેલું નહિ. અમે ગાઢ મિત્રો રહી શકયા હતા, કદાચ એક બીજાના જીવન ઉપર અસર કરવાની અજ્ઞાત ઝંખનામાંથી જ મિત્રતા ગાઢ સ્વરૂપને પામી હોય. જેમનો સ્વભાવ સહાયક નથી એવા માણસો, પોતાનાથી જરા જુદા પડતા માણસોની સાથે જ ગાઢ મિત્રતા રાખી શકે છે ને જાળવી શકે છે એવું ઘણા દાખલાઓમાં જોયુ છે તે મારા અને સતીશના સંબંધમાં ખાસ સાચું પડયું હતું. પછી, અમે ભણી પરવાર્યા ને જીવનની ઘટમાળમા જોડાઇ ગયા ત્યારે મળવાનું ભાગ્યેજ બનતું. કામ પ્રસંગે સતીશભાઇ મારે ગામ આવતા ત્યારે અમે મળી લેતા. હું પણ કવચિત એમને ત્યાં જતો. ત્યાર પછી મારે ધંધાર્થે ઘણા વર્ષો ગુજરાત બહાર રહેવુ પડયુ. કામ પ્રસગે સતીશભાઈને ગામ આવવાનું થયું ત્યારે મારા આનંદનો પાર ન રહ્યો. હું એમને ત્યાં જ ઉતર્યો. એમના વ્યવસ્થિત ને નિયમબદ્ધ રીતે-જીવાતા જીવનનો પ્રત્યક્ષ પરિચય મને થવા માડયો. એમનું ગૃહજીવન, એમના બાળકો, એમના રાચરચીલાની વ્યવસ્થા, ખોરાકની વાની, રોજનું સમયપત્રક બધામાં કંઈક અસામાન્યતા હતી, રૈઢિયાળ રીતે, હિંદુ સંસારમાં મધ્યવર્ગના માણસો જીવ્યે જાય છે તેના કરતાં કાંઇક જુદું જ જીવન એ લોકો જીવતા હોય એમ લાગ્યું સતીશભાઇ એક સંસ્થામાં કામ કરતાં ને પોતાની નાનકડી કમાણીમાંથી સાદું અને સાત્વિક જીવન ગાળતા. શહેરની સામાજીક પ્રવૃત્તિમાં પણ એ ઠીક ઠીક ભાગ લેતા.

ભોજન તૈયાર થઇ ગયું બાળકોએ જમવાની વ્યવસ્થા કરવા માંડી; અમે બધા સાથે જ જમવા બેઠા. બધી જ વિગતોમાં કાંઇક નવું મારા મન ઉપર અથડાયા કરતું. ઘણી વાર આનંદ તો કોઇ વાર આઘાત અનુભવતો હું બધું જોયા કરતો. કોઇ પણ જાતના કામમા હું પરોવાઇ શકયો નહિ કારણ કે એમનું યંત્ર મને સહેલાઈથી સમજાયું નહિ. જમતા જમતા મને વહેમ પડયો કે, હવે જો વાસણો માંજવાનું બધા સાથે જ શરૂ કરશે તો મારા જમેલા વાસણો એમને માંજતા જોવા પડશે અથવા તો મારે જાતે જ માંજવા પડશે ને એ બન્ને ખરેખર વિકટ અને દુષ્કર કાર્યો લાગતાં હતાં. બધા પોતાના વાસણો ઉપાડી એક ખૂણામાં મૂકી આવ્યા. મેં પણ મને કે કમને એમનું અનુકરણ કર્યું. અંતે મારાથી પૂછાઇ ગયું: "આ વાસણો કોણ અજવાળશે?'

"એ તો, અમે એક કામ કરવાવાળી બાઇ રાખી છે, એ માજી નાખશે "

"એમ! તમે કામ કરવાવાળી પણ રાખી છે?"

"હા; કામનો ભાર ખૂબ વધી જાય એ કાંઇ બરાબર ન કહેવાય. એક બાઈ બિચારી અપંગ છે. આવું પરચુરણ કામ કરવા એને રાખી છે. બિચારી મૂંગી અને બહેરી છે પણ અમે એને આનંદ અને આદરથી જીવવાની સગવડ કરી આપી છે." સતીશભાઇએ ખુલાસો કર્યો ને વળી પાછી આનની એક ભાવનાનો મારા મનમાં ઉદય થયો.

બધા થોડીવારમાં પરવારી તૈયાર થઇ ગયા ને અમે નદીકાંઠે એક કલાક 'ખુલ્લી હવામાં' ફરી આવ્યા. રસ્તામાં બાળકોને આનંદ સાથે જ્ઞાન મળે એવી વાતો પણ થતી. અથવા તો બાળકો જાતે પોતાની મેળે વાતોએ ચઢી જતા ત્યારે એમણે મારી સાથે મારા અંગત જીવનની અનેક વાતો કરી આ આખોએ કાર્યક્રમ મને ગમ્યો. ફરીને આવ્યા પછી બાળકો એમના ઓરડામાં અભ્યાસમાં પરોવાઈ ગયા. અમે



૪ જણા એક બીજા ઓરડામાં વાતોએ ચડયા. "બાળકોની હાજરીમાં તું અમારી જીવન પ્રણાલિકા વિષે ચર્ચા નહિ ઉપાડે એમ હું ઇચ્છું છું" એમ સતીશભાઇએ કહી મૂકેલું એટલે હવે અને એ તક મળી હતી. પોતાને ઘેર આવતા મહેમાનો સાથે આ પ્રકારની વાતચીત કરવી એમને મન સ્વાભાવિક બની ગયું હોવું જોઇએ. ઉમાબહેને શરૂ કર્યું :

"મોહનભાઇ બિચારા, બધું જોઇને વિચારમાં પડી ગયા લાગે છે." બધી ઓીઓમાં પોતાના ઘરની વસ્તુ પ્રત્યે જે મોહ અને મહત્ત્વની લાગણી હોય છે તેવી જ કાંઇ લાગણી ઉમાબહેનમાં રહેલી મને જણાઇ.

"હા, પણ મને તમારી ઘણી વસ્તુ વાંધાભરી અને વિચિત્ર લાગી છે" મેં કહ્યું.

"એ તો લાગવાની જ. પણ બોલ, તને શું વિચિત્ર લાગ્યું ?" સતીશભાઇએ પૂછ્યું.

"તમારી ઘણી રીતો મને ખરેખર ગમી છે. તમારા જેવું જીવન જીવવાનું મને પણ મન થઇ જાય છે. એમાં એક પ્રકારની કવિતા લાગે છે. પણ કેટલીક વસ્તુ ખરેખર અરુચિકર છે." મેં કહેવા માંડયું.

"કઇ ?" બન્નેજણા આતુરતાપૂર્વક જોઇ રહ્યા.

"દાખલા તરીકે, તમે મનોજને વાળવાનું કહ્યું એ. તમે એ કામ નંદિનીને કહ્યું હોત તો ઠીક કહેવાત. ગમે તેમ, મનોજ પુરૂષ થવાનો છે."

"ના. અમારા ઘરમાં એ સ્ત્રી–પુરૂષના ભેદ ના જોઇએ. જે કામ નંદિની કરી શકે તે મનોજ પણ કેમ ન કરે ? અમારે તો છોકરો ને છોકરી બન્ને સરખાં." સતીશે સિદ્ધાન્ત કહ્યો ને ઉમાબહેને એનું સમર્થન કરવા માંડયું :

"નંદિની ચિત્રો દોરતી હતી ને મારી નજર આગળ મનોજ હતો, કામ સોંપતી વખતે અમે બાળકોમાં એ ભેદ નથી રાખતા."

"પણ સ્ત્રી–પુરૂષોના કાર્યોમાં ભેદ તો રહેલો જ છે. નંદિની સ્ત્રી થવાની છે."

"એ ભેદ તો આપણે કૃત્રિમ રીતે ઊભો કરેલો છે, એ પુરાણી મનોવૃત્તિ છે. ને નંદિની વાળવાનું કામ નથી જ કરતી એમ તમે નહિ માની લેતા. જેને જે કામ કરવું પડે તે કરે. વાળવાનું નંદિની જ કરે ને શાક લાવવાનું મનોજ જ કરે એવું કશું નથી."

"પણ, આ ભેદ ન પાડવાની ધૂનમાં, મને લાગે છે કે ઘણીવાર બિચારા મનોજને છોકરીના કામ કરવા પડતા હશે; કારણ કે અમારે ભેદ નથી એ બતાવવા તમે ઘણી વાર છોકરાને કરવા જેવા કામ નંદિની પાસે લેતા હશો ને છોકરીને કરવા જેવા કામ મનોજ પાસે કરાવતા હશો." મેં મારી ગૂંચ રજૂ કરી પણ સતીશભાઇએ તરત કહ્યું :

"ના, અમે એની ખાસ કાળજી રાખી છે ને એ બાબતમાં અમે જાગ્રત છીએ." ને મારાથી જાગતાને ઉંઘતા કહેવાય જ કેમ ?

"તો હવે એ જ સંબંધમાં બીજો મુદ્દો રજૂ કરું." ચર્ચા લંબાતી જતી હતી. મેં કહેવા માંડ્યું : "હું માનું છું કે મનોજ ઘણીવાર સમાજના બીજા બાળકોના ને ઘરોનાં પરિચયમાં આવતો હશે ને ત્યારે એણે જરૂર જોયું હશે કે વાળવા જેવું કામ પોતાના જેવા છોકરાઓ નથી કરતા પણ એની બહેન જેવી છોકરીઓ કરે છે. કદાચ, એને વાળતો જોઇ એના જોડીદારો એને ચીઢવતા પણ હશે. આ પરિસ્થિતિ એના બાળક મન ઉપર માઠી અસર પાડતી હશે, એનામાં લઘુતાગ્રંથી કેળવાતી જશે, એ બાયલો બનતો જશે, સમાજમાં ઊંચુ માંથુ રાખી એ નહિ ચાલી શકે."

ઉમાબહેનના મુખ ઉપર થોડો ભય અને ગભરાટ જણાતા હતા પણ સતીશભાઇ સ્વસ્થ હતા. એમણે કહ્યું :

"તેં જોયું હશે કે શરમ વગર મનોજ વાળી શકે છે."

મેં તરત કહ્યું : "હજુ એ નિર્દોષ રહ્યો હશે અથવા તો જડ થયો હશે."

"ના. એમ નથી, અમને અમારા બાળકો માટે

પૂર્ણ પ્રેમ છે ને બાળકો પણ અમને ચાહે છે. અમારો પ્રેમ એમને યોગ્ય માનવી બનાવવાની તાલીમ આપવામાં કદી આડો આવી શકે નહિ. અમે એમને ખરાબ સોબતને કારણે બહાર બહુ નથી જવા દેતા ને એમને એવી જરૂર પણ શું છે? એ ત્રણ જણા જ સોબત માટે પૂરતા નથી?" ચર્ચા ગંભીર બનતી જતી, સતીશભાઈ એમના બચાવ માટે મુદ્દાઓ પર મુદ્દાઓ રજૂ કર્યે જતા હતા. કોઈ કોઈ વાર ઉમાબહેન પણ એમાં પોતાના તરફથી અનુમોદન સૂચવતા. પતિપત્નીના વિચારોમાં સ્થપાઈ ચૂકેલી સમાનતા, ઉમાબહેનનો ત્યાગ, સતીશભાઈની ઊંડી સમજ અને એ બધાની ઉપયોગી અને પરોપકારી જીવન જીવવાની અભિલાષા–સૌ કોઈમાં માન પ્રગટાવે એમ હતું. ચર્ચાની ગંભીરતા જરા હળવી બનાવવા મેં કહ્યું :

"જો, તમે સ્ત્રી–પુરૂષને સરખા માનો છો તો પછી ઉમાબહેન કેમ કમાવા જતા નથી? તમે જઈ શકો અને એ નહિ જઈ શકે એવું થોડું છે?" પણ જવાબ તૈયાર હતો :

"એના મા-બાપની ભૂલને કારણે એ નથી બન્યું. કમાવવા માટે જે તાલીમની જરૂર છે, એ એણે નથી મેળવી." ઈશ્વરની ભૂલ સુધારવાનો પ્રયત્ન કરનાર પત્નીના પિતાની ભૂલ કેમ ન સુધારી શક્યા હોય એ ચર્ચા મેં ન ઉપાડી પણ કહ્યું :

"જુઓની, અમુક વર્ણની કેટલીએ સ્ત્રીઓ વગર તાલીમે મજૂરીએ જઈ કમાણી કરી શકે છે ને?"

"એ તાલીમ ને એવું એવું માનસ એના પિતાએ કેળવ્યું નથી ને જો મે કાંઈ સમાજ સામે બળવો નથી પોકાર્યો, એની કેટલીક રીતરસમો આપણે જાળવવી પડે છે, સમાજના ધારાધોરણો પ્રમાણે કેટલીક વસ્તુ નથી થઈ શકતી એ મારે કબુલ કરવું જોઈએ." એમની આ કબુલાત સ્વસ્થ સુધારક તરીકે એમને ઓળખાવવા માટે પુરતી કહેવાય.

"હા ભાઈ, આપણે દુનિયામા તો રહેવુ જ છે ને?" ઉમાબ્હેને ટહુકો પૂર્યો. મને એક ટીખળ કરવાનું સૂઝ્યું :

"આ તમે છોકરીનું નામ નંદિની ને છોકરાનું નામ મનોજ શા માટે રાખ્યું? એમા ભેદ નથી પડી જતો?"

બન્ને જણ હસી પડયા. "અમે વ્યવહારિક મટી જવા નથી ઇચ્છતા હં" મે તરત જ પકડી લીધું: "હું પણ એ જ કહું છું : સ્ત્રી–પુરૂષના સમાજ વ્યવસ્થાને અનુરૂપ ભેદો પડી ચૂકયા છે, કયા કાર્યો કોણે કરવા તે વ્યવસ્થિત રીતે નક્કી થઈ ગયું છે. પછી આપણે એમાં દખલ નહિ કરી શકીએ. મનોજ વાળે એનો એટલા માટે જ હું વિરોધ કરું છું."

"પાછા તમે એ વાત ઉપર આવ્યા" ઉમાબહેનને ચર્ચામા ઠીક ઠીક રસ પડતો હતો. સતીશભાઈએ કહ્યું :

"સ્ત્રી અને પુરૂષ બન્ને સરખાં છે. હલકાં કામો કરવાનું સ્ત્રીને કહી આપણે એનું મહત્વ ઓછું કરીએ છીએ. એથી .એ કામ કરનારી ચાકરડી છે એવો ખ્યાલ રહે છે. સ્ત્રી અને પુરૂષ બન્ને ઘરનાં બધા જ કામો સાથે કર્યા કરે તો એવો ભેદ મટી જાય. કોઈ ઊંચો ન ગણાય ને કોઈને હલકા ગણવાની જરૂર રહે નહિ."

".હા, બન્ને સરખાં છે એ હવે નિર્વિવાદ છે. પણ પુરૂષ ઘર બહારનું સંભાળે છે, સ્ત્રી ઘર સંભાળે છે. તમારે નંદિનીને ગૃહિણી બનાવવાની છે, ને મનોજને ગૃહસ્થ બનાવવાનો છે એ ભૂલી જઈ શકો નહિ"

"અમે બાળકોને અત્યારથી એવા ગંભીર બનાવી દેવા નથી ઇચ્છતા. દરેક જાતનું કામ એને વ્યક્તિ તરીકે લાયક બનાવે છે, ને લાયક વ્યક્તિ પોતાનું કાર્ય યોગ્ય રીતે પાર પાડવાની ને તેને દીપાવવાની શક્તિ ધરાવે છે. એવો મારો મત છે."

ચર્ચાને જેટલી લંબાવી શકાય તેટલી લંબાવી શકાય છે, એટલે ચર્ચા બાજુએ મૂકી કેટલીક વસ્તુ



સ્પષ્ટ થાય એ હેતુથી મવો મુદ્દો મેં ઊભો કર્યો : "નંદિનીને તમે જે કપડાં પહેરાવો છો. તેની પાછળ તમારી શી વૃત્તિ છે ?"

'બરાબર છે, આ દાખલાદ્વારા હું મારો મુદ્દો વધુ સ્પષ્ટ કરી શકીશ, ભવિષ્યમાં એ આજની માફક ચડ્ડી અને ખમીસ નથી પહેરી શકવાની એ હું જાણું છું; પરંતુ આજથી એને સ્રીના જેવો વેષ પહેરાવી હું એના મિજાજને બાયલો બનાવી દેવા નથી ઈચ્છતો. મર્દના જેવો પોષાક એનામાં મર્દાનગી પ્રગટાવવા જેવી ભૂમિકા ઘડવામાં ફાળો આપે છે એવી મને શ્રદ્ધા છે. આ પોષાક એક જાતની તાલીમ છે, કાયમી જીવન પ્રણાલિકા નથી એ મારા સિવાય બીજું કોઈ સમજી શકતું નથી.' સતીશભાઈએ પોતાની વ્યથા રજૂ કરી હોય એમ મને લાગ્યું.

'તો તમે એટલા માટે જ એના બોબ્ડ હેર રખાવ્યા હશે. મનોજ જેવા નંદિનીના વાળ તો કેમ કપાવી શકાય ?' મેં શંકા રજૂ કરી.

'હા, એમાં પણ એવું જ છે. ઘણા એને નંદિનીને બદલે નંદલાલ કહે છે એ હું જાણું છું પણ મને એનું દુઃખ નથી. એ છોકરી છે એટલે મનોજ જેવા એના વાળ રાખવાની જરૂર નથી. પ્રગતિ કરનારને પણ અમુક મર્યાદા તો જાળવવી પડે છે.'

'પણ તમે એમાં નંદિનીના વ્યક્તિત્વને કચડી નાખ્યું છે એમ મારે કહેવું જોઈએ. એની ઉમ્મરની છોકરી કેવા તરેહ તરેહના વસ્રો પહેરીને ફરે છે, નવાં નવાં ઘરેણાંઓથી પોતાને શણગારે છે, બધું જોઈને પોતાને પણ એવા થવાનું મન નંદિનીને નહિ થતું હોય ? તમે એને મર્દ બનાવવાની જેટલી કાળજી રાખો છો તેટલી કાળજી, એના, એક બાળાના માનસને સમજવાની રાખો છો ખરા ? આ તંદુરસ્ત, સુડોળ દેહવાળી ને વિશાળ ભાલ પ્રદેશ ધરાવતી સૌન્દર્યવાન બાળાને આ કાળી ચડ્ડીને ધોળા ખમીસમાં જોઈને, મને ખરેખર ખૂબ આઘાત લાગો છે. જાણે કોઈ સૌન્દર્યવાન વસ્તુને કદરૂપા આવરણ વડે ઢાંકી રાખી હોય એમ મને લાગ્યા કરે છે, મારા ચિત્તને ખરેખર કલેશ થાય છે.' મેં લાંબુ એવું બોલી કાઢયું. ઉમાબ્હેને સતીશભાઈની સામે જોયા કર્યું, સતીશભાઈ એ તો સ્વસ્થતાથી મારા ઉશ્કેરાટને ઠંડો પાડતો જવાબ દીધો :

'અમારાં બાળકો જાણે છે કે પોતે બધાં કરતાં જુદાં છે. એમને એવી વૃત્તિ થયાનું મને કદી જણાવ્યું નથી.'

આ જવાબ ઊલટો મને વધુ ચીઢવનારો બન્યો. હું મારી ચીઢ વ્યકત કરૂં તે પહેલાં જ ઉમાબ્હેને કહ્યું :

'કેટલીએ વાર ગામના માણસો પોતાનાં બાળકોને અમારાં બાળકો જેવાં બનાવવાનો પ્રયત્ન કરતા હોય છે. દિનીના જેવાં કપડાં અહીંના શેઠની છોકરી પણ હવે એનું જોઈને પહેરવા મંડી છે.' કોઈ સ્રી જ કહી શકે એવી વાત ઉમાબ્હેને કરી દીધી. આ પતિ–પત્ની જરાએ નમતું મૂકવા તૈયાર ન હતા. સતીશભાઈએ બોબ્ડે હેરની ફિલસુફી કહી બતાવી : 'બોબ્ડ હેરથી બાળાઓમાં મર્દાનગીનો સંચાર થાય છે. ને એથી કેટલીક કડાકુટ પણ મટી જાય છે, કામમાંથી વખત પણ કેટલો બચી જાય છે !'

'તો પછી સૂત નંબરનું મશીન જ મૂકાવી દેવું હતું ને ! કે જરા પણ કડાકુટ રહે નહિ.' ગાંધીજીએ આવી ચર્ચા વખતે એક સન્નારીને આપેલો જવાબ મારી જીભે આવીને પ્રગટ થઈ ગયો. સાથે સાથે ઉમેર્યું : 'ભવિષ્યમાં નંદિનીને સખીઓને જોઈ લાંબા કેશકલાપ રાખવાની ઈચ્છા થશે, મોટો એવો અંબોડો ગૂંથવાની ઝંખના પ્રગટશે ત્યારે એણે બિચારીએ તમારી ભૂલના ભોગ બનીને પસ્તાવા કરવાનું રહેશે. એને બિચારી માટે પસંદગીનો અવકાશ પણ તમે નથી રહેવા દીધો.'

ઉમાબ્હેન મૂંગા બની ગયા. સતીશભાઈ પણ પડી ગએલા જણાયા અને કહ્યું :

'આપણો બેનો મેળ ખાવાનો નથી. તારી દૃષ્ટિ અને મારી દૃષ્ટિમાં ઘર મૂળનો ફેર છે. ડાબળા,





પાતળાં ને ફ્ળો સુધી તારે વિરોધ રહેવાનો. પણ અમારા બાળકોને અમે વિચાર પૂર્વક ઉછેરી રહ્યાં છીએ ને કેળવીએ છીએ એની તું ના ન કહી શકે. અમારે કેટલીકવાર એથી અણગમતી પરિસ્થિતિમાં પણ મૂકાઇ જવું પડે છે તો પણ અમે બાળકોનું ભાવિ બગડવા નહિ દઈએ.' સતીશભાઇએ આ બધું કહેવા માંડ્યું. એમાં શંકા ઉઠાવવાની મને જરૂર જણાઇ નહિ. પણ હવે જરા એમને સારૂં પણ લગાડવું જોઈએ એમ માની કહ્યું :

'જરૂર, તમારા બાળકો પ્રત્યે તમે જે ધ્યાન આપી રહ્યા છો એ ખરેખર પ્રશંસનીય છે પણ એમાં જરા ઊંડા વિચારની જરૂર જણાય છે. એમને સ્વતંત્ર પણ બનવા દેવા જોઇએ. એકલાં કુદતાં, તોફાન મસ્તી ને ભૂલો કરતાં બાળકો પણ તાલીમ જ લઇ રહ્યાં છે એમ હું માનું છું. તમારી કાળજીને પરિણામે વીર યશસ્વિ માનવી તરીકે તમારાં બાળકો દીપી ઉઠશે તે દિવસે અમને ઓછો આનંદ નહિ થાય.'

'પણ મોહનભાઇ, હવે જરા તમારી વાત કરો, તમારે ત્યાં કેમનું ચાલે છે?' ઉમાબ્હેને પૂછ્યું. મેં જાણી જોઇને જ કોઇ પણ વાતમાં મારો દાખલો રજૂ કરેલો નહિ. આ વ્યવસ્થામાં મારૂં અવ્યવસ્થિત ચિત્ર રજૂ કરવું મને યોગ્ય લાગ્યું ન હતું.

'દુનિયામાં બીજે જુઓ છો ને તેવું મારૂં ચાલે છે. તમે, સતીશભાઇ અને હું જે રીતે ઉછરેલા તે રીતે મારા બાળકો ઉછરે છે. એમની બા, પોતે જાણે મોટી ડહાપણની ભંડાર હોય એમ એમને મારે છે, પીટે છે, વધારે તોફાન કરે છે ત્યારે બાંધે પણ છે ને પ્રસંગ આવે તેમને પ્રેમ કરે છે, લાડ લડાવે છે. તેમની તબિયતની અતિશય કાળજી રાખે છે. ફળિયાના કોઇ બાળકો એમને કનડે છે તો એ બાળકોની સાથે ને તેમના માતાપિતાની સાથે લડી પણ લે છે. હું આખો દિવસ કામ કરીને આવું છું એટલે મારી સંભાળ લે છે, મને આરામ મળે એની તજવીજ રાખે છે. ઘરનો જરા પણ ભાર મારા ઉપર એ નથી પડવા દેતી અમે પહેલાં એકબીજા સાથે તોફાન કરતાં, પછી વાતો કરતાં થયાં, પછી કામની જ વાતોદ્વારા સંબંધ સાચવવા લાગ્યા, અને હવે માત્ર બાળકો ઉછેરવાં; અનેક પ્રકારની જરૂરિયાતો ઊભી કરવી અને પૂરવી, એવા વૈતરામાં જ સંબંધની મોજ માણી લઇએ છીએ. બન્ને છોકરીઓ માને મદદ કરે છે ને ભાઇઓના કામ પણ કરે છે. ભાઇઓ તેમને હુકમ પણ કરી શકે છે. આવું આવું તમે અનેક ઠેકાણે જોયું હશે, તેવું જ મારે ત્યાં ચાલી રહ્યું છે. એમાં ફેરફાર કરવાની મને વૃત્તિ થતી નથી અને મને એવો સમય પણ નથી. કોઇ પણ રીતનો અસંતોષ પણ મને નથી. ભગવાનની કૃપાથી પૈસા મળી રહે છે, બાળકોને એમની જરૂરિયાતની ચીજવસ્તુઓ મળી રહે છે ને એમની બા એ બધામાંથી ઠીક ગૌરવ અનુભવતી દિવસો પસાર કરે છે. નવા પ્રયોગો નથી, નવા પ્રશ્નો નથી. ચાલતા આવેલે ચીલે બધું ચાલ્યા કરે છે." બધા ઠરી ગયા હોય એવી શાન્તિ પથરાઇ ગઈ. કોઇને કાંઇ બોલવાનું હોય એમ લાગ્યું નહિ. મેં ચાલુ રાખ્યું :

'સામાન્ય બનવાના વિચાર વિના મારૂં જીવન સામાન્ય જ રહ્યું છે. તમારા જેવો હું જાગ્રત નથી એ કબૂલ કરૂં છું પણ કાંઈ કરવાની જોરદાર વૃત્તિ મને થઇ નથી. કદીક, ઊંડો ઊંડો વિચાર કરૂં છું ત્યારે લાગે છે કે, ચાલે છે એમજ ચાલવા દો. કશાનો પણ પાર પામી શકાય એમ ન હોય ત્યારે શું એજ માર્ગ શ્રેષ્ટ નથી!'

મેં બોલવાનું ચાલું રાખ્યું હોત પણ નવના ટકોરા પડ્યા ને ત્રણે બાળકો શાંતિપૂર્વક આવીને ઓરડામાં સેતરંજી ઉપર ગોઠવાઇ ગયા. સતીશભાઇ અને ઉમાબહેન પણ સાથે બેસી ગયા. પાડોશમાંથી બેત્રણ બાળકો અને સ્ત્રીઓ પણ આવી પહોંચ્યા. હું સમજી ગયો કે હવે કાંઈ પ્રાર્થના જેવું થશે. ને મારી ધારણા સાચી પડી. ઓરડાની બત્તી નાની કરવામાં આવી, બધા શાન્તિ ધારણ કરી વ્યવસ્થિત ગોઠવાઇ ગયા વાતાવરણ નિર્મળ અને ધાર્મિક લાગતું હતું. તેમાં સતીશભાઇના શુદ્ધ સંસ્કૃતમાં બોલાતા

## નોબેલ પારિતોષિકો

શ્રી. બંસી ગાંધી, बी. एससी.
પ્રોફે. જયંતીલાલ દે. ઓઝા, एम. एससी.
ડૉ. નરસિંહ મૂ. શાહ, एम एससी, पीएच डी.

સ્વીડનના ઉદ્યોગપતિ આલ્ફ્રેડ નોબેલે ડાયનેમાઇટની શોધ કરીઃ તેને મનમા થયું કે આ ભયંકર વિનાશક શોધ દુનિયામાં શાંતિ ફેલાવશે. ડાયનેમાઈટ વડે ચાલતું યુદ્ધ એટલું ભારી પડી જશે કે દુનિયાના દેશોનું લશ્કરીબળ ઓછું કરી નાખવામાં આવશે. આ આદર્શવાદીનાં સ્વપ્ના હજી તો ફળીભૂત થયાં હોય એમ લાગતું નથી, ડાયનેમાઇટ કરતા પણ વિશેષ ભયંકર અને ભીષણ અણુબોમ્બ અસ્તિત્વમાં આવ્યો છે. નોબેલની આશાઓની સિદ્ધિ થાય ત્યારે ખરી !!

ડાયનેમાઇટની શોધે નોબેલને પૈસો પેદા કરાવવામા જરાય કચાશ ન રાખીઃ અઢળક દ્રવ્ય તેણે એકઠુ કર્યું. પરંતુ 'પાપનો પૈસો' તેને ખટકવા લાગ્યો અને તેનો સદ્‌વ્યય કરવા તે વિચાર કરવા લાગ્યો. ૧૮૯૬માં નોબેલ મરણ પથારીએ હતો. તેણે પોતાનો પૈસો દુનિયામા શાંતિસુલેહ અર્થે વપરાય એમ ઇચ્છી એક ટ્રસ્ટ કર્યું અને તેમાથી પાંચ વાર્ષિક પારિતોષિકો સ્થાપ્યા. જુદા જુદા વિજ્ઞાનના વિષયમાં તેમજ સાહિત્યના ક્ષેત્રમાં સર્વશ્રેષ્ઠ કાર્ય કરનારને તે આપવામાં આવે છે. પ્રજાના હૃદયમાં શાંતિનો વિચાર કાયમ જાગતો રાખે છે. પ્રત્યેક ઈનામ લગભગ ૧૦૦૦૦ પૌંડનું હોય છે અને સ્વીડન અને નોર્વેના રાજાઓ એ ઈનામ મેળવનારને હાથો હાથ આપે છે. ઇનામ મેળવનાર સૌ પોતાના કાર્યનો અહેવાલ ભાષણ રૂપે રજુ કરે છે.

આ વર્ષના (એટલે ૧૯૪૭ના) ઇનામો નીચે પ્રમાણે જાહેર થયા છેઃ (૧) ભૌતિક વિજ્ઞાનમાં બ્રિટનના સુપ્રસિદ્ધ ભૌતિક વિજ્ઞાની સર એડવર્ડ એપલટનને 'વાતાવરણને લગતા ભૌતિક વિજ્ઞાન'ના ક્ષેત્રમા સંશોધન માટે આ ઇનામ આપવામાં આવ્યું છે. તેમણે વાતાવરણના ઉપલા ભાગમાં વાયુઓનો એક પડો શોધી કાઢ્યો છે. અને તેમના માનમા 'એપલટન લેયર' કહેવામાં આવે છે. આ શોધને લીધે રેડિયો અને રડારની કરામતનું કાર્ય ખુબ સરળ બની શક્યું છે.

(૨) રસાયન શાસ્ત્રમાં સર રોબર્ટ રોબર્ટસનને આ ઇનામ મળે છે. સર રોબર્ટસન ઓક્ષફર્ડ યુનિવર્સિટીમા રસાયનના પ્રોફેસર છે અને રોયલ સોસાયટીના પ્રમુખ છે. લંડનની કેમીકલ સોસાયટીના યુદ્ધના વર્ષો દરમિયાન પ્રમુખ હતા. તેમની શોધો વનસ્પતિના ફુલના રંગો અને એવા બીજા વનસ્પતિજ ઉપયોગી પદાર્થોને લાગતાં વનસ્પતિ રસાયનના ક્ષેત્રમાં ખૂબ જાણીતી છે. ખાસ કરીને આલ્કેલોઇડના સંયોજનને લગતું તેમનું કાર્ય ખૂબ છે. પેનીસીલીનનું સયોજન પણ તેમણે હમણા *સફળ પાર ઉતાર્યું છે. કાર્બનિક પદાર્થોની પ્રક્રિયા*ઓનું રહસ્ય આધુનિક ઇલેક્ટ્રોન સિદ્ધાંત વડે સ્પષ્ટ કરવા તેમણે સારૂં સંશોધન કરેલું છે.

પ્રોફેસર રોબર્ટસનની દોરવણી નીચે ઘણાં હિંદી વિદ્યાર્થીઓએ સંશોધન કાર્ય કરેલું છે. મુંબઈમાં રોયલ ઇન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સમા રસાયનના પ્રોફેસર રમણલાલ છગનલાલ શાહ સામાન્યતઃ ડૉ. આર. સી. શાહ તરીકે વિશેષ જાણીતા) સર રોબીનસનના વિદ્યાર્થી મંડળમાના એક આશાસ્પદ ગુજરાતી રસાયન શાસ્ત્રી છે.

(૩) વૈદકશાસ્ત્રનું ઇનામ પ્રોફેસર કાર્લ કોરી અને તેમના પત્ની, અને આર્જેન્ટીનાના પ્રોફેસર બર્નાર્ડો હાઉસે વચ્ચે સમભાગે વહેંચવામાં આવ્યું છે.

ડૉ. મીસીસ કોરીનો ઝેકોસ્લોવેકિયામા પ્રેગમાં જન્મ થયો હતો અને ૧૯૨૨ થી અમેરિકામાં વસેલા છે. ૧૯૨૮ મા તેમને અમેરિકામાં નાગરિક તરીકે હકો મળ્યા હતા. નોબેલ પારિતોષિકો મેળવનાર વિદ્વાન દંપતીઓમાં તેમનો નંબર ત્રીજો છે. ૧૯૦૩ માં કયુરી દંપતીને અને ૧૯૩૩ માં જુનીઓ-કયુરી દંપતીને આ ઇનામ મળ્યું હતું.

(૪) સાહિત્યનું ઇનામ ફ્રાંસના સુપ્રસિદ્ધ સાહિત્યકાર અને તત્વવેત્તા આન્દ્રે જીડે (Gide)ને આપવામાં આવ્યું છે. તેમના લખાણોમા આત્મનિરીક્ષણની કડક ચકાસણી સાથે લેખકના માનસનું અંતરંગ તથા



જિંદગી પ્રત્યેની એની વલણુ સાવ સ્પષ્ટ થઇ જાય છે. ઇડે ખૂબ સ્વતંત્ર મીજાજનો લેખક છે.

(૫) સુલેહશાંતિના કાર્ય માટે અપાતું ઇનામ પણ બે કવેકર સંસ્થાઓ–બ્રિટનની ફ્રેન્ડસ સરવીસ કાઉન્સીલ અને અમેરિકન સરવીસ કમીટી વચ્ચે સમભાગે આપવામાં આવ્યું છે. આ ઇનામ નોર્વેની રાજધાની ઓસ્લોમાં; બાકીના ચાર સ્વીડનની રાજધાની સ્ટૉકહોમમાં આપવામાં આવે છે.

## આપણા તોલ માપ —

આપણામાં કહેવત છે કે 'બાર બોલ અને તેર તોલ.' પુરાણા સમયથી આપણાં તોલ અને માપ બદલાતાં જ રહ્યાં છે, અને આજે પણ પરિસ્થિતિ તો એની એ જ છે. ચાહ ખરીદવા જઇએ તો રતલના કાટલે તોળીને મળે. વેપારીની દુકાનેથી અનાજ ખરીદએ તો શેરના કાટલે તોળાય. અને સરકાર તેના રેશનીંગ તંત્રમાં તો અચૂક રતલના કાટલે જ આપે છે. ભલે આઝાદ સરકાર આવી. ભલે તોલ માપનો કાયદો કરી મુંબઇ સરકારે ૮૦ તોલાનો શેર ચાલુ કર્યો. પરંતુ સરકારના પોતાના તંત્રમાં તો રતલી કાટલાં જ ચાલવાનાં. દૂધવાળી શેરિયાંના માપથી દૂધ ભરી આપે. પરંતુ મુંબઇમાં દુધ ઉપર નિયંત્રણુ મૂકવું હોય ત્યારે શેરિયાં ન ચાલે. ત્યારે તો પીંટ જ જોઇએ. કેરોસીન કે ફીનાઇલ માટે ગેલન અને પીંટજ પ્રમાણિત ગણાય. ખાંડ કે સીમેંટના કારખાનાં પણ હંડ્રવેટની જ વાતો કરે. તોલમાપના કાયદા મુજબ 'શેર' એમને વાપરવાનો ન હોય. આપણા ઇજનેરો 'ફુટ પાઉંડ'નો જ આગ્રહ રાખે.

આવી જ પરિસ્થિતિ જગતના અન્ય દેશોમાં પણ હતી. પરંતુ જેમ જેમ સંસ્કૃતિ વધતી ગઇ નવા નવા કાયદા ઉભા થવા લાગ્યા, વૈજ્ઞાનિક સંશોધન વધતું ગયું તેમ તેમ પ્રત્યેક દેશમાં ચોક્કસ તોલમાપની ઉણપ દેખાવા લાગી, પદાર્થ વિજ્ઞાન એટલે 'ચોક્કસ માપ તોલને લગતું વિજ્ઞાન' એમ ગણાવા લાગ્યું માપના આ વિજ્ઞાનમાં પ્રત્યેક માપના નિશ્ચિત એકમો પસંદ કરવા જ રહ્યા, એટલું જ નહિ પણ નાનામાં નાના તેમજ મોટામાં મોટા માપ માટે એકમો યોજવા રહ્યા. લંબાઇમાં તસુ ને બદલે ઇંચ; ગાઉને બદલે માઇલ નક્કી કરવામાં આવ્યા : ઇંચ, ફૂટ, વાર, ફર્લોંગ, માઇલ એમ ઉત્તરોત્તર માપ મોટાં થતાં ગયાં છતાં લંબાઇના એકમમાં માઇલ પણ ખગોળ વિદ્યાના ક્ષેત્રમાં નાનો પડયો.

એટલે મોટું એકમ નક્કી કરવું રહ્યું. આ એકમ તે પ્રકાશવર્ષ. છેડે વર્ષ આવે છે માટે તે સમયનું એકમ છે રખે માનતાઃ એ લંબાઇનું એકમ છે.

ઇંચ, વાર, ફૂટ, ફર્લોંગ, માઇલનાં વર્ષ તેમજ ગેલન, પાઉંડ, હંડ્રવેટ અને ટનનાં માપ, બ્રિટીશ સામ્રાજ્ય અને અમેરિકાના દેશોમાં તેમજ હિંદુસ્તાનમાં પણ પ્રચલિત બન્યા છે. ત્યાંના વિજ્ઞાનીઓને એ પસંદ છે એમ નથી. તેમણે તો તે વર્ષોથી ફેંકી દીધાં છે અને ફ્રાંસમાં ચાલતાં માપ સ્વીકારી લીધાં છે. ફ્રાંસના તોલમાપની પદ્ધતિને મિટર પદ્ધતિ કહેવાય છે, અંગ્રેજીમાં તે મેટ્રિક સીસ્ટમનાં નામે ઓળખાય છે. નાણામાં પણ બ્રિટને એક પાઉંડના વીસ શીલીંગ અને એક શીલીંગના બાર પેન્સ રાખ્યાં છે. પણ અમેરિકાએ તો એક ડોલરના સો સેંટ નક્કી કરી ફ્રેંચ પદ્ધતિનું કંઇક અંશે અનુસરણ કર્યું છે.

અમેરિકા તો ખૂબ આગળ વધેલો દેશ છે. વિજ્ઞાનમાં મોખરે છે. છતાં તેણે ઈંગ્લાંડના તોલ માપ છોડયાં નથી. તે પ્રત્યે ત્યાં ઉગ્ર અસંતોષ છે.

હવે મેટ્રિક પદ્ધતિ કે મીટર પદ્ધતિ શું છે તે ટૂંકામાં જોઇ જઇએ.

અઢારમા સૈકાના અંતમાં ફ્રાંસના વૈજ્ઞાનિકોની એક સમિતિ નીમવામાં આવી. તેનું કામ તોલમાપ નક્કી કરવાનું હતું. તેમણે એવો પણ વિચાર કર્યો કે 'માપ' એકાદ વાર ખોવાઇ જાય તો ફરી તેનું તેજ યોજી શકાય એવી યોજના કરવી. જુના સમયમાં રોમન લોકોમા તોલમાપ ચોક્કસ હતો. પણ રોમન સામ્રાજ્યનો અંત આવતાં તેનો પણ અંત આવ્યો અને તે માપ ચોક્કસ કયા હતા તે કોઇ જાણતું પણ





નથી. એવું ફરી ન બને તે માટે કાળજી રાખી વૈજ્ઞાનિકોની સમિતિએ કામ શરૂ કર્યું. પૃથ્વીના ઉત્તર-ધ્રુવથી પેરીસને જોડતી લીટી દોરીએ અને તેને લંબાવતા તે વિષુવવૃત્તને અડે ત્યાં સુધીની લંબાઇના એક કરોડમા ભાગને લંબાઇના એકમ તરીકે સ્વીકારવામાં આવ્યો. અને તેને મિટર નામ આપ્યું. નાનાં લંબાઈના માપ માટે મિટરના દસ ભાગ કરી તેને દેશી મીટર તેમજ ડેસીમીટરના દસભાગ કરી તેમાંના એકને સેન્ટીમિટર અને સેન્ટીમિટરના દસ ભાગ કરી તેને મીલીમિટરનાં નામ આપ્યાં. મોટા માપ માટે દસ મિટરને ડેકેટામીટર, સો મિટરને હેકટોમીટર અને હજાર મિટરને કિલોમીટરનું નામ આપ્યું. આ પદ્ધતિમાં મુખ્ય એકમના કે નાના ભાગ કે મોટા ભાગ દશ દશના વિભાગ કે ગુણક હોઇને આને દશાંશ પદ્ધતિ પણ કહેવાય છે.

એક ઘનસેન્ટીમિટર જેટલા પાણીના વજનને તેમણે ગ્રામ નામ આપ્યું. અને તેમાં પણ નાના મોટા ભાગ દશાંશ પદ્ધતિ પ્રમાણે કર્યા.

ઉષ્ણમાન માપવા માટે પણ સો વિભાગવાળું સેંટીગ્રેડ થર્મોમિટર પસંદ કરાયું. અને આ પદ્ધતિ તમામ પ્રદેશોએ વૈજ્ઞાનિક કામ અને સંશોધનમાં અપનાવી લીધી, પરંતુ ફ્રાન્સ, ડેન્માર્ક, બેલ્જીયમ, ઇટાલી અને સ્પેનમાં તો મેટ્રીક પદ્ધતિ રોજ બરોજના વપરાશમાં પણ છે.

હિંદુસ્તાનમાં બ્રિટિશ અમલ થયા બાદ નક્કી કરાયેલા તોલમાપનો ઇતિહાસ પણ ઓછો રસપ્રદ નથી. તે આપણે ટુંકામાં જોઇ જઇએ.

છેક ૧૮૬૭ ની સાલમાં સમગ્ર હિંદુસ્તાનનાં તોલમાપનું એકધારૂં ધોરણ ચાલુ કરવાના આશયે એક સમિતિ નીમવામા આવેલી. ૧૮૬૮ માં એ સમિતિએ સરકારને પોતાનો હેવાલ સુપ્રત કર્યો. તેના મોટાભાગના સભ્યોએ બ્રિટિશ તોલમાપ હિંદુસ્તાનને માથે મારવાનો પ્રયત્ન કરેલો. પરંતુ તેમનાથી જુદા પડી ત્રણ સભ્યોએ બ્રિટિશ તોલમાપ સામે સખ્ત શબ્દોમાં વાંધો ઉઠાવેલો. વિશેષમાં તેમણે ફ્રાંસ અને બીજા દેશોમાં ચાલતી મિટર પદ્ધતિ સ્વીકારવા આગ્રહ કરેલો. ૧૮૭૦ માં ઇન્ડિયન મેઝર્સ એક્ટ પસાર થયો. હિંદુસ્તાનમાં ક્રમશઃ મીટર પદ્ધતિ દાખલ કરવી તેમ કાયદાથી નક્કી થયું. હિંદુસ્તાનના તે સમયના સેક્રેટરી ઑફ સ્ટેટે આ કાયદાને વખોડી કાઢયો. અને તે ઉપર ફરી-વિચારણા કરવા સૂચવ્યું. ૧૮૭૧ માં નવો કાયદો ઘડવામાં આવ્યો. તેમાં વજનનું માપ 'શેર' નક્કી કરવામાં આવ્યું. આ શેરનું વજન એક કીલોગ્રામ જેટલું રાખવાનું હતું. વળી દૂધ, તેલ વગેરે પ્રવાહી માટેના શેરનું માપ એક લીટર જેટલું નક્કી કરવામાં આવ્યું. ચલણમાં આ શેરથી નાનાં કે મોટાં માપ રાખવા પડે તે બધા દશાંશ વિભાગમાં કે દશ દશના ગુણકમાં રાખવા એવું પણ સૂચવેલું. ઇગ્લાંડના તે સમયના વડા પ્રધાન લૉર્ડ નોર્થબ્રુકે હિંદુસ્તાનના લોકોને આ નવું માપ અડવું ન લાગે માટે તેને લોકપ્રિય બનાવવાના ઇરાદે રેલ્વે કંપનીઓને તેનો ઉપયોગ કરવા ભલામણ કરેલી. પરંતુ રેલ્વે કંપનીઓને આ માપ માફક ન આવ્યાં, તેથી એ કાયદો ધારાપોથીમાં હોવાછતાં બિનઅમલી રહ્યો. ૧૮૭૫ માં હિંદી સરકારે વજન માટે 'મણ'નું માપ નક્કી કર્યું. એક મણના ૪૦ શેર અને એક શેરના ૮૦ તોલા એમ ભાગ નક્કી થયા. રેલ્વે કંપની અને પોસ્ટઓફિસોમાં તે ચલાવવા એવું ઠરાવવામાં આવ્યું. વળી ૧૮૮૯ માં લંબાઇનું માપ નક્કી કરી ઇગ્લાંડના 'વાર ફૂટ' પણ હિંદુસ્તાનને ગળે ભરાવ્યાં.

૧૯૦૧ માં હિંદુસ્તાનના તે વખતનાં સેક્રેટરી ઓફ સ્ટેટ ૧૮૭૦ ના ધારા સંબંધના મીટર પદ્ધતિને લગતા કાગળો હિંદી સરકારને સુપ્રત કરી તેમાંની ભલામણો અપાવવા ભલામણ કરી. અને તમામ સરકારી ઓફિસોદ્વારા (રેલ્વેમાં, પોસ્ટ) હિંદુસ્તાનની પ્રજાના આમ વર્ગને મિટર પદ્ધતિથી જાણીતા કરવો એવું પણ સૂચવ્યું. પરંતુ તે સમયની હિંદી સરકાર કંઇ કમ ન હતી તેણે રોકડું પરખાવ્યું. ખુદ ઇંગ્લાંડમાં મિટર પદ્ધતિ ન અજમાવાય ત્યાં સુધી અમારે તે ન ખપે ૧૯૦૧ થી ૧૯૧૩ સુધી જુદી જુદી પ્રાંતિક સરકારોએ પોતપોતાના પ્રદેશમાં એક-



ધારું તોલ માપ રાખવા આગ્રહ રાખવો. હિંદી સરકારે આ પ્રશ્નની તપાસ માટે ૧૯૧૩ માં એક સમિતિ નીમેલી ૧૯૧૪ માં સમિતિએ પોતાની ભલામણો સાથેનો હેવાલ સરકારને સોંપી દીધો. તે હેવાલથી જુદા પડી કેમ્પબેલે આખેઆખી મિટર પદ્ધતિને સંપૂર્ણપણે અપનાવી લેવા આગ્રહ કરેલો. સરકારે ન તો કમિટિની ભલામણો સ્વીકારી કે ન તો કેમ્પબલની.

૧૫ મી ઓગસ્ટ ૧૯૪૭ ના રોજ આપણે ત્યાં આઝાદ સરકાર આવી તે અગાઉ હિંદમાં દશાંશ પદ્ધતિ ચાલુ કરવાના પ્રયત્નો વાતાવરણમાં વહેતા થયેલાં તે સમયે શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ પણ દશાંશ પદ્ધતિ એકદમ દાખલ ન કરવા સૂચવેલું તેમણે એમ પણ કહેલું કે આઝાદી પછી સરકાર ભલે તે સ્વીકારે પરંતુ આજે આવા પ્રશ્નો ઉપસ્થિત ન કરવા. બીજુ, તેમણે ચતુર્થાંશ ચલણ (શેર, પાશેર, અધેળ, રૂપિયો, પાવલી, આની પૈસો) ની સગવડ પરત્વે પણ ધ્યાન ખેંચેલું.

૧૫ મી ઓગસ્ટ આવી ગઈ. આઝાદી મળી ગઇ પરંતુ નવાં નવાં પ્રશ્નો ઉભા થયાં છે. હુલ્લડ અને હેરબદલી રાહત કેંદ્રો અને દેશી રાજ્યોના પ્રશ્નોમાં જ સરકાર અટવાઇ પડી છે. રેશનીંગ તંત્ર જૂનું હતું. તેણે તો રતલ અને પીંટની જ વાતો કરી. હવે રેશનીંગ પણ જાય છે. હવે તોલ માપનું શું? એ પ્રશ્ન હજી અણઉકેલ્યો જ રહે છે.

આપણી સરકારે તે માટે ગમે તે એક પદ્ધતિ સ્વીકારી તેનાજ વપરાશ માટે આગ્રહ રાખવો જોઇએ. આપણા તમામ કારખાનામાં હિંદુસ્તાનના વપરાશનો તમામ માલ સ્વીકારેલા તોલ માપના પેકીંગમાં જ વેચવો જોઇએ. બહારથી આયાત થતા માલને પણ હિંદુસ્તાનના તોલમાપ લગાડી તેના પેકીંગમાં ઘર આંગણે વેચવાની ફરજ પાડવી જોઇએ આપણા તોલ માપ એકધારાં થતાં સગવડ ટાળવા માટે પરદેશી વેપારીઓ પણ અહીંના તોલ માપના હિસાબે પેકીંગ કરી માલ મોકલશે. આવાં કંઇક પણ પગલાંની જરૂર છે. અહીં કયા તોલ માપ નક્કી કરવા તે સંબંધી અમારો નમ્ર મત એવો ખરો કે મેટ્રિક પદ્ધતિનાં હોય તો તે વિશેષ અનુકૂળ ગણાય. શરૂઆતની થોડી ઘણી અગવડો વેઠવી પડે તો તે વેઠી લેવી પરંતુ લાંબા ગાળે મીટર પદ્ધતિના ફાયદા ઘણા જ છે તેમાં શંકા નથી, ગણિતમાં પાછા પડતા વિદ્યાર્થીઓ તો આ પદ્ધતિને જરૂર આશીર્વાદ દેશે. હિસાબના ઘણા અટપટા કોયડા સહેલાઇથી ઉકલી જશે અને તેમાં ખરચાતી શક્તિ બીજાં ઉપયોગી કામમાં આવશે.

## દાંતનો દુઃખાવો અને ખોરાક

દાંત ખેંચાવ્યા પછી થતો દુખાવો ખૂબ આલ્કલી-વાળો—ક્ષારિય આહાર લેવાથી અટકાવી શકાય છે એમ શોધવામાં આવ્યું છે. દાત ખેંચાવ્યા પૂર્વે ચોવીસ કલાક પછી ૪૮ કલાકના ગળામાં લોહીને વિશેષ આલ્કલીવાળું બનાવે એવો આહાર લેવાથી ખૂબ ફાયદો થાય છે. આવા આહારમાં મોસંબી સંતરાં અને તેનો રસ, લીલાં પાંદડાંવાળાં શાકભાજી, ટમેટાં ઇત્યાદિની ભલામણ કરવામાં આવી છે. ઉપરાંત ઓછામાં ઓછું બે પીન્ટ દૂધ પીવું સલાહકારક છે. આવો આહાર લેવાથી લોહી ખૂબ આલ્કલીવાળું બને છે અને તેથી હાડકાનાં સ્નાયુઓમાં જલદી રૂઝ આવે એવી આદર્શ પરિસ્થિતિ શરીરમા પેદા થાય છે.

ખટાશ—એસિડીટી—પેદા કરે એવા ખોરાકો ત્યજવા જોઇએ. આવી ચીજોમાં માસ, મચ્છી ચરબીવાળા પદાર્થો, પનીર, અનાજ, મીઠાઇ, દારૂ, ચા કોફી અને ચોકલેટનો સમાવેશ થાય છે. અતિશય કસરત પણ કરવી જોઇએ. એથી શરીરમાં લેક્ટિક એસિડ પેદા થાય છે. સ્નાયુઓને મહેનત પડવાથી આ એસિડ શરીરમાં ઉત્પન્ન થાય છે, અને લોહીમાં ખટાશનું પ્રમાણ વધારે છે.

દાંત કઢાવ્યા પછી દરદીએ ખૂબ પાણી પીવું લોહીમાં ખટાશનું પ્રમાણ વધારે હોય તો હાડકાંના સ્નાયુઓ જલદી રૂઝાતા નથી. એટલું જ નહીં પણ તેને લીધે દાત ખેંચ્યા પછી નીકળતું લોહી સંતોષકારક રીતે થીજી જતું નથી. એટલે ગમે તેટલી દુઃખની વારક દવાઓ આપવામાં આવે તો પણ દુખાવો મટતો નથી. (સાયન્સ ડાયજેસ્ટ ઉપરથી)

આ કાળ કેવો કપરો જણાય,
ભૂખ્યો સદાનો કદિ ના ધરાય.
ભૂખે મરે અન્નવિહોણુ બાળ,
તારેજ આધાર અમે, કૃપાળ!

જાણ્યો હતો છપ્પનિયો દુકાળ,
તેથીય ભૂંડો નગરો કરાળ;
રે' સાચ રીબાય સડે સમાજ,
શું માનવી, ઢોર, વિહંગ આજ.

નાણું ઘણુંયે પણ અન્નવસ્ત્ર,
ઘી, ગોળ કે ખાંડ થયાં અલભ્ય,
આધાર આ દેહ તણો ન ધંન,
છે માનવી સૃષ્ટિમહાર અન્ન,
મારી દશાને કયમ વર્ણવાય?!
મારી કથા કેમ કહી શકાય?!

× × ×

માબાપ જે વૃદ્ધ અપંગ અંધ
સેવા કરૂં તેમની હું અખંડ;
સંતાન નાનાં મુજને ભળાવી,
ચાલી ગઈ છે ગૃહિણી સુભાગી;

બાળો ત્રણેયે મુજ આશરે છે,
ચિંતા અહોરાત્ર વધ્યા કરે છે;
ને બ્હેન નાથી મુજ સાથ રે' છે,
સંભાળ તેની, મુજ ધર્મ એ છે

હું એક ને આશ્રિત આ બધાંને,
શી રીત પોષું?! ગમ ના પડે છે
ટુંકો મળે સોળ તણો પગાર
તેમાં શું ખાઉં, ખવરાવનાર?!

× × ×

ભૂંડા પેટ સારૂ પ્રજાને સતાવી.
લઈ લાંચ મેં ઝાડી ઝાઝી કપાવી;
મળી દક્ષિણાઓ મને મોટી નાની
પુજાલૂંટથી કોઠી કોદિ ભરાતી?!

કર્યું પાપ આવું, બીજા જન્મમાંહે
દશા મારી થાશે બુરી સાચસાચે.

વડા ઓ'લકારો જતા જેહ પંથે
અમે નોકરો મામુલી તેહ ધંદે:

જતા શ્રેષ્ઠ જયાંહિં,
પળે લોચ ત્યાંહિં;
લિયે લાંચ મોટા,
કરે તેવું છોટા,

રળ્યો રોજ આઠેક આના વધારે
હરામી ધને ના થઈ તૃપ્તિ કયારે.
પચે પાઇયે ના પુજા લૂંટપામી,
દુઃખી થાય લેનાર, હું છું હરામી.

હરામે મળેલી
મહા સંપદાથી
સુખી ના થવાતું,
વિનાશે જવાતું.

પ્રજા અંતરેથી ઉઠે જેહ આહ
હરામી જનોને દઝાડે અથાહ.
લીધી લાંચ મેં મોટી કે ન્હાની સૂની
છતાંયે કમાણી રહી ટુંકીટુંકી.

લીધી લાંચ ઝાઝી
વધ્યાં દુઃખ ઝાઝાં;
લીધી લાંચ જે દી
થયાં બાળ માંદાં.

અને કોણ જાણે ગઇ એજ પાપે
સુભાગ્ય સુહાગી ત્યજીને અમોને.
પ્રભુ તુંજ છે આફતો ટાળનાર
દઇ શીખ સન્માર્ગમાં વાળનાર.

હવે એકના પાઇયે લાંચ લેતો
સુકો રોટલો-નિત્ય હું પામી રે'તો:
કમાણી રહી સોળની, એ પગાર
અતિ અલ્પ તોયે વહું કાર્યભાર.

નાની કમાણી મન મોટું રાખું
સંસાર ગાડું ગબડાવતો હું.
વ્હેલી સવારે દળણું દળીને
ઊકાળતો રાબ શોરાવવાને;

પી રાબ ઊની, ધરી ઠાંગ સ્કંધે
હું ગશી દેવા નીકળી પડું છું;
ચારે દિશે જંગલમાં ફરીને
સંધ્યાસમે હું ઘરમાં પ્રવેશું

બાળો બિચારાં ટટળી રહેલાં
દેખી મને બાથ ભરી રડે છે;
માબાપ ને બ્હેન ઉચાટથી યાઁ
આશા ભર્યાં ચિત્ત પ્રસન્ન થાયે.

જે ધાન્ય હું પામી શકું પ્રયત્ને
તે કૈટવીને ઘડી દેઉં રોટા.
કો દી મકાઈ, જવ, મુંગ, જાર,
સદ્દભાગ્ય હો તો ઘઉં પ્રાપ્ત થાય;

દેશી, વિદેશી. નરસું, નકામું.
ડંખેલ, હાટો મળતું સડેલું,
જેવું મળે તે અમ ભાગ્ય માનું
છે પેટનું ભારણ આ અનેરૂં
જીવાડવાં આશ્રિત એ જ જાણું,

બીજું કશુંયે મનમાં ન આણું.
કાબા કહો મંદિર પુણ્યવાટ
મારી મઢૂલી ગણું તીર્થઘાટ.

છે દૂર દૂરે મુજ જન્મભોમ
એનું કરું દર્શન સ્વપ્નમાં જ
આરાધના એક જ અંતરે છે:
વ્હાલાં બધાં આશ્રિત પાંગરે તે.

આખો દહાડો તન તોડી તોડી
સંસાર મારો ચલવી રહું છું;
કાયા વિષે પ્રાણ રમાડનાર
તેના પરે છે અમ આ ભાર

— — —

છું હું સુખી કે દુઃખથી ભરેલ
કે'વું ઘટે તેમ કહો યથેચ્છ.
કોને પડી છે દરકાર મારી?!
કોને કહું આ કથની અમારી?!

રે! ભાગ્ય મારૂં અવળું જ દીસે
સંકષ્ટ મારા પર આવી તૂટે.
છે કોણુ બેલી અમ રંક કેરો
આવી દશાને પલટાવનારો?!

માથે પડે તે ખમવું અમારે
આપત્તિઓથી લડવું અમારે;
સંસાર ખારો અતિ કષ્ટદાયી
તેને તર્યે મુક્તિ મળે છે ભાઈ.

× × ×

શાને તમે અશ્રુ વહાવી ખિન્ન
થાઓ દુઃખી, કલેશ કરો ન રંચ.
ક્યારેક તો ઈશ્વર સાસું ભાળે,
ક્યારેક એ દુઃખ સમૂળ ટાળે.

જે જે સહે તે તપયજ્ઞ ધ્યાન
સાથે અવશ્યે પરિબ્રહ્મજ્ઞાન
દુઃખો સદા યે ટકતાં નથી ને
સંસારનું ચક્ર ફર્યા કરે છે.

જે આજ નીચે, ચઢશે પ્રભાતે,
જે આજ નાનું, ગુરુ થાય કાલે;
જે રૂક્ષ આજે નવપલ્લવે તે
કાલે નિઃશંકે વનને સુહાવે;

સૂકી જણાતી સરિતા સવારે
વર્ષાદથી રેલમછેલ થાશે;
આજે નથી તે મળશે સવારે,
ડૂબી ગયો ભાનુ ઉગે પ્રભાતે.

આ વિશ્વનું તંત્ર ચલાવનાર
જે જે કરે તે સુખ અર્પનાર;
વિશ્વાસ એવો ધરતાં જગે આ
રે'વું ઘટે, અન્ય ઉપાય છે ના.

ચાહે ન ચાહે પણ એ જ પંથે
શ્રીમંત ને નિર્ધન જાય અંતે

— — —

લીલા બધી આ કિરતાર! તારી
ફુલાવનારી કાદે પીડનારી. ×

× સત્યઘટનાસૂચિત જોડકણું છે.

## લોકસાહિત્યનું સમાલોચન

[ લે૦ ઝવેરચંદ મેઘાણી પ્રકા૦ મુંબઈ યુનિવર્સિટી વતી એન એમ ત્રિપાઠી લિ૦ મુંબઈ મૂલ્ય સવા બે રૂપિયા ]

આ પુસ્તકમાં સ્વ મેઘાણીએ ૧૯૪૩માં આપેલાં પાંચ ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો સંગ્રહાયાં છે પહેલા વ્યાખ્યાનમાં કચ્છી ને કોંકણીના કંઠસ્થ સાહિત્યને સાચા અર્થમાં સાહિત્ય ગણવાનો અધિકાર નથી એવા નરસિંહરાવના એક કથનનો જવાબ આપી, કચ્છ ભાષાની મધુરપ નમૂનાઓથી ચખાડી પ્રાંત પ્રાંતની કથ્ય ભાષાના સાહિત્યની સમાનતા બતાવી, એ ભાષાનુ ભૂંડ અપભ્રંશ છે તે માન્ય ભાષાવિદોના સંશોધનને આધારે પ્રતીપગામી શૈલીએ સ્વ મેઘાણીએ સિદ્ધ કર્યું છે બીજા વ્યાખ્યાનમાં, ફરી નરસિંહરાવને સંભારી, સાહિત્યનું સર્જક બળ તો તે તે ભાષા બોલતા લોકોની સંસ્કારિતા છે એમ ।। સરમાર એ રીતકારી લોકસાહિત્ય તે મનુષ્યની પ્રારંભિક દશાનું સાહિત્ય એ મુનશીના ઉદ્ગારને પ્રારંભિક એટલે પછાત નહિ એવો જવાબ આપી, સરકાર ને કેળવણી વિષેની આજના શહેરી ઉજળિયાતોની માન્યતા સુધારી સાહિત્યગુણો લોકસાહિત્યમાં કાઢ્યા ખૂટે નહિ એટલા છે એમ કહી વિશિષ્ટ સોરઠી સંસ્કારોને એમણે ઉદાહરણો સાથે વીગતે વર્ણવ્યા છે ત્રીજા વ્યાખ્યાનમાં મેઘાણીએ ફાર્બસ-દલપતરામથી માંડી આજ સુધીનો આપણા લોકસાહિત્યના સંશોધન-પ્રકાશનનો સંક્ષિપ્ત ઈતિહાસ આલેખી પોતાના પુરોગામીઓના ખેડાણ કામની ગુણદર્શી છતાં વિવેચક દૃષ્ટિવાળી નોંધ લીધી છે ચોથા વ્યાખ્યાનમાં તેમણે દલપત-નર્મદની લોકગીતાનુસારી રચનાઓની મૂળ લોકગીતો સાથે તેમજ શામળ જેવા સ્ત્રી સૌંદર્યવર્ણનની લોકસાહિત્યના સ્ત્રી સૌંદર્યવર્ણન સાથે સરખામણી કરી તેમજ બીજા અનેક ઉદાહરણો આપી એ સિદ્ધ કરવા માગ્યુ છે કે 'લોકવાણીનો પ્રવાહ ગુર્જર સાહિત્યના ઈતર પ્રવાહોથી તદ્દન અનોખો, લોકભોગ્ય કવિ પ્રેમાનંદ શામળ વગેરેની સુદીર્ઘ પરંપરાથી પણ સાવ નિરાળો ને સ્વતંત્રપણે સાચવીને એક પછી એક સર્વ ગુર્જર સાહિત્ય યુગોની સોંસરો સદાય વહેતો રહેલો સજીવન સ્રોત છે' (પૃ ૧૮૧)- પાંચમા વ્યાખ્યાનમાં ન્હેવાતો, ભડની વાચ્ય, ઉખાણા, અવગણીના ગીત હાલરડાં, બાળજોડકણાં, વ્રત જોડકણાં, વ્રતકથાઓ, લગ્નગીતો, ગરબાગીતો રાજીઆ પુરુષગીતો, આદિ લોકસાહિત્યના સર્જન પ્રકારોનો પરિચય કરાવી, 'લોકસાહિત્ય એ સૌંદર્યલક્ષી તેમજ પરિણામે જીવનલક્ષી આનંદવર્ધક સાહિત્ય જ છે' અને 'એ ઉપસાહિત્ય નથી સાહિત્યના મહાનગરમાં ડરતુ કંપતું દીનવદન બનીને આવવા લાયક નથી' આ શબ્દોમાં લોકસાહિત્યની ગૌરવ પ્રતિષ્ઠા કરી છે

લોકસાહિત્યની એવી ગૌરવપ્રતિષ્ઠા તો મેઘાણીએ વ્યાખ્યાનોમાં ઠેરઠેર કરી છે ક્ષમા યાચના સાથે એને વિષે એ બોલતા નથી અને લોકસાહિત્ય માટેનો એમનો પ્રેમ અકારણ પક્ષપાતનું ફૂળ નથી એ લોકસાહિત્યનાં સ્વરૂપ, સિદ્ધિ અને વિશિષ્ટતાઓનો એમણે અત્ર રજૂ કરેલ અભ્યાસ બતાવી આપે છે એમનુ વલણ લોકસાહિત્યના આશકનુ મટી ઉત્તરોત્તર અભ્યાસીનુ થતુ ગયુ છે પ્રિય વિષયનો પક્ષપાત એમને બહુ નથી 'રસધાર' ને, 'સોરઠી બહારવટિયા'નાં મુખ્ય પાત્રોને એ 'પરિપૂર્ણ વીરો નહિ' પણ 'પ્રસંગવીરો' જ કહે છે એ એનો એક દાખલો છે

આ વ્યાખ્યાન વેળા મુંબઈ યુનિવર્સિટીના કોન્વોકેશન હૉલે અભૂતપૂર્વ ગરદી જોએલી તે તો સ્વ મેઘાણીના બુલંદકંઠી ગીતગાનનો પ્રતાપ પણ એમની વ્યાખ્યાનશૈલીની અશુષ્ક હળવાશ પણ એના આકર્ષણનું એક કારણ લોકવાણીને નાની નાની ચીંદડીઓમાં પુરાણી વસ્તુઓને અકબંધ સાચવી રાખતી ડોશીમાની મથવાણીને ગજગજની, અને લોકવાણીને સર્વસંચારી (એટલે બહુજનહૃદયસંચારી) બંગીની પહેલા વ્યાખ્યાનમાં અપાયેલી ઉપમાઓ કેવી હળવાશથી અને છતા સચોટતાથી લોકસાહિત્યનુ સ્વરૂપ સમજાવી દે છે।



પુસ્તકમાં 'અમુક', 'પૂરાતન', 'અસ્થિપૂંજ', 'પ્રચૂર' ને 'પરાકાષ્ટા' જેવી અશુદ્ધ જોડણી તથા 'મરણોત્તર' ને સ્થાને 'અનુમરણનાં' જેવો ખોટો પ્રયોગ ખૂંચે છે. લોક સાહિત્યના અનુરાગીઓને અભ્યાસીઓને ખપના આવા પુસ્તકને આવી અશુદ્ધિઓથી બીજી આવૃત્તિ વેળા મુક્ત કરી દેવું જ રહ્યું.

અ. મ. રા.

## કલ્યાણરાય જે. બક્ષીનું જીવનવૃત્તાન્તઃ–

લેખક–શ્રીયુત હિમતલાલ, ક. બક્ષી : પ્રાપ્તિસ્થાન : હેમકુંજ, બાબાજીપુરા, વડોદરા. પૃષ્ઠ સંખ્યા ૪૧૬ પાકું પૂંઠું કિંમત—આપી નથી.

ગુજરાતી સાહિત્યમાં ઇતર કલાપ્રકારોને મુકાબલે જીવનચરિત્રનું સાહિત્ય બહુ જ ઓછું ખીલ્યું છે. આપણે ત્યાં સાચાં જીવનચરિત્રો બહુ જ ઓછાં રચાયાં છે એનું કારણ પ્રજાજીવન ઉપર વ્યાપક અસર કરે એવું વિભૂતિમત્ જીવન જીવી જનાર મહાપુરુષો બહુ ઓછા છે એ હોવા કરતાં આ કલાપ્રકારની જીવનવિધાયક અસર હજી પૂરતા પ્રમાણમાં સમજાઈ નથી એ જ માનવું જોઇએ, આવા સંજોગોમાં પ્રસ્તુત પુસ્તક એ આ દિશામાં એક આવકારણી યપ્રયાસ છે.

સારાષ્ટ્રના છેલ્લા નાગર મુત્સદ્દી સ્વ. કલ્યાણરાય જેઠાભાઈનું સળંગ જીવનવૃત્તાન્ત લેખકે એમના પત્રો, ડાયરીઓ, પ્રકીર્ણ નોંધો વગેરે ઉપરથી તૈયાર કરેલ છે. જીવનકથા માટે જોઇતી સઘળી સામગ્રી લેખકે એકઠી તો બહુ જ શ્રમપૂર્વક કરી જણાય છે. માત્ર એને જરા વ્યવસ્થાપૂર્વક સારાસાર વિવેકથી ગોઠવી હોત તો પુસ્તકની રચના થઇ છે એથી પણ વધારે સરસ થાત, અહીં આપણે એક સામાન્ય માણસ પણ વ્યાવહારિક કુનેહ અને નીતિનિષ્ઠાથી સામાન્ય કક્ષાએથી મોટા દેશી રાજ્યની સીમા દીવાનગીરી સુધી કઇ રીતે પહોંચી શકે છે અને એકધારી વફાદારી અને કર્તવ્યનિષ્ઠા વડે કઇ રીતે પ્રતિષ્ઠિત થાય છે એ જોવા પામીએ છીએ. જીવનમાં અનેક તડકી—છાંયડી સ્વ. કલ્યાણભાઇએ જોયેલી પરંતુ એમની અંતિમ ઉન્નતિ તો એમના ઉત્કટ નીતિપ્રેમ—અને અપૂર્વ વ્યવહારચાતુર્યને જ આભારી હતી એમ લેખક આબાદ રીતે દર્શાવી શકયા છે.

જીવનનો મોટો ભાગ કલ્યાણભાઇએ માંગરોળ, ગોંડળ, પોરબંદર, ઇડર વગેરે રજવાડાંઓની નાના મોટા હોદ્દાઓ પરની નોકરીઓમાં જ ગાળેલો, છતાં એના અંતિમ ભાગમાં સોરઠની ઉદીયમાન પ્રજાજાગ્રતિમાં પણ એમણે મહત્ત્વનો ફાળો આપેલો એમ આપણે જોઈ શકીએ છીએ. આ ઉપરાંત બહોળા સંયુક્ત કુટુંબના એક અનુભવી વડીલ તરીકે વ્યાવહારિક મુશ્કેલીઓમાં એમણે દાખવેલા દાક્ષિણ્યનાં તેમજ પીઢ મનોબળનાં પણ સારાં સારાં દૃષ્ટાન્તો આ પુસ્તકમાં મળે છે.

એકંદરે ઉપયોગી અને અનુકરણીય વસ્તુસામગ્રી આ વૃત્તાન્તમાં પુષ્કળ છે. માત્ર એની જો વ્યવસ્થિત સંકલના કરવામાં આવે અને ગઇ સદીના સોરઠી રાજકારણની પશ્ચાદ્‌ભૂમિકામાં કલ્યાણભાઈની મુત્સદ્દીગીરીને જ પ્રધાન મહત્ત્વ આપી યોગ્ય ઉઠાવ આપવામાં આવે તો આપણાં જીવનકથાના સમગ્ર સાહિત્યમાં પણ એક ગણનાપાત્ર કૃતિનો ઉમેરો થયો ગણાશે.

ઈ. જો.

## Freedom's Battle (૧૯૪૨—૪૫)

કર્તા અને પ્રકાશકઃ– વિઠ્ઠલભાઈ કે. ઝવેરી. મુખ્ય વિક્રેતાઃ એન. એમ ત્રિપાઠી લિ. કાલબાદેવી, મુંબઇ ૨. મૂલ્ય સાડાબાર રૂપિયા.

(૧૯૪૨–થી ૧૯૪૫ સુધીનો આઝાદ હિંદ ફોજનો ચિત્રાત્મક ઈતિહાસ)

આઝાદ હિંદ ફોજની એ ઐતિહાસિક તવારીખનો જે આપણા સાહિત્યમાં એક યા બીજી રીતે પ્રવેશ થયો છે તેમાં આ તસ્વીરો અને ચિત્રોનો બહુમૂલો ગ્રંથ એક નવી જ ભાત પાડે છે. નેતાજીની એ ખમીરવંતી સેનાનો આપણને સાચો ખ્યાલ જ્યારે આઝાદ હિંદ સૈન્ય પોતાની કારકર્દીગીની શિરટોચે પહોંચી ત્યારે જ આવ્યો. પછી તો એ દિલાવરી—ન્યોછાવરીને આપણે બધીયે રીત

---


પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ માણેકચંદ રવાણી; ૧૬ શ્રીમાળી સોસાયટી · અમદાવાદ.

મુદ્રક : હરિલાલ મગનલાલ ભટ્ટ · ભારતી મુદ્રણાલય : હરણવાળી પોળ · ચાર રસ્તા; ખાડિયા અમદાવાદ.

વિજ્ઞાપના વ્યવસ્થાપક: સાયન્ટિફિક પબ્લિસિટી કું. ફરનાન્ડીઝ પૂલ પાસે · અમદાવાદ.

# વિશ્વનેતા બાપુજી

બાપુજી ગયા–યુગ પુરુષો જાય છે. છતાં અમર જ રહે છે. રાજ્યદ્વારી અવતારોએ ભારતમાં જાતિ અને અનીતિના નિયમો ઘડયા છે. રામ અને રાવણના રૂપમાં પ્રગટતી વૃત્તિઓ; એવી જ રીતે કંસ અને કૃષ્ણ વગેરે પરસ્પર વિરોધી વૃત્તિઓ હતી છતાં ભારત સ્વતંત્ર હતું. ગાંધી યુગમાં ભારત ગુલામ હતું અને પૂ. બાપુએ સ્વાતંત્ર્યની લડતનાં મંડાણ માંડયાં. પરદેશીનું રચેલું ગુલામી રાજકારણ હવે ટળતું જાય છે. પરદેશી સંપર્ક નીચે, કારખાનાં, નવું જીવન, અવસ્થા અને ફેશનો ઊભી થઈ પણ મહાત્માજીએ નવો રસ્તો બતાવ્યો. અંતે અંગ્રેજોને ભારતનો કબજો છોડવો પડયો છે. પરંતુ દેશના ભાગલા પડયા. અને જનતા દુઃખી દુખી થઈ ગઈ છે. હિંસાનો અને અનીતિનો ઉલ્કાપાત ઉઠયો છે.

બાપુએ આ બધા દ્વંદ્વોનાં બળોને પ્રેમથી વશ કરવા પ્રચંડ પ્રયત્ન કર્યો હતો, પરંતુ હિંસાએ તેમનો પ્રાણ લીધો છે. આ કલેશ સમગ્ર દેશમાં ફેલાઈ ગયો છે–પિતાને પુત્રે હણ્યા છે. આજ ભારત નિરાધાર બન્યું છે, એક કુટુંબ પિતા જતાં નિરાધાર બન્યું છે તેમ.

હજુપણ સ્વાર્થી, અહંતા પ્રધાન અને સ્થાપિત હિતોવાળા, પોતાની ગલીચ અને હિંસક નીતિ છોડી બાપુના સત્યને અનુસરતા થઈ જાય એ ઇચ્છવાયોગ્ય છે.

લિ. બાપુના ફરમાનને માન આપી
પ્રત્યેક લડતમાં લડનાર:

રેવાશંકર હરિશંકર ત્રીવેદી

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૭ : 'નવરચના' વર્ષ ૧૨ : અંક બારમો

માર્ચ : ૧૯૪૮ ૫૪૨૬૨

ક્રમ



—: વાર્ષિક લવાજમ :—

દેશમાં : રૂ. ૭–૮–૦ :: પરદેશમાં : રૂ. ૧૦–૦–૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

મીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ–૨

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધીરસ્તો : અમદાવાદ

આફ્રિકા માટેનું સરનામું :

દયાળજી આણંદજી જાની, પો. બૉ. નં. ૭૯, SOROTI, (B. E. Africa)




# અંજલિ

## [૧] મૃત્યુનું ગાન

આરામગાહે જવાની મારી પળ આવી પહોંચી એ ઠીક થયું. મને પણ હવે શાંતિની ખેવના જાગી હતી. રાત અને દિવસ મેં મારા જીવને, કામના વૈતરામાં એવો જોડી દીધો હતો કે, હવે તો એ પોતે જાણે થાકીને મને કહી રહ્યો હતો કે "હવે બે ઘડી આરામ લઈએ! બે ઘડી આરામ લઈએ! તમારે તે મને આરામ લેવા દેવો નથી કે શું?"

મને નિસ્પન્દ નિદ્રાની, કોઈ ઊંડી કંદરામાં બે પળ લોટી જવાની તાલાવેલી જાગી છે. મારી ખુલ્લી આંખોને જાણે હવે થાક લાગ્યો છે. હું આંખો મીંચીને થોડીવાર પડ્યો રહું, એટલીવાર તમે, સુંદર રૂપેરી મધુર તાર ઉપર મઢેલા નરસિંહનું કે મીરાંબાઈનું, તુલસીદાસ, કબીર કે સુરદાસનું, કોઈ ભજન સંભળાવજો. મારા થાકેલા હૃદયને એમાંથી અદ્ભુત ચેતના મળશે. ભજન પૂરું થાશે ત્યાં જ કાં તો હું પાછું જીવન મેળવી લઉં છું!

તમારાં આંસુ લૂછી નાખો. આવી રૂડેલા પ્રભાતને નિરખવા, ઉન્નત મસ્તકે, કમળમાળની પેઠે એકસાથે ઊભા રહો. મૃત્યુની મનોહર સુંદરી આજ આંહીં ઊભી છે એને તમે નીરખો. એ તમને પણ કહી રહી છે. 'હું આને અને યુગને બન્નેને લેવા આવી છું!' એક પળ તમારો શ્વાસ થંભાવો. જુઓ, એ મને બોલાવી રહી છે! આવો; આપણે છેલ્લીવેલી વિશ્રમ્ભકથા કરીને પછી છુટા થઈ જઈએ. તમે તમારે પંથે પળજો. મને મારા નિર્માણપંથે જવાનો સંદેશો આવી ગયો છે.

પાસે આવો. આપણે પ્રેમથી છેલ્લું ભેટી લઈએ. તોફાની શિશુઓને, જરા પણ ગંભીર બનાવ્યા વિના, મારી પાસે આવવા દો. એમના સુંવાળા સુંવાળા હાથમાં મારા ગલઢા નબળા હાથને બે ઘડી રમવા દો. મને એમનો એ જીવનસ્પર્શ ઈશ્વરીસ્પર્શ જેટલો પ્રિય લાગે છે.

અને વૃદ્ધોને પણ મારી વૃદ્ધની પાસે આવવા દો! નિરાશ્રિતોને, અપંગોને, નિરાધારોને, તમામને, આજ તો કોઈને રોકતા નહિ, સૌને આંહીં આવવા દો!

અને ઊગતા પ્રભાત જેવી સુંદર કુમારિકાઓ આંખથી, આ વૃદ્ધ જર્જરિત દેહને ભલે, એક વખત નિરખી નિરખીને જોઈ લે! એમનામાં તો મારી ભવિષ્યની આશા રહી છે! કોને ખબર છે એમાંની કોણ મને માતૃભાવથી છાઈને પોતાનું શિશુ બનાવી દેશે? આવો, કુમારિકાઓ, માતાઓ, તમે





તો મારી બહુ પાસે આવીને મારી આંખમાં રહેલા નાનકડા બાળકને નિરખી લો!

[૨]

પણ આ શું? હું ક્યાંક ઉંચે જતો હોઉં એવું મને લાગે છે અરે! આ લોક આવો જુદો હશે, એની તો મને કલ્પના પણ ન હતી!

ઓહો હો! આંહીં તો કોઈ અવાજ નથી. કોઇનો શબ્દ નથી. કોઇનો શ્વાસ નથી. કેવું રૂપેરીવાદળની બિછાત જેવું સુંદર મૌનનું પાથરણું કોઈએ પાથરી દીધું છે! અને છતાં આ મૌનમાંથી મારા અંતરમાં કોણ આ દિવ્ય સંગીતની રેલી રેલાવી રહ્યું છે? ઓળખાણ પડી! ઓળખાણ પડી! એ તો જૂનાગઢનો નાગર નરસિંહ મહેતો પોતે 'વૈષ્ણવ જન તો' ગાતો લાગે છે!

મને જાણે ચારે તરફથી - કોઈ રૂપેરી-સોનેરી વાદળ ગુફામાં લપેટી લેતું લાગે છે. આ કોણ કહી રહ્યું હશે? 'તું આંહીં બે ઘડી સૂઈ જા, પછી પાછું તારે જાગવાનું છે!' કોણ કહી રહ્યું હશે? અવાજ તો કોઈનો આવતો નથી, કેવળ અંતરના ધબકારા નિશાની આપી આપીને વાત ચલાવી રહ્યો છે!

આ કઈ સૃષ્ટિ હશે?

આંહીં તો મને પ્રિય એવો મૌનનો મહાસાગર કોઈએ રેલાવ્યો છે!

મૌનનો મહાસાગર!

[૩]

ફુલોના ઢગલામાંથી મારી થોડી રાખને તમે છુટ્ટી થવા દેજો, અશ્રુઓથી, નિરાશાથી, નિર્દંદથી, એને ભીંજવતા નહિ. આશાના પ્રભાતની સોનેરી રેખા ઉગી છે એને તમારા અંતઃકરણના વિષાદથી હવે ભાગેડુ ન બનાવતા! મારો શોચ ન કરો–જે આવ્યું છે તે જાળવવાનું સામર્થ્ય મેળવો

આનંદનાં અને આવેલ યૌવનનાં ગીતો ગાઈ ગાઈને દેશને ફરી નવપલ્લવિત કરો!

નિઃશ્વાસ અને ડુસકાંથી દેશભરની આનંદ છોળને હવે કરમાવા દેતા નહિ. મારા ચહેરા ઉપર લખેલા શબ્દો વાંચો ને એમને ઘેર ઘેર ફેલાવો. પ્રેમ અને આનંદ અહિંસા અને સત્ય

હું ગયો છું એવી ગાંડીઘેલી વાત કરીને તમારું અજ્ઞાન પ્રગટ ન કરતા–આંહીંઆં કોઈ જાતું નથી. કોઈ આવતું નથી સમુદ્ર અને નદીના એકાકાર જલપ્રવાહના પેઠે સઘળું એમાં ને એમાં રહે છે!

તમારી આંખો બંધ કરો જો એ સાચી રીતે બંધ થઇ હશે, તો તમે મને જોશો ને હું તમને જોઇશ.

મારી ભસ્મને કોઈ નદીના વહેતા પ્રવાહમાં પધરાવીને તમે તમારા નિત્ય કામમાં લાગી જાઓ. મને મારી મા ધરતી પોતે જ એવી સુકુમારતાથી સાચવી લેશે કે તમારે એની ચિંતા કરવાની નહિ રહે!

ધરતી ઉપર વહેતી નદી, એ માનું ધાવણ છે. નાનકડા શિશુનું બીજાંકુર, માના એ ધાવણને જાણે પ્રેમથી વળગી રહ્યું હોય તેમ, મારી ભસ્મ એ ધાવણને વળગી રહેશે!

પછી તમે મને ભૂલી જજો. મારી પાછળ ખોટાં પુરાણ ઉભાં કરીને મને ફરીને બીજું મૃત્યુ ન આપતા. આંહીં આ જીવનવિભક્ત દુનિયામાં તમારે માટે બીજાં ઘણાં કામ છે. અને એમાંનું કોઇ પણ કામ તમે કરી શકો–

તો એને જ હું મારી મોટામાં મોટી સ્મૃતિરેખા ગણીશ !

મારા સત્યને ફરીવાર પ્રગટ થવાની જરૂરિયાત હશે, તો મા ધરતી, મારાં તમામ વેરાઇ ગયેલાં કણુને એક પળમાં ભેગાં કરીને પોતાનું ધાવણુ મને આપશે. અને હું ફરીથી તમારી સમક્ષ મારો શબ્દ લઇને આવીશ. મૃત્યુ મને તમારાથી જુદો નહિ જ પાડે, જો તમે ખરેખર મને અને મારા શબ્દને ઇચ્છી રહ્યા હશો તો.

મારા શબ્દ ઉપર હવે તમે નવાં કોભાંડ ને નવા વિગ્રહ ઉભા ન કરતા.

કારણુ કે હું જાઉં છું, પણુ મારા સત્યને ફરીવાર અવાજમાં વ્યકત કરવા દેવાની કોઈ પણુ ઈશ્વરી ઇચ્છા હશે તો, હું ફરી ફરીને આવીશ. કારણુ કે ઈશ્વર જ પોતાનું સત્ય કોઇ ને કોઈ દ્વારા પ્રગટ કરવાની ઈચ્છા કરે છે. ઇશ્વરની ઈચ્છા એ જ માનવ છે.

હું તો સત્યની પારનો જીવનનો આનંદ માણી રહ્યો છું. ફરી જરૂર પડશે તો હું જ એ શબ્દોને લઇને આવવાનો છું.

તમે ભલે ન માનો પણુ તમારી તમામે તમામ સમિતિમાં હું ઉભો હોઈશ. તમારા અણુદીઠા મહેમાન તરીકે પણુ કયારેક આવીશ. કયારેક તમારા શબ્દમાં, કોઇ વખત કર્મમાં કોઈ સમયે જીવનમાં હાજર પણુ હોઈશ. તમે મને ચાહતા હો તો આટલું સમજજો કે યુગનો ધર્મ પૂરો થાય છે ત્યારે વ્યક્તિએ નવું રૂપ લેવું પડે છે. હું નવું રૂપ લેવા ગયો છું.

અને સાંભળો–I go, but if I go with a truth, not yet fully voiced, that very truth will seek me and gather me and again shall I come.

## [૨] શું જાય છે?

શ્રાવસ્તી નગરીના જેતવનમાં ભગવાન તથાગતનો એ વખતે મુકામ હતો સાધુ આનંદ એની સેવામાં હતો.

એક દિવસ આનંદની પાસે એક સાધુ આવ્યો. ચુન્દ એનું નામ. આનંદની પાસે આવીને એ ઉભો રહ્યો. એના નેત્રમાંથી જલધારા ચાલી રહી હતી. મુંગા મુંગા એણે આનંદને પ્રણામ કર્યા. અને એક પાત્ર અને ચીવર બતાવીને પાછો જડ જેવો મુંગો ઊભો રહી ગયો.

'શું છે ચુન્દ ! કેમ બોલતો નથી ?'

ચુન્દે ડુસ્કા ખાતાં કહ્યું, 'આનંદ ! ભારે આપત્તિ આવી પડી છે, ધર્મ સેનાપતિ સારિપુત્ર નિર્વાણુ થઈ ગયાં !'

સાંભળીને આનંદ પણુ જડ જેવો થઇ ગયો. બે ઘડી બોલી શકયો નહિ. કાંઇક મૂર્છા વળી ત્યારે એણે કહ્યું 'ચુન્દ ! ચાલો, આ વાત ભગવાન પાસે કરીએ !'

આનંદે વાત કહી. અને પછી મૂઢની જેમ એ બેઠો રહ્યો.

'આનંદ શું છે ?' ભગવાને એને પૂછ્યું.

'ભગવાન ! લાગે છે, જાણે સારિપુત્ર જતાં બધું જ ગયું ! દિશા શૂન્ય થઇ ગઇ છે, અંધકાર, અંધકાર બધે લાગે છે !'

'આનંદ !' ભગવાન તથાગત બોલ્યા: 'મેં તને કહ્યું નથી વસ્તુમાત્રે આંહીંથી ચાલી નીકળવું જોઇએ ? પણુ સારિપુત્ર નિર્વાણુ પામ્યો

તો એને જ હું મારી મોટામાં મોટી સ્મૃતિરેખા ગણીશ!

મારા સત્યને ફરીવાર પ્રગટ થવાની જરૂરિયાત હશે, તો આ ધરતી, મારાં તમામ વેરાઇ ગયેલાં કણને એક પળમાં ભેગાં કરીને પોતાનું ધાવણ મને આપશે. અને હું ફરીથી તમારી સમક્ષ મારો શબ્દ લઇને આવીશ. મૃત્યુ મને તમારાથી જુદો નહિ જ પાડે, જો તમે ખરેખર મને અને મારા શબ્દને ઇચ્છી રહ્યા હશો તો.

મારા શબ્દ ઉપર હવે તમે નવાં કોભાંડ ને નવા વિગ્રહ ઉભા ન કરતા.

કારણ કે હું જાઉં છું, પણ મારા સત્યને ફરીવાર અવાજમાં વ્યકત કરવા દેવાની કોઈ પણ ઈશ્વરી ઇચ્છા હશે તો, હું ફરી ફરીને આવીશ. કારણ કે ઈશ્વર જ પોતાનું સત્ય કોઇ ને કોઈ દ્વારા પ્રગટ કરવાની ઈચ્છા કરે છે. ઇશ્વરની ઈચ્છા એ જ માનવ છે.

હું તો મૃત્યની પારનો જીવનનો આનંદ માણી રહ્યો છું. ફરી જરૂર પડશે તો હું જ એ શબ્દોને લઇને આવવાનો છું.

તમે ભલે ન માનો પણ તમારી તમામે તમામ સમિતિમાં હું ઉભો હોઇશ. તમારા અણદીઠા મહેમાન તરીકે પણ ક્યારેક આવીશ. ક્યારેક તમારા શબ્દમાં, કોઇ વખત કર્મમાં કોઈ સમયે જીવનમાં હાજર પણ હોઈશ. તમે મને ચાહતા હો તો આટલું સમજજો કે યુગનો ધર્મ પૂરો થાય છે ત્યારે વ્યક્તિએ નવું રૂપ લેવું પડે છે. હું નવું રૂપ લેવા ગયો છું.

અને સાંભળો–I go, but if I go with a truth, not yet fully voiced, that very truth will seek me and gather me and again shall I come.

## [૨] શું જાય છે?

શ્રાવસ્તી નગરીના જેતવનમાં ભગવાન તથાગતનો એ વખતે મુકામ હતો સાધુ આનંદ એની સેવામાં હતો.

એક દિવસ આનંદની પાસે એક સાધુ આવ્યો. ચુન્દ એનું નામ. આનંદની પાસે આવીને એ ઉભો રહ્યો. એના નેત્રમાંથી જલધારા ચાલી રહી હતી. મુંગા મુંગા એણે આનંદને પ્રણામ કર્યા. અને એક પાત્ર અને ચીવર બતાવીને પાછો જડ જેવો મુંગો ઊભો રહી ગયો.

'શું છે ચુન્દ! કેમ બોલતો નથી?'

ચુન્દે ડુસકા ખાતાં કહ્યું, 'આનંદ! ભારે આપત્તિ આવી પડી છે, ધર્મ સેનાપતિ સારિપુત્ર નિર્વાણ થઈ ગયા!'

સાંભળીને આનંદ પણ જડ જેવો થઇ ગયો. બે ઘડી બોલી શકયો નહિ. કાંઇક મૂર્ચ્છા વળી ત્યારે એણે કહ્યું 'ચુન્દ! ચાલો, આ વાત ભગવાન પાસે કરીએ!'

આનંદે વાત કહી. અને પછી મૂઢની જેમ એ બેઠો રહ્યો.

'આનંદ શું છે?' ભગવાને એને પૂછ્યું.

'ભગવાન! લાગે છે, જાણે સારિપુત્ર જતાં બધું જ ગયું! દિશા શૂન્ય થઇ ગઇ છે, અંધકાર, અંધકાર બધે લાગે છે!'

'આનંદ!' ભગવાન તથાગત બોલ્યા: 'મેં તને કહ્યું નથી વસ્તુમાત્રે આંહીંથી ચાલી નીકળવું જોઇએ? પણ સારિપુત્ર નિર્વાણ પામ્યો





તો શું એનું શીલ, એનાં સદાચરણ, એની ત્યાગવૃત્તિ, એની પ્રજ્ઞા—એ પણ ચાલ્યાં ગયાં છે કે તું આટલો શોક કરે છે? ખરી વસ્તુઓ તો એણે આંહીં પાછળ મૂકી નથી? પછી આ શોચ શેનો? જે વસ્તુ અસ્તિત્વમાં આવી એણે એક દિવસ જવું જ જોઇએ. એવું તો કોઇ દિવસ કોઈ જ નથી કરી શકવાનું, કે તમને પ્રિય હોય, માટે વસ્તુ ટકી જાય. આનંદ! સારિપુત્રે કર્યું તે કરો. તમારા દીપક તમે પોતે બનો. એનો ધર્મ સમજો. જે એક પળ પણ નિરર્થક શોક કરે છે એ એક પળ ગુમાવે છે.

## [૩] વિદાય વેળા

ભગવાન તથાગતના જીવનના છેલ્લા દિવસો હતા.

એ દિવસે પ્રવાસ કરતા કરતા એ લુહાર ચુન્દને ત્યાં રોકાયા હતા.

પોતાનો પ્રેમ દર્શાવવા એણે ભોજન તૈયાર કર્યું. પણ જેમ ભગવાન રામચંદ્રને આપવા માટે, શબરી એક એક બોર ચાખતી જાય છે ને મૂકતી જાય છે, અને એનું ભક્તિ-ભીનું હૃદય જાણતું નથી કે, આ બોર અજીઠું થાય છે, એના જેવું જ આ પ્રેમભીના ભક્ત ચુન્દનું થયું

એણે ભગવાન માટે જે ભોજન તૈયાર કર્યું હતું તે ભારેમાં ભારે હતું.

ભગવાન તથાગતે ચુન્દના ભક્તિપ્રચૂર ભોજનને થોડું સ્વીકાર્યું ને પછી સ્વસ્થાને આવ્યા.

પણ ચુન્દનું એ ભોજન છેલ્લું નીવડયું.

તે જ દિવસે પેટનો વ્યાધિ ઉપડયો. જીવનપ્રદીપ જાણે બુઝાઈ જશે એમ લાગવા માંડયું. પોતે એ વખતે આનંદને બોલાવ્યો.

'આનંદ! આ જીર્ણશીર્ણ દેહ હવે ટકે એમ લાગતું નથી. પણ મારી એક આજ્ઞા સૌને સંભળાવી દે જે. કોઇપણ સંજોગ આવે, આ ભક્ત ચુન્દને કોઈ એક અક્ષર કહેતા નહિ. કોઇ કહેતા નહિ કે, તારા ભોજનથી આમ થયું. એના મનમાં એ મુંઝાય, તો તારે એને કહેવું, આનંદ! કે તથાગતે તારે ત્યાં છેલ્લું ભોજન લીધું, એ સૌભાગ્યસમુદ્રનો અવધિ ગણાય, આનંદ! ચુન્દને કોઈ કાંઇ ન કહે એ મારી અંતિમ ઇચ્છા છે! સુજાતાએ જે દુગ્ધભોજન આપ્યું હતું—તેનાથી જેમ જીવન પ્રદીપ ચાલ્યો હતો, એ જ રીતે ચુન્દના આ ભોજનથી, જીવનપથનો અભિનવપ્રદીપ પ્રગટયો અને નિર્વાણ પ્રાપ્તિનું મહાપર્વ આવ્યું આનંદ! ચુન્દના હૃદયને લેશ પણ કલેશ થાશે તો એ કલેશ તથાગતનો હશે!'

આટલો છેલ્લો સંદેશો આપીને કુશીનગર તરફ જવા માટે ભગવાન તથાગત નીકળ્યા.

હિરણ્યવતીનો રમ્ય કાંઠો દેખાયો અને એ જ જગ્યાએ મનોહર શાલવનમાં ભગવાન તથાગતને આરામ લેવાનું આવશ્યક થઈ ગયું. શાલનાં બે ઉત્તુંગ વૃક્ષની નીચે, આનંદ પાથર્યા આસન ઉપર, જમણે પડખે, માથું ઉત્તર દિશા તરફ કરીને; સિંહમુદ્રા ધારણ કરીને, પ્રશાન્ત, સ્વસ્થ, બનીને બે પળભર લેટી ગયા.

માથા પાસે ઉભેલા આનંદના નેત્રમાંથી જલધારા વહી રહી હતી!

સાધુઓના વૃંદ ઉપર શોકની ઘેરી છાયા આવી ગઈ હતી!



ભગવાને થોડીવાર પછી, જરાક શાંતિ વળતાં, સાધુઓને પૂછયું : 'આનંદ કયાં છે ભિક્ખુઓ ?'

એક ખૂણામાં ઉભો આનંદ પોતાનાં નેત્ર લૌઈ રહ્યો હતો. આજે જાણે એના અંતર સરોવરની પાળ તૂટી ગઇ છે ને અશ્રુજલની કોઈ સીમા રહી નથી!

'આનંદને આંહીં બોલાવો ભિક્ખુઓ!'

આનંદ આવ્યો પણ એના શોકસાગરની કોઈ સીમા દેખાતી નથી. કરૂણાર્દ્ર નયને ભગવાને તેની સામે જોયું. દિવસોના દિવસો જેણે એના અંતેવાસી રહીને સેવા ઉઠાવી હતી, તેના હૃદયનો સંતાપ પોતે અનુભવી રહ્યા હોય, એવી પ્રેમવાણી એમના કંઠમાંથી આવી : 'આનંદ ! આ શોચ શા માટે ? આપણને વસ્તુ ગમે તેટલી પ્રિય હોય, પણ એનો એક સમય નાશ થાય થાય ને થાય. વિયોગ એ સંયોગ સાથે જોડાયલું સનાતન દ્વંદ્વ છે. એવું કયાંય બન્યું છે, કોઈ દિવસ બન્યું છે, કોઈ ઠેકાણે બન્યું છે, કયાંય કોઇએ કોઈ દિવસ કહ્યું છે, કયારેય બન્યું છે, પ્રિય હોવાથી આપણે વસ્તુનો વિયોગ ન પામીએ ? આનંદ! મન વચન કર્મથી તથાગતની જે સેવા તેં કરી એ પ્રાથમિક ભૂમિકા હતી. રાગ દ્વેષ મોહ શોક એ સૌથી મુક્ત બનવું એ બીજી ભૂમિકા છે. તારા જીવનનો હવે તું જ પ્રદીપ છે. પ્રાજ્ઞ પોતે પોતાનો પ્રદીપ થઇ રહે છે! આનંદ! શોકને તજો, સૌને ખબર કરો, ભિક્ખુઓ! એવું ન માનતા કે હવે સઘમાં કોઇ શાસક નથી, કોઈ દોરનાર નથી, તમે તમારા પ્રદીપ બનો. તમારા પથદર્શન માટે મેં વારંવાર માર્ગ તો ઉપદેશ્યો છે. પણ એમાંથી કયારે કેટલું તજવું ને કયારે કેટલું રાખવું એ સંઘના વિવેક ઉપર છોડું છુ! ભિક્ખુઓ! કોઇને કાંઈ પૂછવું છે ?'

ભિક્ખુમંડળ ઉપર મૌનની એક છાયા પથરાઇ ગઈ. કોઇ બોલી શકતું નથી. બોલી શકાય એવી કોઇની મનસ્થિતિ જ નથી.

બધાને ચૂપ જોઇને ભગવાને કહ્યું : 'કોઇને કાંઈ જ પૂછવું નથી ? ત્યારે હવે ભિક્ખુઓ! હું તમારી છેલ્લી રજા લઇ લઉં છું. પણ હું તમને આ કહું છું. સંસારની સઘળી વસ્તુ નાશવંત છે, એટલા માટે એમાં પ્રીતિ, રાગ, મોહ, પ્રેમ આસક્તિ રાખવી નકામી છે. પોતાના લક્ષ્યની સિદ્ધિ ઉપર ધ્યાનને કેન્દ્રિત કરો. મુક્ત થવા મથો, મુક્ત થવા મથો, મુક્ત બનો.'

માનવ જાતના ઇતિહાસમાં એક અપૂર્વ ઘટના બનતી હોય તેમ તથાગતનાં નયન ધીમે ધીમે દૃશ્ય જગત ઉપરથી અંતર્લીન થતાં જતાં હતાં.

મેકસમુલર પ્રમાણે ૪૪૭ ઇ. પૂર્વે, આજથી બરાબર દોઢહજાર વર્ષ પૂર્વે આ બન્યું.

No man ever lived so Godless, yet so God like.



### પુરુષપ્રવર

જે ભયંકર ઘટના બની ગયેલી સંખ્યાતીતે કંપતે હૃદયે અનુભવી, એણે આપેલ વિદ્યુત્કડાકામાંથી હજી પણ ઘણા તો મુક્ત થયા નથી. સૌ કોઇ મુક્ત થવા મથે છે. એવે સમયે બોલવું એ મૌનના મહાસાગરમાં કાંકરી ફેંકવા જેવું છે. એ મૌનમાંથી જ કોઇ અંતેવાસીની ખરી વાણી એક દિવસ આવશે. અત્યાર સુધી જે બોલાયું છે—એ શોકોદ્‌ગાર રૂપે હતું. રાષ્ટ્રનિયોજનશક્તિના અભિષેક રૂપે અને યુગાંતર થવાના ચિહ્ન રૂપે ભાગ્યે જ કોઈએ કાંઈ કહ્યું છે. પરદેશી



લખાણ ને પરદેશી છાપાંએ જે શોકાંજલિ આપી એમાં દૃષ્ટિ હતી, એ વસ્તુ આપણી અશક્તિ અને અભ્યાસની દરિદ્રતા સૂચવતી હોય, અથવા તો ઘા એટલો ભયંકર વજ્રપાત રૂપે લાગ્યો હોય કે સૌની સ્વસ્થતા હણાઈ ગઇ હોય. વધારે સંભવિત બીજી વાત જ હશે; છતા 'જર્નાલીઝમ' આપણે જ્યાંથી શીખ્યા છીએ ત્યાંથી હજી વધારે શીખવા જેવું છે એમ તો લાગે જ છે. બર્નાર્ડ શોનું પ્રસિદ્ધ વાક્ય લાખોના હૃદયનો અંતર્મંત ભાવ કહી જાય—એ વસ્તુ યુગાંતરની સૂચક પણ છે. ને યુગ પૂરો થયો છે ને શરૂ પણ થયો છે. નવાયુગના પ્રદીપ પંથે પણ એ જ વિશાળદષ્ટિ પુરુષપ્રવરની તેજોમૂર્તિ રાહ બતાવતી સૌને દોરી રહો !

### સૌરાષ્ટ્રનું એકમ

સૌરાષ્ટ્ર એ ખોટો શબ્દ છે. સુરાષ્ટ્ર એ સાચો શબ્દ છે. રાજદ્વારી પુરુષો, કેળવણીકારો, સાહિત્યકારો, સામાન્યજનો સૌ આજે જે સુરાષ્ટ્રની ઝંખના કરે છે, તેનું સ્વપ્ન છેલ્લાં પચીસ વર્ષથી ઘણા કાર્યકરોને આવી રહ્યું હતું.

પણ એ સ્વપ્નની ભૂમિકા તૈયાર કરવામાં, ચતુર પરદેશીઓ, કાંઇ ને કાંઇ આડખીલી ઉભી કર્યા કરતા. છતા આજે એને હાર્યો દાવ લેવો પડ્યો છે, એમાં જેમ એક તરફથી આપણો સતત પ્રયત્ન એ કારણ રૂપે છે તેમ બીજી તરફથી, પોતાનું સંભાળવા એમને હવે ચાલી ગયા સિવાય, બીજો કોઈ માર્ગ જ રહ્યો નથી—એ પરિસ્થિતિ પણ જવાબદાર છે. બધું જ આપણે કર્યું', એવી અતિશયોક્તિ ભરેલી ખોટી પ્રશસ્તિઓ, કદાચ આપણને ફૂલણજી બનાવે પણ શક્તિશાળી ન બનાવે. આપણા માટે એ સમય હવે પરિપક્વ થઇ ગયો કહેવાય કે જ્યારે ગઈકાલે રાજકારણમાં પડેલા માણસો, પોતાની જીભદ્વારા ફેલાવાતા શરીર વાતાવરણને કાબૂમાં રાખવા મથે. અને સરદાર જેવા થોડા અખિલભારત વિખ્યાત, વિચક્ષણ વિલક્ષણ પુરુષોના હાથમાં જ એ શસ્ત્ર રહેવા દે. સૌને પિનાકપાણિ થવાની જરૂર ન હોય.

કર્નલ વોકર ખેતરમાં ઘોડો દોડાવ્યે જાય અને એ એનો ઘોડો દોડે તેમ જમીનના જુદા જુદા સ્વામીઓ સરજાતા જાય—અને તે છેવટ તો એટલી હદ સુધી કે બાર બાર ખોરડાના રાજાઓ, આ કાઠિયાવાડની ભૂમિમાં પાક્યા, એ આખો જમાનો આજે ચાલ્યો જાય છે, જમાનો જાય છે પણ એ જમાનાને સરજનારા માણસો હજી ત્યાં છે. સરદારે કાઠિયાવાડીના પેટની પાઘડીના આંટા સાથે સરખામણી કરી તે આવા ભયંકર, અભણ દોઢ આઈ. સી. એસ. વિષે કહેલું. ભણેલા આઇ. સી. એસો પણ ગઇકાલ સુધી તો એમની કેડોલોજીમાં તલ્લીન હતા. પણ એ ફરી



ગયા છે ને ફરવા માંડ્યા છે. આખા કાઠિયાવાડમાં તો એવી વસ્તી પથરાયલી પડેલી છે કે જેમને આજ દિવસ સુધી બુદ્ધિહીન બુદ્ધિશાળીઓએ સંસ્કારવિહીન રાખી છે. સૌરાષ્ટ્રએકમનું, સ્થિર થયા પછીનું પહેલું કામ બ્રિટિશહિંદના ધોરણે લોકજ્ઞાનની વ્યાપક પ્રવૃત્તિ ચલાવવાનું રહેશે. તો જ બાપુશાહીમાંથી એકદમ ફેરવાયલું લોકશાહીતંત્ર ચાળે પડે ને કાંઈક ગૌરવ ભરેલો રસ્તો બતાવે.

પરંતુ એ તો સમય સમયનું કામ કરશે. આજે તો ઇ. સ. ૧૯૨૮ ની સાલમાં પોરબંદર અધિવેશનમાં **કાઠિયાવાડના એક સાચા સમર્થ લોકસેવક ઠક્કરબાપાએ ઉચ્ચારેલાં વચનો યાદ આવે છે** ને એ વચનોને આજ ખરાં પડેલાં જોઈને એમનું લોકભક્ત હૃદય આનંદ પામશે. આ રહ્યાં એ વચનો:

**સને ૧૯૫૦નું સંયુક્ત સૌરાષ્ટ્ર**

"હવે હું આપને ભવિષ્યની–બહુ દૂરની નહીં, પણ ૨૦–૨૨ વર્ષ પછીના ભવિષ્યની–કલ્પના કરવા વિનંતિ કરું છું. કાઠીઆવાડમાં આ જ તારીખે પહેલાથી સાતમા વર્ગનાં ૬૬ રાજ્યો છે. તે સિવાય એજન્સીનાં થાણાંનો પ્રદેશ : તે ઉપરાંત ગાયકવાડ સરકારના અમરેલી અને ઓખાનું પ્રાંતો : અમદાવાદ જીલ્લાના ધંધુકા તાલુકો અને ધોધા મહાલઃ આ બધો પ્રદેશ સંયુક્ત થાય, ત્યારે જ અખિલ સૌરાષ્ટ્ર કહેવાય. આ બધો પ્રદેશ એક જ રાજ્યતંત્ર નીચે આવે, સૌરાષ્ટ્ર પ્રાંતમાં બધાં નાનાં મોટાં રાજ્યો ભળી જઈ તેનાં અંગભૂત થઈ શકે, તેની એક પ્રજાપ્રતિનિધિ સભા અને એક રાજમંડળ કે અમીર–મંડળ બની રહે, તે આખા પ્રાંતની ઉત્પન્ન એક જ તિજોરીમાં જમા થાય, અને તેનું એક જ બજેટ આ બન્ને સભાઓમાં પસાર થાય; આ ચિત્ર કલ્પવા અને તેમાં રંગ પૂરવા હું આપ સહુને–માત્ર આપને જ નહીં, પણ રાજાસાહેબોને પણ નિમંત્રણ કરું છું.

પણ આ ચિત્રની થોડી રૂપરેખા આપણે દોરીએ. પહેલા અને બીજા વર્ગના એટલે જેમને પોતાનાં રાજ્યમાં વસતા પ્રજાજનો માટે પોતાના કાયદા કાનૂનો રચવાનો કુલ અખત્યાર છે અને પોતાના પ્રજાજન પર પૂર્ણ સત્તા છે, તેવાં હાલ ચૌદ રાજ્યો છે. અને ત્રીજાથી સાતમા સુધીના વર્ગનાં બાવન રાજ્યો છે, જેમાં કુલ અખત્યાર રાજ્યકર્તાઓ તથા બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓ વચ્ચે થોડા–વધતા પ્રમાણમાં વહેંચાયલો છે. તે પ્રદેશમાં બે લાખની વસ્તી છે. એજન્સી પ્રાંતમાં અઢી લાખની વસ્તી છે, અને તેમાં તો કુલ અખત્યાર હાલમાં બ્રિટિશ તંત્રને સ્વાધીન છે. છેવટે ગાયકવાડ સરકારનો અને ધોધા ધંધુકા તાલુકાઓનો મુલક આવે છે. હવે આમાં મુખ્ય સવાલ પહેલા બીજા વર્ગનાં રાજ્યોનો છે. તે રાજ્યોમાં ક્યાંક ક્યાંક પ્રજાતંત્રના શાસનનાં બીજ વવાયાં છે અને આશા રાખી શકાય છે કે પ્રજાપ્રતિનિધિ સભાઓ ત્યાં વીસ વર્ષ પછી અને તે પહેલાં પણ પૂર જોશથી ખીલી રહી હશે. ત્રીજાથી સાતમા વર્ગનાં રાજ્યોની પ્રજાને પ્રજાપ્રતિનિધિત્વ મળવાને તેઓની સાથે લાંબો સમય લાગી ન જ શકે, બલ્કે એમાં તો ઉલ્ટું બ્રિટિશ તંત્ર સહાય આપે, એમ માની શકાય, અને એજન્સીની હદના પ્રજાજનો તો આજ મીનીટે ખરી રીતે બ્રિટિશ પ્રજાજનો જેવા જ છે. પછી રહ્યા ગાયકવાડી પ્રાંતો અને અમદાવાદ જીલ્લાના બે તાલુકાઓ. જો બ્રિટિશ હિન્દમાં ચાલતી પ્રજાતંત્રની સંસ્થાઓ પૂરેપૂરી કાઠીઆવાડ પ્રાંતમાં સને ૧૯૫૦માં ચાલતી હોય, તો પછી હાલના ગાયકવાડી અને બ્રિટિશ ગણાતા ઉપર લખ્યા પ્રદેશો સ્વેચ્છાથી કાઠીઆવાડમાં ભળવાને આનાકાની કરે નહીં.

પણ મુખ્ય બાબત એક બાકી રહી. પહેલા અને બીજા વર્ગના ચૌદ રાજાઓ હાલ રાજ્યને અને રાજ્યની ઉપજને પોતાની ખાનગી મિલ્કત ગણે છે, પોતાને Constitutional–સનદશીર રાજાઓ ન ગણતાં autocratic–સર્વસત્તાધીશ ગણે છે, તેનું કેમ? તેમણે નવયુગમાં પોતાની એકહથ્થુ સત્તાનું, પોતાના રાજ્યલોભનું રાજીખુશીથી સમર્પણ કરી, તેમના મંડળની તથા પ્રજાપ્રતિનિધિઓની સંયુક્ત બનેલી રાજસત્તાને અધિકારો સોંપવા પડે, અને પોતાના દરજ્જાને યોગ્ય માનમરતબો સચવાય તેવાં





સાક્ષીવાણાં કબૂલ કરવાં પડે. એટલો ભોગ શું તેઓ આપ્યા વિના રહેશે? જાપાનના 'ડેમીઓ' એટલે મોટા મોટા તાલુકાના રાજાઓ રાજીખુશીથી પોતાની કુલ સત્તા ત્યાંના બાદશાહ 'મીકાડો'ને ચરણે આજથી ૬૦ વર્ષ ઉપર મૂકી શકયા, ત્યાંના હજારો માણસોનો આખો ક્ષત્રિય વર્ગ-સેમુરાઇ-પોતાને મળતાં વંશપરંપરાનાં વર્ષાસનો, ફક્ત નામનો જ ઉચક બદલો લઇને છોડી શકયા, તો પછી આપણાં આ ચોદ રાજાઓ શું એટલો ત્યાગ નહીં કરી શકે? માતૃભૂમિની સેવાનો આ ઉદય પામતો યુગ શું તેઓને અંતરે એટલી ઉદારતા અને દીર્ઘદૃષ્ટિ નહી ઉપજાવે? જાપાન સંયુક્ત થયું તે પરદેશી ભયને લીધે જ, એ વાત અક્ષરશઃ સત્ય છે. પણ જે વાત ભયને લીધે બની શકી તે સ્વખુશીથી શું ન થઈ શકે? બિસ્માર્કની મુત્સદ્દીગીરી અને રાજ્યનીતિથી જો જર્મનીનાં રજવાડાં એક થઈ શકયાં તો, કાઠીઆવાડનાં રજવાડાં પણ પોતાના પૂર્ણ વિકાસને માટે, પ્રજાના સ્વાતંત્ર્યમાં મદદ કરવાને માટે, અને આખા હિન્દની પ્રગતિને અર્થે સંયુક્ત ન થાય? અને પોતે પોતાની અનિયંત્રિત સત્તાનું બલિદાન ન આપે? ભવિષ્યના ગર્ભમાં શું હોય તે કહેવાને કોણ સમર્થ છે! પણ પોતાના પ્રાંતના ભવિષ્યની બંધારણરચના—તેનાં સ્વપ્નાં કહો તો પણ ભલે—તે રચવાને દરેક બુદ્ધિમાન અને લાગણીવંત માનવી હક્કદાર છે. તમને યોગ્ય લાગે તો આ ચિત્ર પર વિચાર કરજો, તેને ખીલવજો, તેમાં વિધવિધ રંગ અને વિગતો પૂરજો. અથવા તમને આ વિચાર અયોગ્ય લાગે તો ફેંકી દઇ, તમારી કલ્પનાના ઘોડા દોડાવી, ભવિષ્યનું સૌરાષ્ટ્ર કેવું થવું જોઇએ, તેનું ચિત્ર તમારી બુદ્ધિ પ્રમાણે રજૂ કરી પ્રજા સમક્ષ મૂકજો."

## મેઘાણી ગયાં એ દિન!

મેઘાણી ચાલ્યા ગયા એ દિવસ આપણા જીવનચક્રમાં આજે ફરીને પાછો આવે છે અને એમની સ્મૃતિ જાગે છે. એની પાસે જે ગળું હતું તે આજે કોઈ ભણેલા પાસે નથી. એની પાસે વસ્તુને પકડી લેવાની અનોખી ઢબ હતી તે પણ કોઈની પાસે નથી. આજે સંયુક્ત સૌરાષ્ટ્રનું કંઠે કંઠે ઉપડે એવું એક લોકગાન એમની કલમમાંથી અચૂક આવ્યું હોત. એમને જૂનાગઢની બજારમાં ચોરીછુપીથી સંશોધન કરવું પડે એવા દિવસોનો જ્યારે અંત આવ્યો છે, ત્યારે આજે ગિરનારની કંદરાઓ, ગુફાઓ, ગીરના નેહ અને બરડાપંથકના આયર મેર, કાઠી, વાઘેર, સૌના





સાથે બેસીને દોસ્તીદાવે, અમૂલખ રત્નો લઇ આવે એવા સોરઠીશાયરની ઉણપ આવી છે. આજ તો કાઠિયાવાડનાં ખનીજ પોતપોતાનો ભાગ્યોદય નિહાળી રહ્યાં છે, તેમ પાળિયેપાળિયા સજીવન થવા માટે થનગની રહ્યા છે. બરાબર એ ટાણે, બગલથેલી મારીને હાલતો હાલતો એ ભૂમિને ખુંદનારો કોઇ જ આપણી પાસે નથી, એ સાંભરે છે ત્યારે લાગે છે કે, આપણા રાજદ્વારી પુરુષો લોકનેતાઓ ને વર્તમાનપત્રના સંચાલકો, લેખકોની થોડીક વિચિત્રતાઓને નભાવી લેવાની ઉદારતા રાખતાં શીખે, તો એકંદરે પ્રજાનો સર્વાંગી વિકાસ ઘણો જ ત્વરિત બને તેમ છે. પણ. સીનેમાવાળાઓ જેમ લખલૂટ ખરચ કરે છે ને પછી વાર્તા માટે, એક એક જંઇનો હિસાબ ગણવા બેસે છે, એવું જ આપણા સર્વ કર્મક્ષેત્રોમાં હજી માનસ પ્રવર્તે છે, એટલો જ શોચનો વિષય છે. સંસ્કાર-સર્જન પ્રવૃત્તિ એ પણ અગત્યનું અંગ છે એમ ગંભીરતાપૂર્વક આપણે માનતા થઇએ તો જ આપણી સઘળી પ્રવૃત્તિને આપણે રમણીય બનાવી શકીએ. અન્યથા નહિ જ.

## માસિકોની ઋતુ

ભગવાન કૃષ્ણે જ્યારે કહ્યું કે 'માસાનાં માર્ગશીર્ષોડહં,' ત્યારે આજના ભવિષ્ય ઉપર એમની દૃષ્ટિ હશે કે નહિ એ ખબર નથી, પણ દિવાળીથી માગશર મહિના સુધીમાં ગુજરાતીમાં માસિકોની જે ભરતી આવી છે એ બતાવે છે કે કાં તો ગુજરાતમાં નવસર્જનના ગણેશ મંડાયા છે અથવા તો હવે પછી જુવાન ગુજરાતીઓએ બૈરીને પરણવા કરતાં માસિકને પરણવામાં વધારે સલામતી જોઇ છે! એના છુટાછેડા થાય તો ભરણપોષણનો દાવો તો ન કરે! સરેરાશ હંમેશની બે થી ચાર વાર્તાઓ લખવા માડું તો પણ પૂરી ન પડે એટલી આમંત્રણપત્રિકાઓ મારી પાસે આવીને પડી છે! પણ હમણાં જ્યારે પોતાની તમામ બલિદાન શક્તિને વાપરી નાખવા માટે બહાર પડેલા એક જુવાન માસિકતંત્રીનો ભેટો થયો, ને પોતાના મનથી કાંઇક કરી નાખવાની ખ્વાહીશ ધરાવતા એ જુવાનમિત્રે, મેઘાણી ક્યાં મળશે એમ જ્યારે મને પૂછ્યું, ત્યારે મને પ્રાર્થના કરવાનું મન થયું કે હે ભગવાન! મને તું પાછો મહેરબાની કરીને અનામી લેખકોમાં લઇ જા! અથવા તો હવે આ માસિકોની વણઝાર ને મીનલવાવમાં દોરી જા! હવે તો માસિકો માટે નામ ખૂટશે, તો મને લાગે છે કે કોઇની ચોપડી પણ સલામત નહિ રહે! મારો વિચાર જ એક લીસ્ટ બહાર પાડવાનો છે કે, જેમાં તમામ રૂપાળાં નામ લખીને પ્રગટ કરી દઉં. માસિકોનાં તેમ જ છોકરાં છોકરીનાં બન્નેનાં નામ માટે એ લીસ્ટ ચાલશે! આમ કરતાં કરતાં આપણે જો પોળ પોળના માસિક ઉપર આવીને અટકી જઇએ તો પણ ઇશ્વરનો ઉપકાર. ભય તો સૌને ઘર ઘરનાં માસિક નીકળે એવો લાગ્યો છે! હવે થાય તે ખરૂં. માસાનાં માર્ગશીર્ષોડહં કહેનારે માસિકાનાં ફલાણોડહં એમ કહ્યું હોત! તો આપણે એ એક જ મગાવીને રોડવી લેત!

## રાજકારણની દૃષ્ટિ

દૃષ્ટિ એ એક વિષય છે. ફેકોલોજી એ બીજો વિષય છે. રાજકારણ આજે કોઇ એક પ્રદેશ, પ્રાંત કે દેશભરના વ્યવહાર ઉપરથી ચાલી શકે તેવું રહ્યું નથી. આજે તો સમગ્ર વિશ્વનો વ્યવહાર ચોવીસથી બોંતેર કલાકમાં ફરી વળે એટલો ત્વરિત થઇ ગયો છે. કાશ્મીરના પ્રશ્ન સાથે જ જૂનાગઢનો પ્રશ્ન ઉપડ્યો ત્યારે જોનારાઓએ જોઇ લીધું હતું કે હિન્દુસ્તાનનાં બે નાકાં છે. એક નાકું કાશ્મીરમાં છે. બીજું નાકું કાઠિયાવાડમાં છે. કાઠિયાવાડ એકમ ન થાય તો એ પોતે તો ડૂબે પણ હિંદને ડૂબાડે. આજે એ એકમ થયું એ અત્યંત મહત્ત્વનું કામ થયું છે. એ એકમને હવે એક મોટામાં મોટું કામ સિદ્ધ કરવાનું છે. હિંદનું ઉત્તરદ્વાર કાશ્મીરમાં છે. એની આ દક્ષિણી ભાગોળ કાં કોચીન પાસે અથવા કાઠિયાવાડમાં છે. કાઠિયાવાડની તમામે તમામ શૂરવીર કોમ જે અત્યાર સુધી બહારવટાં કરતી ને કાં કાકનાં ડુંડાં ભાગતી—એ તમામ કોમને —તેરે તાંસળીને, એકત્ર કરીને 'બેંગાર મીલીટરી

કૉલેજ' વહેલામા વહેલી તકે સ્થાપી દેવાનુ 'સૌરાષ્ટ્ર સંયુક્ત સરકાર'ને [ રીજીનલ રીજીનલ કર્યા કરે છે છાપાવાળા, એ તે કોઇ શબ્દ છે ? ] માથે ઋણ છે. હરસિદ્ધભાઇ દિવેટિયાએ તો એ સ્વપ્નનો ઉલ્લેખ કર્યો પણ હતો. આજે જે રીતે કરાંચી, કવેટા અને કુર્દીસ્તાન, અફઘાનિસ્તાનની રેખા લંબાતી જાય છે, એ રીતે તો આવતાં વર્ષોમાં, ભારતસરકારને પોતાનું અસખ્ય માનવબળ એમાં રોકવુ જ પડશે એમ લાગે છે. એ વખતે આ સોરઠ પ્રાંતની ભૂમિ અગત્યનું સ્થાન ધરાવતી હશે. એક અખંડ અને સમર્થ ભારત-વર્ષનું જયહિંદ સ્વપ્ન ભગવાન સોમનાથના જલ રાશિમાંથી ઉદ્ભવો !

પુસ્તકના નામફેર

ભુક્ષારામ નામ બદલીને તનમનશંકર રાખે તો, એવુ રૂપાળું નામ ધારણ કરવા માટે, જાહેરખબર આપે છે. પણ હમણા હમણામાં ઘણાં પુસ્તકો પહેલી આવૃત્તિ વખતે એક નામે પ્રગટ થાય છે, જેને પછી બીજી આવૃત્તિમાં બીજું નામ ધારણ કરે છે. ને છતાં જાહેરખબર આપતા નથી કે અમે એક જ છીએ ! આમા બીજી આવૃત્તિ વખતે વધારો કરીને નવી વસ્તુઓ ઉમેરનારાઓ તો જાણે કાંઇક પણ નીતિ-ધોરણને વળગ્યા છે એમ કહી શકાય, પણ જેઓ કેવળ નામફેર જ કરે ને બીજા નામે, પણ ચોપડી તો એ ની એ માથામાં મારે, એ લોકો, કેવળ ઠગી ગણાય છે નીતિ જ્યાં, એવા સીનેમાસૃષ્ટિના પણ છેક છેલ્લા પગથિયે ઉભવા જેવું કામ આમાં કરે છે ! એમનું લક્ષ આ તરફ સારા પ્રકાશકોએ દોરવું ઘટે છે. એમ છતા એવો વ્યવહાર ચાલુ રહે તો તમામ પ્રકાશકોએ પોતાના સમેલન દ્વારા એ નીતિનો વિરોધ કરી એવી યુક્તિઓને જાહેર પ્રજાના હિત માટે ખુલ્લી કરી દેવી ઘટે છે. પુસ્તકપ્રસિદ્ધિ એ છેવટે તો એક પ્રકારનો સામાજિક સંસ્કારવ્યવહાર છે. હમણાં હમણામા આવી રીતે કેટલાંક પુસ્તકો થયાં છે એ યોગ્ય નથી. લેખકમિલન પણ આ પ્રશ્નને ઉપાડી શકે છે.



## યુગધર્મ

( રામ કહો, રહેમાન કહો—એ રાગ )

પ્રેમ કહો કોઇ પૂજા કહો કોઈ, યજ્ઞ કહો યજ્ઞેશ્વરી!
બલીદાન કહો કે ત્યાગ કહો કોઈ; સકલ સ્વાર્થ કુરબાનરી,
સમય સમયકા યજ્ઞ અનેરા, ભારત સેવા સ્વીકારજી
પ્રથમ પદે હો તાર તંતુના, નિત્ય કર્મ નિવારજી—પ્રેમ. ૧

માળા સૂત્ર મહોદય મેવા, યાજ્ઞિક શીખ ઉલ્લાસજી,
પ્રહર પ્રહરમાં પ્રાર્થના ગાજી, ચક્ર સૂદર્શન રૂપજી—પ્રેમ ૨

નિત્ય નિયમમાં દિન દલિતની, યાદ ભરી ભરપુરજી,
તાંતણે તાંતણે સિદ્ધ અનંતા, આખર એ અવતારજી—પ્રેમ ૪

બ્રહ્મ-ઉપાસન, ગૌધન-સેવન, શાસન અભય ઉદ્ધારજી,
હરિજન કે' છે સગુણ સ્વરૂપને, ધર્મ-યુગનો યોગજી-પ્રેમ ૩

લાલચંદ વોરા

# જાતસમર્પણની કથાઓ

ધૂમકેતુ

[૧]

તામના ચહેરા ઉપર, આવી પડનાર વિયોગની ઘેરી શોકછાયા ફરી વળી હતી. મા સિંધુનાં અમાપ જળતંગો કાપતી ઝપાટાબંધ નૌકા ચાલી રહી હતી. સામો કાંઠો દેખાય એટલે ત્યાં વિયોગની આકરી પળ એમની રાહ જોતી ખડી હતી!

નાલંદા વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓ, આજે વિખ્યાત ચીની મુસાફર હ્યુએનસંગને, એના દેશપંથે વળાવવા માટે સાથે આવ્યા હતા. એણે નાલંદામાં અનેકનાં ચિત્ત હરી લીધાં હતાં. એની અદ્ભુત વિદ્યા પ્રીતિ ઉપર મહાઆચાર્ય શીલભદ્ર જેવાએ પ્રશસ્તિની કુસુમાંજલ અર્પી હતી.

આજ એ હ્યુએનસંગ ભારતવર્ષમાંથી વિદાય લઈને પોતાને દેશ ચીન પાછો ફરી રહ્યો હતો! કોને ખબર હતી હવે એ પાછો કોઈ દિવસ આવશે કે નહિ? એટલા માટે થોડા વિદ્યાર્થીઓ પરદેશી વિદ્વાનને વળાવવા ઉપડયા.

અને વૃદ્ધ વિદ્વાન હ્યુએનસંગના દિલમાં પણ એક તરફ પોતાને દેશ જવાની આવતી પળનો આનંદ હતો, તો બીજી તરફ ભારતવર્ષના વિદ્યાધામને છોડી જવાનો શોક હતો.

એનું ચાલત તો એ આ જીંદગીમાં કદાપિ પણ નાલંદા ન છોડત!

જ્યાં રાત ને દિવસ પવિત્ર વાતાવરણમાં ધર્મકથા અને વિદ્યાકથા ગુંજી રહેતી, જ્યાં દસદસ હજાર તો સાધુઓ રહેતા, જ્યાં સેંકડો ને હજારો જોજન દૂરથી વિદ્યાર્થીઓ હમેશાં આવ્યા જ કરતા, જ્યાં આવતા રાજા મહારાજાઓને જીવનની સાર્થકતાનો અનુભવ થતો, એ નાલંદા વિશ્વવિદ્યાલયનું આંગણું છોડતાં હ્યુએનસંગને કાંઈનું કાંઈ થયું હતું. પણ દેશ એનો એને સાંભરી આવ્યો હતો. એણે એટલી બધીવાર મૃત્યુના મોમાંથી જીવનને પાછું ફરતું જોયું હતું કે, હવે પોતાની નાનકડી ઝુંપડીમાં, નાનો શો પોતાનો દીપક પ્રગટાવીને, એ બેસી જવા માગતો હતો. પોતે જે સમૃદ્ધિ ભારતવર્ષમાંથી મેળવી હતી, તે પોતાના દેશભાઈઓને દેશભાષામાં આપવા માટે.

એની મહાન અંતિમ ઇચ્છા આ હતી.

એટલા માટે હવે હર્ષ જેવા અને કુમાર જેવા ભારતવર્ષના મહાન નૃપતિઓની અહીં રહી જ જવાની આગ્રહભરી વિજ્ઞપ્તિનો અસ્વીકાર કરી, એ પોતાને દેશ પાછો ફરી રહ્યો હતો. પોતે મેળવેલા અમૂલ્ય ભંડારનો વારસો દેશને સોંપી દેવાની એના મનમાં હવે તાલાવેલી લાગી હતી. કદાચ એ સોંપવામાં વિલંબ થાય ને મૃત્યુ એને ઉપાડી જાય તો? એણે નાલંદાના વિદ્યાર્થીઓની છેલ્લી રજા લેતાં પણ આ જ કહ્યું હતું! દેશને આ વારસો સોંપ્યા પછી જ મને મૃત્યુ ભલે ઉપાડી લે! તે પહેલાં નહિ!

અને કેવો અમૂલ્ય ભંડાર એણે પોતાની સાથે લીધો હતો!

એમાં સોના રૂપા ચંદન સંગેમરમરની ભગવાન તથાગતની અનુપમ કહેવાય એવી દોઢસો મૂર્તિઓ હતી! એ ઠીક, પણ એણે પોતે આંહીં ભારતવર્ષમાં ફરીને ઠેરઠેરના વિદ્યાધામમાં રહીને, જે અદ્ભુત અપ્રાપ્ય ગ્રંથોની પોતાને હાથે જ દિવસો સુધી બેસીને નકલો કરી હતી, એ પણ એની સાથે હતી.





આ પુસ્તકોમાં એનો જીવન પ્રાણ હતો. એ સહીસલામત પોતાને દેશ ચીન પહોંચી જાય તો પોતાના દેશને જે પ્રકાશ મળે, એ વિચારથી એનું અંતર આનંદમય થઇ રહ્યું હતું !

અને આ પુસ્તકો પણ બે પાંચ નહિ, છસ્સો ને સત્તાવન હતાં !

છેક ચીન દેશથી પોતે મૃત્યુને આહ્‌વાન કરીને સેંકડો જોજનની મુસાફરી ખેડી હતી, તે આ વિદ્યા પ્રાપ્તિ માટે. આજ ભગવાન તથાગતની કૃપાથી એ વિદ્યાનો પ્રકાશ લઈને પોતાને દેશ જઈ રહ્યો હતો ! કેટલી બધી અદ્‌ભુત એ વસ્તુ હતી ! કેટલી બધી કૃપા એમાં હતી !

હોડીમાં બેસીને સૌ જઈ રહ્યા હતા. વિદ્યાવિનોદ ચાલતો હતો. પણ એના ઉપર વિયોગની પળનો પડછાયો હતો. સિંધુ તરંગાવલિ ઉપર નૌકા ચાલી રહી હતી.

પણ એટલામાં કોણ જાણે ક્યાંથી અચાનક ભયંકર ઝંઝાવાત છૂટયો.

આ અચાનક આવી પડેલા તોફાનથી સૌ ગભરાઈ ઉઠયા. નાવિકોએ રેબઝેબ પરસેવે નૌકાને વશ રાખવા જીવન મૃત્યુના દાવ ખેલવા શરૂ કર્યા.

પણ જેમ જેમ પ્રયત્ન થતો ગયો તેમ તેમ તોફાન વધતું જ ગયું.

હુએનસંગે તો આવા જીવનમરણી પ્રસંગો અનુભવ્યા હતા. છતાં એને પણ લાગ્યું કે આજનો આ રંગ જુદોજ છે. મૃત્યુનો તો ભય ન હતો. પણ પોતાના દેશ માટેની અમુલખ સમૃદ્ધિ, છેક છેલ્લી પળે ડૂબતી હતી, એનું અકથ્ય દુઃખ એના મનમાં લાગતું હતું.

એટલામાં તો નાવિકોએ કહ્યું: 'નૌકાનો ભાર ઓછો કરવા માંડો !' અને એણે એક પોટલાને ઉપાડયું પણ ખરું.

પુસ્તકોનાં પોટલાં એક પછી એક પાણીમાં નાખે એ એક જ રસ્તો ભાર ઓછો કરવાનો હતો.

વિદ્યાર્થીઓ સૌ એક બીજાની સામે જોઇ રહ્યા. જીવનત્યાગની છેલ્લી પળ આવી હોય તેમ હુએનસંગ માથું ઢાળીને, તથાગતને પ્રાર્થી રહ્યો હતો ! એની વર્ષોની મહેનત પાણીમાં જતી હતી ! પોતે પોતાને દેશ લઈ જવાના પ્રકાશને આંહીં સિંધુજલમાં મૂકીને જવા કરતાં તો એ મરણ જ ઈચ્છી રહ્યો હતો !

શોકભારથી એનાં પોપચાં ઢળી ગયાં હતાં. એના મોંમાંથી ધીમી આર્ત્તવાણી આવી રહી હતી. પોતાને ઉપાડી લઈને પણ પુસ્તકોને પોતાને દેશ પહોંચાડવાની એમાં પ્રાર્થના હતી.

અંતે એણે શાંતિથી નાવિકોને કહ્યું: 'આ પુસ્તકોને પાણીમાં નાખવા કરતાં હું મારી જાતને પાણીમાં ફેંકી દઉં, તો પણ ભાર તો ઓછો જ થાય તેમ છે. તમારે ભાર ઓછો કરવાની જરૂર છે નાં ?'

'અરે ! પણ તે વિના માણસ ન બચે તેવું છે ! આ તો આપદ્‌ધર્મ છે પ્રભુ !'

એ પળ ત્યાં ગંભીર શાંતિ છવાઈ ગઈ. પણ અત્યારે, તો પળેપળ જીવનને મરણ પાસે ઠેલી રહી હતી.

નાવિકોના રેબઝેબ થતા શરીરમાંથી પરસેવો માત્ર વાણી બોલતો હતો. એ બોલી શકે તેમ ન હતા. બોલવામાં પળ ગુમાવવી એમને પોસાય તેમ ન હતી.



માત્ર એમની આંખો એક બે વખત પરદેશી સાધુ તરફ ને વિદ્યાર્થીઓ તરફ ફરી.

એમાં એક દર્દભરી કથની હતી. 'ભાર ઓછો કરો! ભાર ઓછો કરો! નહિતર આપણે સૌ હમણાં પાણીને તળિયે જઈશું!'

પણ ભાર ઓછો કરવો શી રીતે? આ તરફ પવિત્ર વિદ્યા હતી. અને તે પણ આ એકલા વૃદ્ધ પરદેશી મુસાફરે વર્ષોની મહેનત પછી અને કોણ જાણે કેટલાં મૃત્યુને ભેટીને મેળવેલી!

વિદ્યાર્થીઓ એક બીજાની સામે અર્થવાહી દૃષ્ટિ કરી રહ્યા.

કોઇ કાંઇ બોલતું નથી. બોલી શકતું નથી. બોલી શકે તેમ નથી.

પણ એક પળ વધારે ને ડુંગર જેવડા એક મોજાએ નૌકાને અધર ઉપાડી લીધી!

નાવિકોના પણ શ્વાસ અધર થઈ ગયા. આ ડુંગરામાંથી એ પાર પડયા. પણ એની પાછળ જ આવી રહેલા પાણીપર્વતમાંથી પાર પડવાની તેમને આશા ન હોય તેમ એ ફાટી આંખે જોઈ રહ્યા: સાધુ તરફ, વિદ્યાર્થીઓ તરફ, પુસ્તકોમાં પાટલાં તરફ.

'ભાર! ભાર–ઓછો થાય– તો કદાચ–' એવી વણબોલી નિ:શ્વાસ વાણી એમના મોં ઉપર પથરાઇ ગઇ હતી.

એટલામાં કાંઇ પણ બોલ્યા વિના જ એક વિદ્યાર્થી ઉભો થયો. પળભર સૌના સામે જોઇ રહ્યો. બે હાથ જોડીને બધાને એ પ્રણમી રહ્યો. અને એનો હેતુ કોઇ અનુમાને તે પહેલાં જ એ પાણીમાં કૂદી પડયો!

ભાર ઓછો કરવાનો ખરો રસ્તો આ છે એમ જાણે એની પ્રવૃત્તિમાંથી પકડી લીધું હોય તેમ તરત બીજો વિદ્યાર્થી એની પાછળ પડયો!

હુએનસંગ ત્રીજાને વળગી પડયો. પણ એક પળ અને એ પ્રણામ કરીને બોલ્યો: 'ભદંત! ભારતવર્ષમાં તમે મેળવેલી વિદ્યા સાધનાનો પ્રકાશ, આંહીં જ પાછો સમાઈ જાય એ સહન કરવાની અમારી કોઈમાં નબળાઈ ન હો!

અને એ પણ પાણીમાં કૂદી પડયો!

નૌકાનો ભાર ઓછો થાવા માંડયો. નાવિકો તો દિઙ્મૂઢ બનીને જોઇ જ રહ્યા! હુએનસંગ જીવનસાધનાની આ મહાન સિદ્ધિ જોઇને આશ્ચર્યમાં અને શોકમાં લીન થઈ ગયો.

હજી પણ ભાર ઓછો કરવો હોય તેમ એક વધુ વિદ્યાર્થી જલમાં કૂદી પડયો!

ગમે તેમ હુએનસંગનાં પુસ્તકો ચીનમાં જવાં જોઈએ!

છેલ્લા જુવાનને વિદ્યાને આવી અમૂલ્ય સમર્પણાંજલિ આપતો જોઇને, હુએનસંગના નેત્રમાંથી અશ્રુની ધારા વહેવા માંડી!

[ ૨ ]

તે દિવસે મહારાજ અશોકનું દિલ ઉંડું ઉંડું ઉતરી ગયું. એના અંતરમાં જાણે દૂર-દૂરથી કોઈકનો અવાજ ઉગી રહ્યો હતો: 'નગરજનો હો! ભગવાન તથાગતને નામે....'

અને ભગવાન તથાગતની પ્રેમશીલસુરીની ભિક્ખુવાણીના જાણે એને ભણકારા સંભળાતા હતા.

કલિંગરાજ મૃગેન્દ્રના રાજકુમારે યુદ્ધમાં કોઇ પણ રીતે નમતું આપવાની ના પાડીને,





એવું તો હઠીલું અને દુરાગ્રહી યુદ્ધ કર્યું હતું કે રાજા અશોકનો સેનાપતિ છક્ક થઈ ગયો. હતો !

યુદ્ધમાં અંતે રાજકુમાર હાર્યો કેદમાં પકડાયો. એને અશોક પાસે લાવ્યા. મહારાજ અશોકે એના વીરત્વનાં વખાણ કર્યાં. રાજકુમાર ઉંચે કે નીચે જોયા વિના તેજસ્વી ગૌરવથી ત્યાં ઉભો જ રહ્યો.

યુદ્ધના જે ધર્મો એને પરંપરાથી વારસામાં મળ્યા હતા એમાં કોઈ ઠેકાણે વિનમ્રતાને સ્થાન ન હતું. નમનારો નષ્ટ થાય છે એવી ગૌરવકથાનો વારસો એના લોહીના કણેકણમાં ભર્યો હતો.

મહારાજ અશોકે કહ્યું, ' રાજકુમાર ! હું તમને છોડી મૂકું છું !'

' શું કરવા મહારાજ ? છોડવું એ તમારો ધર્મ નથી. છૂટવું એ મારો ધર્મ નથી !'

રાજકુમારની અક્કડ અણનમ વાણી સાંભળીને અશોક છક્ક થઈ ગયો. એણે અત્યાર સુધી વીરત્વ જોયું હતું. હવે તો એણે નર્યું વજ્જરનું જાણે ખડક જોયું. કલિંગ દેશના સૈનિકોના સેંકડો ને હજારોને હિસાબે જે શબો ચારે તરફ પડયાં હતાં એમના તરફ એક દૃષ્ટિ કરતાં રાજકુમારે ઉમેર્યું: ' મહારાજ! અમારે ત્યાં યુદ્ધ એ યુદ્ધ છે. આ વીરપુરૂષોનાં મૃત્યુ ઉપર હું મુક્તબંધન થાઉં એમાં નથી મારી શોભા, કે નથી તમારી ઉદારતા. યુદ્ધનું જે પરિણામ હોય–સર્વનાશ–એનો તમારાથી થાય તેવો ઉપયોગ કરી લ્યો. મારે મુક્ત થવું નથી !'

' રાજા અવધ્ય છે, એ ભારતીય સંસ્કૃતિની, મહારાજ અશોક, હજી તો પ્રણાલિકા જાળવે છે હો રાજકુમાર ! તમે એટલા માટે મુક્ત છો !'

' હું રાજા હોવાનો ઇન્કાર કરૂં છું, મહાઅમાત્યજી ! હું તો એક સૈનાની છું રાજા નથી !'

અશોક આ નિર્ભયતા જોઇને તો છક્કજ થઈ ગયો. તે ઉઠીને ઉભો થયો. સામે પગલે ચાલીને રાજકુમાર પાસે ગયો તેના ખભા ઉપર હાથ મૂકયો: ' મહારાજ કલિંગરાજ! મારે તમારી મૈત્રી જોઇએ છીએ !'

' વિજેતાઓને જે મૈત્રી આપે છે, મહારાજ! એ માણસ આપઘાત કરે છે. આપઘાત કરનારી એવી મૈત્રીનો અમારે ખપ નથી. અમે તો વીરમૃત્યુને ઈચ્છીએ, આપઘાતને નહિ !'

' પણ મહારાજ! હું તમને મુક્ત કરીને પાછું રાજ તમને જ સોંપવા માગું છું !'

' આ અસંખ્ય મુડદાંઓ પડયાં છે, અશોક રાજ! એમાંથી કોઇ ને કોઇનો તરૂણ, અત્યારે આસપાસના ભયંકર જંગલમાં ને ભીષણ ખડકોમાં, પોતાની સાધના માંડી બેઠો હશે, આજ તમારી દયાનો કે માયાનો કે કૃપાનો કે ગૌરવનો–કોઇનો સ્વીકાર કરીને, મારે એવા કોઈ ને કોઇ વિરલ એકાકી વીરનરની સાધનામાં ભંગ પાડવો નથી. એવો વીરદ્રોહ એ તો જીવનદ્રોહ કરતાં પણ વધારે ભયંકર છે !

સમય આવ્યે, - આ ભૂમિમાં, બીજાં માણસો આવશે. બીજાં યુદ્ધ આવશે. બીજા હારનારા નીકળશે. અમે કોઇને નમતા નથી. કોઈને નમાવતા નથી. અમારે દેશ જીતવો નથી. અમારો દેશ કોઇને જીતવા દેવો નથી.



અમે યુદ્ધ કરવા જતા નથી. યુદ્ધ કરવા આવે એને જીવતો જવા દેતા નથી. અમારો આ ધર્મ છે. અમે અણનમ એકાકી એકચક્રી અમારૂં સ્વશાસન ચલાવીએ છીએ. ફરીને પાછું એ જ ચાલવાનું છે!'

'પણ ક્યારે?'

'ક્યારે? મહારાજ! ત્યારે, અત્યારે જે શિશુ હશે એ મોટું થશે ત્યારે. યુદ્ધથી આ દેશને કોઈ જીતી જાય–એમ માનનારો, સસલાના શીંગડાના વહાણને આકાશગંગામાં ચલાવે છે! અમારે દયા માયા કાંઈ જ જોઈતું નથી.

'પણ ત્યારે તમારે રાજકુમાર! જોઈએ શું?'

'શું જોઈએ? અમારૂં છે તે અમે લેશું, એટલું જ!'

'પણ એ તો હું આપું છું!'

'આપેલું દાન બ્રાહ્મણો લે છે; સૈનિકો નહિ! અશોકરાજની જીભ બંધ થઇ ગઇ. કલિંગરાજ તો મૃત્યુ પામ્યો હતો, પણ આ એનો રાજકુમાર, એમાં જે તેજસ્વિતા હતી, એનાથી મહારાજ અશોક આકર્ષાયા હતા. પણ એ મૈત્રીનો સ્વીકાર કરવાની જ ના પાડતો હતો!



તે દિવસે મધરાતે સૈનિકો આશ્ચર્યથી આંખો ફાડીફાડીને જોઇ રહ્યા હતા. જે જોતા હોય તે માનતા ન હોય તેમ અંદર અંદર પૂછી રહ્યા હતા: 'અરે! આ શું? મહારાજ અત્યારે કારાગ્રહ તરફ સીધાવી રહ્યા છે! સાથે કોઇ સૈનિક નથી, કોઈ શસ્ત્ર નથી, પેલો રાજકુમાર એમના ઉપર તૂટી પડશે તો?'

પણ સૌ નમી નમીને રસ્તો આપી એક તરફ ચિંતાતુર નેણે ઉભા રહી જાય છે!

મહારાજ અશોક પોતે એકલા, કોઈને પણ સાથે લીધા વિના, કલિંગરાજના રાજકુમારને મળવા જઇ રહ્યા છે!

શું થયું હતું?

એમના હૃદયમાં એમણે વારંવાર સાંભળેલો બૌદ્ધ ભિક્ખુઓનો 'નગરજનો હો! ભગવાન તથાગતને નામે.... કોઈક તો જાગો....' એ સંભળાયું હતું. આજ જાણે એ પોતે જાગ્યા હોય તેમ ઊંડા વિચારમાં ઉતરી ગયા હતા. 'કલિંગ રાજકુમાર શી રીતે મારી મૈત્રિ કરે?' એ વિચારી રહ્યા. 'મેં શું પ્રેમ આપીને પ્રેમ માગ્યો હતો? મેં તો એને રાજનીતિના એક પગલાં તરીકે મિત્ર બનાવવા ચાહ્યો હતો. એ શી રીતે એનો પ્રેમ મને આપે? પ્રેમ વિના કાંઈ પ્રેમ મળે?'

અને એ પોતે જ ઉઠીને એને મળવા એની સાચી મૈત્રી સાધવા ચાલી નીકળ્યો.

સેનાપતિઓ ચિંતાતુર નયને એ દૃશ્ય જોવા પોતપોતાની પટ્ટકૂટિમાં ઉભા રહી ગયા છે!

'અરે! મહારાજ એકલા? અને પેલો રાજકુમાર? એ કેટલો દુરાગ્રહી અસાધ્ય દુશ્મન છે! આં વિશ્વાસ મુકવામાં હવે હદ થાય છે!'

–પણ મહારાજ અશોક તો એકલા કારાગ્રહમાં આવ્યા. રાજકુમારને જગાડીને બોલાવવામાં આવ્યો. મંદ બળતી દીપિકાઓના આછા હલી રહેલા પડછાયાઓની સામે એની દૃષ્ટિ છે.

'કલિંગરાજ! હું તમને રાજ આપતો





નથી' અશોકે કહ્યું. 'કોઇ રાજ ઉપર યુદ્ધ લઈ જવું એ નીતિ જ નથી એ વાત હું સ્વીકારું છું. મેં આ યુદ્ધ ખોટું કર્યું છે. મહારાજ! હવે તમે તમારૂં રાજ પાછું લેશો ?'

કલિંગરાજનું મસ્તક ગૌરવમાં સહજ ઉન્નત થયું: 'મહારાજ! આ. તમારી રાજનીતિ છે?'

'ના ના, કલિંગરાજ! રાજનીતિ નહિ ધર્મનીતિ! હું તમને મૈત્રીથી મેળવી લેવા ઇચ્છતો નથી. હું તમારી મૈત્રીનો ભૂખ્યો છું. મને લાગ્યું છે કે ખરૂં રાજ જ એમ થાય –મૈત્રીથી!'

કલિંગરાજ સાંભળી રહ્યો. શબ્દો એટલા સ્પષ્ટ હતા કે એની શંકા આવી આવી ને તરત ઉડી ગઈ, 'મહારાજ! તો એમાં આપણા સૌનો વિજય રહ્યો છે!'

'મારી તમારી પાસે એક જ યાચના છે, કલિંગરાજ!'

'શી ?'

'કોઈ રાજા કોઈ રાજા ઉપર યુદ્ધ કરે– એના કરતાં પણ આકરાં જુદ્ધ તો નિતનિત– ઘરઆંગણે, માણસ માણસની વચ્ચે થઈ રહ્યાં છે. મહારાજ! ભગવાન તથાગતનાં સેંકડો વચનામૃતો હું કોતરાવું, એમાં થોડાક પથ્થરા આંહીં તમારે ત્યાં તમારા રાજમાં હું મૂકી શકું ?'

કલિંગરાજે બે હાથ જોડયા: 'મહારાજ અશોકના ધર્મચક્રપ્રવર્તનનો વિજય હો!'

'વિજય હો ભગવાન તથાગતનો!' અશોકે કલિંગરાજને ભેટતાં કહ્યું.



એ વખતે ભગવાન રાજગૃહમાં ગૃધ્રકૂટમાં ભગવાન તથાગત પર્વત ઉપર વિહાર કરી રહ્યા હતા.

હમેશાં અસંખ્ય માણસો પોતપોતાની વાત કહેવા ત્યાં આવતાં. કોઈનાં દુઃખ શમી જતાં. કોઇની શંકા શમી જતી. કોઈની જીવન વિષેની મોહમાયા સરી જતી.

પણ આજે એક આશ્ચર્ય થયું છે.

સંઘમાંથી એક સાધુ ભગવાનની પાસે આવ્યો. માલુંકયપુત્ત એનું નામ. હૃદય ઉગ્ર અસંતોષથી ભરેલું હતું. એને ભગવાનના ઉપદેશ પ્રત્યે તીવ્ર રોષ થયો હતો.

તે રોષમાં ને રોષમાં ભગવાન બુદ્ધની પાસે આવ્યોઃ પ્રણામ કરીને તરત બોલ્યો: 'ભન્તે! મારું તો કોઈ દિવસ સમાધાન જ થતું નથી!

'તારી શું શંકા છે માલુકયપુત્ત!' ભગવાને શાંતિથી પૂછ્યું.

'મૃત્યુ પછી સદ્ગુણીને બદલો મળે છે કે નહિ ?'

'બરાબર.'

'બીજી કઇ શંકા છે?

'મૃત્યુ પછી જીવન છે કે નહિ ?'

'બરાબર, પછી?'

'પણ આ મહત્ત્વના પ્રશ્નને તો તમે કોઈ દિવસ તમારા ઉપદેશમાં છેડતા નથી એનું શું ?'

'જો માલુંકયપુત્ત! તેં સંઘમાં પ્રવેશ કર્યો ત્યારે તારી તમામ શંકાનું સમાધાન કરવાનું કે તારી આવી શંકા હોવાનું તેં મને કહ્યું ન હતું. જે રસ્તો આપણો છે, એ આપણે જ રસ્તે આપણે પ્રયાણ કરવું, એટલો જ



સંઘનો અને તારો અરસપરસ નૈતિક વચન-બંધ છે. ખરૂં ?'

'હા, ભન્તે !'

'તો પછી જે રસ્તો મેં દર્શાવ્યો છે એને તું અરધે પંથેથી છોડી દે એ બરાબર નથી. આપણો પંથ સ્વર્ગ વિષે વિચાર કરવામાં એટલું મહત્ત્વ જોતો નથી, જેટલું સદ્દગુણ વિષે વિચાર કરવામાં જુએ છે. સદ્દગુણ વડે જ તમામ પદાર્થો છે. બુદ્ધિની શક્તિનો જે લોકો, કોઈ પણ વસ્તુનો તાગ મેળવવામાં ઉપયોગ કરે છે, તેના કરતાં એનો તાત્કાલિક કોઈ સદ્દવર્તનમાં ઉપયોગ કરે છે એ મારે મન માલુંક્યપુત્ત ! વધારે શીલવાન છે. તમામે તમામ અપત્તિનું મૂળ માણસના અજ્ઞાનમાં છે ! અત્યંત બુદ્ધિ-શાળીનું અત્યંત મોટું અજ્ઞાન પણ હોઈ શકે જે એકાદ નાનકડું પણ સત્યકાર્ય શરૂ કરે છે—એને જ આનંદ મળે છે. માલુંક્યપુત્ત ! તું પણ શંકા-કુશંકાઓ છોડીને કામ કરી દે. તારો પંથપ્રદીપ તું પોતે જ બને, એ તથાગતના તમામ બોધનું રહસ્ય છે !'



## રાષ્ટ્ર—પિતાને

આઝાદીકા ડંકા આલમમેં બજવાયા બાપુ ગાંધીને,
સ્વાધિન બનો સ્વાધિન બનો શિખલાયા બાપુ ગાંધીને.
વહ જન્મસે કાઠી–બનિયા થા, પર કર્મસે સચ્ચા હિન્દી થા,
હિન્દી હોકર ગૌરવ લેના, બતલાયા બાપુ ગાંધીને—આઝાદીકા ડંકા
દુબલી થી કાયા ઉસકી છોટી થી આંખે ભી ઉસકી,
સોયે હુયે હિન્દ–નિવાસિયોંકો જગવાયા બાપુ ગાંધીને—આઝાદીકા ડંકા
વહ કરમચંદકા પ્યારા થા, ભારતકા ભાગ્ય–વિધાતા થા,
સત્યાગ્રહ શસ્ત્રસે લડનેકા શિખલાયા બાપુ ગાંધીને—આઝાદીકા ડંકા
અહિંસાકા મંત્ર દિયા ઉસને, સત્યકા સૂત્ર દિયા ઉસને
ઔર ક્રાંતિકા ઝુંડા લેકર લલકારા બાપુ ગાંધીને—આઝાદીકા ડંકા
માનવતાકી મુરલી સુણાઇ સદા, ઔર પ્રેમકી બંસી બજાઈ સદા,
'હિંદુ ઓર મુસ્લિમ એક બનો' શિખલાયા બાપુ ગાંધીને—આઝાદીકા ડંકા
ભારતકા એક સહારા થા વિશ્વ—શાંતિકા સંસ્થાપક થા.
નિજ દેશ હેતુ પર મરનેકા શિખલાયા બાપુ ગાંધીને.
આઝાદીકા ડંકા આલમમેં બજવાયા બાપુ ગાંધીને !
સ્વાધિન બનો, આબાદ બનો શિખલાયા । બાપુ ગાંધીને !

નટવર મોદી

અ-યાત્રી

'આવ બેટા, આવ. દીકરી, આંહીં આવ —જો આંહીં મારી પાસે !'

જ્યાં સ્ત્રી કે પુરુષ સૌને ઊંડું આશ્વાસન મળવાની આશા રહે છે, તે માતાના ખભા પર માથું ઢાળીને કનકલતા છાનું રોઇ પડી. બહાર ઊભેલો ટપાવાળો પણ આ દૃશ્ય જોઇને ઘડીભર પૈસા માગવાનું ભૂલી પોતાની જ વિધવા દીકરીના વિચારમાં પડ્યો હોય તેમ ચિત્રવત ઊભો રહ્યોઃ અને પછી સ્વપ્નમાંથી જાગતો હોય તેમ બોલ્યોઃ 'બેન ! પૈસા આપજો !'

'હા,' માએ જવાબ વાળ્યોઃ 'એ આપું. કેટલા ?'

'છ આના, મહેરબાન.'

ટપાવાળાને પૈસા આપી મા પાછી દીકરી તરફ ફરીઃ 'બેટા, તું આવી નાં? બહુ સારું થયું લે. આપણે મા-દીકરી એકબીજાના આધારે દન કાપી નાખીશું. પછી બોલ્યા કાંઇ પ્રસાદભાઈ ?'

પ્રસાદભાઈ કનકલતાના જેઠ હતા. વૈધવ્યનું આકરું એક વર્ષ સાસરે પસાર કરી, વિધવા થયા પછી, પહેલી જ વખત કનકલતા મા પાસે આવી રહી હતી. પ્રસાદભાઇએ તે પહેલાં કહેવરાવ્યું હતું કે અમને પણ આબરૂ વહાલી છે ને કનકલતા હવે આંહીં જ રહેશે. પણ પ્રસાદભાઈનાં વહુ સમજતાં હતાં કે એવો નતનતનો જુવાની વેગ ઘર આંગણેથી જાય એમાં જ ઘરની આબરૂ છે. એટલે કનકલતા, જ્યાં બાળપણમાં રમી હતી, તે આંગણામાં ફરી આવી પહોંચી. કાંઈ છોકરું થયું ન હતું, કે બીજા કોઇની સંભાળ લેવાપણું હતું નહિ, એટલે કેવળ જેઠ-જેઠાણીને આશ્રયે રહેવામાં કાંઈ ખાસ અર્થ પણ ન હતો. જેઠાણીને બે ચાર છોકરાં હોત તો કદાચ વળી એનું મૂલ્ય થઈ શકત. પરંતુ એ પણ એકલી જ હતી. એટલે કનકલતા જાય તેમાં એ પણ ખુશી હતી. કનકલતા માતાને આશ્રયે આજે આવી પહોંચી.

દીકરીનું હૈયું શાંત થયા પછી તેણે ચારે તરફ નજર ફેરવી. એ ની એ નાનકડી, સ્વચ્છ, ભાગ્યે જ બે ખાટલા ઢળે તેવી ઓરડી હતી. ખૂણામાં ચૂલો હતો. માંડ ઉપર પોતે જોયાં હતાં એ જ વાસણ હતાં. એક માત્ર ચીનાઈ માટીની બરણી નવી હતી.

'મા ! આ લીધી ?'

'હા, અથાણું ભરવામાં કામ આવે. વેલુમોડું થાય તો રોટલો ને અથાણું—દી આખો નીકળી જાય.'

પોતે આંહીં હતી ત્યારે મા, છેક સ્ટેશન પાસે આવેલી, લગભગ સાડાત્રણ ચાર માઇલ દૂર ધર્મશાળામાં કામે જતી. વહેલી સવારે ઉપડતી–ને મોડી સાંજે પાછી ફરતી. પણ એણે એના ગરીબ જીવનને ગમે તેમ વેઠીને દીકરીને છ સાત ચોપડી ભણાવી હતી. કનકલતાને એ જીવન સાંભરતું હતું.

'હજી પણ ત્યાં જ જાઓ છો, માડી ?'

'હા, બેટા. નવું નિહાળવાનું નહિ—ને જૂનું લોપવું નહિ.'

ગરીબ ઘરની ઘરવખરી લગભગ સઘળી એણે જોઈ હતી એટલી જ હતી. એનું એ જૂનું પાણિયારું હતું ને નીચે ધોળીધૂળના સાત આઠ પીંડા પડ્યા હતા. ડામચિયા પર જે ચાર છ ગોદડાં રહેતાં, ને તેના પર, જૂના સાડલામાંથી કાઢેલ થીગડાંનો જે ગોદડાં ઢાંકવા માટેનો ચંદરવો રહેતો તેનો તે ત્યાં હતો. કનકલતા ઊઠી, ને ચંદરવો ઊંચો કરી નીચેનાં ગોદડાં જોવા લાગી.

'એમાં કાંઇ નવું નથી, માડી ! રૂપિયા તો ચટણીની જેમ ચાલ્યા જાય છે !'

મા કામે જતી, ત્યાં સવારથી સાંજ સુધી કામ કરે ત્યારે ખાવા જોગું માંડ લાવતી. બપોરે ત્યાં ધર્મશાળાની વીશીમાં જમવા મળતું. સાંજે ઘેર આવીને રોટલો ટીપી લેતી.

'બે'ક મહિના કર્યું', દીકરી, કીધુ બપોરે પેટ ભરીને નિરાંતે જમીએ તો પછી સાંજે ખાવું મટ્યું', પણ પીટ્યું વધુ ખાવા જઇએ તો પેટ ભારે થઈ



જાય, કામ થાય નહિ, ને આળસ બહુ ચડે, ને તાવ જેવું થઇ જાય. પછી બહુ કહ્યું તે વળી ચારના સાડા ચાર કરી દીધા.'

કનકલતા ફરી માના ખભા પર માથું મૂકી રડી પડી. મા પણ ગરીબ હતી. મહેનત કરીને રોટલો કાઢી લેતી. એણે પણ વરસોનાં વરસ છતે ધણીએ વૈધવ્ય ગાળ્યું હતું. પોતે પાંચ વર્ષની હતી ત્યારે પિતાનું મોં જોયું હતું. ત્યાર પછી તે ક્યાં ગયા—ક્યાં છે—શું કરે છે કાંઇ ખબર ન હતી. એની બાલપણની સ્મૃતિમાં માત્ર એક ઝાંખું ચિત્ર પડી રહ્યું હતું. એક મોડી સાંજે થાક્યાપાક્યા તેના પિતા સુવદન આવ્યા. માએ તીખાશથી ઠપકો આપ્યો: 'ઘરમાં કાંઈ લાવતા નથી, અલેલટપુની પેઠે રખડ્યા કરો છો, ને પાછા મોડા આવો છો, તે શરમ નથી આવતી?'

સુવદન વ્યસની ને જુગારી હતો. જુગારી હતો એટલે જે જન્મસિદ્ધ જુગારીઓ છે તેમના જેવી હોશિયારી તો તેનામાં ન હતી, પણ મને રમતાં આવડે છે એવું ખોટું અભિમાન તેનામાં હતું. તેને ખરી રીતે જુગાર પણ આવડતો ન હતો. એટલે ઘણું-ખરું હારતો. એમ ને એમ એણે થોડી ઘરવખરી વેચી ખાધી ને હવે કેવળ નિરૂદ્યમી રહી પત્નીના ઉદ્યમમાંથી પોતાનું ચલાવતો.

આ ઠપકાના વેણ પછી પિતા કાંઇ ન બોલ્યા. પછીની વાતમાં તો કનકલતાને એટલું યાદ હતું કે તે સવારે ઊઠી ત્યારે મા હૈયાફાટ રડતી હતી, અને ખાલી ખાટલા પાસે બેસીને: 'બિચારી ગભરૂ છોકરીનો શું વાંક? એને આ શું સૂજ્યું?' એમ કરતી હતી. ગઇ રાતનો તીખાશભર્યો ઠપકો સાંભળીને સુવદન સૌને પડતાં મૂકી ચાલી નીકળ્યો હતો. માણસથી કાંઇ કામ થતું નથી, ત્યારે એ માને છે કે સંન્યસ્તનું કામ સૌથી સહેલું છે. એના બેદરકાર નિરૂદ્યમી જીવને કેંકને એમાં મજા જોતા કર્યા છે. સુવદન પણ સંન્યાસી થવા ઊપડી ગયો. પછી એનું શું થયું, એનો આજ દિવસ સુધી પત્તો ન લાગ્યો.

મા-દીકરી ધીમે ધીમે એને ભૂલી ગયાં.

[ ૨ ]

મા-દીકરી પોતાનો શાંત સંસાર ચલાવી રહ્યાં હતાં. મા સવારમાં વહેલી ઊઠી બે રોટલા ટીપી નાંખતી ને પછી પોતાને કામે ચાલી જતી. કનકલતા તે પછી ઘરનું કામકાજ સંભાળી લેતી. બન્ને ગરીબ અને કોઇ પણ જાતના આશ્રય વિનાનાં, કેવળ કામ કરીને રોટલો રળનારાં બની રહ્યાં હતાં.

મા જે ધર્મશાળામાં કામ કરતી, તે ધર્મશાળા ખરી રીતે ધર્મશાળા ન હતી પણ ઇજારા ધર્મશાળા હતી એટલે એ ધર્મશાળા ઇજારે દેવાતી. સ્ટેશનથી ગામ ત્રણ ચાર માઇલ દૂર હતું તેમ જ બીજા પણ પાંચ સાત સારા ગામનું આ એક જ સ્ટેશન હતું, એટલે ધર્મશાળામાં બપોરા ગાળવાવાળા, રાત ગાળવાવાળા, વળી એકાદ દિવસ કાઢવાવાળા એવાં થડિયાંનો ભરાવો રહેતો. એને અંગે એક વીશી પણ ચાલતી.

કનકલતાની મા ત્યાં રાંધવાનું વાસણનું એવું કામ કરતી. હાથની ચોખ્ખી હતી ને જીભની મીઠી હતી એટલે ઘણાં માણસો આ ધર્મશાળાનો લાભ લેવાનો નિશ્ચય કરીને જ નિરાંતે મુસાફરી કરતા. ટંક બપોર ટ્રેઇન ચૂકી જવાય તો પણ રાતનો આશ્રય સ્ટેશન પર જ મળશે એ આધારે, ઘણી વખત બહુ વહેલા આવનારા પણ બહુ મોડા આવતા. આવી રીતે ગામડાં ન કહેવાય પણ કસ્બા જેવાં ગણાય એવાં પાંચતસાત ગામડાં વચ્ચે આ એક જ વીશી ધર્મ-શાળા સ્ટેશન નજીક હોવાથી, કેઇ કોઇ વખત ઘણાને નિરાશ થવું પડતું.

આ વસ્તુસ્થિતિનો લાભ લઇને સરિયામ રસ્તા પર પણ જે બાજુ મોટાં ગામડાંનો વધારે અવર-જવર હતો તે દિશામાં, સ્ટેશનથી એકાદ માઇલ દૂર ને ફેરવાળે રસ્તે જવું પડે તેથી જૂની ધર્મશાળાથી ત્રણ સાડાત્રણ માઇલ દૂર, એક નવી ધર્મશાળા નીકળી. એ ઇજારા ધર્મશાળા ન બનતાં માલિકી ધર્મશાળા રહી. એટલે એ ધર્મશાળા કહેવાતી, સૌને ઉતરવાની છૂટ રહેતી, પણ તેનો માલિક તેમાંથી





કમાણી કરી શકે એવી જોગવાઇ હતી. તેણે પણ ધર્મશાળામાં વીશી કાઢી ને તે ચલાવવા માટે કનકલતાને રાખી. એ જરા દૂર હતી, એટલે કોઈ કોઇ વખત કનકલતા ત્યાં રાત પણ રહી જતી.

આ પ્રમાણે મા જૂની ધર્મશાળામાં વાસણ માંજતી ને કયારેક મા'રાજને રાંધવામાં મદદ કરતી. નવી ધર્મશાળામાં કનકલતા જ રાંધતી ને વાસણ માંજવાવાળી બીજી કોઈ હતી. નવી ધર્મશાળાવાળો પરદેશી હોવાથી ને તેનું મકાન કામચલાઉ છાપરાં ઊભાં કરીને કરેલું હોવાથી એનું આકર્ષણ ઓછું રહેતું. એ આકર્ષણ વધારવાના બ્યાપારી લોભથી પણ તેણે જુવાન કનકલતાને વધારે પગારની લાલચ આપીને બોલવી હતી. અને મા–દીકરીએ વિચાર કર્યો કે પાડે પાડા ભલે લડે. આપણે એ તકનો લાભ, લઇ બે પૈસા ભેગા કરીશું તો સારા અવસરે ખપ લાગશે.

[ ૩ ]

નવી ધર્મશાળામાં પણ હવે માણસોની ઠઠ જામતી કનકલતાના મોં ઉપર જે સ્મિત ફરકયા કરતું તે અજબ હતું. એની જીભની મીઠાશ—હસવાની રીત —વાતચીત કરવાની કુનેહ—સઘળા માણસને આકર્ષવાની શક્તિ ધરાવતી. એની જુવાની પણ બરાબર મધ્યપ્રવાહમાં હતી; પોતે દિલની ચોખ્ખી, હાથની સાફ, રૂપાળી, આકર્ષક, સ્વચ્છ, બે રોટલી જમનારને પાચ રોટલી ખવરાવે એવી માયાળુ ને હસમુખી હતી. ધર્મશાળાનો માલિક એનાથી પોતાનો અભ્યુદય છે, એ સમજતો ને સાવચેતી પૂરતું ધ્યાન રાખી પોતે એના વિશ્વાસ પર બ્યવહાર ચલાવતો.

[ ૪ ]

એક દિવસ એક જુવાન માણસ ત્યાં રાત રહેવા આવ્યો. તેનો ચહેરો અત્યંત આકર્ષક ને તેજસ્વી હતો. રીતભાત મોહક ને લલચાવનારી હતી. તે કોઇ મોટા પોલીસ ઓફિસર હોય તેમ લાગતું હતું. તેની તહેનાતમાં એક બે માણસ હાજર રહેતાં. તેણે ધર્મશાળાના માલિકને બોલાવ્યો.

'આ વીશી તમે ચલાવો છો ?'

કોઇ પોલીસ ઓફિસર છે ને મફતનો હેરાન કરશે એમ ધારીને માલિકે જવાબ વાળ્યો: 'જી, હું ચલાવું છું. ને બાઇ રાંધે છે.'

'સારું, આંહીં બે દિવસ થોભવા માગું છું. દરમ્યાન મને એક જુદી રૂમ આપો—ને મારે ખાસ તીખું નહિ એવું શાક બનાવરાવજો.'

'જી આપ કહેશો તેમ—'

કનકલતા પરસાળમાં આવી ઉભી હતી; 'જી, આજે આપને રસોઇ મળે તેમાં જે ફેરફાર કરવાના હોય તે કહી દેજો. આપની ધારી વાનીઓ મળશે.'

પોલીસ અફસર જોઇ રહ્યો. કનકલતા પણ જરાક જોઇ, પછી નીચું જોઇ ગઇ. એને આ માણસ મોહક રીતે આકર્ષક લાગતો.

બીજો આખો દિવસ પેલો માણસ બહાર જવાનું છોડી પોતાની ઓરડીમાં જ રહ્યો હતો. સવારે નવ વાગે કનકલતા પોતે ચા લઇને ગઇ, ત્યારે એણે જરાક એની સામે જોયું. કનકલતા પણ સામે જોઇ રહી. તરત ભાનમાં આવી હોય તેમ તે ત્યાંથી ખસી જવા લાગી.

'તમારી રસોઈ તો બાઇ ! અદ્‌ભુત છે. આ થાનકમાં કેટલું થયાં છો ?'

કનકલતા બોલી નહિ, પણ કાંઇક ઊંચી નજરે તેની સામે જોઇ લીધું. તે વખતે તો જુવાન મુસાફર પણ વધારે બોલ્યો નહિ. ધર્મશાળાના માલિકને જરા શંકા ગઈ—પણ તેણે સબ સમઝી સંભાલિયે એ નીતિને લીધે મૌન રાખ્યું.

જુવાન મુસાફર પાસે પૈસાની છૂટ લાગી. તેણે પોતાની ઓરડી એક દિવસને માટે ઠીક ઠીક શણગારી દીધી.

ચાર વાગે કનકલતા ફરી ચા દેવા ન આવી, પણ તેણે કામવાળી બાઇને મોકલી.

મુસાફર કાંઇ બોલ્યો નહિ. પણ રાત્રે તેણે થાળી મંગાવી ત્યારે કામવાળી સાથે કહેવરાવ્યું: 'તારી

બાઈને કહેજે, જતાં પહેલાં જરા મળી જાય. કાલને માટે મારે કહેવાનું છે.'

કનકલતા આવી. તે બહાર ઊભી રહી.

'કેમ ત્યાં ઊભાં, બાઈ, અંદર આવોને. મારે તમને એક કામ આપવાનું છે!'

'શું? બોલોને હું સાંભળું છું!'

'ત્યારે જુઓને, કાલે મારા બે ત્રણ મિત્રો આવવાના છે. એટલે સવારે સાડા નવે ચા સાથે કાંઈક નાસ્તો મોકલાવજો.'

'સારું' કનકલતાએ ટૂંકો જવાબ વાળ્યો. એને ખબર હતી કે મુસાફરને એની સાથે માત્ર વાતો કરવી છે.

એક દિવસ રહેનાર મુસાફરે ધીમે ધીમે બે દિવસ કરી નાખ્યા.

બીજે દિવસે સાંજે કનક જવાની તૈયારી કરી રહી હતી ત્યાં પેલો મુસાફર દોડતો આવ્યો. 'હું તમને એક ચીજ બતાવું!'

કનકે સ્મિત કર્યું: 'શી છે, આંહીંથી બતાવો!'

'ના એ તો તમે ત્યાં આવો તો બતાવું!'

કનકલતા ત્યાં ગઈ: 'આ જોયું? આ અમારા નવા મહેમાન છે, એને પણ તમારે રાખવાં પડશે!'

એક નાની સરખી ખુલ્લી બેગમાં કેટલાંક મૂલ્યવાન વસ્ત્રો હતાં.

કનકલતા શરમભરેલું સ્મિત કરીને ત્યાંથી ખસી ગઈ. પણ શરમથી દબાયલા સ્મિતને લીધે એનો ચહેરો આકર્ષક બન્યો હતો.

'આજ તમે જવાના નથી કાં?'

'ના. આજે ઘણાં માણસો છે.'

'ક્યાં—ક્યાં.'

'એનું તમારે શું કામ છે?'

'પણ મને લાગે છે, આ પાસેનો ખંડ તમે વાપરો છો કાં?'

કનકલતા બોલ્યા વિના ખસી ગઈ.

તે રાતે કનકલતા જાગી ત્યારે અત્તરસુવાસથી મહેકતા ધીમા મંદ અવાજે મુસાફર એને કહી રહ્યો હતો: 'અરે બાઈ, તમે પણ નાહક દુઃખ વેઠો છો?' અને કનકલતાનો કાંઈક જવાબ મળે એ પહેલાં તેણે એના અર્ધ ઉઘડેલા-અર્ધ મીંચેલા નેન પર મીઠું ચુંબન લઈ લીધું હતું.

[૫]

બીજે દિવસે સવારમાં કનકલતા ઊઠી ત્યારે તેને ખબર પડી કે જુવાન મુસાફર તો રાતના જ પૈસાનો હિસાબ ચોખ્ખો કરી ચાલ્યો ગયો છે. તેને જરાક આશ્ચર્ય લાગ્યું. પણ તેના દિલમાં એની મોહક છબી તો સ્થિર થઈ હતી. એ એવી અવસ્થામાં હતી કે જે વખતે હરકોઈ આકર્ષક ચહેરા માટેની એની તૃષા નિયમિત કરવા એની પાસે કોઈ જાતનો આશ્રય ન હતો. એનો ધણી, ખરી રીતે, એના પોતાના બાપ કરતાં વધારે સારો ન હતો. કેવળ લૌકિક વ્યવહારે એણે એને નભાવી લીધો હતો. એના જેઠ પ્રસાદે એકાદ બે વખત એને માપી હતી, પણ તેમાં એ શરમની મારી વિજયવંત નીવડી હતી. પણ ત્યાર પછીનું એનું આ સ્થળ વિષેનું નિત્યનું રહેઠાણ એને વધારે છૂટ લેતાં, ને પુરુષના આકર્ષણને સમજાવનારું બની શક્યું હતું. એને ખબર હતી કે એનું સ્મિત અજેય છે. પેલા જુવાન મુસાફરના ગયા પછી એ ઘણો વખત સુધી વિચાર કરતી બેસી રહી: 'એ કેમ ભાગી ગયો? કોણ હશે?'

એટલામાં ધર્મશાળાનો માલિક આવ્યો: 'લ્યો, આ પેલો, સવારે વહેલો ચાલ્યો ગયો તેણે આપ્યા છે.'

પાંચ રૂપિયા માલિકે ધર્યા.

કનકે તે લઈ લીધા.

'તે ક્યાં ગયો?'

'શી ખબર? આંહીંનો જ લાગે છે. ઘણું કરીને થોડી વાર રહીને જવાનો હતો તેને બદલે બે દિવસ રોકાઈ ગયો.'

'અજબ જેવો માણુસ !'

'હાથનો છુટો છે. દિલાવર લાગે છે.'

તે દિવસે કાંઈક વહેલાં મા-દીકરી બન્ને ધીમે ધીમે ઘેર જવા નીકળ્યાં હતાં.

દીકરીને માનો આધાર હતો, અને પોતે કરેલું પાપ અત્યારે એને આઘાત આપી રહ્યું હતું.

'મા ! આ નોકરી હવે બહુ આકરી લાગે છે.' મા સમજી ગઈ હતી. એને પણ જુવાન દીકરી આમ રઝળે એ ઠીક લાગ્યું ન હતું. પણ કેવળ શિષ્ટાચારની ખાતર પોતાનાથી બને તેટલી જાળવણી રાખી તે એને નભાવી રહી હતી.

'મા ! મારે તને એક પૂછવું છે !'

'શું બેટા ?'

'તું આજે વરસો થયાં એકાંત જીવન ગાળે છે, ક્યારેક એમ થતું નથી મા ! કોઇક વાતો કરનાર મળે તો બે ઘડી મન હાલવીએ !'

'થાય દીકરી ! પણ શું કરીએ ? મન તો હજાર ઘોડા ઘડે, પણ કરવું શું ? અને આપણી બૈરાની જાત બેટા ! ક્યાંય આડો અવળો પગ પડી જાય તો મરદને શું ? પણ આપણે—તો ઝેર ખાવાનો જ સમો આવે ! મેં જાળવી છે જુવાની—એક મારો ભગવાન જાણે છે !'

કનકલતાનું મોં પડી ગયું. એના મનમાં ધ્રાસ્કો પડ્યો. અંધારું ન હોત તો તો એ માની સામે જોઇને જ રહી પડત !

[ ૬ ]

થોડો વખત ગયો ને મા-દીકરી બન્નેની ચિંતાનો પાર ન હતો. એટલામાં ભગવાનનું મોકલ્યું હોય એવું પ્રસાદભાઈનું પતું આવ્યું. એની વહુને સુવાવડ આવે એમ હતી, ને ઘરનું માણુસ કોઇ હોય તો સારું, એમ કરીને એણે કનકલતાને તેડાવી હતી. પોતાના ઠીક સુખી કહેવાય એવા જીવનમાંથી કોઇ દિવસ એમણે નહિતર તો આ નિરાધાર અબળાઓને આશ્રય આપવાનો વિચાર કર્યો ન હતો. એક ઉપાધિ જાય છે કરીને માએ દીકરીને ઝટ ઝટ મોકલી દીધી. પણ પોતે પોતાની આબરૂ કેમ જાળવવી—એ દીકરીએ પૂછ્યું નહિ, માએ સંભાળ્યું નહિ, ને ગાડીએ એને મૂકીને પાછી વળતી વખતે મા, એક વડલા નીચે બેસીને ખૂબ રોઈ: તો કનકલતાની આંખમાંથી ચાલ્યાં જતાં છાનાં આંસુ ગાડીના મુસાફરોને માટે એક કોયડારૂપ થઈ પડ્યાં !

કનકલતા પહોંચી. પ્રસાદભાઇનાં વહુને જરૂર હતી એટલે એણે પણ એને સત્કારી.

પણ સમય સમયનું કામ કરતો રહ્યો ! અને થોડા વખતમાં પ્રસાદભાઇનાં વહુને શંકા પડી કે આ તો આપણે ઘર આંગણે જ ચોર વાવ્યો છે ! પ્રસાદભાઇ પણ ચિંતામાં પડ્યા.

એક વખત એક કાગળ આવ્યો. પ્રસાદભાઇના અંતરમાં પ્રકાશ થયો હોય તેમ તે જરાક આનંદી દેખાયા. એમણે પોસ્ટકાર્ડ સાથે, માણેક બેઠી સીવતી હતી ત્યાં આવીને કહ્યું: 'એક કામ થઇ ગયું છે !'

'શું ?'

'નાગરદાસ એક વખત અહીં આવ્યા હતા—યાદ છે ?'

'પેલા પોલીસના જમાદાર હતા એ—!'

'જમાદાર હતા ત્યારે, અત્યારે તો મોટા ઇન્સ્પેક્ટર છે.'

'એનું શું છે ?'

'કાલે એ આવવાના છે. આપણે ત્યાં.' પછી એમણે ધીમેથી ઉમેર્યું : 'આવે ને !'

માણેક ઊઠીને પાસેના ખંડમાં ગઇ. કનકલતા સાંભળી રહી. પોતાની જ વાત હતી.

'આ રાંડને કેમ ઠેકાણે પાડવી એ—નાગરદાસ બતાવશે !'

'પણ આપણે એને રવાના જ કરી દો ને. આપણું થાતું હશે તે થાશે. અને ઇ શું—વઢેલ, આપણે કામ કરવાની હતી ?'



'તું જો તો ખરી—આ નાગરદાસને તો આ રમત છે!'

બીજે દિવસે નાગરદાસ આવ્યા. પાટલા ઢાળ્યા. જમવા આવ્યા. અને નાગરદાસની દૃષ્ટિ કનકલતા ઉપર પડતાં જ એ ગભરાઇ ઊઠયા હોય તેમ લાગ્યું. એણે તરત એ દૃષ્ટિ વાળી લીધી પણ કનકલતા એના તરફ જોઇ રહી હતી.

કનકલતાને એમ હતું કે જમ્યા પછી નાગરદાસને હું પાન આપવાને બહાને જરાક મળી લઇશ. જમ્યા પછી દીવાનખાનામાં એ ગયો—ને કનકલતાએ તરત એનો પીછો પકડયો. પણ એટલામાં જ પ્રસાદ આવી જતાં એ પાનની તાસક મૂકીને નીકળી ગઇ!

નાગરદાસ બેઠા ન બેઠા—અને પ્રસાદભાઇએ કહ્યું: 'મારે તમને એક વાત પૂછવી છે'

'શું?'

'આ તમે હમણાં ગઈ—જોઇ નાં—એ જાણે અમારા ભાઇની વહુ...'

'હાં, હાં,' નાગરદાસ ઊભા થઇને કોટ પહેરવા લાગ્યા. 'મારે પાછું સાડાબારે મળવાનું છે—હા પણ તમે બોલોને...'

'આ એની વાત છે!

'શું?'

પ્રસાદભાઇ બોલતાં અચકાયા. પછી ધીમેથી એણે કહ્યું: 'એનો પગ જરાક ખાડામાં પડી ગયો છે. જુવાન રહી. અમારા ભાઈ અચાનક ગયા...'

'હાં હાં, તો તો...તો...' નાગરદાસે ઝપાટબંધ કપડાં પહેરી લીધા 'એમ કરોને જાત્રા—આપણે હિંદુ લોકને જાત્રા....

એક ક્ષણમાં તો નાગરદાસ બહાર નીકળી ગયા. એના આ ઘરમાં કનકને દીઠાનો ગભરાટ કાંઇક ઓછો થયો. તે પોતાની વળવાળી લાકડી ફેરવતાં ઝપાટાબંધ જઈ રહ્યા હતા, ત્યાં રસ્તાનો વળાંક વળતાં જ એણે કનકને પાણીનું બેડું લઈને આવતી દીઠી. હવે પાછા ફરાય તેમ ન હતું. તે ઉતાવળે એક બાજુ તરીને ચાલ્યા જવાનું કરતા હતા, પણ બેડું માથે તે કનક એમને રોકીને ઊભી.

'તમારું નામ તો મળ્યું. પણ તમને સાંભરે છે—તમે મને મળ્યા'તા ધ!'

'અરે બાઈ! બાઇ... અત્યારે મારે કામ છે ને હું...'

'તે દિવસે કામ નો'તું કાં?'

'અરે જાને બાઇ! જાને...' નાગરદાસે એક દસ રૂપિયાની નોટ એની સામે ફેંકી.

નોટને અધરથી ઝીલી લઈને એના બે હાથે ચુરેચુરા કરી નાખતાં કનકલતા બોલી: 'જા જા, સધના દીકરા! હું તો મારું ફોડી લેશ! પણ તું તો જા હવે:—જો આડો ઉતર્યો તો આબરૂ નહિ રહે હો!'

તે રાત્રે કનકલતા પથારીમાં પડી પડી છાની મૂંગી રડયા જ કરી! રડયા જ કરી! રડવાથી એનું મન હળવું પડયું. પણ પેલો ભયંકર પ્રશ્ન ત્યાં ઊભો હતો. સૌ જાત્રા કરવા જાય છે એ એને ખબર હતી. એને એક ભયંકર અંધકાર ભરી ખીણ નજરે પડતી હતી.

બીજે દિવસે સાંજે ચાર વાગ્યે પ્રસાદભાઇનાં વહુ કથા સાંભળવા ચાલ્યાં. ત્યારે કનકલતા બધું ઢાંકીઢુંબી સરખું કરી, કૂંચી પાડોશણને ત્યાં આપી ઉપડી ગઇ!

પ્રસાદભાઇનાં વહુ કથા સાંભળીને પાડોશણ સાથે જ્ઞાનવાર્તા કરતાં આવ્યાં ત્યારે ત્યાં એ હતી નહિ!

એમના મનમાં એક ધરપત હતી કે ગઈ તો લપ ગઇ. પણ રાંડ કાંઇક લઇ ગઈ હોય નહિ? જ્યારે ખાત્રી થઈ કે કાંઇ ગયું નથી, ફક્ત કનકલતા જ ગઇ છે, ત્યારે પોતે ભદ્ર મેવાડાની અંબેમાની ગરબી ગાતાં ફળીમાં બેઠાં!

અંધકારમાં જેમ પંખી વિલીન થઈ જાય, સાગરમાં જેમ કાંકરી જાય, તેમ કનકલતા વિલીન થઇ ગઇ! કોણ જાણે કયાં!





[૭]

આ વાતને કેટલોક સમય ચાલ્યો ગયો. નાગરદાસ તો ક્રમે ક્રમે ઘણે મોટે હોદ્દે ચડયા છે. પ્રસાદભાઇ સાથે એનો એ સબંધ ટકી રહ્યો છે. પેલી વહેલ ક્યાં ગઇ એને કોઇ સંભારતું નથી. ન સંભારવામાં રહેલી પરમ શાંતિ એમને કોઈ કોઇ વખત બ્રાહ્મણ-જાતિ સુલભ વેદાંતચર્ચામાં દોરે છે ! જીવનનાં છેલ્લાં વરસ સુધારી લેવાની એમની મનોવૃત્તિ છે.

નાગરદાસ પોતાની ઓફીસમાં બેઠા હતા. સાથે બીજા પણ એમના જેવા જ મોટા અધિકારીજનો હતા. આ સરકારીતંત્રમાં એક સુખ કે, તમે પડયા રહો, એટલે એ પડયું રહેવું એ જ તમારી મહાન લાયકાતમાં ખપી જાય ! નાગરદાસ પણ પડયા રહ્યા હતા—અને એમ પડયા રહેતાં રહેતાં તો હવે એ ઘણે મોટે હોદ્દે આવી ગયા. નાના નાના શરૂઆતના નોકરોના ભરતીના ચુંટણી અમલદારોમાં એ નીમાઇ ગયા હતા. એની હા ના ઉપર તો હજારો જુવાનોની આંખ, આશા અને નિરાશાનાં સ્વપ્નાં સેવતી !

આજે એ પ્રમાણે બીજા બે મોટા અમલદારો સાથે ઓફીસમા બેઠા હતા. ઉમેદવારોની વણજાર ચાલી આવતી હતી. કેટલાકે માની નાકની વાળી ઘરેણે મૂકીને 'સોલોહેટ' ખરીદી ને પાટલુન શીવડાવ્યાં હતાં ! તો બીજાએ ખાસ 'ઇન્ટરવ્યુ' માટે જ રૂમાલમાં અત્તર મહેકાવ્યું હતું.

જુવાન માણસોની વિચિત્રતાઓ ઉપર, અને વળી વધતા જતા નીચા ધોરણ ઉપર, એક એક વ્યક્તી ટીકા, સ્તુતી, નેગ્યે, તર્ક, એઠા, ન્હાા. એટલામાં એક સુંદર તેજસ્વી તરૂણ જુવાને પ્રવેશ કર્યો. એનું શરીર મજબૂત હતું. આંખ મોટી, સ્વચ્છ સ્પષ્ટ વકતૃત્વથી જાણે સ્વભાવબીની એવી હતી. એણે આવતા વેંત ત્રણે જણાનું ધ્યાન ખેંચ્યું.

'તમારું નામ—આ તમે લખ્યું છે એ તો કાંઇ બરાબર નથી. શું છે નામ કનકેય ?'

'ના સા'બ ! કનકલતેય !'

! આવું નામ !'

'એની સાથે આપણે શું કામ છે ?' બીજા ઓફીસરે કહ્યું.

તરત બીજો પ્રશ્ન આવ્યો.

તમારી અટક ! જ્ઞાતિ ! બાપનું નામ ? કેમ કાંઇ નથી ? બાપનું નામ તો હશે નાં ?'

'સાહેબ ! મારે એમાંનું કાંઈ જ નથી !'

'તમે અમારી મશ્કરી કરવા માગો છો મી—શું તમારૂં નામ ?'

'કનકલતેય !'

'હાં, મી. કનકલતેય ! જુઓ. આંહીં મશ્કરી માટે તમે આવ્યા નથી. તમારે નોકરી લેવી છે ?'

'સાહેબ ! એટલા માટે તો હું આવ્યો છું !'

'તો બાપનું નામ તો હશે નાં ?' નાગરદાસે સહજ જ પૂજ્યું, 'એવું તે કાંઇ હોય ?'

'સાહેબ ! હોય તો મને ખબર નથી. હોય તો એનું નામ શું છે એ જાણમાં નથી !'

'બાપ વિના આંહીં કોઇ આવે છે ખરા ! આ તમે શું બોલો છો ?'

'કોઈક મારા જેવા અભાગી પણ હોય નાં !' કનકલતેય બોલ્યો, 'મારે બાપ નથી !'

'પણ કોઇક તો બાપ હશે નાં ! એવું તે કાંઇ હોય !'

'સાહેબ ! હું તો કાંઇ જ જાણતો નથી. બાપ વિના નામ મુકાતું જ ન હોય તો તમે જ મારા બાપ! તમારૂં નામ મૂકી દઇએ ! જ્યાં ખબર જ નથી ત્યાં અમે તે નામ ચાલે !'

સૌ નાગરદાસ તરફ જોઇને હસી પડયા. નાગરદાસે અચાનક પૃચ્છા કરી.

'પણ ત્યારે આ 'કનકલતેય' નામ શું ? એ કોણે પાડયું ?'

'સાહેબ ! કનકલતા મારી માનું નામ. એ નામ



યાદ રહી ગયેલું. એનો હું પુત્ર માટે કનકલતેય. બીજું મારે કાંઇ નામ નથી! મા બાપ—મેં ન કહ્યું—જે ગણો તે તમે. તમે જ બાપ!'

પણ અત્યાર સુધી જે ધડસ્ફોટ થતો ન હતો, 'કનકલતેય' નામનો તે ધડસ્ફોટ થતાં, એક પળભર જાણે નાગરદાસને ખુરશીમાં માંકડ હોય એમ જણાયું! તે બેઠા જેવા થઇ ગયા!

પણ બીજી જ પળે એમના અંતરમાં એક ફારકો બેસી ગયો હતો: 'રાંડની ક્યાંક હજી જીવતી લાગે છે! આને સમજાવીને મોકલ્યો હોય નહિ?'

અને એમણે ઉતાવળે મુલાકાત ટુંકાવી નાંખી.

[ ૮ ]

'તમે જ મારા બાપ!' મારો બેટા આટલું બધું કાંઇ અકસ્માતમાં ન બોલે—નાગરદાસને પથારીમાં પડ્યા, આજના જુવાનની મુલાકાતનો પ્રત્યુત્તર યાદ આવી રહ્યો હતો!

અને એના મનની શંકા ધીમે ધીમે મોટી થતી ગઇ!.

અને પ્રસાદને ત્યાં એણે કહ્યું હતું એ એમને યાદ આવ્યું! એમને થયું કે આ વાતનો તાગ મેળવવો જોઇએ. ફાઇલો ઉખેડી. કનકલતેય—આંહીં ઊતર્યો હતો એ સરનામું મળ્યું.

એ ત્યાં જવા નીકળ્યા.!

કનકલતેય બહાર ગયો હતો. તે બે મિનિટ બેઠા હશે ત્યાં એ આવ્યો. પણ હવે નાગરદાસ એની હાલચાલ, રીતભાત, આંખ, ભાવ, બધું બારીકાઇથી જોઇ રહ્યા હતા. કનકલતેયને પણ શંકા પડી કે એનું નામ—એણે આને આંહીં આપ્યા છે. કાં તો પોતાની જાતને કાંઇ ઠગારા રૂપે આ લોકો લેતા લાગે છે!

'તમારું નામ ઘણું વિચિત્ર—મી. કનકલતેય એ શા ઉપરથી...આવું નામ...'

'જુઓ સાહેબ! માને મેં જોયાં છે પણ હવે તો સાંભરતાં નથી...'

'એમ? ત્યારે...તમારાં મા પણ જીવતાં નથી?

થોડીવાર પછી નાગરદાસ ઉઠયો ત્યારે એણે ખાત્રી કરી લીધી હતી કે આને પોતાના વિષે કાંઇ ખબર નથી!

પણ એના ગયા પછી કનકલતેય વિચારમાં પડી ગયો!

આ કેમ આવ્યા હશે? અને મા વિષે પણ એણે આડકતરી પૃચ્છા કરી. એ વિચારતરંગે ચઢી ગયો.

[ ૯ ]

કનકલતેય ત્યાં રહી ગયો. એક દિવસ એને સાહેબે ખાનગી કામે ઘેર બોલાવ્યો. કનકલતેયના મનમાં જે શંકાનું બીજ હતું તે ધીમે ધીમે પોતાનું પોષણ મેળવતું હતું. એને કાંઇક તાળો મળતો લાગ્યો. ઘેર આવ્યો—અને એણે સાહેબનો વંશવિસ્તાર જોયો ત્યારે તો કાંઇક રેખ્યાંકનદષ્ટિએ પણ એનું મન ક્ષુબ્ધ થઇ ગયું.

તે રાત્રે એને પોતાની ઓરડીમાં ઊંઘ આવી નહિ. એને લાગ્યું કે એની માએ જલસમાધિ લીધી એમાં કાંઇ ને, કાંઇ કારણરૂપ હોવું જોઇએ. અનુમાન કરતાં—એણે આખો મુલાકાતનો સંવાદ, નાગરદાસ ઉઠ્યા તે, પછી મુલાકાત ટૂંકાવી, પાછું કાંઇ નહિ ને એ એક જ આવ્યા.......

એનું મન બળવો કરી ઉઠ્યું. એને ખાત્રી થઇ ગઇ. આ દુષ્ટ માણસનો એક ઘડી પણ હવે આશ્રય લેવો...આ હા! એ તો જેણે કનકલતેય મારું નામ પાડીને, પોતાના દિલનું તમામ દુ:ખ વ્યક્ત કરી દીધું હતું એના શબ્દને અપમાન કરવા જેવું હતું! એણે નિશ્ચય કરી લીધો! આ નોકરી છોડી દેવી!

બીજે દિવસે સવારે જ એ વહેલો સાહેબને ત્યાં પહોંચી ગયો.

હજી કાંઇ જાગ્યું ન હતું. પણ સાહેબની એક દીકરી ત્યાં બારણે ઊભી હતી!

એક ક્ષણભર તો કનકલતેયના દિલમાં એક ભયંકર વૃત્તિ વેગ કરી ગઇ. આને જ ઉપાડી જવી. અને તો જ માની જે દશા આ દુષ્ટે ત્યારે કરી હશે

# ગાંધીજન

[ વૈષ્ણવજન તો તેને કહીએ એ રાગ ]

ગાંધીજન તો તેને કહીએ, જે દીન-દલિતનો સંગી રે,
સત્ય અહિંસા સાધન સાથે, ઐક્ય[1] તણો ઉમંગી રે-ગાંધી

ઉચ્ચ નિચના ભેદ ભૂલાવે, આભડછેટને ટાળે રે[2]
દારૂ બંધીનો[3] પૂરણ પ્રેમી, ચરખા સૂતર[4] કાંતે રે-ગાંધી

ગૃહ ઉદ્યોગો[5] ગામડી જાણે, ગ્રામ સફાઇ[6] કરતો રે,
કેળવણી પાયાની[7] પ્રેમે, મોટાને પણ પરખે[8] રે-ગાંધી

સ્વતંત્રતા સ્ત્રીઓની[9] સાધે, જાતે નરવો[10] રહેતો રે,
રાષ્ટ્રવાણીનો[11] પ્રચાર કરતો, માતૃભાષા[12] ભણતો રે-ગાંધી

ધન સંપતને સરખી કરતો; સમાનતામાં[13] રમતો રે,
હરિજન કે' છે; તેર સુત્રની, માળા ગુંથી તરતો રે-ગાંધી

---

૧ એકતા. ૨ અસ્પૃશ્યતાનિવારણ. ૩ દારૂબંધી. ૪ ખાદી. ૫ ગ્રહ-ઉદ્યોગો. ૬ ગ્રામસફાઇ. ૭ પાયાની કેળવણી ૮ પ્રૌઢશિક્ષણ. ૯ સ્ત્રી-સ્વાતંત્ર્ય. ૧૦ આરોગ્ય. ૧૧ રાષ્ટ્રભાષા. ૧૨ માતૃભાષા પ્રચાર. ૧૩ સમાનતા.

—લાલચંદ વોરા

# વિભૂતિમિલન

**વ્રજલાલ ત્રિવેદી**

'આજ જીમેંગે નાથ હમારે ઘર' આ ભાવનામય રણકાર આશ્રમઆખામાં ગુંજારવ કરી રહ્યો હતો. મહાત્માજી આજે ગુરુદેવ ટાગોરના વિશ્વભારતી શાંતિનિકેતન આશ્રમના અતિથિ રૂપે પધારતાં હતા. ઉમંગનો આજે અવધિ હતો.

'મહાત્માજી આવતી કાલે સવારે સાડા અગિયાર વાગે આશ્રમપ્રવેશ કરશે. આશ્રમવાસીઓ બાપુજીનો સત્કાર કરવા હાજર રહે.' આશ્રમની નોટિસબોર્ડ ઉપર એ પ્રમાણે જાહેર થઈ ચૂકયું હતું.

સર્વકળાએ સભર એવું આશ્રમ અને એના કલાધરો બાપુને સત્કારવા જાણે રંગે ભરાયા. શું ગાંધર્વગાનો, કે શું દિવ્યનૃત્યો, અને વિવિધ આલેખનોથી શણગારેલ શું ભૂમિપટો—આ બધા એક જ રાતમાં ઝડપથી તૈયાર થઇ ગયા. મોડીરાત્રે બાપુજીના સન્માનની કેટલીક તૈયારીઓ કરી અને અમે બધા પોતપોતાની ઝૂંપડીઓમાં આરામ લેવા વળી નીકળ્યાં. અમારો રોજના સાથીદાર મચ્છરો પણ બિચારા અમારી બહુ રાહ જોઇને છેવટે મચ્છરદાનીઓ બહાર લટકી અને ચોંટી પડ્યા હતા. સૂવા માટે હું પથારીમાં પડયો પણ ઊંઘ શે આવે? સન્માન-સમારંભનું દૃશ્ય આખુંયે આંખ આગળ ખડું થઇ જતું હતું. નૃત્યભવનમાંથી નૂપુરોના ઝણકાર અને સંગીતભવનમાંથી મધુરસ્વરો રણકતા હોય એવો ભાસ થવા લાગ્યો. આવતી કાલ સવાર માટેની જાણે બધી રીહર્સલો થતી હોય એવું થવા લાગ્યું. ત્યારે મને તે જ વખતે અતિથિભાવનાએ ખીલેલું મારું કાઠિયાવાડ સાંભર્યું. હું તો અઢારસો માઇલના લાંબા અંતરે પડયો હતો. પણ વતનના લોકગીતની ભાવના સ્મરણે ચઢી આવી.

મહેમાન આવ્યા તો ભલે રે આવ્યા.
કેદુની જોતી'તી વાટ...મહેમાન આવ્યા.



હેલભરી ઉતાવળી દોડું
હૈડે હરખ ન માય...મારે ઘેર મહેમાન આવ્યા.

શાલબીથી વનવૃક્ષની ઘટા ખરજના ઘેરાં ગીતોથી ગુંજતી હતી. ગુરુદેવે લખેલું મહાકાવ્ય ગીતાંજલિ એ ભૂમિ ઉપરથી જ સ્ફૂર્યું હતું. બકુલ અને કદંબવૃક્ષો નીચે અલ્પના ભરેલ ભૂમિપટો સ્વપ્નામાં અર્ધ ઝાંખા દેખાય ત્યાંજ સવાર પડી ગઇ. અને પુનઃ ઉપરની સ્વપ્નાની લીંક જાગ્રત અવસ્થામાં શરૂ થઇ ગઇ. આશ્રમ આખો સ્વચ્છ અને સુઘડ આજે દેખાઇ રહ્યો હતો.





• • સવારે સાડા અગિયાર વાગે બોલપુર સ્ટેશને બાપુને તેડવા ગુરુદેવની ખાસ મોટર પહોંચી ગઇ હતી. ઉપરાંત બીજી બે વિશ્વભારતીની બસ તથા મોટર પણ બાપુજીની મંડળી માટે મોકલાઇ હતી. બાપુનું પ્રથમ સ્વાગત કરવા સાડા અગિયાર વાગે, આશ્રમના દરેક વિદ્યાર્થી તથા વિદ્યાર્થિનીઓ, આશ્રમના મુખ્ય દરવાજા પાસેથી, હારબંધ ઊભા રહી ગયા હતા. બાપુજીની મોટર જ્યારે અમારી નજીકથી પસાર થાય ત્યારે અમારે દરેક જણાએ મૌન રાખવાનું હતું. મહાત્માજીની જે અગર બીજી કોઇ પણ જે બોલાવવાની અમને દરેકને મના કરવામાં આવી હતી.

બાર વાગવામાં થોડીક મિનિટો બાકી રહી એટલામાં વડલાઓની ઘટાભરી છાયા નીચેના દૂર રસ્તા ઉપરની લાલ માટી ઊડતી જણાઇ અને જોતજોતામાં બહુ જ ધીરી ગતિએ બાપુજી પોતાની મંડળી સહિત અમારી વચ્ચેથી પસાર થવા લાગ્યા આશ્રમે જાહેર કરેલા કાનૂન મુજબ અમે શાંત, સ્થિર અને નતમસ્તકે ઊભા રહ્યા હતા. આશ્રમમાં પ્રવેશ કરતાં બાપુએ આ શિરસ્ત જોઇ અને સહેજ મલકાયા પણ ખરા. શ્વેત વસ્ત્રોમાં સજ્જ થઇ ખડા રહેલા આશ્રમવાસી ભાઇબહેનો જાણે શાંતિના ફિરસ્તા હોય એવો ભાસ થતો હતો. ન કોઇ એક અક્ષર બોલ્યુ કે ન કોઇએ હાથપગનુ હલનચલન કર્યું.

ધીરી ગતિએ મોટરો અમારી નજીકથી પસાર થતી ગુરુદેવના મકાન 'ઉત્તરાયણુ'માં પ્રવેશ કરી ચૂકી. તુરતજ અમે બધા જે શાંત ઊભા રહેલા વિદ્યાર્થીઓ, બાપુજી મોટરમાંથી ઊતરે તે પહેલાં ઘણી ઝડપથી 'ઉત્તરાયણુમાં' પાછળને રસ્તેથી પહોંચી ગયા. અને ભારતની બે મહાન વિભૂતિઓનું મિલન પ્રથમ કેવી રીતે થાય છે. તે જોવા વ્યવસ્થિત ગોઠવાઇ ગયા.

આત્માએ આત્મનને ઓળખ્યો.
રસજ્યોત નિહાળી નમું હું નમું.

પૂજ્ય ગુરુદેવનું મહાલય 'ઉત્તરાયણુ' આજે ભવ્ય ઓપી રહ્યું હતું. પ્રવેશદ્વારની આગળના ભાગમાં પડથાર ઉપર મહર્ષિ રવીન્દ્રનાથ ટાગોર, બાપુજીનું સ્વાગત કરવા આરામખુરસીમા બેઠા હતા. પાછળના ભાગમાં તેમના સ્વજનો અને આશ્રમના વિદ્વાન પ્રોફેસરો પણ ગોઠવાઇ ગયા હતા. ભીષ્મ જેવી અડગ પ્રતિભા ગુરુદેવના શરીર ઉપર તરવરતી હતી. જાણે ભારતનો પૂણ્યશ્લોક. બાપુજી મોટરમાથી ઊતર્યા અને ગુરુદેવને સામેજ પડથાર ઉપર બિરાજેલા જોયા. અને ગુરુદેવે પણ બાપુજીને મોટરમાંથી ઊતરતા જોઇને પોતે ઊભા થવા પ્રયત્ન કર્યો. પણ બાપુ તો મોટરમાથી જેવાં ઊતર્યાં તેવા તરતજ ઝડપથી પડથારના બે ત્રણ પગથિયાં ચઢી અને ગુરુદેવ ટાગોરના ચરણોમાં નમી પડયા અને પગ પકડી લીધા. ગુરુદેવ પણ જાણે ગભરાયા હોય તેવી રીતે એકદમ ઊભા થવા પ્રયત્ન કર્યો પણ ગુરુદેવનો વિશાળ દેહ છતાં અસ્વસ્થ અને અશક્ત હોવાથી એકદમ ઊભા ન થઇ શકયા. બે જણાના ટેકાથી ઊભા થઇ ગુરુદેવે બાપુજીને બાથમાં ઘાલી અને ઘણા પ્રેમથી ભેટયા. જાણે કૃષ્ણ સુદામાને ભેટતા હોય એવું દૃશ્ય જામી પડયું. એના કરતાં પણ મને તો એવું લાગ્યું કે આજ 'સત્યનો મેરૂ' 'સંસ્કૃતિ'ના મેરૂને ભેટતો લાગ્યો અને એમાંથી ભારતની પ્રેમ અને ત્યાગની એકરૂપતા વિશ્વજ્યોત આગળ પ્રકાશ પામતી દેખાઇ. ગુરુદેવ અને બાપુજી બન્ને ઘણીવાર સુધી એમ ભેટીજ રહ્યા અને ઘણાજ જોરથી બન્ને જણાયે મુક્તહાસ્ય કર્યું. એ મુક્તહાસ્યના પડઘા 'ઉત્તરાયણુ'ના ચોગાન બહાર ઘણે દૂર સુધી પણ સંભળાયા.

ભોજનનો વખત થયો અને અમે સૌ વિખેરાયા. મહાત્માજી માટેની ભોજન વગેરેની વ્યવસ્થા અમને ગુજરાતી ભાઇ બહેનોને સોંપવામાં આવી હતી. શ્રી મેનાબહેન કાપડીઆ તથા શ્રી નિવેદીતાબહેન વગેરેએ બાપુજી માટે ભોજન તૈયાર કરવાનું કાર્ય સ્વીકારી લીધું હતું. શ્રી ધીરુભાઇ તથા શ્રી નવીનભાઇ જે બાપુજીના ભત્રીજા હતા, તે બંધુઓએ બાપુજીની સારવાર વ્યવસ્થા ઉપાડી લીધી હતી.

સાયંકાળે બાપુના સન્માન સમારંભનો કાર્યક્રમ નક્કી થયો હતો. સાંજ નમતી જતી હતી, તેમ કળાદેવી આભૂષણોથી સજ્જ બની મહાન અતિથિનું




સ્વાગત કરવા પ્રગટ થતી જતી હતી. પૂનઃ શ્વેત વસ્ત્રો પરિધાન કરી આશ્રમવાસીઓ નિયત કરેલ સ્થળે હાજર થઇ ગયા. બકુલ શિમુળ અને કેશુડાની વૃક્ષઘટાઓ નમવા માંડી. એની નીચેનો ભૂમિપટ શ્વેત અલ્પનાઓથી ઓપી ઊઠયો. અને આખું વાતાવરણ મસ્તભ્રમરોની જેમ ક્ષણવાર ગણગણી ઊઠયું. દરેકના ભાલે ચંદન અને પુષ્પની અર્ચના થવા લાગી. ધૂપદાનીઓમાંથી ધુમ્રની ઊડતી રેખાઓ સાયંકાળનું વાતાવરણ સ્વચ્છ કરતી આકાશમાં અદશ્ય થતી હતી.

બાપુજી પધાર્યા, પાછળ કસ્તુરબા હતા અને મંડળી પણ હતી. બાપુજી અને ગુરુદેવ સામસામી બેઠક ઉપર બિરાજ્યા. એ બેઠકોની આસપાસ પણ કાઠિયાવાડની ભરતકળા નાના આભલાઓમાંથી ઝગમગારા કરતી હતી.

આશ્રમની ગાંધર્વ મંડળીએ ગુરુદેવના કાવ્યો ગાઈ અને સન્માનની શરૂઆત કરી. ત્યાર પછી તુરત જ આચાર્યશ્રી ક્ષિતિમોહનસેન તથા પંડિત હઝારીપ્રસાદ દ્વિવેદીજીએ વેદમંત્રોથી સ્વાગત કર્યું. પછી સંસ્કૃતિના મહાન દૃષ્ટા શ્રી ગુરુદેવે ભાવભર્યું પ્રવચન કરી સત્ય અને ત્યાગ સમ મહાન વિભૂતિનું ભવ્ય સન્માન કર્યું.

પછી બાપુજી બધાનો આભાર માનતા એક સુંદર વાર્તાલાપ જેવી શૈલીમાં બોલ્યા. ખાસ તો એમણે અગત્યનું એ કહ્યું કે શ્રી ગુરુદેવના શાંતિધામમાં હું ચાર દિવસને માટે આવ્યો છું અને મારા શિર ઉપર રહેલો કામનો બોજો બોલપુર સ્ટેશને ઉતારીને અહીં આવ્યો છું. એટલે અહીં મારે બધાને એ વિનંતી કરવાની છે કે રાજદ્વારી પ્રકરણનું કોઈ પણ પાનું આ સ્થળે, શ્રી ગુરુદેવના પરમ શાંતિધામમાં જરાયે ન ખોલે એવું ઇચ્છું છું. મારા અહીંના વસવાટ દરમ્યાન આ મહર્ષિની પ્રેરણાભૂમિમાં શાંતિનું પાન મારે કરવું છે. એટલે મને મૌનમાં જ રહેવા દેજો. ત્યાર પછી શ્રી ગુરુદેવની આ ઉજ્જવળ તપોભૂમિ વિષે કહ્યું હતું. છેલ્લે સમૂહગાન થયા બાદ પ્રાર્થના કરી હતી.

બીજે દિવસે બાપુ અમારા આશ્રમનો દૈનિક કાર્યક્રમ તપસવાના હતા. આશ્રમની સવારની પ્રાર્થનાથી માંડીને, કલાભવન, સંગીતભવન, કૉલેજ શિશુભવન વગેરેના દરેક વર્ગનું ઝીણવટભરી રીતે અવલોકન કર્યું. કલાભવનના મ્યુઝિયમમાં આવ્યા ત્યારે, બાપુજી બોલી ઊઠયા કે "નંદબાબુ કહાં છુપ ગયે?" નંદબાબુ ઘણી શરમાળ પ્રકૃતિના છે એ બાપુજી જાણતા હતા. એટલે આનંદમાં કહ્યું હતું. કૃષ્ણ કનૈયાની જેમ નંદબાબુ સંતાઈ જતા લાગે છે. એક ઉચ્ચ કોટીના કલાકાર તરીકે બાપુજીને શ્રી નંદબાબુ ઉપર ઘણું માન હતું.

બાપુની સાયંકાળની પ્રાર્થના સિંહાસદન અને પુસ્તકાલયના વચ્ચેના મેદાનમાં થવાની હતી. અર્ધગોળાકારમાં આશ્રમના દરેક વિદ્યાર્થીઓ જમીન ઉપર બેઠા હતા. અને બાપુજી એક નાની પાટ ઉપર બેઠા હતા. પ્રાર્થનામાં મારા એક મિત્ર ભાઈ ભગવાનદાસ વર્માએ એમની મેવાડી ભાષામાં એક મીરાંબાઈનું ભજન ગાયું.

રાણા કુંભાજી હો જી
જીવરો સંગાથી જુગમે ના મીલે હો જી.
ન્યારા ન્યારા ન્યારા લેખ, જીવરો......

ભજન સાંભળી બાપુજી ગાનાર જુવાન સામે જોઇને બોલ્યા એક દુસરા મીરાંબાઇ કા ભજન ગા સકતે હો! જીહા. કહીને એ મિત્રે બીજું ભજન શરૂ કર્યું.

મને રામરંગ લાગ્યો રી, રાધેશ્યામ રંગ લાગ્યો.
માગ જીવરો ધોખો ભાંગ્યો
સાચા સે મારો સાહેબ રાજી જહાંસે મત ભાગો
અન કાયારો કઈ ભરોસો કાચા સુતસે તાગો.
મને રામરંગ લાગ્યો......

ખુદ મેવાડી ભાષામાં ગવાયેલા આ બન્ને ભજનો બાપુજીને ઘણા જ ગમ્યા અને ગાનાર ભાઈ પ્રત્યે હસીને શુભ લાગણી વ્યક્ત કરી, પછી તો ચારે દિવસની પ્રાર્થનામાં બાપુજીએ આ બન્ને ભજનો સાંભળ્યા જ કર્યા.

ત્રીજે દિવસે શ્રી ગુરુદેવ અને બાપુજીએ બંધ-





બારણે ધરાઈ ધરાઇ એને એકબીજાના હૈયાં હળવા કરી વાતો કરી. તે દિવસે આખો દિવસ બીજો કશો કાર્યક્રમ નહોતો રાખ્યો, માત્ર એકાંતમાં અરસપરસ વાતો કરવાનું જ નક્કી કર્યું હતું. છેવટે વિદાયનો દિવસ હતો. પૂરા ત્રણ દિવસની અખંડ શાંતિ ભોગવી બાપુજી ગુરુદેવ અને આશ્રમથી છૂટા પડવાના હતા. હજી કંઇક અગત્યનું કહેવાનું રહી જતું હતું. એક દિવસના સતત એકાંત મિલનમાં પણ ગુરુદેવની જીભેથી એક વેદના નીકળી ન શકી. આખરે છૂટા પડતી વખતે એક બંધ કવર બાપુજીના હાથમાં મૂકી અને ગુરુદેવ એટલું જ બોલી શકયા, "આની અંદર જે છે તે તમને સુપ્રત કરું છું. આપ ગાડીમાં બેસીને વાંચજો."

પાછળથી ખબર મળ્યા, એમાં લખેલ ભાવાર્થ આવો હતો. 'વિશ્વભારતીને ઉછેરીને આટલી મોટી કરી, હવે એને આપના હાથમાં સુપ્રત કરું છું.' બાપુજી ગુરુદેવની મનોવ્યથા સમજી ગયા અને તુરત જ આશ્રમની જવાબદારી પોતાને શિરે લઈ લીધી હતી. ત્યાર પછી થોડાક સમયના ગાળામાં ગુરુદેવ મહાનિદ્રામાં પોઢી ગયા. શ્રી ગુરુદેવને પોતાના કાર્યમાં અચળ શ્રદ્ધા હતી એ તેઓશ્રીના એક કાવ્ય ઉપરથી અનુમાન થઇ શકે છે.

જીબોને જેતો પૂજા હોલોના સારા<br>
જાની હે જાની તાઓ હોયની હારા,<br>
જે ફૂલ ના ફુટી તે ઝોરે છે પિરોનિ તે<br>
જે નોદી મોરૂ પોથે હારાલો ધારા<br>
જાની હે જાની તાઓ હોયની હારા

જીવનના દરેક કાર્યો જે પૂર્ણ નથી થતા, તો પણ મને પૂર્ણ વિશ્વાસ છે કે કાર્યો કોઇ ને કોઇ વખત અધૂરા પૂર્ણ તો થાય જ છે. જેમ કે પુષ્પની કળી જે ઘણી વાર ખીલ્યા વગર ધરતીમાં રગદોળાઇ જાય છે પણ સુવાસ ફેલાવતી જાય છે. અને મરૂભૂમિમાં જલ અથવા નદી અદૃશ્ય થાય છે પણ એના ગર્ભમાં એનો પ્રવાહ અસ્ખલિત વહ્યા જ કરે છે. એવી રીતે જે મારા જીવનમાં કંઇ પણ અપૂર્ણ રહી ગયું છે, એ મિથ્યા નથી જવાનું એ પણ જરૂર સફળ થશે.

ગુરુદેવના કાર્યની જવાબદારી તો બાપુજીએ પોતાને શિરે મૂકી દીધેલી. પણ આજ બાપુજીના મહાકાર્યની જવાબદારી કોણ શિર ઉપર ઓઢશે! બાપુની વિદાય તો આજ સમસ્ત દુનિયાને વસમી થઇ પડી છે.

મહાભારતનું યુદ્ધ પૂર્ણ થયા બાદ ભગવાન શ્રી કૃષ્ણે પાંડવોને કહ્યું કે, ભારતનો આ ભાર તમારે શિરે છે. મારે તો જવાનો વખત થયો છે, એટલે હું દ્વારિકા જાઉં છું. ત્યાં જઈને એ મહાન યોગેશ્વર પણ એક પારધીને પોતાના દેહનો નાશ કરવાનું નિમિત્ત બનાવી સ્વધામ પહોંચી ગયા; એવું જ આજે મહાત્માજીએ આખા જગતની આગળ ઉપર પ્રમાણેનું જ દૃશ્ય ખડું કરી અને સ્વધામ પહોંચી ગયા છે. ભારતને પૂર્ણ સ્વતંત્રતા અપાવી અને આખરે સરદારશ્રીને કહ્યું કે હવે મને જવા દો. મારે પ્રાર્થનામાં જવાનો વખત થયો છે. પ્રાર્થનાની વિદાય એ આપણા યોગેશ્વરની મહાન વિદાય નિવડી—

કૈસે કહૂં આજ તેરી બિદા<br>
ઉમડે નયન મેરે આંસુ નિહારૂ<br>
તેરી મૃદુલ મૂર્તિ હિયા મેં બસી હે,<br>
કહતે જીસે પ્રાણ પ્યારો સિધારો.<br>
આંખે હમારી......<br>
લગી હી રહેગી કહેતી રહેગી<br>
પધારો પધારો.



# મૃત્યુ મરી ગયું રે લોલ !

રવિશંકર મહારાજ

પૂ. બાપુજીના અવસાનના ખબર જાણ્યા ત્યારે મને વિજળીનો આંચકો લાગ્યો. અને થોડા કલાક ગમગીની પણ થઇ. પણ સવારે ઉઠતાં જ મને દિલમાં થયું કે પૂ. બાપુજીનું અવસાન જ ક્યાં થયું છે? જો એમનું અવસાન થાય તો ખરેખર દુઃખની વાત ગણાય. કેમ કે જે મહાપુરુષે જીવન આખું સેવામાં ગાળ્યું હોય, તેમનું અવસાન થાય તો કોને દુઃખ ન થાય? પણ પૂ. બાપુજી મર્યા જ નથી. ખરી રીતે એમનું મૃત્યુ મરી ગયું છે.

એઓ ૭૮ વર્ષ ઉપરાંત જીવ્યા. એ સમય દરમ્યાન બાળપણ બાદ કરતાં તેમની એકેએક ક્ષણ તેમણે જીવી જાણી છે. છેલ્લાં ૫૦ ઉપરાંત વર્ષોમાં તેમણે નથી રવિવાર જોયો કે નથી તહેવાર જોયો. તે ખાવા બેસતા ત્યારે પણ દેશનું કામ કરતા. ને જાજરૂ જતા ત્યારે પણ દેશનું કામ કરતા. તેમણે શરીરને, મનને એવાં ઘડ્યાં કે ચોવીસે કલાક ખડે પગે કામ આવે. તે નિરાંતે કદી ઊંઘ્યા નહીં, અને સતત દેશની સેવા કરી. એમ કહેવાય છે કે યોગીઓનું આયુષ્ય ૪૦૦ વર્ષનું હોય છે. એ પ્રમાણે બાપુએ ખરેખર ૪૦૦ વર્ષનું કામ કર્યું. પછી ભગવાનને થયું કે આ દેહની પાસે ખૂબ કામ લીધું હવે એનું કામ પૂરું થયું.

અને પૂ. બાપુનો દેહ તેણે લઇ લીધો. શા માટે? દુનિયાના ઉદ્ધાર માટે જ. હવે બાપુનો આત્મા આ પા ફૂટના દેહમાં સમાઇ ન શકે એટલો મોટો થયો. તે આત્માની ગતિ ખૂબ વેગવાન હતી. તેની સાથે દેહ ચાલી શકે એમ નહોતો. અને આત્માના ઉડ્ડયનમાં તે વિક્ષેપ ન કરતો હોય એમ થવા લાગ્યું! તેથી ભગવાને એ આવરણ દૂર કર્યું. તેમણે ઘણા વર્ષ પૂર્વે કહેલું કે હું મરીશ ત્યારે હવામાં ઊડી નહીં જઉં, પણ કસવિનાની જમીનમાં ખાતર થઇશ.

**બાપુનો પુનર્જન્મ થયો:**—એટલે બાપુ પોરબંદરમાં પુતળીબાઇને પેટે જન્મ્યા હતા, તે જન્મનું કાર્ય પુરું થયું અને હવે તે વિશ્વને પેટે—સૈદ્ધાન્તિકદેહે જન્મ્યા છે. તેમનો આત્મા આજે વિશ્વમાં પ્રગટ થયો છે.

**ધન્ય મૃત્યુ: ધન્ય જન્મ**—આ જન્મ પણ કેવા શુભ ચોઘડિયે થયો? પૂ. બાપુ ઇચ્છતા હતા કે સેવાકાર્ય કરતાં કરતાં મારો દેહ પડે અને તે વખતે મારા મોંમાંથી રામનામ જ નીકળે, આ બન્ને ઇચ્છાઓ ભગવાને પૂરી કરી છે. મહાપુરુષને છાજે તેવું મૃત્યુ થયું. તેમણે જગતની સેવા છેલ્લી ક્ષણ સુધી કરી. અને જગત પાસેથી તેમણે એક ક્ષણની ય સેવા ન લીધી. પ્રાર્થનાના વિચારમાં, પ્રાર્થના-સ્થાને ભગવાનનું નામ લેતાં લેતાં વિષાદરહિત અને હસતા મોંએ એક ક્ષણમાં તે દેહને ત્યજી દે છે. અને વિશ્વના એકેએક માનવીમાં પહોંચી જાય છે અને વિશ્વમાં પ્રગટ થાય છે.

હું તા. ૧લીએ વર્ધા જવાનો હતો. અને તેમને મળવા ઇચ્છતો હતો. પણ હવે તો હું આંખ મીંચી દઉં એટલે તરત મળી શકું છું.

એમનો દેહ હતો ત્યારે એ જે કહેતા હતા તે કેટલીકવાર કેટલાયને ગમતું ન હતું. હવે તો એવું કંઇ જ રહ્યું નહીં. હવે તો તેનો આત્મા આપણને સતત જાગૃત રાખવાનું કામ કરશે. તે સદેહે જે ન કરી શક્યા, તે હવે તેમનો આત્મા કરશે.

હા, એ વાત ખરી છે કે આપણને તેમની ખોટ લાગશે. અને આપણે બધા મોહથી તદ્દન મુક્ત ન હોવાથી દુઃખ પણ થશે. બાપુની દૃષ્ટિએ તો એમ જ કહી શકાય કે ભગવાન તેમની સેવામાં હતા. અને તેમણે જેવું ઇચ્છયું તેવું જ મૃત્યુ આપ્યું અને ભગવાન ભક્તને આધીન છે એમ જગતને બતાવ્યું.

**યુગાવતાર:** હજારો વર્ષોનો ઇતિહાસ જોતાંય આવો મહાપુરુષ થયો હોય એમ જણાતું નથી. રામ, કૃષ્ણ, બુદ્ધ વગેરે બધા અવતારો થયા આ એમના કરતાંય મહાન અવતાર થયો. મૃત્યુ પામ્યા પછી દરેકની જયંતી ઉજવાઇ છે. પણ બાપુના જીવન દરમ્યાન તો કરોડો માણસોએ વર્ષોથી તેમની જયંતી ઉજવી. દરેક ધર્મના દરેક જાતિના લોકોએ ઉજવી.

આજે પણ દુનિયાના દરેક દેશે તેના દેહ જવાથી આંસુ સાર્યાં. એવા દેહવાળો આત્મા કેટલો મહાન ગણાય!

આવો મહાન આત્મા હજારો વર્ષે આવ્યો. આપણાં ધનભાગ્ય કે તેમના જમાનામાં આપણો અવતાર થયો. પણ જો તેમના જીવનમાંથી કંઇ જ ન ગ્રહણ કરીએ તો આપણું મહાન કમભાગ્ય પણ ગણાય.

એમણે તો જીવી જાણ્યું અને મરી જાણ્યું. તેમનું દેહથી કરવાનું કાર્ય પુરું થયુ એટલે તે જ ક્ષણે ભગવાને તેમને ઉપાડી લીધા.

હું એમના મૃત્યુને રડતો નથી: પણ આપણે એમણે આપેલા શિક્ષણમાંથી કેટલું ગ્રહણ કર્યું છે અને કેટલું ગ્રહણ કરવાના છીએ, તેની વિમાસણમાં છું ખરો. ઇશ્વર આપણામાં એટલું બળ આપો કે એમણે આચરેલા અને બોધેલા ધર્મમાંથી કંઇક કરી શકીએ!





બારણે ધરાઈ ધરાઈ એને એકબીજાના દૈયાં હળવા કરી વાતો કરી. તે દિવસે આખો દિવસ બીજો કશો કાર્યક્રમ નહોતો રાખ્યો, માત્ર એકાંતમાં અરસપરસ વાતો કરવાનું જ નક્કી કર્યું હતું. છેલ્લે વિદાયનો દિવસ હતો. પૂરા ત્રણ દિવસની અખંડ શાંતિ ભોગવી બાપુજી ગુરુદેવ અને આશ્રમથી છૂટા પડવાના હતા. હજી કંઈક અગત્યનું કહેવાનું રહી જતું હતું. એક દિવસના સતત એકાંત મિલનમાં પણ ગુરુદેવની જીભેથી એક વેદના નીકળી ન શકી. આખરે છૂટા પડતી વખતે એક બંધ કવર બાપુજીના હાથમાં મૂકી અને ગુરુદેવ એટલું જ બોલી શકયા, " આની અંદર જે છે તે તમને સુપ્રત કરું છું. આપ ગાડીમાં બેસીને વાંચજો."

પાછળથી ખબર મળ્યા, એમાં લખેલ ભાવાર્થ આવો હતો. 'વિશ્વભારતીને ઉછેરીને આટલી મોટી કરી, હવે એને આપના હાથમાં સુપ્રત કરું છું.' બાપુજી ગુરુદેવની મનોવ્યથા સમજી ગયા અને તુરત જ આશ્રમની જવાબદારી પોતાને શિરે લઈ લીધી હતી. ત્યાર પછી થોડાક સમયના ગાળામાં ગુરુદેવ મહાનિદ્રામાં પોઢી ગયા. શ્રી ગુરુદેવને પોતાના કાર્યમાં અચળ શ્રદ્ધા હતી એ તેઓશ્રીના એક કાવ્ય ઉપરથી અનુમાન થઇ શકે છે.

> જીમોને જોતા પૂજા હોલોના સારા
> જાની હૈ જાની તાઓ હોયની હારા,
> જે ફૂલ ના ફુટી તે ઝોરે છે ધોરોનિ તે
> જો નોદી મોરૂ પોથે હારાલો ધારા
> જાની હૈ જાની તાઓ હોયની હારા

જીવનના દરેક કાર્યો જે પૂર્ણ નથી થતા, તો પણ મને પૂર્ણ વિશ્વાસ છે કે કાર્યો કોઇ ને કોઇ વખત અધૂરા પૂર્ણ તો થાય જ છે. જેમ કે પુષ્પની કળી જે ઘણી વાર ખીલ્યા વગર ધરતીમાં રગદોળાઇ જાય છે પણ સુવાસ ફેલાવતી જાય છે. અને મરૂભૂમિમાં જલ અથવા નદી અદશ્ય થાય છે પણ એના ગર્ભમાં એનો પ્રવાહ અસ્ખલિત વહ્યા જ કરે છે. એવી રીતે જે મારા જીવનમાં કંઇ પણ અપૂર્ણ રહી ગયું છે, એ મિથ્યા નથી જવાનું એ પણ જરૂર સફળ થશે.

ગુરુદેવના કાર્યની જવાબદારી તો બાપુજીએ પોતાને શિરે મૂકી દીધેલી. પણ આજ બાપુજીના મહાકાર્યની જવાબદારી કોણ શિર ઉપર ઓઢશે ! બાપુની વિદાય તો આજ સમસ્ત દુનિયાને વસમી થઇ પડી છે.

મહાભારતનું યુદ્ધ પૂર્ણ થયા બાદ ભગવાન શ્રી કૃષ્ણે પાંડવોને કહ્યું કે, ભારતનો આ ભાર તમારે શિરે છે. મારે તો જવાનો વખત થયો છે, એટલે હું દ્વારિકા જાઉં છું. ત્યાં જઈને એ મહાન યોગેશ્વર પણ એક પારધીને પોતાના દેહનો નાશ કરવાનું નિમિત્ત બનાવી સ્વધામ પહોંચી ગયા; એવું જ આજે મહાત્માજીએ આખા જગતની આંખળ ઉપર પ્રમાણેનું જ દશ્ય ખડું કરી અને સ્વધામ પહોંચી ગયા છે. ભારતને પૂર્ણ સ્વતંત્રતા અપાવી અને આખરે સરદારશ્રીને કહ્યું કે હવે મને જવા દો, મારે પ્રાર્થનામાં જવાનો વખત થયો છે. પ્રાર્થનાની વિદાય એ આપણા યોગેશ્વરની મહાન વિદાય નિવડી—

> કૈસે કરૂં આજ તેરી બિદાઇ
> ઉમડે નયન મેરે આંસુ નિહારૂ
> તેરી મૃદુલ મૂર્તિ હૈયા મેં બસી હે,
> કહતે જીસે પ્રાણ પ્યારો સિધારો.
> આંખે હમારી......
> લગી હી રહેગી કહેતી રહેગી
> પધારો પધારો.

❋

# મૃત્યુ મરી ગયું રે લોલ !

રવિશંકર મહારાજ

પૂ. બાપુજીના અવસાનના ખબર જાણ્યા ત્યારે મને વિજળીનો આંચકો લાગ્યો. અને થોડા કલાક ગમગીની પણ થઇ. પણ સવારે ઉઠતાં જ મને દિલમાં થયું કે પૂ. બાપુજીનું અવસાન જ ક્યાં થયું છે ! જો એમનું અવસાન થાય તો ખરેખર દુઃખની વાત ગણાય. કેમ કે જે મહાપુરુષે જીવન આખું સેવામાં ગાળ્યું હોય, તેમનું અવસાન થાય તો કોને દુઃખ ન થાય ? પણ પૂ. બાપુજી મર્યા જ નથી. ખરી રીતે એમનું મૃત્યુ મરી ગયું છે.

એઓ ૭૮ વર્ષ ઉપરાંત જીવ્યા. એ સમય દરમ્યાન બાળપણ બાદ કરતાં તેમની એકેએક ક્ષણ તેમણે જીવી જાણી છે. છેલ્લાં ૫૦ ઉપરાંત વર્ષોમાં તેમણે નથી રવિવાર જોયો કે નથી તહેવાર જોયો. તે ખાવા બેસતા ત્યારે પણ દેશનું કામ કરતા. ને જાજરૂ જતા ત્યારે પણ દેશનું કામ કરતા. તેમણે શરીરને, મનને એવાં ઘડયાં કે ચોવીસે કલાક ખડે પગે કામ આવે. તે નિરાંતે કદી ઊંઘ્યા નહીં, અને સતત દેશની સેવા કરી. એમ કહેવાય છે કે યોગીઓનું આયુષ્ય ૪૦૦ વર્ષનું હોય છે. એ પ્રમાણે બાપુએ ખરેખર ૪૦૦ વર્ષનું કામ કર્યું. પછી ભગવાનને થયું કે આ દેહની પાસે ખૂબ કામ લીધું હવે એનું કામ પૂરું થયું.

અને પૂ. બાપુનો દેહ તેણે લઇ લીધો. શા માટે ? દુનિયાના ઉદ્ધાર માટે જ. હવે બાપુનો આત્મા આ પાંચ ફૂટના દેહમાં સમાઇ ન શકે એટલો મોટો થયો. તે આત્માની ગતિ ખૂબ વેગવાન હતી. તેની સાથે દેહ ચાલી શકે એમ નહોતો. અને આત્માના ઉડ્ડયનમાં તે વિક્ષેપ ન કરતો હોય એમ થવા લાગ્યું ! તેથી ભગવાને એ આવરણ દૂર કર્યું. તેમણે ઘણાં વર્ષ પૂર્વે કહેલું કે હું મરીશ ત્યારે હવામાં ઊડી નહીં જઉં, પણ કસવિનાની જમીનમાં ખાતર થઇશ.

**બાપુનો પુનર્જન્મ થયો:**—એટલે બાપુ પોરબંદરમાં પુતળીબાઇને પેટે જન્મ્યા હતા, તે જન્મનું કાર્ય પુરુ થયું અને હવે તે વિશ્વને પેટે–સૈદ્ધાન્તિકદેહે જન્મ્યા છે. તેમનો આત્મા આજે વિશ્વમાં પ્રગટ થયો છે.

**ધન્ય મૃત્યુ: ધન્ય જન્મ**–આ જન્મ પણ કેવા શુભ ચોઘડિયે થયો ? પૂ. બાપુ ઇચ્છતા હતા કે સેવાકાર્ય કરતાં કરતાં મારો દેહ પડે અને તે વખતે મારા મોંમાંથી રામનામ જ નીકળે, આ બન્ને ઇચ્છાઓ ભગવાને પૂરી કરી છે. મહાપુરુષને છાજે તેવું મૃત્યુ થયું. તેમણે જગતની સેવા છેલ્લી ક્ષણ સુધી કરી. અને જગત પાસેથી તેમણે એક ક્ષણની ય સેવા ન લીધી. પ્રાર્થનાના વિચારમાં, પ્રાર્થના–સ્થાને ભગવાનનું નામ લેતાં લેતાં વિષાદરહિત અને હસતા મોંએ એક ક્ષણમાં તે દેહને ત્યજી દે છે. અને વિશ્વના એકેએક માનવીમાં પહોંચી જાય છે અને વિશ્વમાં પ્રગટ થાય છે.

હું તો ૧લીએ વર્ધા જવાનો હતો. અને તેમને મળવા ઇચ્છતો હતો. પણ હવે તો હું આંખ મીંચી દઉં એટલે તરત મળી શકું છું.

એમનો દેહ હતો ત્યારે એ જે કહેતા હતા તે કેટલીકવાર કેટલાયને ગમતું ન હતું. હવે તો એવું કંઇ જ રહ્યું નહીં. હવે તો તેનો આત્મા આપણને સતત જાગૃત રાખવાનું કામ કરશે. તે સદેહે જે ન કરી શકયા, તે હવે તેમનો આત્મા કરશે.

હા, એ વાત ખરી છે કે આપણને તેમની ખોટ લાગશે. અને આપણે બધા મોહથી તદ્દન મુક્ત ન હોવાથી દુઃખ પણ થશે. બાપુની દૃષ્ટિએ તો એમ જ કહી શકાય કે ભગવાન તેમની સેવામાં હતા. અને તેમણે જેવું ઇચ્છયું તેવું જ મૃત્યુ આપ્યું અને ભગવાન ભક્તને આધીન છે એમ જગતને બતાવ્યું.

**યુગાવતાર :** હજારો વર્ષોનો ઇતિહાસ જોતાંય આવો મહાપુરુષ થયો હોય એમ જણાતું નથી. રામ, કૃષ્ણ, બુદ્ધ વગેરે બધા અવતારો થયા આ એમના કરતાંય મહાન અવતાર થયો. મૃત્યુ પામ્યા પછી દરેકની જયંતી ઉજવાઇ છે. પણ બાપુના જીવન દરમ્યાન તો કરોડો માણસોએ વર્ષોથી તેમની જયંતી ઉજવી. દરેક ધર્મના દરેક જાતિના લોકોએ ઉજવી.

આજે પણ દુનિયાના દરેક દેશે તેના દેહ જવાથી આંસુ સાર્યાં. એવા દેહવાળો આત્મા કેટલો મહાન ગણાય !

આવો મહાન આત્મા હજારો વર્ષે આવ્યો. આપણું ધનભાગ્ય કે તેમના જમાનામાં આપણો અવતાર થયો. પણ જો તેમના જીવનમાંથી કંઇ જ ન ગ્રહણ કરીએ તો આપણું મહાન કમભાગ્ય પણ ગણાય.

એમણે તો જીવી જાણ્યું અને મરી જાણ્યું. તેમનું દેહથી કરવાનું કાર્ય પૂરું થયું એટલે તે જ ક્ષણે ભગવાને તેમને ઉપાડી લીધા.

હું એમના મૃત્યુને રડતો નથી. પણ આપણે એમણે આપેલા શિક્ષણમાંથી કેટલું ગ્રહણ કર્યું છે અને કેટલું ગ્રહણ કરવાના છીએ, તેની વિમાસણમાં છું ખરો. ઇશ્વર આપણામાં એટલું બળ આપો કે એમણે આચરેલા અને બોધેલા ધર્મમાંથી કંઇક કરી શકીએ !

# ગાંધીજી અમર છે

તે૦ અબઅલી લુકમાનજી ગાંધી

મહાત્મા ગાંધી ગોળીબારથી વીંધાઈને શહીદ થયા, અને તે પણ એક હિંદુના હાથે, આવું ઘાતકી અને રાક્ષસી કૃત્ય થયુ એથી આખા હિંદનું માથું શરમથી નમી પડે છે. મહાત્માજીએ જીંદગી પર્યંત અહિંસાનો ઉપદેશ આપ્યો અને પોતાના વર્તનમાં ઉતાર્યો, અને મહાત્માજીનું ખૂન હિંસા વડે થયું એ પણ એક આશ્ચર્યજનક ઘટના છે.

કુદરતના ગુહ્ય ભેદોનો પાર કોઈ માનવી પામી શકયો નથી અને પામી શકશે નહિ. કુદરતના બળો જે કામ કરી રહ્યા છે એ કામને પિછાનવું ઘણું જ મુશ્કેલ છે. કુદરતી બનાવો બન્યા પછી આપણે વિચારો બાંધી શકીએ છીએ.

મહાત્માજીના દુઃખદ અવસાનના સમાચર સાંભળીને હું આશ્ચર્યચકિત થઈ ગયો મુંબઈમા વિજળીવેગે ખબર ફેલાઈ ગઈ, પણ મને વિશ્વાસ બેસતો નહોતો. જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ નક્કર હકીકતો આવતી ગઈ અને છેવટે મહાત્માજી શહીદ થયા છે એવી ખાત્રી થઈ ગઈ. અને ત્યારે! મારા શોકનો પાર ન રહ્યો. મારૂં મન વ્યાકુળ થવા લાગ્યું. આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી, દિલ બેચેન થઈ ગયું, અને હુ સાવ અવાચક બની ગયો. બાપુજી, આપણા વચ્ચેથી એકાએક ઉપડી ગયા. બાપુજી તો પ્રેમાળ અને સત્યસ્વરૂપ હતા. અને એ સત્ય અને અહિંસાની મૂર્તિ ચાલી ગઈ. બાપુજીનું ઘણું યે સાહિત્ય વાંચ્યું, વિચાર્યું અને મનન કરેલું એ બધું યાદ આવવા લાગ્યું. અને જેમ જાણે આપણો આત્મજન ખસી ગયો હોય અને જેટલું દુઃખ થતું હોય, એનાથી પણ વધારે દુઃખ થવા લાગ્યું. ગાંધીજી તો અમર હતા જ, પણ શહીદ થવાથી એ અમર કીર્તિ ઉપર સોનાનો કળશ ચડી ગયો અને એક અવતારી પુરુષની ગણનામાં મૂકાઈ ગયા.

ગાંધીજી જીવતા હતા ત્યારે મતભેદ થતો હતો પણ હવે એમ લાગે છે કે એ મહાન નર હિંદને 'આઝાદ' બનાવવા આવ્યા હતા અને આઝાદી અપાવી-ને તરત જ ચાલી નીકળ્યા. એઓ રાજદ્વારી મહાન પુરુષ હતા, પણ રાજદ્વારી કાવાદાવાથી પર હતા. સામાજીક મહાન સુધારક હતા, પણ સમાજથી પર હતા. ધાર્મિક મહાન નેતા હતા, પણ ધર્મના ઝઘડાથી પર હતા. આવા વંદનીય પુરુષ આપણા કમનસીબે આપણી વચ્ચેથી ઉપડી ગયા અને તે પણ અચાનક! આપણને શોકમાં ડુબાવીને રોતા મૂકીને ચાલી નીકળ્યા. 'એકલો જાને! એકલો જાને!' એવી રીતે દેશને અનાથ બનાવીને, રોતા મૂકીને શહીદ બનીને ચાલી નીકળ્યા.

આપણે તેના ગુણગાન ગાઈએ એ ઘણા જ ઓછાં છે. આપણી જીભમાં, કે કલમમાં શક્તિ નથી કે એમની પ્રશસ્તી કરી શકીએ. એ તો વખાણથી પણ પર હતા. ગાંધીજીના અવસાન ઉપર અશ્રુ સારીએ એથી કાંઈ વળવાનું નથી. એ જે ઉપદેશ આપી ગયા છે, એને વર્તનમાં ઉતારીએ, હિંદુ-મુસ્લિમ, ભાઈ ભાઈ બનીને રહીએ. આપસના વેર-ઝેર ભૂલી જઈએ અને એમણે અધુરૂં મુકેલું કાર્ય પાર ઉતારીએ, પ્રભુ એ કાર્ય પાર ઉતારવાની આપણામાં શક્તિ આપો. એ મહાન નરના પગલે ચાલવાનું આપણામા બળ આવો. જે કામ એ જીવતા હતા ત્યારે આપણે ન કરી શકયા, એ કામ એમના અમર મૃત્યુ પછી આપણે કરવાને સમર્થ નીવડીએ.

બાપુજીને જ્યારે પેલી ગોળી વાગી, ત્યારે તેઓ 'હે રામ! હે રામ!' એમ બે વખત બોલીને ગરદન નાખી દીધી—ઢળી પડયા એ વિચાર આવે છે ત્યારે મહાત્માજીની મહત્તા યાદ આવે છે. મહાત્માજી એ મહાત્મા નહોતા, પણ એનાથી યે પર હતા. એમણે 'વૈષ્ણવ જન તો તેને કહીએ' એ પંક્તિઓને પોતાના વર્તનમાં ખરેખર ઉતારી હતી. એવું હિંદમા વસતા હિંદુ અને મુસ્લિમો, મિત્રો અને શત્રુઓ, બધાને એકસરખી રીતે લાગવા માંડયું. અને તેમા યે દિલ્હીમાં બનેલા બનાવોએ બતાવી આપ્યું કે મહાત્માજી એકલા હિંદુના મિત્રો હતા એમ નહિ પણ મુસ્લિમોના મિત્ર હતા એ સિદ્ધ કરી બતાવ્યું. સંસારમાં રહીને પણ સંસારથી અલિપ્ત હતા. પાણીમાં રહીને કમળફુલ જેમ અલિપ્ત રહે છે તેમ ગાંધીજી પણ અલિપ્ત હતા—ગાંધીજી શહીદ થયા, ગાંધીજી અમર થયા. ગાંધીજીનો દેહ આપણી વચ્ચેથી ઉપડી ગયો, પણ એમનો આત્મા અને એમનું જીવનકાર્ય આપણી સમક્ષ મૂકી ગયા છે. એ પ્રમાણે વર્તન રાખવાની આપણામાં શક્તિ આવો, એવું ઇચ્છું છું અને મહાત્માજીના અમર આત્માને શાંતિ થાઓ. એ જ

ગાંધીજી અમર રહો!
મહાત્માજી અમર રહો!
બાપુજી અમર રહો!

એક પત્રમાંથી.

# ગાંધીજીની છેલ્લી મુલાકાત

પુરાતન બુચ

ગાંધીજીને વરસમાં એક વખત મળવાનો રિવાજ મેં રાખ્યો હતો. તે અનુસાર ૧૯૪૪માં તેઓને મળવા માટેની પરવાનીગી માગી. તેઓનો ઉત્તર આવ્યો :

'જરૂર, પુનાના નર્સીંગ હોમમાં ગમે ત્યારે આવીને મળજે.'

'૪૨ની લડત દરમીયાન એક વરસ સુધી છૂપતા રહ્યા પછી એક વરસ સાબરમતી જેલમાં અટકાયત તરીકે પસાર કરેલું એટલે લાંબે વખતે હું પુના પહોંચ્યો.

ડૉ. દિનશા મહેતાના નિસર્ગોપચારના બંગલાની પાછળ એક નાના મકાનમાં ગાંધીજીનો ઉતારો હતો. બધાં પોતપોતાના કામમાં પરોવાએલાં હતાં. ત્યારે ગાંધીજીના પત્રવ્યવહારની વ્યવસ્થા સાચવનાર શ્રી. વનમાલા પરીખની સાથે મેં ગાંધીજીને સંદેશો કહાવ્યો. તેઓ સવારનું ભોજન લેવાની તૈયારીમાં હતા. એટલે મને તરત અંદર બોલાવ્યો.

બાપુ એક ગાદી ઉપર પૂર્વાભિમુખ બેઠા હતા. ઘુંટણ ઉપર એક પત્ર હતો. તે ભોજનમાં કંઈક શાકનો રસ પીતાં પીતાં વાંચી રહેલા હતા. ઓરડામાં ડૉ. સુશીલા નાયર પત્રવ્યવહારનો થોકડો લઈને બાપુની ડાબી બાજુએ બેઠાં હતાં. જમણી તરફ શ્રી. મણીબહેન પટેલ બેઠાં બેઠાં કંઈક વાંચી રહેલાં હતાં.

મેં ઓરડામાં પ્રવેશ કર્યો કે તરત બાપુએ હસીને મારી સામે જોયું. હું પગે લાગ્યો. તેઓ બોલ્યા:

'કેમ કેટલીક જેલ ભોગવી ?'

'એક વરસ નાસભાગ ને એક વરસ જેલમાં અટકાયત.' મેં તેઓની સામે જ થોડે અંતરે બેસી જઈને ઉત્તર દીધો.

'નાસભાગનો કેવો'ક અનુભવ થયો ?'

'બહુ સારો નહિ !'

'કંઇ કામ કરેલું ખરું ?'

બાપુએ સ્હેજ ગંભીર થઈને જમતાં જમતાં પૂછ્યું.

'ના, કામ તો કંઈ જ ન કર્યું પકડાયો નહિ એટલું જ.'

'એમ કરવાથી શું લાભ થયો ?'

'લાભ કરતાં હાનિ વધારે થઈ. કારણ કે ઘણાએ એમ માન્યું કે અન્ડરગ્રાઉન્ડ રહીને હું ભારે લડત ચલાવી રહેલો હતો. પણ હકીકતમાં મારે નામે ભળતી જ વાતોનો પ્રચાર થયો ને મારા નામે ખોટી પત્રિકાઓ પણ નીકળી. એ બધું એવું બન્યું કે તેનો આજે હવે હું ઈન્કાર કરવા ધારું તો પણ કોઇ માને એમ નથી.'

બાપુ થોડીવાર શાંત રહ્યા, ને ચમચા વડે સુપ પીતાં પીતાં મારી સામે જોઈને પૂછ્યું :

'ત્યારે બધાં તોફાનો કોણ કરતું—કરાવતું ?'

'એ મારે મન પણ એક કોયડા જેવું જ રહ્યું છે. ઉત્સાહમાં તણાએલા વિદ્યાર્થીઓ ને યુવાનો એમાં હતા ખરા. પણ બધો દોર તો કોઇક જુદા જ આણુસોના હાથમાં હતો, જેઓને વિષે સ્પષ્ટ અભિપ્રાય આપી શકાય તેમ નથી લાગતું.'

'હં......ત્યારે તો ગુપ્તવાસનો તારો અનુભવ સારો ન કહેવાય ખરું ને ?'

'હા જી, એમ જ.'

'પછી પકડાયો કેવી રીતે ?' બાપુએ ઓચિંતો જ પ્રશ્ન કર્યો.

'મુંબઈમાં પારલામાં હતો, ત્યાંથી ઓચિંતો ઝડપાયો.'

'પછી પોલીસોએ કાંઇ ત્રાસ આપ્યો ખરો કે ?'

'ના, મુંબઈ પોલીસે ખાસ કાંઇ ત્રાસ ન આપ્યો. પણ મને બે દારૂડિયા સાથે પૂરેલો ખરો.'

અમારી વાતો ચાલતી હતી, ત્યાં સરદારશ્રી ઓરડામાં આવ્યા. મેં તેઓને નમસ્કાર કર્યા. સરદારશ્રી મારી સામે જ બેઠા. બાપુએ વાત આગળ ચલાવી :

'ત્યારે તને સાબરમતીમાં લઇ ગયા, પછી કાંઈ ત્રાસ આપેલો ખરો કે ?'

બાપુએ ચમચા વડે ફળનો રસ લેતાં લેતાં મારી સામે જોયું.

'સાબરમતીમાં મને એકલો અલગ પૂરવામાં આવ્યો, એટલું જ.'

# ગાંધીજી અમર છે

**તૈયબઅલી લુકમાનજી ગાંધી**

મહાત્મા ગાંધી ગોળીઓથી વીંધાઈને શહીદ થયા, અને તે પણ એક હિંદુના હાથે, આવું ઘાતકી અને રાક્ષસી કૃત્ય થયુ એથી આખા હિંદનું માથું શરમથી નમી પડે છે. મહાત્માજીએ જીંદગી પર્યંત અહિંસાનો ઉપદેશ આપ્યો અને પોતાના વર્તનમાં ઉતાર્યો, અને મહાત્માજીનું ખૂન હિંસા વડે થયું એ પણ એક આશ્ચર્યજનક ઘટના છે.

કુદરતના ગુહ્ય ભેદોનો પાર કોઈ માનવી પામી શક્યો નથી અને પામી શકશે નહિ. કુદરતના બળો જે કામ કરી રહ્યા છે એ કામને પિછાનવું ઘણું જ મુશ્કેલ છે. કુદરતી બનાવો બન્યા -પછી આપણે વિચારો બાંધી શકીએ છીએ.

મહાત્માજીના દુઃખદ અવસાનના સમાચર સાંભળીને હું આશ્ચર્યચકિત થઈ ગયો મુંબઈમા વિજળીકવેગે ખબર ફેલાઇ ગઈ, પણ મને વિશ્વાસ બેસતો નહોતો. જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ નક્કર હકીકતો આવતી ગઈ અને છેવટે મહાત્માજી શહીદ થયા છે એવી ખાત્રી થઇ ગઇ. અને ત્યારે! મારા શોકનો પાર ન રહ્યો. મારૂં મન વ્યાકુળ થવા લાગ્યું. આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી, દિલ બેચેન થઇ ગયું, અને હુ સાવ અવાચક બની ગયો. બાપુજી, આપણા વચ્ચેથી એકાએક ઉપડી ગયા. બાપુજી તો પ્રેમાળ અને સત્યસ્વરૂપ હતા. અને એ સત્ય અને અહિંસાની મૂર્તિ ચાલી ગઇ. બાપુજીનું ઘણું યે સાહિત્ય વાંચ્યુ, વિચાર્યું અને મનન કરેલું એ બધું યાદ આવવા લાગ્યું. અને કેમ જાણે આપણો આત્મજન ખસી ગયો હોય અને જેટલું દુઃખ થતું હોય, એનાથી પણ વધારે દુઃખ થવા લાગ્યું. ગાંધીજી તો અમર હતા જ, પણ શહીદ થવાથી એ અમર કીર્તિ ઉપર સોનાનો કળશ ચડી ગયો અને એક અવતારી પુરુષની ગણનામાં મૂકાઈ ગયા.

ગાંધીજી જીવતા હતા ત્યારે મતભેદ થતો હતો પણ હવે એમ લાગે છે કે એ મહાન નર હિંદને 'આઝાદ' બનાવવા આવ્યા હતા અને આઝાદી અપાવી-ને તરત જ ચાલી નીકળ્યા. એઓ રાજદ્વારી મહાન પુરુષ હતા, પણ રાજદ્વારી કાવાદાવાથી પર હતા. સામાજીક મહાન સુધારક હતા, પણ સમાજથી પર હતા. ધાર્મિક મહાન નેતા હતા, પણ ધર્મના ઝઘડાથી પર હતા. આવા વંદનીય પુરુષ આપણા કમનસીબે આપણી વચ્ચેથી ઉપડી ગયા અને તે પણ અચાનક! આપણને શોકમાં ડૂબાવીને રોતા મૂકીને ચાલી નીકળ્યા. 'એકલો જાને! એકલો જાને!' એવી રીતે દેશને અનાથ બનાવીને, રોતા મૂકીને શહીદ બનીને ચાલી નીકળ્યા.

આપણે તેના ગુણગાન ગાઇએ એ ઘણા જ ઓછા છે. આપણી જીભમાં, કે કલમમાં શક્તિ નથી કે એમની પ્રશસ્તી કરી શકીએ. એ તો વખાણથી પણ પર હતા. ગાંધીજીના અવસાન ઉપર અશ્રુ સારીએ એથી કાંઈ વળવાનું નથી. એ જે ઉપદેશ આપી ગયા છે, એને વર્તનમાં ઉતારીએ, હિંદુ-મુસ્લિમ, ભાઈ ભાઈ બનીને રહીએ. આપસના વેર-ઝેર ભૂલી જઈએ અને એમણે અધુરૂં મુકેલું કાર્ય પાર ઉતારીએ, પ્રભુ એ કાર્ય પાર ઉતારવાની આપણામાં શક્તિ આપો. એ મહાન નરના પગલે ચાલવાનું આપણામા બળ આવો. જે કામ એ જીવતા હતા ત્યારે આપણે ન કરી શક્યા, એ કામ એમના અમર મૃત્યુ પછી આપણે કરવાને સમર્થ નીવડીએ.

બાપુજીને જ્યારે પેલી ગોળી વાગી, ત્યારે તેઓ 'હે રામ! હે રામ!' એમ બે વખત બોલીને ગરદન નાંખી દીધી—ઢળી પડયા એ વિચાર આવે છે ત્યારે મહાત્માજીની મહત્તા યાદ આવે છે. મહાત્માજી એ મહાત્મા નહોતા, પણ એનાથી યે પર હતા. એમણે 'વૈષ્ણવ જન તો તેને કહીએ' એ પંક્તિઓને પોતાના વર્તનમાં ખરેખર ઉતારી હતી. એવું હિંદમાં વસતા હિંદુ અને મુસ્લિમો, મિત્રો અને શત્રુઓ, બધાને એકસરખી રીતે લાગવા માંડ્યું. અને તેમાં યે દિલ્હીમા બનેલા બનાવોએ બતાવી આપ્યું કે મહાત્માજી એકલા હિંદુના મિત્રો હતા એમ નહિ પણ મુસ્લિમોના મિત્ર હતા એ સિદ્ધ કરી બતાવ્યું. સંસારમાં રહીને પણ સંસારથી અલિપ્ત હતા. પાણીમાં રહીને કમળફુલ જેમ અલિપ્ત રહે છે તેમ ગાંધીજી પણ અલિપ્ત હતા—ગાંધીજી શહીદ થયા, ગાંધીજી અમર થયા. ગાંધીજીનો દેહ આપણી વચ્ચેથી ઉપડી ગયો, પણ એમનો આત્મા અને એમનું જીવનકાર્ય આપણી સમક્ષ મૂકી ગયા છે. એ પ્રમાણે વર્તન રાખવાની આપણામા શક્તિ આવો, એવું ઇચ્છું છું અને મહાત્માજીના અમર આત્માને શાંતિ થાઓ. એ જ

ગાંધીજી અમર રહો!
મહાત્માજી અમર રહો!
બાપુજી અમર રહો!

એક પત્રમાંથી.

# ગાંધીજીની છેલ્લી મુલાકાત

પુરાતન બુચ

ગાંધીજીને વરસમાં એક વખત મળવાનો રિવાજ મેં રાખ્યો હતો. તે અનુસાર ૧૯૪૪માં તેઓને મળવા માટેની પરવાનીગી માગી. તેઓનો ઉત્તર આવ્યો :

'જરૂર, પુનાના નર્સીંગ હોમમાં ગમે ત્યારે આવીને મળજે.'

'૪૨ની લડત દરમીઆન એક વરસ સુધી ઔપત્તા રહ્યા પછી એક વરસ સાબરમતી જેલમાં અટકાયત તરીકે પસાર કરેલું એટલે લાંબે વખતે હું પુના પહોંચ્યો.

ડૉ. દિનશા મહેતાના નિસર્ગોપચારના બંગલાની પાછળ એક નાના મકાનમાં ગાંધીજીનો ઉતારો હતો. બધાં પોતપોતાના કામમાં પરોવાએલાં હતાં. ત્યારે ગાંધીજીના પત્રવ્યવહારની વ્યવસ્થા સાચવનાર શ્રી. વનમાલા પરીખની સાથે મેં ગાંધીજીને સંદેશો કહાવ્યો. તેઓ સવારનું ભોજન લેવાની તૈયારીમાં હતા. એટલે મને તરત અંદર બોલાવ્યો.

બાપુ એક ગાદી ઉપર પૂર્વાભિમુખ બેઠા હતા. ઘુંટણ ઉપર એક પત્ર હતો. તે ભોજનમાં કંઈક શાકનો રસ પીતાં પીતાં વાંચી રહેલા હતા. ઓરડામાં ડૉ. સુશીલા નાયર પત્રવ્યવહારનો થોકડો લઈને બાપુની ડાબી બાજૂએ બેઠાં હતાં. જમણી તરફ શ્રી. મણીબહેન પટેલ બેઠાં બેઠાં કંઈક વાંચી રહેલાં હતાં.

મેં ઓરડામાં પ્રવેશ કર્યો કે તરત બાપુએ હસીને મારી સામે જોયું. હું પગે લાગ્યો. તેઓ બોલ્યા:

'કેમ કેટલીક જેલ ભોગવી ?'

'એક વરસ નાસભાગ ને એક વરસ જેલમાં અટકાયત.' મેં તેઓની સામે જ થોડે અંતરે બેસી જઈને ઉત્તર દીધો.

'નાસભાગનો કેવોક અનુભવ થયો ?'

'બહુ સારો નહિ ?'

'કંઈ કામ કરેલું ખરું ?'

બાપુએ સ્હેજ ગંભીર થઈને જમતાં જમતાં પૂછ્યું.

'ના, કામ તો કંઈ જ ન કર્યું પકડાયો નહિ એટલું જ.'

'એમ કરવાથી શું લાભ થયો ?'

'લાભ કરતાં હાનિ વધારે થઈ. કારણ કે ઘણાએ એમ માન્યું કે અન્ડરગ્રાઉન્ડ રહીને હું ભારે લડત ચલાવી રહેલો હતો. પણ હકીકતમાં મારે નામે ભળતી જ વાતોનો પ્રચાર થયો ને મારા નામે ખોટી પત્રિકાઓ પણ નીકળી. એ બધું એવું બન્યું કે તેનો આજે હવે હું ઈન્કાર કરવા ધારું તો પણ કોઈ માને એમ નથી.'

બાપુ થોડીવાર શાંત રહ્યા, તે ચમચા વડે સુપ પીતાં પીતાં મારી સામે જોઈને પૂછ્યું :

'ત્યારે બધાં તોફાનો કોણ કરતું—કરાવતું ?'

'એ મારે મન પણ એક કોયડા જેવું જ રહ્યું છે. ઉત્સાહમાં તણાએલા વિદ્યાર્થીઓ ને યુવાનો એમાં હતા ખરા. પણ બધો દોર તો કોઈક જુદા જ માણસોના હાથમાં હતો, જેઓને વિષે સ્પષ્ટ અભિપ્રાય આપી શકાય તેમ નથી લાગતું.'

'હં......ત્યારે તો ગુપ્તવાસનો તારો અનુભવ સારો ન કહેવાય ખરું ને ?'

'હા જી, એમ જ.'

'પછી પકડાયો કેવી રીતે ?' બાપુએ ઓચિંતો જ પ્રશ્ન કર્યો.

'મુંબઈમાં પારસીમાં હતો, ત્યાંથી ઓચિંતો ઝડપાયો.'

'પછી પોલીસોએ કાંઈ ત્રાસ આપ્યો ખરો કે ?'

'ના, મુંબઈ પોલીસે ખાસ કાંઈ ત્રાસ ન આપ્યો. પણ મને બે દારૂડિયા સાથે પૂરેલો ખરો.'

અમારી વાતો ચાલતી હતી, ત્યાં સરદારશ્રી ઓરડામાં આવ્યા. મેં તેઓને નમસ્કાર કર્યા. સરદારશ્રી મારી સામે જ બેઠા. બાપુએ વાત આગળ ચલાવી :

'ત્યારે તને સાબરમતીમાં લઈ ગયા, પછી કાંઈ ત્રાસ આપેલો ખરો કે ?'

બાપુએ ચમચા વડે ફળનો રસ લેતાં લેતાં મારી સામે જોયું.

'સાબરમતીમાં મને એકલો અલગ પૂરવામાં આવ્યો, એટલું જ.'

સરદારીશ્રીએ એ સાંભળીને હસીને કહ્યું: 'હા, પણ એ કાંઇ આપણા જેવા માટે ત્રાસ તો ન જ કહેવાય ને?'

'ત્રાસ તો નહિ જ એ ખરું છે.' બાપુ બોલ્યા ને પછીથી ઉમેર્યું:

'જેલમાં કેટલું રાખ્યો?'

'એક વરસ' મેં કહ્યું.

'પછી હવે કામમાં શું ચાલે છે?' બાપુએ તરત પૂછ્યું.

'શહેરના સફાઇ કામદારોની સેવાનું જ કામ પાછું શરૂ કર્યું છે.'

'ને નિર્વાહ માટે શી વ્યવસ્થા છે?'

બાપુના સ્વભાવની એ ખાસિયત હતી કે પ્રત્યેકની વ્યાવહારિક બાબતમાં પૂરી કાળજીથી તેઓ રસ લેતા ને ધ્યાન રાખતા કે કોઇ જ કાર્યકર મુશ્કેલીમાં ન રહે. એટલે તેઓએ આ પ્રશ્ન પૂછ્યો. તેનો ઉત્તર દેતાં મેં કહ્યું:

'હાથબનાવટના કાગળો વેચું છું. તેમાંથી જરૂર જોગું મળી રહે છે.'

'એટલા બધા કાગળ કોણ ખરીદે છે?'

'અમદાવાદની મીલોમાં કાપડ ઉપર લપેટવા માટે સારા પ્રમાણમાં એ કાગળ વપરાય છે.'

'કયા કયા મીલ-માલેકો એ કાગળ ખરીદ કરે છે?' બાપુ જમવાનું લગભગ પૂરું કરી રહેવા આવ્યા ત્યારે તેઓએ પૂછ્યું. મેં ઉત્તરમાં તેઓને જે જે મીલ-માલેકો કાગળ ખરીદ કરતા હતા તે બધાનાં નામો કહી સંભળાવ્યાં.

...પછી સરદારશ્રી, શ્રી મણીબહેન અને બાપુએ અમદાવાદ અંગે જુદી જુદી બાબતોમાં વાતો કરી ને થોડીવાર પછી મે બાપુજીને પગે લાગીને જવાની રજા માગી.

પૂનાના એ નાનકડા મકાનના ઓરડામાં થએલી એ મુલાકાત મારે માટે છેલ્લી હતી તે સ્વપ્ને પણ શેની કલ્પના હોય!



# ધ્રુવતારો વિલાયો

(સ્રગ્ધરા)

હૈયું કેમે ન માને, સમજ નવ પડે, કંપ અંગાંગ જાગે,
થંભે છે આંસુ નેત્રે, હ્રદય ધબકતું વેગથી, ફાળ સાથે!
મૃત્યુ? તે બાપુજીનું? જગતજન તણાં બંધનો દિવ્યને યે??
ગાંધીને મૃત્યુ હોયે? અવ વહી ગયું સૌભાગ્ય આ ભારતીનું!
સાહીને હાથ જેના ડગુમગુ પ્રગટી જાગૃત ભારતીની;
આવી ના સ્થિરતા, ત્યાં અતિવ વિકટ માર્ગે હવે ચાલશે શે?
ઝંઝાવાતે પડેલા મનુજકુલતણો એક વિશ્રામઘાટ
ભાંગી તેને ય, આવી નવ જરીય દયા માનવીની વિધાત્રી?
સાચા સ્વાતંત્ર્યની જ્યાં પ્રસવતણી વ્યથા ભારતીને અસહ્ય!
ઇર્ષ્યા ને રક્તરંગ્યું જગત પ્રતિપળે પાશવી ગર્ત ડૂબે,
ગાઢા અંધકારમાં ત્યાં ઝળહળ જગતો તારલો, માર્ગદ્રષ્ટા,
તે યે આજે બુઝાયો!—અધિક અવર શું કારમું હોય ભાગ્ય?
ગાંધીને મૃત્યુ શું? જે અમરરૂપ સ્વયં સચ્ચિદાનંદમૂર્તિ!
હૈયે છે શોક માત્ર, જગતપ્રગતિનો ધ્રુવતારો વિલાયો!!

મુકુન્દરાય પંડ્યા

# ગાંધીજીની અસર નીચે

જેઠાલાલ ગાંધી

સન ૧૯૨૦માં અમદાવાદ ગુજરાત રાજકીય પરિષદે તથા કલકત્તામાં મહાસભાએ અસહકારનો ઠરાવ પસાર કર્યો ત્યારબાદ ગાંધીજી આખા દેશમાં ફરતા હતા તે અનુસાર ઓક્ટોબર માસમાં તે ગુજરાતમાં ફરતા હતા. એક દિવસે અમને મહેમદાવાદમાં ખબર મળ્યા કે આજે સવારની દસની ગાડીમાં તે અહીંથી પસાર થાય છે. એટલે તેમને મળવા ગામના લોકો સ્ટેશને પહોંચ્યા, તેમાં હું પણ હતો અને મેં સૌથી પહેલાં ગાંધીજીને તે વખતે જોયા. તે અગાઉ ખેડા સત્યાગ્રહની લડત ચાલુ હતી ત્યારે થોડું સને ૧૯૧૯નાં અમદાવાદનાં તોફાનો વખતે વિશેષ પ્રમાણમાં તેમના વિષે સાંભળેલું, પણ તેમને નજરે જોવાનો પ્રસંગ તો સન ૧૯૨૦માં જ મળ્યો.

તે વખતે ગામના લોકોના આગ્રહથી નવેમ્બરની પહેલી તારીખે સવારના મહેમદાવાદમાં આવ્યા અને બધું મળીને ચાર કલાક જેટલો સમય રોકાયા તેટલામાં તો તેમણે ગામના આગેવાનો સાથે વાતો કરી, તેમજ સ્ત્રીઓ અને પુરુષોની અલગ અલગ સભાઓ ભરી. આ ઉપરાંત તેમને ગામમાં સરઘસ રૂપે ફેરવ્યા તેમાં વખત ગયો તેનો સમાવેશ પણ ખરો. આ દિવસે સૌથી પહેલાં તે થોડા વખતમાં કેટલું કામ કરી શકે છે તે મને સમજાયું અને માણસો સાથેની વાતચીતમાં તેમને સચોટ અસર કરી શકે છે તે અનુભવ્યું.

ત્યાર પછી તો દેશવ્યાપી પ્રચંડ હિલચાલ જાગી અને એક અસહકારી વિદ્યાર્થી હોઈ હું પણ વર્તમાનપત્રો દ્વારા તથા સભાસરઘસોમાં જોડાઈને તે વિષે જાણકાર રહેતો. પણ ગાંધીજીનાં વ્યાખ્યાનો સાંભળવાનું બહુ બનતું નહિ. ૧૯૨૧ની અમદાવાદની મહાસભા વખતે પોતાને લડત આગળ ધપાવવા માટેનો સરમુખત્યાર નીમવાનો ઠરાવ રજૂ કરવા તે ઊભા થયા અને લાંબો ઠરાવ વાંચ્યા બાદ તેમણે ભાષણ કર્યું. તે ભાષણના સૂર આજે પણ ગુંજે છે અને એ દૃશ્ય આંખ સમક્ષ તરવરે છે.

સને ૧૯૨૨માં હું વિદ્યાપીઠમાં વિદ્યાર્થી તરીકે જોડાયો ત્યારે તો તે જેલમાં હતા. એટલે આમરે તો તેમની પ્રેરણાથી જ અમારું નાવ ચલાવાનું હતું અને અમે સૌ ખૂબ ઉત્સાહપૂર્વક અમારાથી કરી શકાય તે બધી પ્રવૃત્તિઓ ઉપાડી લેતા. સન ૧૯૨૪માં તેમને ઓપરેશન કરવાનો પ્રસંગ આવ્યો તે વખતે મહાવિદ્યાલયમાં જે વાતાવરણ પ્રસરેલું અને અમારા આચાર્ય કૃપાલાનીજીએ ગદ્ગદ્ કંઠે ઉદ્બોધન કરેલું તથા અમે સૌ સરઘસ આકારે શહેરમાં ફરેલા તે પ્રસંગ પણ આજે નજર આગળ ખડો થાય છે.

ઓપરેશનમાંથી સાજા થયા બાદ ગાંધીજી અમદાવાદ આવ્યા અને અમારા મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને તેમણે સત્રની શરૂઆતનું મંગળ પ્રવચન આશ્રમમાં આપ્યું ત્યારે ખૂબ નજીકથી તેમનાં શબ્દો સાંભળવાના મળ્યાં અને મહાવિદ્યાલયના અમારા ચિત્રશિક્ષકે તે પ્રસંગનો તેમનો ફોટો લઈ પ્રગટ કરેલો તે ઘણા લોકોએ ખરીદેલો તેની સાથે મેં પણ ખરીદેલો. આજે પણ તે ફોટો મારી સમક્ષ તે દિવસનો પ્રસંગ તાજો કરે છે.

ત્યાર પછી તો દર વખતે જ્યારે પ્રસંગ મળે ત્યારે તેમનાં ભાષણો સાંભળવાનું બનતું અને કોઈ કોઈ વખત તો અમે આશ્રમની પ્રાર્થનામાં પણ જતા. તેમજ દર વર્ષે વિદ્યાપીઠનો પદવીદાન સમારંભ થાય ત્યારે તે વિદ્યાપીઠમાં આવતા અને વિદ્યાપીઠના શિક્ષણનું ઊંડું રહસ્ય સમજાવતા.

તેમ છતાં અમારામાંના ઘણાની કેળવણીની દૃષ્ટિ સરકારી શાળાઓમાં અપાતી દૃષ્ટિ મુખ્યત્વે હતી. અને આ બધાનો ખ્યાલ હંમેશાં કરતા. સન ૧૯૨૬ના વર્ષમાં મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓના સાપ્તાહિક "પંચતંત્ર"નો 'પ્રગતિ, ઐક્ય અને વિદ્યાર્થી' અંક નીકળ્યો તેમાં 'વિદ્યાર્થીઓ અને રાજકારણ' એવો એક લેખ તે વખતની મારી સમજ અનુસાર મેં લખેલો. તે વર્ષના પદવીદાન સમારંભ વખતે તેમણે જે પ્રવચન કરેલું તેમાં તેમણે આ લેખમાં વ્યક્ત કરેલી વિચારસરણીના જવાબમાં જે





શબ્દો કહેલા તે સાંભળતી વખતની મારી મનોદશા આજે પણ યાદ કર્યા સિવાય હું રહી શકતો નથી, અને 'પંચતંત્ર'ના અંકમાં વ્યક્ત થયેલા વિચારો કેવા ઉપરછલ્લા હતા તેનો ખ્યાલ આવે છે.

ગુજરાત મહાવિદ્યાલયમાં અમે અભ્યાસ કરતા હતા તે દરમિયાન વિદ્યાર્થી પંચાયતના અધિકાર વિષે વિદ્યાર્થીઓ અને આચાર્ય કૃપાલાનીજી વચ્ચે મતભેદ થયો. વિદ્યાર્થીઓને એમ થયું કે આચાર્યને અમારા અધિકાર ઉપર કાપ મૂકવાનો હક નથી. અને આચાર્યનું એમ માનવું હતું કે સંસ્થાના હિતની દૃષ્ટિએ વધુ કામ ગોઠવાવું જોઈએ. વિદ્યાર્થીઓના પ્રતિનિધિઓ ગાંધીજી પાસે ગયા. અને એમને પોતાની બાબત સમજાવી. તેમણે કહ્યું કે સાંજે કૃપલાનીને બોલાવીને બધું પતાવીશું. સાંજે સૌ ભેગા મળ્યા અને તકરારનો મુદ્દો તો પતી ગયો. અને જેના કારણે ભારે ઉહાપોહ ઊઠયો હતો તે બાબત સહેજમાં માત્ર ગાંધીજીની સમજાવટથી પતી ગઈ. બીજે દિવસે સૌને સમજાયું કે પાછલા દિવસની દોડાદોડી મિથ્યા ભલે ન હોય પણ બિનજરૂરી તો હતી જ.

સને ૧૯૨૬ના જૂનમાં જ્યારે વિદ્યાપીઠના એક સેવક તરીકે મને લેવામાં આવ્યો ત્યારે નવા વર્ષનો પ્રારંભ કરતાં ગાંધીજીએ કહેલું કે આજે નવા લેવાતા અધ્યાપકો વિદ્યાપીઠના સ્નાતકો છે અને તેમણે વિદ્યાપીઠ પ્રત્યેની જવાબદારી ગણવાની છે. આ આદેશ નજર સમક્ષ રાખીને પૂરાં સોળ વર્ષ સુધી મારી વિદ્યાપીઠ પ્રત્યેની ફરજ બજાવવા મેં પ્રયત્ન કર્યો હતો અને આજે પણ એ પ્રયત્ન ચાલુ રાખવાની મારી ફરજ માનતો રહ્યો છું.

વિદ્યાપીઠના સેવક તરીકેના સમય દરમિયાન ગાંધીજી સાથે અંગત રીતે પ્રસંગ પડે તેવું ખાસ નહિ બનેલું. પણ સાબરમતીનો આશ્રમ છોડયા પછી જ્યારે તેમને અમદાવાદ આવવાનું થયેલું અને તે વિદ્યાપીઠમાં ઉતરેલા તે વખતે તેમજ ઉતારા વગેરેની વ્યવસ્થા અંગે તેમની નજદીક આવવાનું બનેલું, અને તેમની સૂચનાઓ મળેલી.

અમદાવાદમાં બારમા સાહિત્ય સંમેલનના પ્રમુખ તરીકે તે આવ્યા તે વખતે ખાનઅબ્દુલ ગફારખાન તેમની સાથે આવેલા. તેમને (ખાનસાહેબને) અમદાવાદ મ્યુનિસિપાલિટી તરફ માન અપાયું ત્યારે તે મેળાવડામાં વિદ્યાપીઠમાંથી ઘણા વિદ્યાર્થીઓ, કાર્યકર્તાઓ વ. ગયેલા. પરિણામે સાંજે મોડા પાછા આવ્યા ત્યારે ખાનસાહેબના સાંજના ભોજન વગેરેની વ્યવસ્થા-બરાબર થઈ નહિ. આ વાતની ગાંધીજીને ખબર પડતાં તેમણે મને ખાસ બોલાવીને કહ્યું કે આપણે ત્યાં મહેમાન હોય તેમના પ્રત્યેની આપણી ફરજમાં ચૂકાય એવું આપણાથી કાંઈ જ ન થવું જોઈએ. આ શબ્દો આજ સુધી કદી વિસરાયા નથી.

તેજ પ્રસંગે બીજી પણ એક બાબતના લીધે અમારી વ્યવસ્થા ટીકાપાત્ર બનેલી. જે દિવસે ગાંધીજી વર્ધા જવાના હતા તે દિવસે આગલી ગાડીમાં તે વડોદરા શ્રી. અબ્બાસ સાહેબને ત્યાં ગયા હતા. અને પાછલી ગાડીએ બાકીની મંડળી આવે તેમની સાથે વડોદરાથી જોડાઈ જવાના હતા. રાતના મોડી ગાડીએ સ્ટેશને પહોંચવા જે વ્યવસ્થા કરેલી તે અમલમાં ન આવી એટલે સામાન તથા મહેમાનોને વખતસર સ્ટેશને પહોંચાડવાનું અશક્ય બન્યું. છેલ્લા ઉપાય તરીકે વિદ્યાપીઠના રસ્તા ઉપર ઈંટો ખેંચનારી મોટર લારી દોડતી હતી તેને રોકી સૌને માંડમાંડ સ્ટેશને પહોંચાડયાં પરંતુ એ દોડાદોડીમાં એક શાલ ગુમ થઈ. પ્રસંગ બન્યાના કેટલાક મહિના બાદ સેવાગ્રામમાં તેમની પાસે જવાનું થયું ત્યારે પહેલી જ વાત આવી. બરાબર કેમ થઈ એ પૂછયું. અને આવા પ્રસંગોએ આપણે પૂરેપૂરી અને પાકી ગોઠવણ કરી રાખવી જોઈએ એમ સૂચના આપી. કોઈ પણ બાબત વિષે કેટલા ચોકસ રહેવું જોઈએ તેનો બોધ આ પ્રસંગમાંથી મળ્યો અને આજ સુધી એનું રટણ રહ્યું છે.

પોતાની માંદગી પછી થોડા દિવસ આરામ કરવા માટે તે એક વખત વિદ્યાપીઠમાં આવેલા. તેમને સૂર્યના તડકામાં સૂવાનું ગોઠવાય છતાં તાપના કારણે અગવડ ન થાય તે માટે વિદ્યાપીઠની અગાશી ઉપર

એક નાનો તંબુ ઠોકવાની વાત યોજાઈ અને તે પછી તંબુ પણ આવી ગયો. અમારામાંના કોઈએ કદી તંબુ ઠોકેલો નહિ એટલે એની વિગતથી વાકેફ ન હતા. એટલે તેની ગોઠવણ કેમ કરવી તેનો વિચાર કરતા હતા. તે વખતે ગાંધીજી ખાટલામાં સૂતા પડેલા હતા. તેમણે પહેલું જ કહ્યું કે આ તંબુની મારે બીલકુલ જરૂર જ નથી. અને આપણે જરૂર માનીએ તો પણ આ સ્થળે તે ઠોકવાની સગવડ નથી. આવા તંબુ તો મેં કેટલાય ઠોકયા અને ઉખાડયા છે. એટલે તમે આ તંબુ અહીં કામનો નથી એમ ગણીને તે નીચે લઈ જાઓ તથા જ્યાંથી આવ્યો હોય ત્યાં પાછો પહોંચાડી દો. ઝીણી ઝીણી બાબતો વિષેના તેમના અનુભવોનો પરિચય આવા વખતે જ મળતો રહેતો. એ અનુભવ મળવાની તક હવે પૂરી થઈ.

આચાર્ય કૃપાલાનીજીનો લેખસંગ્રહ તૈયાર કરી છપાવ્યો ત્યારે તેની પ્રસ્તાવના ગાંધીજી લખે તો ઠીક એમ કૃપાલાનીજીએ મારા ઉપરના પત્રમાં જણાવેલું. તે અનુસાર ગાંધીજીને પત્ર લખી વિનંતિ કરેલી અને તેમણે તે તરત જ સ્વીકારેલી. પણ સાર પછી તે બિમાર પડી ગયા અને પ્રસ્તાવના લખી ન શકયા, છતાં તેમણે તે લખવાની ઇચ્છા ચાલુ રાખેલી. શ્રી. મહાદેવભાઈએ વાત કહી કે ગાંધીજી હા પાડે છે પણ તેમની અશક્ત તબિયત હોવાથી આપણે તેમનાં કામો જેટલાં ઓછાં કરાય તેટલાં કરવાં જોઈએ. તે ઉપરથી મેં પત્રથી ગાંધીજીને લખ્યું કે આપ આ પ્રસ્તાવના માટે શ્રમ ન લેશો. અમે આ વખતે પુસ્તક પ્રગટ કરી દઈએ છીએ. આપને શાંતિ અને સ્વસ્થતા હોય ત્યારે કાંઈ લખી મોકલશો તે પાછળથી પ્રગટ કરીશું. તરત જ જવાબ આવ્યો કે હું પ્રસ્તાવના મોકલવા ઇચ્છું છું અને થોડા દિવસમાં જ મોકલીશ. ત્યારબાદ આઠ દિવસમાં જ એક નાની શી પ્રસ્તાવના અમને મળી એટલું જ નહિ પણ પોતે પુસ્તક વાંચી ગયેલા તેમાં દેખાયલી ત્રુટીઓ પણ અમને લખી મોકલી. દરેક કાર્ય વિષેનો તેમનો આગ્રહ અને ચીવટ આ પ્રસંગે અનુભવ્યાં અને જીવન પર અસર પાડી ગયાં.

આજે ગાંધીજીનો દેહ આપણાથી અદૃશ્ય થયો છે પણ તેમનો આત્મા આપણા સૌમાં વ્યાપેલો છે. શ્રી. કાકાસાહેબે એક વખત વાતચીતમાં કહ્યું હતું કે ગાંધીજીની મહત્તા તેમનાં લખાણોના શબ્દોમાં નથી પણ એ લખાણની પાછળ જાણવા તેમને મળનાર સાથેની વાતચીતમાં જે ભાવ હોય છે જે પોતાપણું હોય છે તેમાં જ છે. તેમનાં લખાણ વાંચનાર અને તેમની સાથે વાત કરનાર સૌને લાગ્યા વગર નથી રહ્યું કે ગાંધીજી આપણને નિર્દેશીને બોલે છે અને આપણા હૃદયને બરાબર અસર કરે છે. આપણે સૌ આજે શોકગ્રસ્ત થઈએ છીએ તેનું કારણ એટલું જ છે કે-સૌને પોતાનું સ્વજન ગયાનું દુઃખ છે. એ સ્વજનનું સાચું સ્મરણ અને સાચું તર્પણ તે કવિ શ્રી. નાનાલાલના શબ્દો "આપના મૃત્યુએ તાત આછાં નીર ઊંડાં કીધાં"–એ ભાવના આપણામાં જગાવી તથા સફળ બનાવીને જ કરી શકાય. અને તે આપણા હતા તેની સૌને પ્રતીતિ કરાવી શકાય.



**મને** લોકો જણાવે છે કે તમે માર્યા જાત, પણ ઇશ્વરની કૃપાથી બચી ગયા. પરંતુ મારી બહાદુરી તો ત્યારે કહેવાય, કે મારી સામે બોમ્બ ફૂટે છતાં હું ડરું નહિં અને તમે જોઇ શકો કે બોમ્બથી મરવા છતાં છેવટે પણ હું હસતો જ રહ્યો.

ગાંધીજી

## શાંતિદાતા

પ્રશાંત

સંધ્યાને એક એ ટાણે
જાગેલી દુનીઆ કેરી
બધી એ આંખડી ભીની
જરી એ ઝંખવાણી થૈ.

જોતી એ દુનીઆ જાસ્તી જગતના સાદની સાથે,
એને દેખાય ભારતની જનેતા ડૂસકા ખાતી.

હજુ ના આક્રંદ શમિયા
નથી એ આંસુડા થંભ્યા
નવેલી ધાર સંગાથે
દીઠી જગભેદની વહેતી.

ઊના ઊના એ આંસુડા સાથે જાયે જન વહેતા
બધા દિલ એ બની બેદિલ માડીને વેદના કહેતા.

માડીનાં અશ્રુ યે ખૂટયા
જગત ચતન્ય ત્યાં વિલાયું.
બધો જન-ધોધ યે થંભ્યો
મહા ત્યાં આંચકો લાગ્યો

ગયા બાપુ! ગયા બાપુ!! ગયા બાપુ!!! તણી ચીસો
જગત ખૂણે ખૂણેથી આવતી એ કારમી ચીસો.

ઊંચેથી આભ એ તૂટયું!
સરકતી જાય શું ધરતી?
મનોમન કાયમી ત્યાં તો
જગત આખુંય ત્યાં થંભ્યું.

જગતશાંતિ તણા ચાહક બધી શાંતિ મૂકી ચાલ્યા!
જગત-ભૂલ્યા જગતને શાંતિ પાઠો આપતા ચાલ્યા!

તમારી સ્મૃતિએ બાપુ!
જગતને જીવવું બાપુ!

❀

# અજોડ ક્રાંતિકાર

અનંતરાય રાવળ

છેલ્લાં ત્રીસ વરસનું ભારત ગાંધીજીનું જ સર્જન છે. એ ત્રીસ વરસના ભારતના ચિત્રને ગાંધીજી જ ભરી દે છે. એ ગાળામાં દેશે અનુભવેલ પરિવર્તન સાદું પરિવર્તન નથી, ક્રાન્તિ છે. એ ક્રાન્તિના વિધાયક છે ગાંધીજી.

ઈ. સ. ૧૯૧૪–૧૫ માં એઓ ભારતને જ પોતાનું સેવાક્ષેત્ર કે તપોભૂમિ બનાવવા આવી, પહોંચે તે પહેલાં તેમની કીર્તિ અહીં પહોંચી ગઈ હતી. દક્ષિણ આફ્રિકામાં ગોરાઓનાં રંગદ્વેષ ને ઘુમાખીનો શાંત પણ તેજસ્વી પ્રતીકાર અહિંસક સત્યાગ્રહની વિજયી લડતથી કરી તેમણે ભારતનાં સ્વમાન ને આબરૂ વધાર્યાં હતાં. એ લડત, તેણે પ્રેરેલાં સેવાજીવન અને વિચારોનો ભારતમાં બહોળા ક્ષેત્રમાં વધુ સારો ઉપયોગ થઈ શકે એમ છે એ પ્રતીતિ સાથે તેઓ દેશમાં આવ્યા. પ્રારંભનાં વરસ તેમણે દેશનું સાચું દર્શન કરી તેને ઓળખવામાં ને તેના પ્રશ્નો પારખવામાં ગાળ્યા. પણ સ્વદેશવત્સલ, સેવાદીક્ષિત, કર્મયોગી, સત્યાગ્રહીને માટે સેવાનાં ક્ષેત્રો એક પછી એક ઉઘડતાં જ ગયાં.

તેમણે રાજકારણમાં ઝંપલાવ્યું. વિધિનિર્મિત પળે પ્રભુ મોકલ્યો પુરુષ ( Hero ) આવીને ઊભો રહ્યો. એ આવ્યો, જોયું ને જીત્યો. દેશની નેતાગીરી એના હાથમાં આવી પડી. ક્રાન્તિનાં પૂર ઉમટ્યાં. એ ક્રાન્તિએ ભારતની શકલ ફેરવી નાખી છે.

સૌથી પહેલું તો એ કે દેશસેવકનો જૂનો ખ્યાલ ભૂંસી નાખી તેનો નવો જ આદર્શ ગાંધીજીએ ઊભો કર્યો. દેશના નેતાગણને માટે ત્યાગની આકરી શરત એમણે મૂકી. રેલ્વેના પહેલા બીજા વર્ગોમાં ને ખાસ સલૂનોમાં ફરનારા ને દાદવૈભવમાં મહાલતા ભાષણ–બહાદુર નેતાઓ ગાંધીજીના આવ્યા પછી પ્રજામાન્ય નેતાઓ ન રહ્યા. બેરિસ્ટરી ને અંગત કમાણી અર્થે ધંધો તો ગાંધીજીએ ક્યારનાં છોડ્યાં હતાં, પણ અહીં આવીનેય ત્રીજા વર્ગની મુસાફરી, સાદામાં સાદું જીવન, ઓછામાં ઓછી જરૂરત, અને પોષાકમાં ફેંટા –અંગરખામાંથી પહેરણ–ટોપી પર અને પહેરણ–ટોપી પરથી એકલા કટિવસ્ત્ર પર આવી તેમણે બતાવેલી ત્યાગની ઉત્તરોત્તર ચડતી જતી માત્રા—આ બધાં વાનાંએ સાચો દેશસેવક તો આવો હોય એ જનતાને બતાવી આપ્યું. પોતે ફકીર થઈ દેશસેવક ફકીરોની જમાત ગાંધીજીએ ઊભી કરી.

ઈ. સ. ૧૯૧૯ પહેલાંની હિંદી રાષ્ટ્રીય મહાસભાને ત્યાર પછીની મહાસભા સાથે સરખાવી જોતાં મહાસભાનાં રુઆબ, ધ્યેય, નીતિ અને કાર્યપદ્ધતિમાં ગાંધીજીએ કેવું જબરૂં પરિવર્તન કરી નાખ્યું છે તે જણાઈ આવે છે. બ્રિટિશ સરકારને બીતાં બીતાં અરજીઓને વિનંતીઓ મોકલનારી સંસ્થા મટાડી સરકારને નિર્ભયતાથી સક્રિય લાત આપતી અને દેશની રાજકીય આકાંક્ષાઓને સિદ્ધ કરવા મથતી દેશભક્તોની કૃતનિશ્ચય સંસ્થા એને બનાવી દેનાર ગાંધીજી જ. હવે જ્યારે સ્વરાજ મળી ગયું છે ત્યારે એ મહાસંસ્થાનું ધ્યેય બદલી તેને રચનાત્મક કાર્યને વરેલા લોકસેવકોની સંસ્થા બનાવવાની ગાંધીજીની ઉમેદ હતી એ હવે સૌ જાણીએ છીએ. ગાંધીજી નિત્ય પ્રગતિશીલ જ રહ્યા છે એની એ નિશાની છે. સાથીઓ પાછળ રહી જાય, પણ એ તો આગળ ને આગળ વણથોભ કૂચ, એ કૂચના એકલયાત્રી તરીકે, પણ, કરતા જ રહ્યા.

ગાંધીજીની ભગીરથ સિદ્ધિ તો એમણે ભારતની બહુ સંખ્ય વિરાટ જનતાને તેની વર્ષોજૂની પ્રમાદ–તંદ્રામાંથી ઢંઢોળીને જગાડી દીધી એ છે. કોઈ પણ એક જ વ્યક્તિએ આટલાં થોડાં વરસમાં ખંડ જેવડા આપણા દેશમાં આટલું બધું ચૈતન્ય પ્રસરાવ્યું હોય એવો બીજો દાખલો આપણા ઇતિહાસમાં નથી. પ્રજાને એમણે જગાડી એટલું જ નહિ, તેને એમણે અભય શીખવ્યું, અને અભય પછી સત્ત્વસંશુદ્ધિ. પ્રજાને એમણે એનો આત્મા ઓળખાવ્યો, આત્મબળનું ભાન કરાવ્યું અને નિઃશસ્ત્ર છતાં આત્માના તેજથી જગતની એક જબ્બર શસ્ત્રસજ્જ સલ્તનતને પડકારતી કરી મૂકી, એ ગાંધીજીની એક મહાન સિદ્ધિ





નહિ તો બીજું શું ? પ્રજા આગરૂની, દંડની, જેલની, લાઠીમારની અને છેવટે ગોળીબારની બીકને ફગાવી દઈ દેશની મુક્તિને અર્થે લડતી થઈ, એ કંઈ નાની સૂની ક્રાંતિ નથિ

દેશમાં સાંસ્કારિક દૃષ્ટિએ પણ જબરી ક્રાન્તિ ગાંધીજીએ કરી છે એ ન આવ્યા હોત તો આપણે આપણું સ્વત્વ ગુમાવી પશ્ચિમ તરફ જ જોયા કરી લઘુતાગ્રંથિથી પીડાયાં કરી પરદેશી પોષક, પરદેશી ભાષા, પરદેશી કળા, પરદેશી આચારવિચાર ને પરદેશી ધર્મથી અંજાયા જ કરતા હોત મુંબઈને કિનારે દેશી પોશાકમાં ઉતરી, સન્માન–સમારંભમાં ગુજરાતીમાં જ બોલવાનો આગ્રહ રાખીને એ પુરુષાર્થીએ જે કાર્ય આ દેશમાં ત્યા બાદ કર્યું છે તેનાથી તેમણે આપણી નજર પશ્ચિમમાંથી પૂર્વ તરફ, આપણા પોતાના જ સંસ્કાર તરફ વાળી આપણી ભાષા, આપણા પોશાક ને આપણી રહેણીકરણીને પુનઃ પ્રતિષ્ઠિત કરી આપણા ધર્મ તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિનો અમર સંદેશ એમણે ફરી આપણને ને જગતને સંભળાવ્યો પશ્ચિમની સુખાળવી વિલાસિતાને ચાળે ચડી કયનો ક્યાં ચાલ્યો જાત તે દેશને સાદાઈ, સાત્ત્વિકતા સંયમ અને સેવાને માર્ગે એમણે વળ્યો આપણા દેશ પર પરમાત્માની એ મહેર છે કે એ જરૂરને વખતે રામકૃષ્ણ પરમહંસ ને વિવેકાનંદ ને ગાંધીજી જેવી વ્યક્તિઓને મોકલના રહી ભારતીય સંસ્કાર પરની રામ ઉરાડી તેનું સાતત્ય સાચવ્યા જ કરે છે જેના પાલનમાં નિધન થાય તો તે પણ શ્રેયસ્કર ગણાય એવો સ્વધર્મ આમ ગાંધીજીએ દેશને શીખવ્યો એ સ્વધર્મનું જ એક અંગ તે સ્વદેશી સ્વદેશીની ભાવનામાં પણ એમણે કેવો મોટો ફેરફાર કરી નાખ્યો તે આપણે જાણીએ છીએ

જ્યારે ચૈતન્યનો જુવાળ આવે છે ત્યારે પ્રજાજીવનના અંગેઅંગમાં તે ફરી વળે છે ગાંધીજી પડ્યા દેશના રાજકારણમાં, છતા સમસ્ત પ્રજાજીવન પર તેમણે અસર કરી છે એવી સમાજસુધારક અસર પણ તેમની ઓછી નથી વર્ણાશ્રમ પરત્વે તેઓ એ વ્યવસ્થા પાછળની જૂની ભાવનાના પ્રશંસક હતા, પણ જ્ઞાતિઓના નાના નાના કૂંડાળાં તોડવાના તો તેઓ આગ્રહી હતા જે લગ્નમાં બેમાંથી એક પરણનાર બીજી જ્ઞાતિનું હોય નહિ એ લગ્નને પોતે આશીર્વાદ નહિ આપવાનો એમણે છેવટે છેવટે નિર્ણય કર્યો હતો સ્ત્રીઓને ઘરની બહાર કાઢી દેશસેવામાં તેઓ કરી શકે તેવું દારૂના પીઠા ને પરદેશી કાપડની દુકાનોના પિકેટિંગ જેવું કામ બતાવનાર અને એ રીતે દેશની સ્વાતંત્ર્યલડતને દેશની અર્ધી સંખ્યાની મદદ મેળવી આપનાર પણ ગાંધીજી જ અને સૌથી મોટું તેમનું હિંદુસમાજની સુધારણાનું કાર્ય તો અસ્પૃશ્યતા–નિવારણનું છે, જેને ખાતર તો તેમણે પોતાના પ્રાણ હોડમાં મૂક્યા હતા

સાહિત્યમાં અને તે માટેની દૃષ્ટિમાં પણ ભારે પરિવર્તન ગાંધીજીને લીધે થયું છે એમને તો પોતાનો સંદેશો લોકોને સંભળાવવો હતો સામાન્યમાં સામાન્ય જરાક લખી વાંચી જાણનો માણસ સમજી શકે એવી ભાષા જ એમને માટે તો ધ્યેયપોષક એટલે એમણે ‘નવજીવન’ ને ‘હરિજન’ પત્રો દ્વારા જે લખ્યું તેણે ભાષાની સાદાઈનો એક નવો જ આદર્શ પૂરો પાડ્યો સાદાઈમાં એક પ્રકારનું સૌંદર્ય ને બળ વસે છે એ એમની ભાષાએ આપણને બતાવી આપ્યું છે એમની સત્યની ઉપાસનાએ એમને શબ્દવિલાસ ને અતિશયોક્તિથી દૂર રાખી જે સાદી, સ્વચ્છ સાત્ત્વિક, અકૃત્રિમ અત્યંત મિતાક્ષરી, અને છતાં ભાવવાહિતા અને બળમાં જરાય ઉતરતી નહિ એવી ગદ્યશૈલી એમની પાસે સર્જાવી, તેણે ગુજરાતી ગદ્યને વિકસાવ્યું છે પંડિતયુગની આડંબરી ભાષાનું જોર હઠાવવામાં ગાંધીજીની ભાષાનો મોટો ફાળો છે આમ સૌ કોઈ પણ સમજી શકે એવા લખાણને સાહિત્ય ગણવાની તેમની માન્યતાએ તેમજ દેશમાં ફેલાવેલી તેમની સમસ્ત વિચારણાએ સાહિત્યને જનતાભિમુખ અને જીવનાભિમુખ કરવામાં પણ પ્રત્યક્ષ ને પરોક્ષ ઉભય રીતે ઘણો ફાળો આપ્યો છે

કેળવણીનું ક્ષેત્ર પણ ગાંધીજીની વિચારણા અને પ્રવૃત્તિની વણસ્પર્શ્યું ગયું નથી શરીરશ્રમ અને ઉદ્યોગને પ્રારંભિક કેળવણીમાં મહત્ત્વનું સ્થાન આપી

કેળવણીને સ્વાભાવિક ને જીવન્ત બનાવનારી વર્ધા યોજનાના પ્રેરક તેઓ જ હતા. એ યોજનાનો અમલ કેળવણીના ક્ષેત્રમાં એ કેવું ક્રાન્તિકારક પગલું છે એ બતાવશે જ.

દેશને સાચો ઓળખનાર આપણા નેતાઓમાં કોઈ હોય તો તે ગાંધીજી હતા. હિંદ સાત લાખ ગામડાંનું બનેલું છે એ ભાને એમની વિચારણા ને સંદેશાને કાયમ પ્રેર્યાં કરેલ છે. ખાદી, ગ્રામોદ્યોગ, હિંદુ-મુસ્લીમ એકતા, હરિજનોદ્ધાર અને રચનાત્મક કાર્યક્રમનાં અન્ય અંગો પર મૂકેલો ભાર તેમની દૃષ્ટિ કેવી વેધક, દેશના ખરા રોગને પકડનારી અને કેવી મૂલભૂત તત્ત્વ પર ભાર મૂકનારી હતી. તે સ્પષ્ટ બતાવી આપે છે. વિચારક તરીકે એમની મૌલિકતા અને ક્રાન્તિકારતા પણ એ કહી આપે છે.

ઇશ્વરી સંકેતથી જ આવા પુરુષો પાકે છે. ભારત માટે નિવૃત્તિપરાયણ પ્રમાદવૃત્તિમાંથી કર્મયોગનો આ યુગ માગતો હતો તે ધર્મ દૃષ્ટાન્તથી બતાવવા જ જાણે પરમાત્માએ ગાંધીજીને મોકલેલા એમ આપણને સમજાવું જોઇએ. જેમનામાં ભારતીય સંસ્કૃતિનું જે કંઇ સર્વશ્રેષ્ઠ છે તે મૂર્ત થયું હતું, તેવા ગાંધીજી આ દેશની સંતપરંપરાના સંત હતા. પણ દેશને પોતાની અંતઘડી સુધી પોતાની મિનિટે મિનિટ આપનાર સંત હતા. રાજકારણ અને સાધુતા એ બંને નિસર્ગભિન્નાસ્પદ નથી એ બતાવી એમણે રાજકારણને ધર્મથી રંગી, વિશુદ્ધ બનાવ્યું, અને અહિંસાનો રાજકીય સ્વાતંત્ર્યની લડત માટે સામુદાયિક પાયા પર ભવ્ય પ્રયોગ કર્યો એ પણ ક્રાન્તિકારક જ ગણાય.

આ બધું વિચારતાં સમજાય છે કે ગાંધીજી વર્તમાન ભારતના યુગપુરુષ હતા, જે કાર્ય જીવતાં એમણે બજાવ્યું તે એમના મૃત્યુથી અને મૃત્યુ પછી પણ તે બજાવવાના છે. એમનું દિવ્ય-જન્મ-કર્મ પૂરું થયું નથી. શ્રી રવિશંકર મહારાજે કહ્યું હતું તેમ ગાંધીજીનો હવે તો જન્મ થાય છે.



## નિહાળ સખી !

નિહાળ સખી તારલો ઘૂમે ગગનમાં
ઘૂમે ગગનમાં,
હાંરે સખી તારલો ઘૂમે ગગનમાં.
આભની આભાને એ-
હૈયે ઉતારતો;
વ્યોમની વિશાળતા
અવનીમાં આણતો-તારલો ઘૂમે ગગનમાં
પૃથ્વી પગથારે
અજવાળાં વેરતો
દૂર તોય તારલો
સમીપે હસન્તો-તારલો ઘૂમે ગગનમાં
અમ્બર અટારીએ
ઉરની અગાસીએ
તારલાની ટીલડી
ચમકે રઢિયાળી-તારલો ઘૂમે ગગનમાં
હાંરે સખી તારલો ઘૂમે ગગનમાં
જોને સખી તારલો ઘૂમે ગગનમાં

રંજન પટેલ

## કલાચિંતન

[ લે. રવિશંકર રાવળ, પ્રકા. ભારતી સાહિત્ય સંઘ લિ. મુંબઇ–અમદાવાદ. મૂલ્ય સાડાત્રણ રૂપિયા.]

આપણા પ્રસિદ્ધ ચિત્રકાર અને આજના ઘણા જુવાન ચિત્રકારોના કલાગુરુ શ્રી. રવિશંકર રાવળનાં કલાલક્ષી લખાણો અને ભાષણોનો આ સંગ્રહ છે. 'ગુજરાતી સાહિત્યમાં હું ગ્રંથલેખક બનીશ એવું મારા વિદ્યાર્થી જીવનમાં સ્વપ્નું યે નહોતું.' એમ શ્રી. રાવળે ગ્રંથારંભના પોતાના 'સંવેદન' (?નિવેદન) લખ્યુ છે પણ ભાવનાશીલતાએ, હાજીમહમદના મૃત્યુએ અને 'કુમાર' માસિકના તંત્રીપદે પીંછી ને પેન્સીલ એ કલાકારના હાથમાં કલમ પણ મૂકી અને એમને લેખક અને ગ્રંથલેખક બનાવ્યા આજનો આ સુયોગ આણ્યો છે. સુયોગ એટલા માટે કે શ્રી. રાવળના લેખોના આ સંગ્રહથી આપણા અલ્પધન શું, નહિવત્ એવા કલા મહિમા અને કલાવિવેચનના સાહિત્યમાં ગણનાપાત્ર ઉમેરો થયો છે.

સંગ્રહમાંના ઘણા લેખોમાં સમાજ અને શિક્ષણ તંત્ર કળાઓને તેને ઘટતાં પ્રતિષ્ઠા અને સ્થાન નથી આપતા એની ફરિયાદ અને એવાં પ્રતિષ્ઠા ને સ્થાન એ એને આપે એ માટે ઝુંબેશ છે. બાળકની સિસૃક્ષાને ઓળખતા જ નહિ એવા કલાબધિર કેળવણી તંત્રની જડતાને તેમજ આપણા અત્યારના સમાજની કલોપેક્ષાને કર્તાએ અવારનવાર ઠીક સપાટા લગાવ્યા છે. કેટલાક લેખોમાં એમણે કલાનું સ્વરૂપ, અને સંસ્કાર ઘડતરના એક અનિવાર્ય સાધન તેમ જ સર્જકતા ને વ્યક્તિત્વના અભિવ્યંજક અવિષ્કાર તરીકે એનુ માનવજીવનમાં મહત્ત્વ ને મૂલ્ય સમજાવવાનો પ્રયાસ કર્યો છે. કેટલાક લેખોમાં તેમણે બાળકોને ચિત્રશિક્ષણ આપવાનો, સામાન્યને ચિત્ર જોતાં શીખવાનો અને કલાર્થીઓને કલાની ઉપાસનાનો માર્ગ બતાવ્યો છે. કેટલાક લેખોમાં તેઓ આપણી કલાદૃષ્ટિના ને 'કલાપ્રવૃત્તિઓના ઇતિહાસકાર કે પરિચયદાતા બન્યા છે. કેટલાક લેખોમાં રશિયા, જાપાન,

अ. म. रा.

અમેરિકા જેવા અન્ય દેશોની કલાની તેમણે વાત કરી છે.

આમ સંગ્રહના એકતાળીસ લેખોમાં શ્રી રવિશંકર રાવળ કલાના વકીલ, કલાશિક્ષક, કલાવિદ્ અને કલાવિવેચક એ ત્રણે સ્વરૂપમાં દેખાય છે. અને કલાકાર તો તેઓ છે જ. પુસ્તકના આરંભમાં મૂકેલું 'સંધ્યાગાન'નું રંગીન ચિત્ર તેમજ પુસ્તકનાં પાનાંઓમાં આડાઅવળાં વેરાયેલાં રેખાંકનો વાચકને એની પ્રતીતિ કરાવવા હાજર છે. કલાચિંતક અને લેખક તરીકે શ્રી. રાવળે પોતાની એક ભાષા ઉપજાવી લીધી છે. એટલે ગદ્યલેખક રાવળનું દર્શન પણ આ *પુસ્તક કરાવી રહે છે.*

અશુદ્ધિઓ ઘણી રહી ગઈ છે તે બીજી આવૃત્તિ વેળા સુધારી લેવાની ખાસ જરૂર છે. એ વખતે લેખોનો ક્રમ પણ વિષય વ્યવસ્થા સરખી રીતે વિચારીને નવેસરથી ગોઠવવાની આવશ્યકતા પણ સૂચવવાની છે.

## મેડમ ક્યુરી

[ લે. ડૉ. નરસિંહ મૂ. શાહ; પ્ર. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય બે રૂપિયા. ]

બબ્બે વાર નોબેલ પારિતોષિક મેળવનાર, રેડિયમની જગવિખ્યાત શોધક, પોતાની એ શોધનું પેટન્ટ ન લેતાં લખ લૂટ લક્ષ્મીની લાલચ જતી કરી સાચા વૈજ્ઞાનિકની શુદ્ધ જ્ઞાનોપાસના બતાવી પોતાની એ સિદ્ધિને સાર્વજનિક બનાવી પ્રસ્તાવનાકાર ' ધૂમકેતુ ' કહે છે તેમ ' પોતાની અદ્ભુત શોધ કરતા પોતે વધારે અદ્ભુત છે એ ' સિદ્ધ કરી બતાવનારી વિશ્વસન્માનિત મેડમ ક્યુરીનું આપણા તરુણોને પ્રેરણાદાયી નીવડે એવું જીવનચરિત્ર ક્યુરીના આત્મચરિત્ર અને તેની પુત્રી ઇવે લખેલા તેના ચરિત્રને આધારે ડૉ. શાહે વાર્તા–રસિક પ્રવાહી શૈલીમાં અત્ર આલેખ્યું છે. ચરિત્ર–નાયિકાની અવિરત જ્ઞાનોપાસન, નિસ્પૃહતા, આદર્શ ઓત ને અજબ વિનમ્રતા–એ સર્વનો પરિમલ આ ચરિત્ર ઠીક મહેકાવી રહે છે. પૃ. ૫૦માની બીજી લીટીમાં ' આદરમાન–શબ્દની જાતિની અને

પૃ. ૬૯ પરની 'વિદ્યાર્થિની' અને અભ્યાસિની' શબ્દોની જોડણીની જે ભૂલ થઇ છે તે ખટકે છે.

## લક્ષ્મીની પરીક્ષા

( અનુ. નગીનદાસ પારેખ; પ્ર. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય બે રૂપિયા. )

આ પુસ્તકમાં છપાયેલાં ચાર નાટક રવીન્દ્રનાથની કૃતિઓના ગુજરાતી અનુવાદ છે. ગુજરાત વિનય મંદિરનાં બાળકોને ભજવવા યોગ્ય નાટકો આપવાના હેતુથી અનુવાદક શ્રી. નગીનદાસ પારેખે એ તૈયાર કરેલા હતા અને તે પ્રથમ જુદાં જુદાં સામયિકોમાં છૂટા છપાયા હતા. ચારે નાટકો પૂરાં અભિનેય છે અને રવીન્દ્રનાથની બહુમુખી પ્રતિભાનું દર્શન કરાવે છે. સંગ્રહનું સૌથી મોટું કરુણ-ગંભીર નાટક 'ગૃહ-પ્રવેશ' જીવનના કારુણ્યનું અને માસીના મંગલમૂર્તિ પાત્રનું સુંદર દર્શન કરાવે છે. વિસ્તારમાં એકએકથી નાની એવી બાકીની ત્રણે કૃતિઓ કવિવરની પ્રફુલ્લ ચિત્તવૃત્તિનાં સર્જન છે. એ દરેકને એનું વિશિષ્ટ પ્રયોજન છે. વિદ્યાર્થિનીઓને ભજવવામાં ખપ લાગે એવું નાટક, 'લક્ષ્મીની પરીક્ષા' પૈસાથી માણસનું મન મોટું થતું નથી અને લક્ષ્મી તો એને ઉદારતાથી દયાદાનધર્મમાં વાપરનારને જ વરે એ રહસ્ય હસાવીને કહી જાય છે. 'મફતિયાં માલપાણી' છે તો પ્રસંગનિષ્ઠ હાસ્યનું એકપાત્રી લઘુનાટક છતાં એક માનવનમૂનો તે આબાદ રજૂ કરી જાય છે. છેલ્લા 'અંત્યેષ્ટિસંસ્કાર' માં ખડખડાટ હસાવે એવો કટાક્ષ છે.

## FREEDOM COME

[ લે. હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય; નાલંદા પબ્લિકેશન્સ, મુંબઇ; બાર આના ]

તા. ૧૫ મી ઑગસ્ટનો ભારતમુક્તિનો યાદગાર બનાવ સંવેદન-ધર્મી કવિકુલ વડે અણગાયો રહે એ તો કેમ જ બને ? ૧૫મી ઑગસ્ટના સ્વરાજપ્રાપ્તિ દિનને વધાવતું શ્રી. હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયનું ૨૧૦ લીટીનું આ અંગ્રેજી કાવ્ય તે દિવસની ઉષાના આગમનને વધાવી, ત્રણ પેઢીની શહીદોને એનો જશ આપી, ક્રાન્તિકારીઓ, નિર્વાસિતો, આઝાદ હિંદ ફોજ, સુભાષ, જમીન સાગર ને હવામાં યુદ્ધમાં લડેલા ભારતના સૈનિકો, 'ભગ્નહૃદય નિષ્ઠાવાન સ્વપ્નદ્રષ્ટા' ગાંધીજી, ખેડુઓ ને મજદૂરો, હૈદરાબાદ-કાશ્મીર-ત્રાવણકોર જેવાં રાજ્યોને લડત આપનાર પ્રજાજનો-આ સૌ જે આ અ-પૂર્ણ વિજયનો દિન પાસે લાવ્યા તેમને ન ભૂલવાનો પ્રથમ અનુરોધ કરે છે. પછી આપણી આઝાદીની સાચી ઉજવણીનો માર્ગ બતાવે છે અને અંતમાં ભારતના એક રાષ્ટ્રને બેમાં વિભક્ત કરતી અંગ્રેજોની પ્રપંચલીલાની વાત છેડી એ લીલાને ફાવવા નહિ જ દેવાનો નિરધાર વ્યક્ત કરે છેઃ

The Mother is divided on the mat.
She shall not be divided in our hearts.

એચ. કે. હેબ્બરનાં જોરદાર રેખાવાળાં સુશોભન કાવ્યાંતર્ગત ભાવને પોષક છે.

## સ્વાતંત્ર્ય પ્રભાત

[ લે. નાથાલાલ દવે : સંસ્કાર સાહિત્ય મંદિર, જોરાવરનગર; છ આના ]

ઉપરના અંગ્રેજી કાવ્યથી માફક તા. ૧૫ મી ઑગસ્ટના રોજ પ્રગટ થએલ સત્તર કાવ્યોની આ પુસ્તિકાનાં '૧૫મી ઑગસ્ટનું પ્રભાત' 'હરખ હવે તું હિંદુસ્તાન' 'નવો રાષ્ટ્રધ્વજ' આદિ કાવ્યો ભારતની આ સ્વતંત્રતાને આપણા ઉત્સાહી કવિ નાથાલાલ દવે કેવી રીતે વધાવે છે તે બતાવે છે. 'પ્રથમ પ્રભાતની પ્રાર્થના' 'આવે આઝાદી' તથા 'કારવાં' જેવાં કાવ્યોમાં હવે કરવાના કામનું ઉત્સાહભર્યું સૂચન છે. પણ આ આઝાદીના ભાગલા લેતી આવી તે માટે કવિનો વિષાદ પણ વ્યક્ત થાય છે અને તે 'સમુદ્રમંથન' અને 'ભલે જુદા પડ્યા દોસ્તો' એ કાવ્યોમાં કેટલાંક કાવ્યો ગાંધીજીવિષયક છે. અને નૌઆખલીનું તેમનું કાર્ય બે કાવ્યમાં ઉલ્લેખાય છે. સ્વતંત્ર ગવાની વાતો કરનાર રિયાસતો માટે ય કવિએ બે કાવ્ય લખ્યાં છે. કવિતાની દૃષ્ટિએ '૧૫ મી ઑગસ્ટનું પ્રભાત', 'પ્રથમ પ્રભાતની





પ્રાર્થના' 'બાપુ, કૂર હજી વિશ્રામ,' 'હાય,' 'ભને જુદા પડ્યા, દોસ્તો' અને 'કારવા' એ સાત સમહના સારાં કાવ્યો છે

### વિશ્વજ્યોતિ

[ લે મંગળદાસ જ ગોરધનદાસ, એન એમ ઠક્કરની કં મુંબઈ દોઢ રૂપિયો ]

જાડા ગ્લેઝ કાગળ પર દરેક પાનાની પૂંઠ ભૂ પર ગાંધીજીના રેખાંકનવાળી મોટા કાનેનકગ્નો ગુણુ દર્શી આમુખ પામેલી ૮૨ કડીની આ ગાંધીપ્રશસ્તિમાં ગાંધીજીની સિદ્ધિઓ ને જીવનકાર્યને ભાવપૂર્વક વર્ણવતા કવિ તેમની પ્રત્યેનો પોતાનો આદર કડીએ કડીએ વ્યક્ત કરે છે નીચેની જેવી પંક્તિઓ યાદ રહી જાય તેવી છે

ધર્મની ગ્લાનિ થતી તી જ્યારે માનવીના અંતરમાં
સત્ય તણો સંદેશો દેવા માટે ગાંધી આવ્યા

×

ભારતનાં સંતાનોને તે આંખે ઓજસ દીધા

×

ઈસુનો ક્રોસ પ્રીતી ને દીનતા ગાંધીએ અપનાવ્યા

×

ગાંધી તો આ ભૂતલ ઉપર સર્વ સતનું સંગમ

કવિત્વ સાધારણ છે પદ્ય રચના પ્રવાહી છે અનુસ્વારની ભૂલો ઘણી છે ૬ ઠ્ઠી કડીમા 'નર્યનો' નું નરીગ્નતિમાં મૂકવાની ભૂલ થઈ છે અને છમીમાં ઓપ્યે ને બદલે હોપે છપાયુ છે

### સ્વરાજ આવ્યુ ?

[ લે વજુભાઈ શાહ, સંસ્કાર સાહિત્ય મંદિર જોરાવરનગર, કાઠિયાવાડ, દશ આના ]

કાઠિયાવાડના એક ઉત્સાહી ભાવનાશાળી અનુભવી અને નિષ્ઠાળુ કાર્યકર શ્રી વજુભાઈ શાહે ૧૫ મી આગસ્ટના સ્વાતંત્ર્યોત્સવની આસપાસના દિવસોમા ગ્રામવાસીઓની સભાઓમા તથા વિદ્યાર્થીવર્ગ સમક્ષ પોતે કરેલા ભાષણો અને ચર્ચાઓને પ્રશ્નોત્તરીરૂપે અત્ર સ્થાયી સ્વરૂપ આપ્યુ છે કેવા ભોગે આ સ્વરાજ મળ્યુ છે, એને ભાગલા કેમ સ્વીકારવા પડ્યા તેની વાત કરી શ્રી વજુભાઈએ હિંદુ-મુસલમાનના વેરઝેર રજવાડા અને ઉદ્યોગપતિઓએ ખરાબ કરી મૂકેલી પરિસ્થિતિ તરફ ધ્યાન દોરી, આપણા મુક્તિમંદિરમા તો ખૂબ સાફસૂફી ને મરામત કર્યા પછી જ રહી શકાશે એમ કહી સૌનો એ કાર્યના ઇજનેર કે કારીગર નહિ તો હાડિયા તો થઈ જ જવાનો ધર્મ પ્રબોધ્યો છે ત્યારપછી આપણા રાષ્ટ્રીય વાવટાનું રહસ્ય સમજાવી લોકોના જીવન પર તેનો રંગ દેખાડવો બાકી છે એમ ચાનક ચડાવી તેમણે સાચા સ્વરાજની કલ્પના તે સમજી શકે એવાં દલીલદૃષ્ટાંતો સાથે જનતા આગળ રજૂ કરી છે અને જનતાના દરેક અંગનું તેમા સ્થાન ને કર્તવ્ય નિર્દેશ્યાં છે આવેલા સ્વરાજને સારી રીતે ભોગવવા માટે પ્રજાને તૈયાર કરવામા આ પ્રકારનુ સાહિત્ય ઘણુ કામ બજાવે આમ હોવાથી આ પુસ્તિકા ખૂબ આવકાર ને પ્રચારને પાત્ર છે

### બ્રિટિશ શાહીવાદની જંજીરો

[ લેખક-પ્રકાશક, પ્રાણશંકર સોમેશ્વર જોષી જોહાનિસબર્ગ દક્ષિણ આફ્રિકા, મૂલ ત્રણ રૂપિયા ]

'ગંગદેવનો દુર્ગ' તથા 'દક્ષિણ આફ્રિકાની રંગભૂમિ'ના કર્તા શ્રી પ્રાણશંકર જોષીએ હિંદના રાજકીય પ્રશ્ન અને બંધારણીય વિકાસ પર લખેલા ગ્રંથની ભૂમિકા પૂરી પડતી બ્રિટિશ સામ્રાજ્યની તેના ગોરા ને બિનગોરા સંસ્થાનો પ્રત્યેની શાહીવાદી નીતિ અને તેમાં થતા ગએલા ફેરફારો સંબંધી સામગ્રી તેમાંથી અલગ તારવી આ પુસ્તકરૂપે પ્રગટ કરી છે બ્રિટિશ સામ્રાજ્યનો વિકાસ તેમા તેણે ખેલેલી પ્રપંચલીલા, તેના બિન-ગોરાં તેમજ ગોરાં સંસ્થાનોનો ઇતિહાસ અને તેમની સાથેની બ્રિટનની ફરતી રહેલી નીતિ–આ બધી બાબતો વિશે આ પુસ્તક જરૂરી માહિતી આપી છૂટે છે હિંદ વિશે તેમા આવતી માહિતી અપર્યાપ્ત અને અનદ્યતન છે ૧૯૪૫ સુધીના હિંદના રાજકારણ પર તેમાં દૃષ્ટિપાત

( અનુસંધાન પૃષ્ઠ ૬૮ )

# ગાંધી ઊઠયો ફરી ભસ્મથી

કુસુમાકર

( હરિગીત–ગઝલ )

ત્રીજે દિવસ ઊઠયો હતો, ઇસુ ભયાનક કબ્રથી,
એમ ચમત્કારી રીતે ગાંધી ઊઠયો ફરી ભસ્મથી.

તેજના વાધા સજ્યા, કિરણે કિરણે ઝળહળ્યો,
અમૃતનો શુચિ ઓઘ શું છુટયો ફરીથી ભસ્મથી.

હસતે વદન એ પી ગયો મૃત્યુના કટુ ઘુંટડા,
અમૃતના ફુટયા ફુવારા શાન્તિદા ફરી ભસ્મથી.

કોટી કોટી કીકીમાં એ જીવતો ને જાગતો,
અમૃત ફુવારા જીવનધારા શું ફુટે ફરી ભસ્મથી !

ગાંધી તો છે જીવતો, ગાંધી તો છે જાગતો,
લાખ કોટી લઘુક ગાંધી પ્રકટતા ફરી ભસ્મથી.

દેશના યુવાનને વિરાટ હાકલ જો પડી,
અનાસક્તિ યોગ કર્મ ધર્મની ફરી ભસ્મથી.

મૂર્છિત ભારતશક્તિને સંજીવની છંટાઇ જો,
સ્રીશક્તિ જાગૃત તો થઈ કોટી ગણી જો ભસ્મથી.

કાર્યશક્તિ જીવન છે પ્રભુ પ્રીત્યર્થે રૂડી,
એ પ્રેરણાના પ્રેમ—શૌર્ય છુટયા ફરી ભસ્મથી.

શિશુઓ તણી એ કીકીમાં, બાળ ગાંધી નાચતો,
ચૈતન્યના કિલ્લોલ જો કિલકિલ છુટે છે ભસ્મથી.

કૈં કૈં હ્રદયમાં તો હજી ગાંધી હ્રદય એ ધડકતું,
પ્રેરે ધડક એ જીવન સ્વપ્ન હજી તો ભસ્મથી.

કૈં ઉર આદર્શો મહીં ગાંધી હ્રદય એ ધડકતું,
પાવક તણે એ પંથ તો પ્રેરે હજી એ ભસ્મથી.

આજ આંસુનો સમય ના, કામના ઢગલા પડયા,
સેવા મૂંગીનો મંત્ર એ શીખવે હજી ભસ્મથી.

કૈં રાષ્ટ્રસેવક નાડીમાં હજી ગાંધી લોહી ઉછળે,
એક નસ એક રક્ત જુદાં પડે શું ભસ્મથી ?

કૈં રાષ્ટ્રસેવક માનસે ગાંધીગ્રંથિ તો પડી,
પ્રત્યેક જીવનકાર્યમાં ગાંધી જીવે છે ભસ્મથી.





કિં કર્તવ્યમૂઢ થાવું, ગાંધી વારસને ઘટે?
સ્થિતપ્રજ્ઞ થાવું તો ઘટે ગાંધી પુકારે ભસ્મથી.
મોહ નષ્ટ કરી ઘટે પ્રાપ્ત કરવી તો સ્મૃતિ,
થાવું વિગતજ્વર ઘટે" ગાંધી પુકારે ભસ્મથી.
દેહ ગાંધીનો ગયો દેહી એનો અમર છે,
પ્રેરણા પાયે અજર અમર હજીએ ભસ્મથી.
ઈતિહાસ ગાંધીએ રચ્યો, બાકી હજી કૈં કાંઇ છે,
જીવન પ્રકાશે પ્રેમ તો ગાંધી હજીએ ભસ્મથી.
વીસ વર્ષે ના બને તે વીસ જ કલાકે કર્યું,
ભવનથી બહુ અધિક કરી રહ્યો નિજ ભસ્મથી,
અસ્પૃશ્યતા નિવારણે સ્વપ્ન પરપોટો હતો,
એ સ્વપ્નને શુચિ સિદ્ધિ તો કરી રહ્યો નિજ ભસ્મથી.
હિન્દુ મુસ્લીમ ઐક્ય તો સ્વપ્ન પરપોટો હતો,
એ સ્વપ્નને શુચિસિદ્ધિ તો કરી રહ્યો નિજ ભસ્મથી.
સત્તા તુમાખી જ્યાં હતી ત્યાં આજ ઋજુ મૃદુ ભાવ છે,
સ્વરાજ્યનો પથ શુદ્ધ તે કહી રહ્યો નિજ ભસ્મથી.
થરથરી હિંસા રહી મહાન અહિંસા વડે,
અસત્ ને કર્યું મ્હાત નિજ સત્ય ઋતની ભસ્મથી.
જન્મ જીવનથી હતો કર્મયોગી મહાત્મન્
વિરાટમૂર્તિ તે થયો ગાંધી ખલુ નિજ ભસ્મથી.

અસરળ

પૂછ્યું જરા મેં જિંદગીને :
'જીવવા બાકી રહી પળ કેટલી અવ આજથી?'
પ્રશ્નોત્તરીમાંથી મળેલું એક તારણ એ હતું :
'જીવવું છે ખૂબ સહેલું, કેટલું—એ સરળ ના!'

# ગાંધીજીને

શેખઆદમ આબુવાલા

( ખંડ હરિગીત )

વર્ષો થયાં
જે બીજ બોવાયાં હતાં
તે પાંગરી વૃક્ષો થયાં.
ને આજ એ એ વૃક્ષને
ઇર્ષ્યાતણી, હિંસાતણી ને વૈરની
રે ઝાળ વળગી,
ને પછી
વૃક્ષો રહ્યાં સળગી.
સળગતાં વૃક્ષ
ને
બળતી વિટપ,
કૂંળી બધી કૂંપળ પ્રજળતાં ફૂલ સાથે થૈ ખતમ.
એ આગ તો ધીરે ધીરે બઢતી ગઈ,
ભડભડ થતી એ આગની
જિહ્વા અરે ! ઊંચે જ શી ચઢતી ગઇ !
એ આગને તું શામવા
મેદાનમાં નીકળી પડયો !
ને જિંદગીની લેશ પણ પરવા વિના
તું આગમાં કૂદી પડચો !
ને તુજ જિસમને ઝાળ રે નિજ વૃક્ષની
ઝડપી ગઈ.
ને શોણિતે તારા કરી ઠંડી પ્રજળતી આગને !
એ રક્ત તારું !
અને તારી જ કુરબાની !
ખરે !
પલટી જ દેશે અમ રુદન કરતાં જીવનનાં ભાગને !



# વિનિપાત

( ગતાંકથી સંપૂર્ણ )

ભૂપેન્દ્ર ઉપાધ્યાય

થોડા વર્ષો પસાર થઇ ગયાં. સતીશભાઇના ક્વચિત આવતા પત્રો ઘણી વાતો કહી જાય છે. નંદિની હાઇસ્કૂલમા ભણતી હતી. પણ ત્યાં આગળ હજુ જૂની રૂઢિયાળ રીતો ચાલુ હતી. નંદિનીને છોકરીઓની જુદી પાટલી ઉપર નિશાળમાં બેસવું પડતું ને એવા એવા જાત જાતના ભેદો પ્રવર્તી રહેલા હતા. એ કારણે, ખર્ચ વધ્યો હતો તો પણ એને પાશ્ચાત્ય ઢબ ઉપર ચાલતા એક કોનવેન્ટમાં અભ્યાસ માટે મૂકવામાં આવી હતી. પાછળથી શિક્ષણ પૂરું કરી એણે કોલેજમાં ભણવાનું શરૂ કર્યું હતું. ત્યા એ સ્વતંત્ર સ્વભાવના માનવી તરીકે જીવન જીવવાની તાલીમ લઇ રહી છે એમ સતીશભાઇએ જણાવ્યું. પુત્રી માટે એમણે પુત્ર જેટલી જ કાળજી રાખી અને પુત્રના શિક્ષણ જેટલું જ મહત્ત્વ પુત્રીના શિક્ષણને આપ્યું એ જાણી મને નવાઈ નહિ લાગી. મનોજ વિષે એમણે જણાવ્યું : 'મનોજ નંદિની જેટલી પ્રગતિ અભ્યાસમાં બતાવી શક્યો નથી. ખરી રીતે આજનું શિક્ષણ જ એવું છે કે એના જેવું ઘડતર મેળવો શકેલો યુવાન એમાં ભાગ્યે જ બંધ બેસતો થઇ શકે. વર્ષો બગાડ્યાં કરવા કરતાં એને કોઇ હુન્નરમાં જોડી દીધો હોય તો યોગ્ય ગણાય એમ વિચારી મેં એને કાગળ બનાવવાનું કામ શીખવા મોકલ્યો છે. એમાં પારગત થયે કાગળનું નાનું સરખુ કારખાનું એ જાતે ચલાવી શકશે તે દેશના ઉદ્યોગમા મહત્ત્વનો ફાળો આપી શકશે. પ્રમોદ પણ હાઇસ્કૂલમાં અભ્યાસ કરી રહ્યો છે. એનો માર્ગ હજુ નિશ્ચિત થઈ ચૂક્યો નહિ કહેવાય." મારે એ વિષે કશું સામું લખવાનું હતું જ નહિ હું એમના જીવનનું અવલોકન કરી રહ્યો હતો. નવલકથાનું સુન્દર પુસ્તક વાંચતી વખતે અમુક પાત્રનું શુ થશે એ જાણવાની જેમ આતુરતા રૂહે છે તેમ મનોજ અને નંદિનીનું જીવન કેમ ચાલશે? એનો અંત કેવો આવશે? એ કેવા મહાન બનશે? એ બધુ જાણવાનો કુતૂહલ-રસ મારામા પ્રગટી ચૂક્યો હતો. એમનું જીવન મારે મન રસિક આકર્ષક પુસ્તક બની ગયું હતું.

ઘણે લાંબે વખતે સતીશભાઇનો પત્ર આવ્યો ત્યારે એમાં એમણે મને એમને ઘેર આવવા વિષે લખ્યું. એ દરમ્યાન મનોજ અને નંદિની પોતાની મેળે સાથીદાર શોધીને એકાદ વર્ષ પહેલાં જ પરણી ગયા હતા એ ખબર મને મળેલા સાદાઇથી ઉજવાએલા એમના લગ્ન પ્રસંગે મેં શુભેચ્છાઓ પાઠવી હતી. એમના લગ્નના સમાચાર મેં આશ્ચર્યથી જાણ્યા હતા. કારણ કે એ લોકો કદાચ ન પણ પરણે, ને પરણે તો આટલા જલદી તો નહિ જ પરણે એવો મારો મત બંધાઇ ચૂક્યો હતો. પણ આપણે ધારીએ છીએ એના કરતા વિપરીત વસ્તુઓ અનેક બન્યે જાય છે, એ હું લાંબે ગાળે સતીશભાઇને ત્યાં પાછો ગયો ત્યારે અનુભવ્યું. વેપાર ધંધાને અંગે હું એકદમ નીકળી શક્યો નહિ. આ ગાળામાં મેં મારા છોકરા છોકરીઓના લગ્ન લીધાં હતાં અને તે પતાવવા હું વતન ગયો હતો. આ બધામાંથી મને સગવડ મળી ત્યારે અચાનક જ હું ત્યાં પહોંચી ગયો. જે ઘરમાં એક વખત આંતરિક આનંદમાંથી જ પ્રગટી શકે તેવો શાન્તરસ રેલાઈ રહેતો હતો ત્યા કાંઇક ફેરફાર થએલો નજરે પડતો હતો, આગળ જોઇ હતી તેવી વ્યવસ્થાનો ઓછો જ માત્ર નજરે પડતો હતો. સતીશભાઈ વધારે પડતા વૃદ્ધ થઇ ગએલા લાગતા હતા. તો પણ ઉત્સાહથી એમણે મને સત્કાર્યો. વાતાવરણ ઠંડુ લાગતું હતું મેં નંદિનીથી શરૂઆત કરી :

'કેમ, નંદિની તું પણ અહીં છે શું? મેં તો જાણ્યું કે હવે તો તું સાસરે પહોંચી ગઇ હશે. ક્યારે આવી?" રમુજ પેદા કરશે એવી આશાએ પુછાએલા મારા પ્રશ્નથી સતીશભાઇ અને આ પ્રશ્ન સાભળતા સાભળતાં આવી પહોચેલા ઉમાબહેનના મુખ ઉપર ગ્લાનિ ફરી વળી છે એમ હું જોઇ શક્યો. જવાબ આપવામા ચતુર નંદિની પણ મૌન રહી મને લાગ્યુ કે છોકરીએ સાસરે જવુ જોઇએ એવું પ્રત્યાઘાતી વલણ આ લોકોમાં નહિ હોય, એટલે હું બોલી ઉઠ્યો :

"અરે! હા, સ્ત્રી-પુરૂષમાં અભેદ માનનારા




તમે છોકરી જ સાસરે જાય એવું તો શાના ગોઠવો? તો પછી મનોજ કેમ અહીં છે? કે બન્ને જ અહીં રહો છો?"

મનોજ અને નંદિની ઓરડામાંથી ચાલ્યા ગયા. ઉમાબ્હેને મને પાણી આપી સ્ત્રી સહજ ધીરતાથી કહ્યું : "જાણશો. બધું ય જાણશો, જરા નિરાંતે પાણી તો પીઓ.' ને હું ખરેખર ગંભીર બન્યો. આજુબાજુ ફેલાઇ રહેલી ઉદ્વેગભરી શાન્તિની કરૂણતા મને ભેદી ગઇ. મોટી આશાથી આરંભાએલા આ વિચારપ્રધાન કાર્યરત માણસના કુટુંબજીવનમાં દુઃખપ્રદ એવું કાંઇક બની ગયું છે એમ મને લાગી ગયું. સતીશ મને શા માટે બોલાવતો હતો તે પણ મને સમજાયું. મને અ.શ્વાસનરૂપ થવા જ બોલાવ્યો હશે, મારે કટાક્ષ કે ઠેકડી દ્વારા એમની કરૂણતાનો ઉપહાસ ન કરવો જોઇએ.

પ્રસંગોચિત વાતો કરી રહ્યા પછી અમે જમીને ફરવા નીકળ્યા. કેટલાંએ વર્ષો પહેલાં હું આવ્યો હતો ને આ રીતે જ અમે બધા ફરવા નીકળ્યા હતા. એ મને યાદ આવ્યું. નીકળતી વખતે ઉમાબ્હેન બોલ્યા. "કેટલે વખતે ફરવા નીકળીએ છીએ?"

થોડે ગયા પછી સતીશભાઈ બોલ્યા :

"મોહન, જાગ્રત રહીને વિચારપૂર્વક સંતાનોને તાલીમ આપવાનો પ્રયત્ન વ્યર્થ ગયો." સતીશભાઇએ કથની ઉકેલવા માંડી. એમના અવાજમાં ગ્લાનિ હતી, અમે ત્રણે જણા નજીક નજીક ચાલતાં જઈ રહ્યા હતા. રસ્તા ઉપર માણસોની અવરજવર નહિ જેવી જ હતી. સંધ્યાકાળ થવાનો આરંભ થઇ ચૂકયો હતો. ચોખ્ખા મને સ્વસ્થતા ધારણ કરી મેં એમની વાત સાંભળવા કાન માંડ્યા. "નંદિની અને મનોજ, એ બન્નેના જીવનની નિષ્ફળતા સારે નજરે જોવાની રહી છે. એમના કાર્યમાં મેં એમને સ્વતંત્ર જ રહેવા દીધા છે પણ આજે એમના જીવનને વેરવીખેર બની જતું જોવાની સહનશક્તિ મારામાં રહી નથી.

"બોલો. શું શું થઇ ગયું છે? એમ હિંમત હારશો નહિ."

"એ જ વાત કરવા તને બોલાવ્યો છે. હિંમત હારી નહિ જવાની સલાહ, તું વાત સાંભળી રહે પછી આપજે." મને કાંઇક વિચિત્ર લાગ્યું પણ મેં કાંઇ જવાબ આપ્યો નહિ. એમણે મનોજની વાત શરૂ કરીઃ

'ઘણા મા–બાપોને ગેરમાર્ગે ચાલી જતા સંતાનોની ફરિયાદ કરવાની હોય છે, પણ તેમાં ખુલ્લે દિલે એઓ કબુલ કરતા હોય છે કે અમે જ એમને બાળપણમાં લાડ લડાવ્યા, ધ્યાન ન આપ્યું તેનું આ પરિણામ આવ્યું છે. મારે એથી ઉલટું કહેવાનું છે પણ પરિણામ એક જ આવ્યું છે, મારી સતત ધ્યાનભરી કાળજી ને સમાન પ્રયત્નો હોવા છતાં.'

'હા, હું કયાં એ નથી જાણતો?'

'જ્યારે મનોજ મેટ્રિકમાં સફળ ન થઇ શકયો ત્યારે માની લીધું કે જે રીતે એ ઉછર્યો છે એ રીતે આ અર્થહીન કેળવણી એની રુચિને સંતોષી નહિ શકે. તું જાણે છે તેમ મેં એને કાગળનું કામ શીખવા મોકલ્યો હતો ત્યાં પણ એ કશી જ પ્રગતિ કરી શકયો નહિ. એક જાતની બુદ્ધિની જડતા એનામાં આવી ગઇ. બે ત્રણ વર્ષ એણે બગાડયાં ને ફરી પાછો મારી પાસે આવી શાળા કોલેજની કેળવણી જ પોતાને લેવી છે એવો આગ્રહ કરવા માંડયો, એની ઉમ્મર વગેરે જોતાં એ યોગ્ય ન હતું તો પણ એની ઇચ્છા પ્રમાણે કરવાની મેં એને સગવડ કરી આપી. પણ એ તો માત્ર એનો ખોટો મોહ જ હતો. એ ત્યાં કશું જ પ્રાપ્ત કરી શકયો નહિ. ઉપરાંત એનામાં બીજી કોઇ જાતની હોંશિયારી પણ આવી નહિ. આ બધાને માટે મને જ એ જવાબદાર ગણવા લાગ્યો.' નદી કિનારા ઉપર અમે આવી પહોંચ્યા હતા. રેતી ઉપર અમે બેસી ગયા. નદીનાં પાણી શાન્ત રીતે વહી જતાં હતાં. સૂર્ય અસ્ત થયો હતો. ને સતીશભાઇ વાતો કરતા હતા. દુનિયામાં રહેવા માટે વ્યક્તિએ ઉપાડી લેવું પડતું કોઇ પણ કામ ઉપાડી લેવામાં મનોજે મેળવેલી નિષ્ફળતા જુદે જુદે રસ્તે એને દોરી જવાના





એમના પ્રયત્નો, તેમાં ઊભાં થતાં ઘર્ષણો, પ્રસંગોપાત પિતા-પુત્રનું મર્યાદા બહાર ચાલ્યું જતું ક્રોધયુક્ત વર્તન વગેરેનું એમણે બયાન કર્યું. ચિન્તાપૂર્વક સાંભળી રહેલા ઉમાબહેને જ વાતનો નવો અંકોડો સતીશભાઇને ઉમેરી આપ્યો :

'ને એમાં વળી એણે પરણવાનું નક્કી કર્યું.'

'મને પણ એ વાતની બહુ નવાઇ લાગે છે, આટલી ઉમ્મરે એ પરણ્યો એનું મને આશ્ચર્ય થએલું' મેં કહ્યું. 'જ્યારે એણે પહેલવહેલી એ વાત રજૂ કરી, ત્યારે આશ્ચર્ય તો અમને પણ થએલું બીજા માબાપને પોતાના સંતાન વિષે લગ્નની જેટલી ચિન્તા ને આતુરતા હોય એવી કોઇ પણ જાતની ચિન્તા કે આતુરતા અમે અમારાં કોઇ પણ સન્તાન માટે રાખી નથી. એ એમની મેળે સાથીદાર પસંદ કરીને પરણવું હોય તો પરણે, કૌમાર્ય પાળવું હોય તો તેમ કરે એ વિષે અમે કોઇ પણ મત રાખ્યો ન હતો. એટલે જ, જ્યારે ગામના એક ગૃહસ્થની પુત્રી, જે અમારે ત્યાં વારંવાર આવતી, તેની સાથે લગ્ન કરવાનું અમને જણાવ્યું ત્યારે અમે કંઇક આનંદિત બનીને સંમતિ આપી મારે શરમ સાથે કહેવું જોઇએ કે એ વખતે, લગ્ન અનિવાર્ય થઇ પડે એવી સ્થિતિ ઊભી થઇ ચૂકી છે એ હું જાણતો ન હતો.'

'કોણ જાણે, એ હોશિયારી એનામાં ક્યાંથી આવી હશે? માતામાં પણ પુત્ર વિષે તટસ્થતા ધારણ કરી પરિવર્તન થઇ ચુકેલું જણાયું. સતીશભાઇએ ચાલુ રાખ્યું :

'પણ અમને એની સામે બહુ વાંધો ન હતો, પેલી છોકરીના પિતાને બિચારાને કમને તૈયાર થવું પડયું હતું ને એમ લગ્ન થઇ ગયું. એ આથી સ્થિર બની જશે એવી આશા અમે ધારણ કરી પણ પરિણામ વિપરીત જ આવ્યું. પોતે કમાઈ શકતો ને હતો એટલે એમણે અમારે ત્યાં જ રહેવાનું હતું. અમારે એને રાખવો જ જોઇએ, એને એ પોતાનો હક્ક સમજતો હતો. કોઇ પણ જાતની જવાબદારીના ભાન વગર જીવાતા એના જીવનમાં એ નવી આવનારી સ્ત્રી બંધ બેસતી બની શકી નહિ. અમારું ઘર અને એને બન્નેને છોડીને હવે તે એના પિતાને ત્યાં ચાલી ગઇ છે. બન્નેને એક બીજાની પડી નથી ને ભાઇ ભટકેલ થઇ ગયા છે.' સતીશે ઝડપબંધ મનોજ પ્રકરણનો અંત આણવા માંડયો પણ મેં પૂછયું :

'એ કેમ બન્યું?'

'એ કેમ બન્યું તે તારે જાણવું છે? એ વાત ઉલટી વધારે કરુણ છે. અમે તો ઘરમાં નિયમ જ રાખેલો કે બધાએ જ કામ કરવું ને તું જાણે છે કે એની કિશોરાવસ્થામાં એ કેવો કામગરો હતો? કોઈ પણ જાતનું કામ કરતાં એ જરા પણ શરમાતો નહિ. પણ યુવાન બન્યા પછી એણે ઘરમાં ખાવા અને સૂવા સિવાય બીજા કશા કામમાં ફાળો આપ્યો નથી. એના કપડાં પણ મારે ધોઇ આપવા પડતાં. આપણા જ લોહીમાંથી ઘડાએલાને તિરસ્કારીને તરછોડી કાઢવા, ખરેખર મોહન, કપરું છે. એવી આશાથી એ બધું થતું કે એના ઉપર એની સારી અસર થશે. પણ ઉલટું એણે તો એની પત્નીને પણ કડક સૂચના આપી દીધી કે તેણે પણ ઘર કામમાં જરા સરખો ભાગ લેવો નહિ. કેટલી નફ્ટાઇથી એ કહેતોઃ 'હું નાનો હતો ત્યારે મેં વાળ્યું છે, વાસણો માંજ્યા છે, કપડાં ધોયાં છે, તમારે મને ઘરનો ચાકર જ બનાવવો હતો. આજે હું ક્યાં જઇને કમાઇ શકું? ક્યા શિક્ષણ પર કમાવા જઇ શકું?' બિચારી ઉમા એની આગળ જાતજાતની નોકરીની વાત કરતી. અમારા બાળકોને નોકરી તો કરવી જ ન પડે એ અમારું સ્વપ્ન હતું. પણ અમે જોઈ લીધું હતું કે એ વિના બીજું કશું જ કર્યા વિના એને ચાલવાનું નથી પણ એવી કોઇ નોકરી એને કરવી ન હતી. બાળપણમાં કામ કરનારના હાડકાં કેમ ખોટા થઇ ગયા હશે? એની પત્ની તો એવા વિચિત્ર કુટુંબમાં ઉછરેલી ને ભાઇએ એને એવી સમજાવી પટાવી આણી હશે કે એણે તો અહીં આવીને આરામ જ કરવાનું રાખ્યું."

પણ હવે ઉમાબ્હેનનો વિષય શરૂ થયો હતો : " એ બિચારા બેઠા બેઠા રસોડામાં કેટકેટલું કામ કરે પણ એ નફટ જેવી, બેઠી બેઠી જોયા કરે. કશું જ કરે નહિ. તૈયાર ભાણે પાટલા ઉપર બેસી જાય ને તે પણ મનોજની સાથે." " હા, તમારે ત્યાં તો એ રીવાજ જ છે ને!" મેં પણ હવે બોલવા માંડ્યું. મને હવે લગભગ બધું જ સમજાઈ ગયું હતું. ગોળ પૃથ્વી ઉપર રહેનારા આપણા બધાના પ્રશ્નો તો છેવટે તો ગોળના ગોળ જ છે. દરેક સામાન્ય હિન્દુ સંસારના ગૃહ જીવનમાં સાસુ સસરાઓને જે વાત કરવાની હોય છે તે વાત અહીં પણ હતી. ઉમાબ્હેનની વાત ચાલુ હતી : " મનોજને રોજ સમજાવ્યા કરે કે જુદું ઘર લઇએ, પણ કઇ કમાણી-માંથી? એ કહેતી : મારા બાપુને કહીને એક નોકરી શોધી લ્યો, આ ક્યાં સુધી સહન કર્યા કરવું? પણ ભાઇ કશું જ કરવા તૈયાર ન હતા. મા માટેનો પ્રેમ તો ચાલ્યો જ ગયો હતો. આવું બને છે એ મેં કલ્પ્યું ય ન હતું. નશીબ આડું આવ્યું!" બુદ્ધિપૂર્વકની જીવન પ્રણાલિકામાં બંધબેસતા બની જઇ સતીશભાઈના આદર્શો અને વિચારોમાં એકદમ ભળી જઇ, ઉદાર અને પ્રગતિવાદી જીવન જીવનારા ઉમાબ્હેનને 'નશીબ આડું આવ્યું' એ વાક્ય બોલતા હું સાંભળી શક્યો નહિ. શું બધી ઇમારત તૂટી-પડી હતી? એ બધું શું હવામાંના મહેલ જેવું હતું? અનેક અણસમજુ, લાગણીથી દોરવાઇ જતા અસંખ્ય સ્ત્રીપુરુષો જે કાયર વિચારસરણીના દોર્યા પોતાના બનાવોને સમજે છે એ રીતે જ શું ઉમાબહેન પણ બધું સમજી રહ્યા છે? કેવી નારી? ને તેનો કેવો વિનિપાત? આ ખરેખર આઘાતજનક હતું. એમને સામાન્યતામાં સરકીને તેમાં લપેટાઇ જતાં હું સાંભળી રહ્યો. સંવેદન અને લાગણીના ઉશ્કેરાટને ગાળી દઇને સતીશભાઇએ મનોજની વાત પછી પૂરી કરી. હું સમજી શક્યો કે મનોજની પત્ની મનોજમાંથી સંતોષ મેળવી શકી નહિ, લહેર કરવા આવેલી એ પંખિણી ફરી પાછી પોતાના પિતાના ગૃહે આવી ગઈ. આવા કાયર અને બેકાર આદમી સાથે પોતે જ નહિ રહી શકે એમ માનવાનો એને હક્ક હતો. મનોજ પછી તો આખો દિવસ ઢેર ઢેર ભટકતો થઇ ગયો હતો. કમાવું કે ઘરમાં મદદરૂપ થઇ પડવું એવી એની પાસે આશા રાખી શકાય એમ ન હતું. ઉલટો એ ઝઘડા ઊભા કરતો ને વારંવાર તકરાર કરતો. મેં છેવટે કહ્યું:

"એમાં બાળપણના જીવનનો પ્રત્યાઘાત થયો છે."

"તારે માનસશાસ્ત્રના કાટલામાં જોખવું હોય તો જોખજે. પણ આ વાત તો હજૂ મનોજની જ થઇ. પેલા બ્હેનની તો હજૂ બાકી છે."

"ભાઈ, અમે તો દુઃખી થઇ ગયા. કોણ જાણે કેવા પાપે આ બધાં કપાતર પાક્યાં." ઉમાબ્હેને નિસાસો નાખ્યો.

"તો કહો, નંદિનીની બાબતમાં શું થયું?" મેં પૂછ્યું.

"એનો પણ એનો એ જ ભવાડો. એ કે પોતાની કાયરતાથી આણે પોતાના રોફથી, મિજાજથી પોતાનું ઘર ભાંગ્યું છે ને હવે ત્યક્તા બનીને અમારે ત્યાં પડી છે." 'પડી છે' એ પ્રયોગે મારું ધ્યાન ખેંચ્યું. એમની વ્યથા, મનોભાવો, પુત્રી માટેનાં એમના શબ્દો દુઃખ અને આશ્ચર્ય પ્રગટાવી રહ્યાં એમણે કહ્યું:

"અમારાં સગાંવ્હાલાંઓની ઇચ્છાઓને વશ થઈ એના લગ્નની બાબતમાં અમારે કાંઇક આગળ પડતો ભાગ લેવો પડયો હતો. તો પણ એના પતિ માટે એની પૂર્ણ સંમતિ હતી. પરણવા વિષે એણે ખાસ કાંઇ વિરોધ પણ કર્યો નહિ- નવી જાતનું જીવન જીવવા મળશે એવા પરિવર્તનના રસે એને કદાચ ઉત્સાહિત પણ કરી હોય. લગ્ન સાદાઈથી થયું. એનો વર ડહાપણવાળો સમજુ, ભણેલો, આદર્શપ્રિય જુવાન હતો. પોતાને અનુકૂળ થઇ પડે એવી પત્ની મેળવવા માટે જ એણે કદાચ મારી પુત્રીની પસંદગી કરી હશે. પણ પરિણામ એથી ઉલટું આવ્યું. ઉદારતાથીએકબીજાને નભાવી લઈ, સામાને અનુકૂળ બની જીવનને સરળ બના-વવાનું એ બન્નેને આવડયું નહિ. વાદવિવાદ, ચર્ચા. લડવાડ ને કોઇક વખત ગરમાગરમ બની જતી પરિસ્થિતિએ એ બન્નેમાં એકબીજા માટે તિરસ્કાર





જન્માવ્યો. બધા બનાવો તો ક્યાં વર્ણવવા બેસું ? પણ ટૂંકમાં સમજાશે કે એમને મળેલી તાલીમનું નિર્જીવ ખોળિયું જ એમણે પ્રહણ કર્યું હતું આત્માને તો એ ઓળખી શક્યા પણ ન હતા."

મેં પૂછ્યું : "એમના કુટુંબીજનોએ કાંઈ કર્યું નહિ ?"

ઉમાબહેને જવાબ આપ્યો : "ખરી વાત એ છે કે તકરાર અને વિખવાદનો આરંભ એમણે જ કર્યો. એમણે જરા ઉદારતાથી નભાવી લીધું હોત તો કદાચ આ પ્રસંગ ન આવત. નંદિનીનો આગળ પડતો સ્વભાવ એમના જૂના કુટુંબને પોષાયો નહિ. એમની રોકટોક એના જેવી સ્વતંત્ર સ્વભાવની સ્ત્રી સહન ન કરી શકે એ સ્વાભાવિક છે. એમણે કળથી ને સમજાવટથી કામ લીધું હોત તો કદાચ આ દિવસ ન આવ્યો હોત ?"

સતીશભાઈ બોલ્યા: "બની ગયું છે તેને વિષે એવી ચર્ચા કરવાથી માત્ર મન મનાવવા સિવાય બીજું શું થઈ શકે ? એ બન્ને જણા એકબીજાને ચલાવી શક્યા નહિ તો પછી એમના કુટુંબીઓની શું વાત કરીએ ? આ પરિસ્થિતિ ઊભી થતા એણે પતિનું ગૃહ છોડી દીધું ને અમારે ત્યાં આવીને રહી. આજે એક વર્ષ થઈ ગયું છે. પેલા લોકોએ એને બોલાવવાનો કદી પ્રયત્ન કર્યો નથી ને એ પણ કહે છે કે હું કદી એ ઘરમાં ને એ માણસ પાસે, જનાર નથી. આ એના તેજસ્વી જીવનનો અંત. ભવિષ્યમાં શું થશે એની ખબર નથી."

થોડી વાર કોઈ કાંઈ બોલ્યું નહિ - આ વાત સાંભળી મારા ચિત્તમાં ગ્લાનિ છવાઈ ગઈ હતી. પોતાના સંતાનોના વિચારે એમના ચિત્તમાં ગ્લાનિ ફરી વળી હતી થોડી વારના મૌન પછી સતીશભાઈએ બોલવા માંડ્યું:

"સ્ત્રીનું લગ્નજીવન નિષ્ફળ ગયું એટલે એનું આખું યે જીવન નિષ્ફળ ગયું એવી મનોદશા જૂના જમાનાની ને પ્રત્યાઘાતી છે એવું હું માનતો હતો. પણ નંદિનીનો વિચાર કરું છું ત્યારે એ બધું અધૂરું લાગે છે. સમગ્ર જીવનના એક ભાગને જે સમાલી શકે એમ નથી ત્યાં નિષ્ફળ જાય છે તે શું આખા જીવનને સફળ બનાવી શકે ? મજલનો એક ભાગ કાપી નહિ શકનાર શું આખી મજલ ઓળંગી શકશે ? ને મોહન, એ વળી વધારે ત્રાસજનક લાગે છે કે સંતાનોની નિષ્ફળતાએ અમારા બેના જીવનની વ્યવસ્થાને ભાંગીને ભૂક્કો બનાવી દીધી છે. એમના જીવનની ભઠ્ઠીમાં અમારાં આનંદ, આદર્શો, ભાવના, ગૌરવ, અરે ! જીવનનું સઘળું જ ઇષ્ટ અને પ્રિય જાણે કે બળીને ભસ્મીભૂત થઈ ગયું છે. ને આ વિફલતાની સાથે જીવવું......"

આ અને આવી અનેક પ્રકારની વ્યથા બન્ને જણાએ વ્યક્ત કરી. એમનું અસામાન્ય લાગતું જીવન પણ હવે તો સામાન્યતાનો સામનો કરી કરીને સામાન્યતાથી કદીક નીચે ઉતરતું જતું ને તેમાં રગદોળાઈ જતું મેં જોયું. એમનાં આનંદ ગૌરવ અને મહત્તાની આડે સંતાનોની મહાન અવરોધક શીલા રૂકાવટ કરતી ઊભી છે. કારણ કે એ માતાપિતા છે. પેલાં બે સંતાનો છે.

× × ×

આ એક કરૂણકથા છે. કરૂણકથા મનોજની ને નંદિનીની, સતીશની ને ઉમાબહેનની.

મારા મન આગળ એક સંતનું સુવાક્ય વારંવાર આવી અથડાવવા માંડ્યું:

"તમારાં બાળકો તમારી ધૂન પોષનારાં પ્યાદાંઓ નથી, એ તો પરમપિતાની તમારે ત્યાં મૂકેલી થાપણ માત્ર છે."



# ઝેર તો પીધાં છે જાણી જાણી

ખંડ પહેલો : સત તમારાં વ્રત અમારાં

દર્શક

## પ્રકરણ ૭ મું

## સ્વર્ગારોહણ

ગોપાળબાપા ઘેર પહોંચ્યા ત્યારે ખૂબ થાક લાગ્યો હતો. તાવ થોડો વધ્યો હતો.

રોહિણીએ કહ્યું 'તમે સૂઓ, હું ભાગવત વાંચું.'

'ના આજ એ રહેવા દે. વાડીનો ચોપડો લાવ ને આપણા સૌ ભાઈઓને બોલાવ, બધી લેણુદેણુ જોઈ લઉં.'

રોહિણીએ ચોપડો આપ્યો. ને બધા ખેડૂતોને બોલાવવા બહાર ગઈ.

એક પછી એક ખેડૂતો ચુપચાપ આવીને બેસવા માંડયા. ગોપાળબાપા કહે:

'કાનજી તારા ખાતામાં આટલા બધા ઉધાર કેમ? ગઈ સાલ આંબા તો સારા આવ્યા 'તા.'

'બાપા આગલી સાલ મારી વહુ ગુજરી ગઈ. ફરી બીજી વર કર્યું. નસીબનો દુબળો તે એય મરી ગઈ. એમાં રૂપિયા વધારે ખરચાણા.'

'રોહિણી એ માંડીવાળો આપણે. ને આ ભલાનું શું? એનેય દેણું તો લાગે છે.

'બાપા એ નામે જ ભલો છે સારામાઠા ઠેકાણે બેસે ઊઠે પછી લક્ષ્મી ક્યાંથી રહે?' એક ખેડૂતે કીધું.

'નામ પ્રમાણે ગુણ હોય તો તો જોઈએ શું? પણ ભલા, તું આમ ચાલીશ તો દુઃખી મરીશ—'

'એ તો ડૂબશે પણ છોકરાંને ડૂબાડશે—દારૂ તો વનની આગ કે'વાય.' બીજા ખેડૂતે કહ્યું.

'દારૂ તો સારી વાંસે મૂકી દેશે, કેમ ભલા?'

ભલાની આંખમાં ઝળઝળીઆં આવ્યાં, 'તમને ભગવાન લાખ વરસ રાખશે.'

'લાખ વરસ? તો તો મારાં દુઃખનો પાર ન રહે—કેટલાંનો વિજોગ થાય? પણ મને કાંઈ થાય તો તમે સૌ સંપીને રહેજો. ધરતી સિવાય કોઈને ધણી ધારશો મા, ને સાથે મીંડાશ આવે છે, બીજું કાંઈ નહિ એ યાદ રાખજો.' કહી એમણે ચોપડો બાજુ પર મૂક્યો ને સૂતા.

સૌ એક પછી એક પગે લાગીને બહાર નીકળી ગયા—રોહિણીને એકાદ જણે બોલાવી એટલે એ ય બહાર ગઈ. માત્ર પરમાણંદદાસ બેસી રહ્યા, એ મને કહે—

'દાસ તમે પણ જાઓ, મોડું થશે. હું ને મહેતો બે ય રાત અહીં રહેવાના છીએ વખતે રાત્રે દરદ વધી જાય.'

'ના રે ના, હું ગાયોના ગાળા છૂટે તે પહેલાં કાંઈ જવાનો નથી. પણ સત્યકામ કેમ ન આવ્યો?'

'હરિની લીલા અકળ છે.'

'હા, જુઓને આઠ દિવસ પાછું ઠેલાવ્યું. પણ એની ઇચ્છા નહિ હોય ત્યારે જ ને.'

'રોહિણી બધું સમજે છે. તમારે ચિંતા કરવી જ નહિ.'

"વાત સાચી છે, પણ દેહાધ્યાસ જવો સહેલો નથી. છોકરાં આપણા દેહનો જ વિસ્તાર છે ને. તમને કહી રાખું કે ખરેખર નરશીમહેતો સાચો પડે તો પછી રોહિણીને કહેજો કે અમદાવાદવાળા બેરીસ્ટરના ઘરનો વિચાર કરે. મેં એને પહેલાં વચન આપ્યું છે.'

'કહીશ.'

'તમે તમારે જાઓ.'

પરમાણંદદાસ ઊઠયા—એટલે કહે, 'ઉભા રહો—ચા પીતા જાઓ.' રોહિણીને બૂમ મારી કહે—'બહેન બે કપ ચા કર—હું ને દાસકાકા સાથે પીએ' ચા પીતાં કહે 'દાસ, નરશીમહેતા માટે મેં પાંચ હજાર રૂપિયા અલગ રાખ્યા છે. એને તમે સમજાવશો તો લેશે.'





'આપીએ પણ એનો સ્વભાવ કાણાવાળી ગોદડી જેવો છે. જે નાખો તે નીકળી જાય.'

'એ તો સારૂં, ભરાઇ રહે તે શું સારૂં ? એવા માણસો છે ક્યાં ? લક્ષ્મી એને અહીંને પાવન થાય.'

'ગઈ સાલ મેં એને કામળો આપેલો ગિરનાર ગયા તે તળેટીમાં એક ભિખારીને આપી દીધો.'

'દુલ્લો રાજા છે, બહેન સોપારી લાવજે,' સોપારી કાપતાં કાપતાં કહે. 'આપણે ગઈ સાલ પેલો બદામી આંબો વાવ્યો તેને ઢોરે ઘસીને છાલ ઉખાડી નાખી છે. આ જ સવારે હું ત્યાં જઈને કાટા ચોડવાનો હતો, પણ પછી જરાક તાવ આવ્યો ને રહી ગયું છે. કાલ એ કરાવી નાખજે. હાં, ને દ્રાક્ષને આ સાલ ફુરી લાગે તેવો સંભવ છે. તૈયારી રાખજે. લે હવે ભાગવત શરૂ કરો—ને દાસ તમે જાઓ.'

'રોકાઉં તો.'

'જરૂર નથી—છતાં રોહિણીની મરજી.'

દાસ રોકાયા. ને મોડી રાત સુધી ભાગવત વાંચ્યું. મળસ્કે જાગીને ગોપાળબાપાની પથારીમાં જોયું તો નહોતા, સફાળા ઊઠ્યા—નહાવાની ઓરડીમાંથી પ્રાર્થનાના શ્લોકો ગાવાનો અવાજ આવ્યો હતો એટલે નિરાંત થઇ, રોહિણી કોઢમાં નીરણ કરી પાછી આવતી હતી તેને કહે:

'પ્રાત થઈ લાગે છે બાપા તો રોજની જેમ નહાવા ગયા છે.'

'તો તો હું પૂજાની તૈયારી કરી દઉં' કહી એ પૂજાની ઓરડીમાં ગઇ

ગોપાળબાપાની પૂજાની ઓરડી સાવ સાદી હતી એકબાજુ ભાગવત ને બીજા ગ્રંથોની પોથીઓનો ખડકલો હતો. સામેના ગોખલામાં ગાયોને બંશીથી મુગ્ધ કરતા કૃષ્ણની છબી હતી. ધૂપસળી પ્રગટાવી, આસન પાથરી—એ પંચપાત્ર માંજતી હતી; ગોપાળબાપા આસન પર આવી બેઠા ને શ્લોક બોલવા માંડ્યા, ત્યાં ઓશરી પર ચાખડીઓ પહેરીને કોઇ ચડતું હોય તેવો અવાજ આવ્યો—ને સંભળાયું.

"આવીએ ને !"

રોહિણીએ જોયું તો બે ભગવાધારી સાધુઓ ઓરડી તરફ આવતા હતા. રોહિણીને ટાઢનું એક લખલખું આવી ગયું પણ આમાં ફેલાયલી સુગંધે-ટાઢ ઉડાડી દીધી. જોયું તો એમના દેહ જાણે હવામાં તરતા હતા. મોં પર પ્રસન્નતાની ઝલક હતી. ગોપાળબાપા તો હાથ જોડીને જ આંખમાં ઝળઝળીયાં સાથે નમસ્કાર કરતા કરતા હતાઃ

"આવો આવો પંડના પાથરણા ને અંગનાં ઓશિકાં કરૂં" રોહિણીની આંખે બાવાં બાઝતાં લાગ્યાં. આંખો ચોળીને જોયું. ઓશરી આખી જાણે સાધુઓથી ભરાઇ ગઈ હતી. સૌ કરતાલ—મંજીરાં વગાડતાં કાંઈક ગાતા હતા.

"તૈયાર છો ને ?" જાણે સાધુઓ પૂછતા હતા. એના હાસ્યમાં રોહિણીનો શોક ઓગળી ગયો. એના ચહેરા પર મંદહાસ્ય આવી બેઠું.

"સાંન્નિધ્યમાં જ બેઠો છું." બાપાએ કહ્યું.

સંભળાયું—"ચાલો ત્યારે."

રોહિણીએ જોયું તો ગોપાળબાપા ચાલવા માગતા હોય તેમ પ્રયત્ન કર્યો, ઊઠાયું નહિ. ઢળી પડ્યા. કોણે એને હાથમાં ઝીલી લીધા ? પોતે-કે પેલા સાધુઓએ પણ ઓરડીની દિવાલો જાણે ખસી ગઇ. વિશાળ-વિશાળ બનતી ગઇ. નીલ આસમાન દેખાયું. સુગંધ ને પ્રકાશ એ વિશાળતામાં પણ ન માતાં ઉભરાયે ગયાં—જાણે એ બેહોશ બની ગઇ. ગીત ને મૃદંગનો અવાજ દૂર દૂર જતો ગયો. દિવાલો પાસે ને પાસે આવતી ગઇ. રોહિણી હોશમાં આવી ત્યારે વાતાવરણમાંથી હજુ સુગંધ ગઈ ન હતી. ગોપાળબાપા જાણે સ્વસ્થ નિદ્રામાં સૂતા હોય તેમ હાથ જોડીને સૂતા હતા. મોં પરનું પ્રસન્ન વત્સલ સ્મિત તેવું જ હતું—ઓશરીના પગથિયાં પર પરમાણંદદાસ ઘૂંટણીએ પડીને ઓશરીની ધૂળ માથે ચઢાવતા હતા—એમના ગાલ આંસુથી ખરડાયા હતા. રોહિણી ઊભી થવા ગઇ તેના અવાજે એમનું ધ્યાન ખેંચ્યું. ઓરડી પાસે આવીને બોલ્યાચાલ્યા સિવાય ખૂણામાં મૂકેલ રામસાગર લઇ મોકળે મને ગાવા માંડ્યું.




અમારામાં અવગુણ છે, પણ ગુરુમાં ગુણ ઘણા રેજી.
ગુરુજી મારા દીવો રે, ગુરુ મારા દેવતા રેજી
ગુરુજી મારા પારસમણિને રે તોલ.
ગુરુજી મારા ગંગા રે, ગુરુજી મારા ગોમતી રેજી
ગુરુજી મારા કાશી અને કેદાર

સાંભળતાં સાંભળતાં રોહિણીને જાણે સૂઝ્યું કે ગોપાળબાપા એના પિતા હતા તે વાત કરતાં યે એના ને સૌના ગુરુ હતા તે અદેકરું સત્ય છે, પોતાની ક્ષુદ્ર મમતા ને કરણે એમને સ્નેહબંધનોથી સાંકળી મર્યાદિત કરવામાં ઔચિત્ય નહોતું. ભાનભૂલેલા, હારેલા ને દાઝેલા સૌના જાણે એ રથસારથી હતા. આવા અલખના ભોમીયાને પુત્રી સંબંધે ભલે આજ લગી જોયા હોય પણ હવે એ રીતે જોઇને એમને ને. પોતાને વખાણ કરવામાં પાપ હતું—ગળામાં વળગેલ ખરેલને દૂર કરી એણે ય પરમાણંદદાસ સાથે ગાવા માંડ્યું,

ગુરુજી મારા તરાપા રે, ગુરુજી મારાં તુંબડાં રેજી
એ તુંબડીએ ઉતરવું ભવપાર—અમારામાં.

ભજન પૂરું થઇ રહ્યું—ત્યારે જોયું તો એ બંનેની સાથે નરસિંહ મહેતાનો સૂર પણ એમની જોડે ભળ્યો હતો ને બહાર વાડીની ભજનમંડળી ઝાંઝપખાજ બજાવતીઃ

"આજની ઘડી રળિયામણી"

ગાતી આવતી હતી.

'સૌએ નક્કી કર્યું છે કે એમને પાલખીમાં પધરાવીને લઇ જવા.' મહેતાએ કહ્યું.

'હા, પાલખી કાં- મહારાજાની હોય ને કાં મહાત્માની હોય.' દાસે કહ્યું: 'બહેન તું નવા લૂગડાં લઇ આવ—આપણે બાપાને નવરાવીને તૈયાર કરીએ.'

'નાહીને જ અહીં બેઠા હતા.' રોહીણીએ કહ્યું ને ઓરડામાં જઇ કપડાં લઈને આપ્યાં એટલે કહે—'તું ગાયોને કાંઇક ખાણ—ખૂંટણ નીરણ કર, અમે બધી વિધિ ત્યાં કરી લઇએ.'

દાસ ને મહેતાએ દેહને નવરાવ્યો—લાલકોરનું ધોતીયું—પહેરાવ્યું, કપાળમાં પીળા ચંદનની આડચ કરી, મોટો ચાંલ્લો કર્યો. ગળામાં તુલસીની માળાઓ પહેરાવી.

'આ બધું આપણા સારૂ થઇને છે, એને તો હવે બધું ય સરખું છે.' દાસે કહ્યું.

'અમસ્તુંયે એને સરખું જ હતું ને—જનક રાજાનો અવતાર હતા એલ્લો' નરસિંહ મહેતા બોલ્યા.

પાલખી ગૌશાળા આગળથી નીકળી ત્યારે ગાયો આંચકા મારવા લાગી. એક બે ગાયોએ તો ખીલા ખેંચાવી નાખ્યા—ને પાલખી તરફ વળી કોઇ કહેવા માંડ્યા—'માતાજીકિ રહેવા દયો'—બીજા વળી કહે. 'જવા દો, એમને, એમની બહુ ચાકરી કરી છે બાપાએ—"

રોહિણી પાસે જઇને ગાયોને કહે. "સુંદરા, બસ થયું. બાપા હવે" કહેતાં કહેતાં એ રડી પડી. ગાયો જાણે એનું દુઃખ સમજતી હોય તેમ ધીમી પડી ગઇ—દાસ આવીને કહે—" એને અંદર લઇ જા. પાલખી પાસે જશે તો વધારે ભૂરાંટી થશે."

"એને તો વાછડી હતી ત્યારથી બાપાએ સાચવી છે. એ નહિ ખસે. મારા કરતાં ય એમને સુંદરા વધારે હતી."

"એટલેજ કહું બહેન—કે તું સમજણી થઇને ય આંસુ પાડયા વિના નથી રહી શકતી તો આ અણુ-સમજુ ગાય શું કરી બેસે? કોઇકને લગાડી દે—વખતે પાલખીને હાલવાય ન દે."

રોહિણીએ એને હાથ ફેરવી—પોતાની પછવાડે દોરી-ને ગમાણે જઇને બાંધી દીધી—ગાયે તો વારી વારીને હીંહોરા નાખ્યા કર્યા.

"બહેન હીંહોરા નાખ્યે એ કાંઇ પાછા નહિ આવે." કહી રોહિણી પાછી વળી, ને દૂરથી નવું ચણેલ ઘર જોઇ નિસાસો મૂકી કહે—"જે જીવતા છે એય ન આવ્યા તો ગયા તેની શી આશા?" ને ફરી ટટાર થઈ મનમાં મનમાં ગાયું.





હે નાથ હે રમાનાથ વ્રજનાથનો નાથ
કૌરવાર્ણય મગ્નામામ્ મુદ્ધરસ્વજનાર્દન.

સ્મશાનભૂમિ પર નાનશુ ગામ ખાલી થઈને ઠલવાયું હતું. સ્ત્રીઓ ગાતી હતી. વાડીના ભજનિકોની મંડળી રામધૂન બોલાવતી હતી મહેતા દાસની સૂચના પ્રમાણે લાકડા ગોઠવતા હતાં. ગામનો ગોર નાળિએર અક્ષત–ચંદન–ઘી લઈને ઉભો હતો. બાપા જાણે આ બધું બાળકોની રમત જુએ તેમ અર્ધા હસતા પાલખીમાં બેઠા હતા. રોહિણીએ એમના બેઠા ઘાટના કાંઈક સ્થુળ ને અણુએ અણુમાં હેતે ઉભરાતા દેહ સામે જોયુ ને તરત થયું. 'હવે આને જોવાના જ નહિ! ફરી આ ચહેરો જોવા નહિ મળે? લાખો માણસો મળશે, પણ પૃથ્વી પર આ તપ કરે, ધ્યાન કરે, માથા પટકીને મરે તોયે આ ચહેરો તો જોવા નજ મળે ને! શુ અર્થ છે આ સસારનો? શા કાજે થઈને આ બધી સ્નેહજાળ! એની આંખે અંધારા આવ્યાં; પગ પાણીપાણી થઇ ગયા–પણ ફરીએ વાર્ધક્યે શોભતી સ્મિતમય મુખમુદ્રા સામે જોયુ—ત્યાં જાણે કહેતી લાગી. 'હું ક્યાં જાઉ છુ? તારામાં—આમાં–સૌમાં છુ મારો ચહેરો સાઠ વર્ષમાં અનેકવાર બદલાયો–વધ્યો ઘટયો–હવે સાવ ભલે જાય પણ સૌના જેવી જ માટીનો બનેલો હું માટીના આવરણોને વટાવી ગયો છુ માનવીનો પુણ્ય અંશ મહત્ત્વનો નથી માગી પણ બીજાની જેમ શેર રાખ થઇ જશે, પણ હું શુ એકલો જ છુ? ગભરા નહિ, થાક નહિ માટીથી આવૃત્ત જે વિમળ પ્રકાશ છે તેને જ ગોત—તેજ માનવીનો પુરુષાર્થ;' હજુ વધુ કાંઈક એ સાંભળત ત્યાં દાસે આવીને કહ્યુ–"બહેન ચાલ–હવે મોડું થાય છે."

ચિતા પર પાલખી ગોઠવી હતી. ચારેબાજુ લાકડાં ગોઠવી–ઘી–અગરુ–ચદનના થોડાક ટુકડા વગેરે મૂકયા હતાં. અગ્નિને આપીને કહે–બહેન કહેઃ

'હે પંચમહાભૂતો તમે હવા ત્યાં સ્વસ્થાને જાઓ.' રોહિણીએ આગ હાથમાં લીધી. પણ મન ઘડીક અચકાયું–બાપા–દાઝશે તો નહિ એવો ભ્રમ થયો. પણ એમના સામે જોતાં જાણે બાપા એ ભ્રમ માટે હસતા હોય તેમ લાગ્યુ–એણે અગ્નિ પ્રગટાવ્યો.

'ગોપાળબાપાની જે'ના નાદથી સ્મશાનભૂમિ ગાજી ઊઠી મંડળીએ જોરથી ધૂન શરૂ કરી. આગ ચારેબાજુ ફેલાઈ. લોકો હાથ જોડી ચિતા ફરતા પ્રદક્ષિણા કરવા લાગ્યા. ઓચિંતા કોઈક ધક્કો મારીને આગળ આવ્યું. રોહિણીને થયું સત્યકામ તો આવ્યો? જોયુ તો સુરગ ચિતામાં ફેંકતો ઠુઠવો મૂકતો હતો.

'મને લેતા જાઓ–લેતા જાઓ, છેવટ આને તો લેતા જાઓ.'

કહી એણે ગળામાં પહેરેલી માળાઓ તોડીને ચિતામાં ફેંકવા માંડી જ્વાળાઓ જાણે બાપાને સદેહે સ્વર્ગે પહોચાડવા મથતી હોય તેમ ઊચે ને ઊચે ચડવા લાગી પાલખી બધી બાજુથી ઘેરાઇ ગઈ ને જયનાદને બદલે ડુસકાંનું પ્રમાણ વધતું ગયું સુરગના છાતીફાટ રૂદને સૌને નિષ્ઠુર, નિર્મળ સ્મશાનભૂમિ છે તે યાદ કરાવ્યું હતું.

×

માણસોના સમુદાયને વળાવી ખાલી ઘરમાં પગ મૂકયો ત્યારે રોહિણીના રૂદનના બંધ છૂટી ગયા. એને સમજણ નહોતી પડતી કે એનું રૂદન પિતા માટે હતું કે સત્યકામની ગેરહાજરી માટે? જ્યારે ખરેજ એની જરૂર હતી ત્યારે જ બગાસર એ આવતો નહોતો. એણે પરમાણુ દદાસની પાસે ફરી અરજન્ટ તાર કરાવ્યો પિતાના મૃત્યુના ખબર મોકલ્યા, ને ફરી મોકળે મને રડવા બેઠી. પણ બાપાની સુવાસ એને પગ વાળીને હૈયુ ખાલી કરવા દે તેમ ન હતું. બીજા દિવસથી જ ગામેગામથી લોકો ગાડામાં ઘોડા પર કે પગે ચાલીને ખરખરે આવવા માંડ્યાં. એ બધાને બાપાના ચમત્કારિક મૃત્યુની વાત કરવી. સરભરા કરવી, એમના મોટા બગીચાને સાચવવા–આ બધામા એ પોતાનો શોક ભૂલી ગઈ. પિતાના તેરમા સુધી આ મહેમાનોનો પ્રવાહ ચાલ્યા કર્યો, એમાં વાડીનું રોજનું કામ પણ સંભાળાય તેવુ ન હતું.



તેરસું વીતી ગયાને બેચાર દિવસ ગયા હતા. એ બધા દિવસોમાં વાડીનું ઘણુંય કામ ચડી ગયું હતું. ગોવિંદો આંબાનો ઇજારો આપી દેવાની વાત કરવા આવ્યો હતો. મોહન એનું મશીન બરાબર ચાલતું નહિ હોવાથી નવું ખરીદવાની હઠ લઇને બેઠો હતો, પણ એનુંય સાંભળવાનું રોહિણીને મન નહોતું રહ્યું. કોને માટે થઇને આ બધી ધમાલ કરવી? જે આ વાડીના પાને પાને હતા તેના વિનાની વાડી માટે મથવું એ શબને બથમાં લઇને બેસવા જેવું નિરર્થક નહોતું? એણે સત્યકામને ઉપરાઉપર ત્રણ તાર કર્યા હતા; પણ એકેનો જવાબ ન હતો. ખાવાનું ભાવતું નહોતું, ઊંઘ આવતી નહોતી, કામકાજ રઝળતું હતું, શું થયું હતું એના તારોનું? સત્યકામ કયાં ગયો? રસ્તામાં ગાડીમાં કોઇકે એનું ખૂન તો નહિ કર્યું હોય. એ મકાન વેચાણના પૈસા લઇને આવવાનો હતો; કે કોઇક એને ભોળવીને ઉપાડી તો નહિ ગયું હોય. એનો સત્યકામ સાવ ભોળો હતો; વળી કહ્યું કે તાર પાછા નથી આવ્યા એટલે એને મળ્યા તો હશે જ. તો જવાબ કેમ નહિ–? એનું હૈયું ભરાઇ આવતું, છાતીમાં મુંઝારો થઇ આવતો; પરમાણંદદાસને એક બે વખત પૂછી જોયું–એમની પાસે પણ કાંઈ ખુલાસો ન હતો. 'કાલે ફરી એક તાર કરીએ' એમ જવાબ વાળતા, અગાધ સાગરમાં જાણે એને કોઈ કે ફેંકી હતી. કાંઠા-કિનારા વિનાનો એ સાગર એને બુડાડતો પણ નહોતો તેમ મોવાળે ફેંકતો પણ નહોતો—ગાયો ભાંભરડા નાખી નીરણ–પાણી માટે સાદ કરતી ત્યારે એને આજુબાજુની સૃષ્ટિનું ભાન આવતું, ને એ બિચારાઓનો શું વાંક એમ બોલી કોઢયમાં નીરણ નાખવા જતી. એકવાર આમ નીરણ નાખવા જતી હતી ત્યાં એણે ટપાલીને ઉતાવળે આવતો જોયો.

'બહેન સત્યકામભાઈનો કાગળ આવ્યો લાગે છે,-અક્ષર એમના છે.'

રોહિણીના પગમાં ચેતન આવ્યું.—કાગળ લીધો. એના જ અક્ષર. સત્યકામ સહીસલામત છે.

બસ એટલું પણ ચેતન માટે પૂરતું છે. બાજુ પરના લીમડાના ઓટે બેસી કાગળ ખોલ્યો, મથાળું હતું.

હજારીબાગ–સેંટ્રલ જેલ.

કાગળ હાથમાંથી પડતાં પડતાં રહી ગયો.

(અપૂર્ણ)



## પૂ. મહાત્મા ગાંધીજીને

હતી વિશ્વે વ્યાપી અશાંતિ, ઉપાધી,
કુહિંસાનો વ્યાધિ જન સકળમાં ત્રાસ ભરતો,
નિસાસા ને અશ્રુ થકી ધરતીનો લોક રડતો!
ઉચ્ચતર નીચાને કચડતો, જટિલ પથ ના માર્ગ સૂઝતો,
અસત્યે, અન્યાયે મનુ–તનુ જ આત્મા ભટકતો!
તદા પૃથ્વી પાટે, દુ:ખી, દીનો માટે,
તમચ્છાદી વાટે ઇશુ, બુધ તણી જ્યોત ઉતરી,
પ્રજાળી પોતાનાં જીવન જગ–નિશા પરિહરી!
જગત્તિમિર માટે ઝઘડતા, સત્, શિવની માટે તલસતા,
તમે યે બાપુ થ્યા બલિ જગત શ્રેયાર્થ, હસતા!

—'શશિનૂ' ઓઝા

# બુદ્ધનો બ્રહ્મવિહાર અને બોધિસત્ત્વનો આદેશ

લે. સુજિતકુમાર મુખોપાધ્યાય - અનુ૦ મણીલાલ અણગારી

ગૌતમબુદ્ધ તેમના પૂર્વજન્મમાં બોધિસત્ત્વ હતા. જાતકકથાઓમાં જાણવાનું મળે છે કે તેઓ બોધિસત્ત્વ હતા ત્યારે સર્વ પ્રાણીઓનું હિત કરવા સદા પ્રયત્ન કરતા. સર્વ જીવોના કલ્યાણ માટે પોતાનું સર્વસ્વ—જીવન સુદ્ધા હોમી દેવા તેઓ તૈયાર હતા. બુદ્ધના પૂર્વજન્મોની આ કથાઓમાંથી બોધિસત્ત્વના આત્મત્યાગનો આદર્શ કેવો હતો તે કેટલેક અંશે આપણે જાણી શકીએ છીએ.

બોધિ એટલે બોધ અથવા જ્ઞાન અને સત્ત્વ એટલે પ્રાણી. જ્ઞાનને માટે જે જીવ પ્રયત્ન કરે છે તે બોધિસત્ત્વ. આ થયો બોધિસત્ત્વનો શબ્દાર્થ. મહાયાન બૌદ્ધલોકોના પરમપ્રિય અને પ્રામાણિક ગ્રંથ 'બોધિચર્યાવતાર'માં એ આદર્શ સવિસ્તર વર્ણવવામાં આવ્યો છે. તેમાં કહેવામાં આવ્યું છે કે સર્વજીવોના ઉદ્ધાર માટે બોધિપ્રાપ્તિ કરવાનો જે સંકલ્પ અને તે સંકલ્પસિદ્ધિ માટે જે અધ્યવસાય તેનું નામ બોધિચિત્ત.[1] જેઓમાં એક બોધિચિત્ત પ્રગટ થયું છે તે બોધિસત્ત્વ.

સંસ્કૃત, ચીની અને તીબેટી ભાષામાં રચેલા અને અનુવાદિત થયેલા મહાયાન બૌદ્ધશાસ્ત્રોમાં આ આદર્શ જોવા મળે છે અને કયાંક કયાંક આત્મત્યાગી બોધિસત્ત્વની અપૂર્વ મહિમાવંતી જીવનકથા પણ મળે છે.

બોધિસત્ત્વ જ્ઞાની અને કર્મી બન્ને છે. જ્ઞાન માટે કર્મ કરે છે અને કર્મ કરવા માટે તે જ્ઞાન મેળવે છે. જ્ઞાન વિના કર્મ અને કર્મ વિના જ્ઞાનને તેઓ સ્વીકારતા નથી એટલે જ બોધિસત્ત્વ જેમ ધ્યાન ધરે છે તેમ જીવસેવાદિના કર્મમાં પણ રત રહે છે.

બૌદ્ધશાસ્ત્રમાં ધ્યાનની નવ પ્રકારની કક્ષાઓ કે સમાધિના ઉત્તરોત્તર શ્રેષ્ઠ નવ અવસ્થાનો[2] ઉલ્લેખ છે. બુદ્ધદેવ પોતે આ નવ અવસ્થાની સર્વોચ્ચ અવસ્થાએ[3] પહોંચ્યા હતા. આમાંથી પહેલી કક્ષા પ્રાપ્ત કરવા માટે જે જે ધ્યાનના અવલંબન તરીકે ગ્રહણ કરવાનું હોય છે તેમાંનું એક 'અપરિમેય ચિત્ત.' મૈત્રિ, કરૂણા, મુદિતા અને ઉપેક્ષા એ ગુણ ચતુષ્ટયને બૌદ્ધશાસ્ત્રમાં 'અપરિમેય ચિત્ત' અથવા 'બ્રહ્મવિહાર'[4] કહે છે.

વેદવિદ્દો અને બૌદ્ધો બંનેએ ચાર મનોભાવોનો યોગસાધનાના અપરિહાર્ય અંગસ્વરૂપે સ્વીકાર કર્યો છે.[5] તો પણ બૌદ્ધોએ આનો અધિકતર વ્યાપક

---

૧. બોધિચર્યાવતારપંજિકા, પ્રથમ પરિચ્છેદ પાનું ૬, ૧૫

૨. આમાંથી પહેલી ચાર કક્ષાથી રૂપની (Matter) અનુભૂતિ થાય. બાકીની કક્ષાઓથી રૂપની અનુભૂતિ થતી નથી. નવમી સમાધિની છેલ્લી અવસ્થા છે તેમાં સર્વ પ્રકારની ચેતના અને અનુભૂતિનો સંપૂર્ણ નિરોધ થાય છે. સમાધિસ્થ વ્યક્તિ અને મરેલી વ્યક્તિમાં ફેર માત્ર એટલો હોય છે કે સમાધિસ્થનું શરીર ઉષ્ણ હોય છે તેમાં પ્રાણ નીકળી ગયો હોતો નથી તેમજ ઇંદ્રિયો નાશ પામતી નથી.

૩. દીઘનિકાયના મહાપરિનિબ્બાણ સુત્તમાં એમ કહેવામાં આવ્યું છે કે બુદ્ધે પરિનિર્વાણ પામ્યા પહેલા ધ્યાનની આ અવસ્થા પ્રાપ્ત કરી હતી ત્યારે આનંદને એમ લાગ્યું હતું કે તથાગતે પરિનિર્વાણ પ્રાપ્ત કર્યું છે તેથી તેણે ઉદ્દિગ્ન થઇ ભદન્ત અનુરૂદ્ધને પ્રશ્ન કર્યો, 'ભન્તે અનુરુદ્ધ ભગવાને શું નિર્વાણ પ્રાપ્ત કર્યું?'

અનુરુદ્ધ બોલ્યા, 'આનંદ ભગવાને હજી નિર્વાણ પ્રાપ્ત કર્યું નથી પણ તેઓએ 'સંજ્ઞાવેદિત નિરોધ' સમાધિ પ્રાપ્ત કરી છે.

૪. બ્રહ્મવિહાર—આ શબ્દનો આવો અર્થ કરવામાં આવ્યો છે. બ્રહ્માનું ચિત્ત વિશુદ્ધ ને નિર્દોષ છે ને તેઓ નિર્દોષ ચિત્તે વિહાર કરે છે. મૈત્રિ, કરૂણા- દ્વારા યોગીઓ પણ બ્રહ્મસમાન થઇ નિર્દોષ ચિત્તે વિહાર કરે છે એટલે એને 'બ્રહ્મવિહાર' કહેવામાં આવે છે. વિસુદ્ધિમગ્ગ ૯ મો પરિચ્છેદ મહાયાનિઓના બોધિચર્યાવતારના ૯ મા પરિચ્છેદના ૧૫મા શ્લોકમાં ચિત્તની બ્રહ્મતા અથવા બ્રહ્મત્વ પ્રાપ્તિનો ઉલ્લેખ છે.

૫. જેઓ સુખ ભોગવે છે તેમના સુખમાં સુખ (મિત્રના જેવું આચરણ કે મૈત્રિ), જેઓ દુઃખ





બોધિસત્ત્વ કહે છે, ' પ્રાણીઓ બહુ અસહાય છે. ક્રોધ, લોભ અને મોહે તેમને ઘેરી લીધા છે એટલે કોઇ પણ કુશળ કર્મ કરવાની તેમની શક્તિ રહી નથી તેઓ જ્યારે કુશળ કર્મ દ્વારા પોતાનોજ ઉદ્ધાર કરી શકતા નથી ત્યારે બીજાનો તો શેના જ કરી શકે ? એટલે હું જ બધાના દુઃખનો ભાર ગ્રહણ કરું છું. જગતના બધા જીવોને મારે મુક્ત કરવા જોઇએ. આખા જગતનો મારે ઉદ્ધાર કરવો જોઇએ-શિક્ષાસમુચ્ચય પાનું ૨૮૦-૨૮૨. જેઓ રોગી છે તેઓનું હું ઔષધ થઇશ. રોગ દૂર નહીં થાય ત્યાંસુધી તેમની પથારી પાસે બેસી તેમની શુશ્રુષા કરીશ. દરિદ્રોનો અક્ષયનિધિ બની તેમને જરૂરી વસ્તુઓ તેમની સમક્ષ હાજર કરીશ હું અનાથોનો નાથ, વટેમાર્ગુઓનો ભોમિયો અને નદનદી પાર કરવા ઇચ્છનારાઓનો સેતુ તથા નૌકા બનીશ. જેને પ્રકાશની જરૂર હશે તેનો હું પ્રદીપ બનીશ. શય્યાભિલાષાની શય્યા બનીશ અને દાસાકાંક્ષીનો દાસ બનીશ. આવી રીતે અનંત જીવોના ભોગોનું હું ઉપાદાન બનીશ. જ્યાંસુધી સર્વ જીવો નિર્વાણ પ્રાપ્ત ન કરે ત્યાંસુધી હું તેમની ઉપજીવિકાનું સાધન બનીશ—બોધિચર્યાવતાર ૩-૭-૨૧.

બોધિસત્ત્વ વીર સાધક છે. તેમનો ધર્મ એ વીરધર્મ છે. બળહીનથી એ પ્રાપ્ત નથી થતો. શાસ્ત્રમાં કહ્યું છે કે વાયુ વિના જેમ ગતિ નથી તેમ વીરતા વિના પુણ્ય નથી. વીરતા વિના ક્ષમાનો ગુણ પણ પ્રાપ્ત થતો નથી એટલે વીર થઇ ક્ષમા કેળવવી જોઇએ. વીરતામાજ બુદ્ધત્વ રહેલું છે-બોધિચર્યાવતાર ૭-૧.

જેઓ મારી ઉપર ખોટું આળ ચડાવે, જેઓ મારું શારીરિક કે માનસિક નુકશાન કરે, જેઓ મારી હાંસી કરે તેઓ અને બીજા બધાય બુદ્ધત્વ લાભ કરો એવી મારી પ્રાર્થના છે. સર્વ જીવોની યથેચ્છ સુખપ્રાપ્તિ માટે મારો આ દેહ છે. મારો કે નિંદો, ધૂળ ઉડાડો કે તેમને જે સુખકર લાગે તે કરો. મેં મારો આ દેહ તેમને સમર્પણ કર્યો છે-બોધિચર્યાવતાર ૩-૧૨-૧૬.

આવી વાણી વીર સિવાય બીજું કોણ ઉચ્ચારી શકે ? આ કંઇ મોઢાની વાત નથી પણ જીવનમાં સિદ્ધ કરી ગયા છે, એવા બોધિસત્ત્વોના દૃષ્ટાંતોનો અભાવ નથી. શત્રુએ જ્યારે શૂન્યવાદી બોધિસત્ત્વ આર્યદેવનું ખૂન કરવા હથિયારનો ભયંકર ઘા કર્યો હતો ત્યારે તેઓએ તેને શાંતિપૂર્વક શિખામણ આપી હતી કે ' વત્સ, મારા આ કાષાય વસ્ત્રો અને ભિક્ષાપાત્ર લઈ ભિક્ષુનો વેશ પહેરી અત્યારેજ ડુંગરામાં ભાગી છૂટ.'

ગુરૂ આર્યદેવની છેલ્લી ઘડીઓ ગણાય છે. શિષ્યો રડે છે. કોઇ કોઇ મર્મભેદક કરૂણકંઠે પૂછે છે, 'કોણે ખૂન કર્યું.? કોણે આવું રાક્ષસી કામ કર્યું ? ગુરૂ પ્રશાંત વદને બોલ્યા,

નહિ પ્રાણ, નથી પ્રાણી, નથી હત્યા નથી અત્યાચાર
જન્મ નથી, મૃત્યુ નથી, નથી સુખ-દુઃખ-હાહાકાર
કોણ તારૂં પ્રિયજન ? કોને માટે અશ્રુપાત ?
માર્યો કોણે ? મર્યું કોણ ? કોણે કર્યો કોને અશ્રાઘાત !
છિન્ન થાઓ મોહબંધ, મિથ્યાદષ્ટિ થાઓ તિરોહિત
મહાવ્યોમ-સમાન-શૂન્યતા-શાંત શિવપ્રપંચ અતીત.
પ્રવાસી જેઠ ૧૩૪૯.

ઘણાનું એમ માનવું છે કે ભારતના લોકોની જે સાધના છે તે પોતાના મોક્ષલાભ માટે જ છે. મૈત્રી, કરૂણાનો અભ્યાસ કે જીવસેવાદિના બધા શુભકર્મોનું એ જ એક લક્ષ્ય છે. તે દ્વાગ મોક્ષ મળે માટેજ તેનું આચરણ થાય છે. એ પોતાની સ્વાર્થસિદ્ધિ માટે જ છે પણ પરાર્થે નથી.

સર્વ દેશમાં, સર્વ જાતિમાં અને સર્વ સમયે આ પ્રકારનો એક સાધક વર્ગ જોવા મળે છે કે જે કેવળ પોતાની મુક્તિ માટેજ સાધના કરે છે કે કરી છે પણ 'ભારતના બધા સાધકો પોતાની મુક્તિ માટેજ સાધના કરે છે,' એવો ખ્યાલ તદ્દન અજ્ઞાનમૂલક છે.

દીનદુઃખીનો ત્યાગ કરી મારા એકલાની મુક્તિને હું નથી ઇચ્છતો—ભાગવત ૭-૯-૪૪. સમગ્ર જગતનું દુઃખ, દૈન્ય અને કલેશ મારે માથે લઇ લેવા ઇચ્છું છું. જ્યાંસુધી છેલ્લામાં છેલ્લા જીવની મુક્તિ ન થાય ત્યાંસુધી વારંવાર હું આ વિશ્વમાં જન્મ લેવા ઇચ્છું છું.-ભાગવત ૯-૧૨-૧૨, 'મૈત્રિસાધના' પાનું. ૬૪.



એક જીવને માટે પણ સૃષ્ટિના છેલ્લા દિવસ સુધી હું આ જગતમાં રહીશ—શિક્ષાસમુચ્ચય પા. ૧૪. જીવો જ્યારે દુઃખોમાંથી મુક્ત થાય છે ત્યારે પ્રાણમાં જે આનંદ સાગરની ભરતી આવે છે એ જ યથેષ્ટ છે. રસહીન શુષ્ક મોક્ષનું શું પ્રયોજન છે?—શિક્ષાસમુચ્ચય પા. ૩૬૦. બોધિચર્યાવતાર ૮–૧૦૮.

આવું ભારતના વૈદિક અને બૌદ્ધ સાધકો કહી ગયા છે. બોધિસત્ત્વની આ સાધના કેટલી પારમાર્થિક છે તે નીચે વધુ સ્પષ્ટ કરું છું: 'તેઓ ધાર્મિક જીવન જીવે છે, પોતાનું ચારિત્ર્ય પવિત્ર રાખે છે તે કંઈ સ્વર્ગ માટે કે ઇંદ્રત્વ મેળવવા નહીં. કોઈ ભોગ, વૈભવ, દેહના વિશેષ રૂપ, રંગ કે સૌંદર્ય માટે નહીં, યશને માટે કે પશુજન્મ અથવા નરકાદિના ભયથી તેઓ એમ કરે છે એમ પણ નહીં. પરંતુ સર્વ જીવોના હિત–કલ્યાણ માટે જ તેઓ ધાર્મિક જીવન જીવે છે ને પોતાનું ચારિત્ર પવિત્ર રાખે છે.' —શિક્ષાસમુચ્ચય પાનું ૧૪૭. તેઓ દરેક કહે છે કે સંબોધિ માટે અમે જે આ યાત્રા શરૂ કરી છે તે કોઈ પ્રકારના ઇંદ્રિય ભોગની આશાથી કે અન્ય કામોપભોગ માટે નથી પણ જગતના સર્વ જીવોના ઉદ્ધાર માટે—શિક્ષાસમુચ્ચય પા. ૨૮૧. જગતના સર્વ જીવો માટે હું મારા કુશળમૂળ ઉત્પન્ન કરું છું અને એને પરિણત દશાએ લઈ જવા પ્રયત્ન કરું છું અને તે હું સર્વના ઉદ્ધાર માટે વાપરીશ—શિક્ષાસમુચ્ચય પા. ૨૮૧. હું મારા કુશળમૂળને એવી રીતે પૂર્ણતાએ પહોંચાડીશ જેથી બધા જીવો પરમ સુખ મેળવે, અનનુભૂત આનંદના અધિકારી થાય અને સર્વજ્ઞતાનો આનંદ મેળવે—શિક્ષાસમુચ્ચય પા. ૨૮૧. જગતના સર્વ જીવો દુર્ગતિમાં રહે તેના કરતા હું એકલો જ દુઃખ ભોગવીશ. હું પોતાને જાણી જોઈને બંદી કરી તેને બદલે સમગ્ર જગતનો નરકમાંથી, પશુજન્મમાંથી યમલોકમાંથી ઉદ્ધાર કરીશ. સર્વ જીવના હિત માટે બધી દુઃખવેદના હું મારા પોતાના દેહે જ ભોગવીશ–શિક્ષાસમુચ્ચય પા. ૨૮૧. મહાયાન સૂત્રાલંકાર ૧૩–૧૪ મેં મારો આ દેહ સર્વ જીવોને માટે સમર્પણ કર્યો છે. મારી બધી બાહ્ય સંપત્તિ જેને જે કામે લાગે તેને દાન કરીશ. હાથ, પગ, આંખ, રક્ત, માંસ મજ્જા, મસ્તક અને બીજા અંગ પ્રત્યંગોમાંથી જે કોઈ માગશે તેને તે હું આપી દઈશ. ધનધાન્ય, સ્વર્ણ રૌપ્યાદિ, મણિમુક્તાદિ, અશ્વ, રથ, શકટ, ગ્રામ, નગર, દાસ, દાસી, પુત્ર, કન્યા વગેરે બધા વસ્તુની તો વાત જ શી! મારું કંઈ પણ વિદ્યમાન હશે ત્યાંસુધી જેને તેની જરૂર હશે તેને દાન કરીશ. એને માટે હૃદયમાં અનુતાપ કે ક્ષોભ નહીં અનુભવું. બદલાની પણ કંઈ આશા રાખ્યા વગર, અનાસક્તભાવે સર્વ જીવો પ્રત્યે કરૂણાને અનુકંપાપૂર્વક હું બધાનું દાન કરીશ.–શિક્ષાસમુચ્ચય પા. ૨૧.

આખા જગતના બધા જીવોના દરેક દુઃખ ને વિપ્રત્તિ દૂર કરવા માટે આ જગતમાં હું અનંતકાળ રહેવા તૈયાર છું—શિક્ષાસમુચ્ચય પા. ૨૮૧.

શત્રુમિત્રને સમાન કેવી રીતે ગણવા? અમારૂં જેણે સત્યાનાશ વાળ્યું છે, તેને હું ક્ષમા શામાટે કરૂં? મારા કટ્ટા શત્રુને ય હું શું કામ ચાહું? શા માટે તેનું કલ્યાણ ઇચ્છું? આપણા મનમાં સ્વાભાવિક રીતે જ આવા પ્રશ્નો ઉઠે છે. બોધિસત્ત્વો એનો ઉત્તર નીચે પ્રમાણે આપે છે—

'દંડ કે હથિયાર વડે મને કોઈ મારે તો હું દંડ વગેરે ઉપર ગુસ્સે થતો નથી પણ દંડ મારવામાં જેણે પ્રેરણા કરી હોય તેની ઉપર ક્રોધિત થાઉં છું એટલે કે દ્વેષનો પ્રેર્યો જીવ જ્યારે મને મારે છે ત્યારે જીવની ઉપર દ્વેષ ન કરતાં દ્વેષની ઉપર જ દ્વેષ કરવો મારે ઉચિત છે. જેના વડે મને મારવામાં આવે છે તે હથિયાર અને જ્યાં મને ઘા લાગે છે તે દેહ એ બંને જ દુઃખનું કારણ છે. હથિયારધારી શત્રુ અને દેહધારી હું એ બેમાંથી કોની ઉપર ગુસ્સે થાઉં? જેને હું અપકાર કરનાર માનું છું તેને અવલંબીને તો મારૂં ચારિત્ર્ય ઉત્કર્ષ પામે છે. હું પરમ જરૂરી ને સર્વશ્રેષ્ઠ મારો ક્ષમાનો ગુણ મેળવું છું. બીજી બાજુ મને અવલંબીને તેઓને હિંસા દ્વેષ ઉદ્‌ભવે તો તેમની અવનતિ અને દુર્ગતિનો અંત નથી રહેતો એટલે જેઓને હું અપકારક માનું છું; વસ્તુતઃ તેઓ મને ઉપકારક છે અને હું જ તેમને અપકારક છું.





આથી વિપરીત સિદ્ધાંત બાંધી હે ચલચિત્ત! તું શા માટે ક્રુદ્ધ થાય છે—બોધિચર્યાવતાર ૬-૪૧-૪૯.

યશ અને સન્માનનો ત્યાગ એ જ સૌથી કઠણ ત્યાગ છે. એવા ઘણા મહાપુરુષો છે જેમણે સર્વસ્વનો ત્યાગ કર્યો હોય, પરંતુ યશ અને માનનો મોહ છોડી ન શક્યા હોય જ્યારે બોધિસત્ત્વ તો આ યશ અને સન્માનને બંધન માને છે. તેમના યશ અને માનનો જેઓ નાશ કરે છે તેમને તેઓ મુક્તિ દેનારા બંધુઓ સમજે છે. તેઓ કહે છે—

'અમે મુક્તિકામી છીએ, લાભ અને માનનું બંધન અમને છાજતું નથી. જેઓ અમને આ બંધનમાંથી મુક્ત કરે છે તેઓની ઉપર દ્વેષ કેમ ઉપજે? અમારા સ્તુતિ, માન અને યશને જેઓ હાનિ કરવા તૈયાર થયા છે તેઓ અમને અવનતિમાંથી બચાવવા જ પ્રવૃત્ત થયા છે. તેઓ ઢાલની જેમ અમારી આગળ ખડા થઈ અમને દુ:ખમાંથી ઉગારે છે, એ કેવળ મહાકારુણિક બુદ્ધની કૃપાથી જ સંભવે. જેઓ આવા ઉપકારી છે તેઓનો દ્વેષ કેમ થાય? તેમની દ્વારા મારા પુણ્યમા વિઘ્ન પડ્યું એમ સમજીને પણ કોઈની ઉપર ક્રોધે ભરાવું ઉચિત નથી. કારણ ક્ષમાની જેવું બીજુ એકેય પુણ્ય નથી અને એ વ્યક્તિને કારણે જ પુણ્યનો સુયોગ ઉત્પન્ન થયો. અસહિષ્ણુ થઈને જો પોતાના વાંકે તે વખતે તેને ક્ષમા ન કરીએ તો આપણે જ આપણા પુણ્યમાં આડખીલી થયા કહેવાઈએ. પુણ્યનો સુયોગ મળવા છતાં આપણે પુણ્ય મેળવી ન શક્યા.

જો કોઈ એમ કહે, 'મને ક્ષમારૂપ પુણ્ય મળે એવો સદ્‌હેતુ શત્રુનો નથી હોતો. ઉલટાનું આપણું ભૂંડું કરવાનો દુષ્ટ હેતુ જ હોય છે.'—તો એ બોધિસત્ત્વ કહે છે—

'ભૂંડુ કરવાનો હેતુ છે માટે જ તો શત્રુ ક્ષમા સિદ્ધિનું કારણ છે. જો એવો દુષ્ટ હેતુ ન હોત ને વૈદ્યની માફક આપણા હિતમાં તે રત હોત તો શું તેની ઉપર આપણે દ્વેષ સંભવિત હતો? કે ક્ષમા કરવાનો પ્રસંગ પણ પડત? એમના દુષ્ટ હેતુના આધારે જ આપણામાં ક્ષમા ઉત્પન્ન થાય છે એટલે તે જ ક્ષમાનું કારણ છે તે સદ્ધર્મની માફક આપણો પૂજનીય[૯] છે.—બોધિચર્યાવતાર ૬-૧૦૦-૧૦૧.

આ મહાત્માઓના ચરિત્રો અદ્‌ભુત ને અલૌકિક છે, તેઓ કોઈને ય દુ:ખ દેતા નથી. બધાના બધા દુ:ખો દૂર કરે છે. દુ:ખમાં જ તેઓ જીવે છે પરંતુ દુ:ખથી તેઓ ડરતા નથી. દુ:ખની મધ્યોમધ્ય રહેવા છતાં તેઓ દુ:ખ મુક્ત હોય છે. કલ્પનામાંય તેમને દુ:ખ નથી હોતું. તેઓએ દુ:ખને સ્વીકારી લીધું છે—મહાયાન સુત્રાલંકાર ૧૯-૧૮. તેઓને સુખમાં તેમજ દુ:ખમાં ય આનંદ પડે છે. જીવોને માટે વારંવાર નરકમાં વાસ લેવો પડે તો પણ તેઓને દુ:ખ થતું નથી—મહાયાન સુત્રાલંકાર ૪-૨૨. જેને માટે લોકો ધન ખરચે છે તેઓ તેનું જ સર્વને દાન કરે છે. લોકો દેહરક્ષણ માટે ધન ખરચે પણ તેઓ તો દેહને જ સેંકડોવાર સમર્પણ કરે છે. દેહનુ બલિદાન આપવા છતાં તેમને દુ:ખ થતું નથી તો પછી ધનની તો વાત જ શી! આ ખરેખર અલૌકિક છે! પણ એના કરતાંય અલૌકિક તો દુ:ખમાંય તેઓ આનંદ લે છે તે છે.

બોધિસત્ત્વોની આત્મસમર્પણની આ સાધના હજી બૌદ્ધોમાં લુપ્ત થઈ નથી. તીબેટી સાધકો આજે પણ અદ્‌ભુત વિધિપૂર્વક આ સાધનાનો અભ્યાસ કરે છે. સાધક સાધના માટે મધરાતે નિર્જન અરણ્યમાં કે સ્મશાનમાં જાય છે અને ત્યાં જઈને એવી ભાવના સેવે છે કે વાઘ વગેરે હિંસક પ્રાણીની ભૂખ શાંત કરવા માટે તે પોતાના દેહના દરેક અંગપ્રત્યંગ સ્વેચ્છાપૂર્વક આપી દે છે આવી ભાવના કરતા કરતા તે નિર્જન અરણ્ય કે સ્મશાનને ચોંકાવી દે તેમ મોટેથી વારે વારે પોકારે છે—

'હે ઉપવાસ પીડિત ભૂખ્યા તરસ્યા જીવો તમે ક્યાં છો? જલ્દી અહીં આવો, મારા આ દેહના

૯. અર્થાત્ સદ્ધર્મનું સેવન કરવાથી જે લાભ થાય છે તે લાભ શત્રુ હોવા છતાં પ્રાપ્ત થાય છે. એટલા માટે શત્રુ પણ સદ્ધર્મની માફક પૂજનીય.



માંસથી તમારી ક્ષુધા શાંત થાઓ. મારા લોહી વડે તમારી તરસ છીપો. મારા હસ્ત અને ચરણ કાપી તમને હું સમર્પણ કરીશ. ચક્ષુ, હૃદય, યકૃત, આંતરડાં વગેરે કાઢી આપીને હું તમને દાન કરીશ. મારા હાડકાં, માંસ વગેરેનો તમારી આગળ હું ઢગલો કરીશ. અંજલિ ભરીને હું તમને મારું લોહી પાઇશ. તમારી ઉપવાસ પીડા દૂર થાઓ, તમારી તરસની બળતરા શાંત થાઓ. તમે તૃપ્ત થાઓ. સુખી થાઓ—કોઇનેય કશું દુઃખ ન રહો.'

નિર્જન અરણ્યમાં કે સ્મશાનમાં નિસ્તબ્ધ મધરાતના અપૂર્વ વાતાવરણમાં આવી ભાવનાનો પુનઃ પુનઃ ઉચ્ચાર કરતા કરતા સાધક અંતે એવી અવસ્થા પ્રાપ્ત કરે છે કે જે જ્યારે સાચે જ સાધક પ્રત્યક્ષ અનુભવે છે કે વાઘ વગેરે હિંસક જાનવરો લોહીમાંસ વડે તેમની ભૂખ તરસ મટાડે છે—જાણે કે તેઓ આવીને સાધકનું માંસ ખાઈ રહ્યાં છે, હાડકાઓ ચૂસી રહ્યા છે, લોહી પી રહ્યા છે, ને આંતરડાં ચાવી રહ્યા છે. તે વખતે જો તેને વંદના ન થાય, તે પરિતાપ ન અનુભવે અને તેઓની તૃપ્તિથી તે તૃપ્ત થાય, તેઓના સુખથી તે સુખી થાય, તેમના આનંદથી તે આનંદ પામે તો તે આ સાધનમાં સિદ્ધ થયો ગણાય.[10]

ભારતમાં પણ આ સાધના લય પામી નથી. આજે ય ભારતમાં બોધિસત્ત્વ રહ્યા છે. પૂર્વબંગની સ્મશાનભૂમિ તેમનું સધનાસ્થાન છે ત્યાં આની અપૂર્વ આત્મબલિદાનની સાધનામાં તેઓ મગ્ન છે. કૌપિનધારી, સર્વત્યાગી, લેશ પણ બાહ્યસંપદહીન, દેહમાત્ર જ જેની મૂડી છે અથવા બોધિસત્ત્વ પોતાના દેહનું હાડકેહાડકુ અને લોહીનું ટીપેટીપું જીવસેવામાં સમર્પણ કરવા તૈયાર છે. આખુ જગત વિસ્મય વિમુગ્ધ થઇને તેમની તરફ નજર માંડી રહ્યું છે.–પ્રવાસી, માઘ ૧૩૫૩.

---

૧૦ કહેવાની જરૂર નથી કે આ સાધના અત્યંત કઠણ છે. એવી સાધનામાં કંઈક ગાંડા ને કંઈક મરણ-શરણ થઈ ગયા છે અને કોઈ સદાને માટે સ્વાસ્થ્ય ગુમાવી જીવનભર વિષાદગ્રસ્ત ને રોગિષ્ઠ જીવન વિતાવે છે.



જે ક્રિયા મારામાં ચાલે છે તે અંતર્યામીની છે, તે હું કહી શકું કે નહિ, એ હું નિશ્ચયપૂર્વક નથી જાણતો. પણ ઘણાં વર્ષોથી જે પ્રમાણે મેં મારાં મોટાં મોટાં કહેવાયાં છે અને નાનાં નાનાં ગણાય તેવાં કાર્યો કરેલાં છે, તે તપાસતાં તે અંતર્યામીના પ્રેરાયેલાં છે એમ કહેવું અને અઘટિત નથી લાગ્યું. અંતર્યામીને મેં જોયો નથી, જાણ્યો નથી. જગતની ઈશ્વર વિશેની શ્રદ્ધા મેં મારી કરી છે. એ શ્રદ્ધા કોઈ રીતે ભૂંસી શકાય તેવી નથી. તેથી તેને શ્રદ્ધા-રૂપે ઓળખતો મટી અનુભવરૂપે જ હું ઓળખું છું.

ગાંધીજી

( પૃષ્ઠ ૪૮ થી ચાલુ )

કર્યો હોઇ અર્વાચીનયુગની વિચારણાના હિંદી પ્રત્યાઘાતરૂપે આ પુસ્તકને વાંચવાનું કર્તાએ કરેલું સૂચન વાજબી છે. સંસ્થાનો સંબંધી જાણવાજોગ માહિતી સાલવારી ને આંકડામાં આપતાં ૭ પરિશિષ્ટો તથા પુસ્તકની એકંદર સામગ્રી કર્તાએ અનેક પુસ્તકોનો શ્રમપૂર્વક ઉપયોગ કર્યો હોવાની સાબિતી પૂરી પાડે છે.

## ગ્રામરચના

[ લે. રવિશંકર મહારાજ; પ્રકા૦ સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ : સવા રૂપિયો. ]

સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલયની 'સર્વોપયોગી સાહિત્યશ્રેણીના બીજા વર્ષના પહેલાં બે પુસ્તકરૂપે પ્રગટ થતું આ પુસ્તક ગુજરાતીના જાણીતા લોકસેવક શ્રી રવિશંકર મહારાજે બોચાસણના વલ્લભ વિદ્યાલયમાં ગ્રામસેવા તાલીમવર્ગના વિદ્યાર્થીઓ સમક્ષ ગામડાંના પ્રશ્નો પર આપેલાં વ્યાખ્યાનોનો લખી લીધેલો સાર રજૂ કરે છે. આજે જે લગભગ તૂટવા આવેલ છે. તે ગ્રામસમાજ અને ગ્રામતંત્રનું, તેના લોકો વર્ણો આચારવિચાર તહેવારો દિનચર્યા આજીવિકા ઇ૦ વિશે પૂરી માહિતી સાથે, એના પ્રત્યે આકર્ષણ જગાડે એવુ જે ચીવટપૂર્ણ ચિત્ર મહારાજે એમાં પોતાના નિરીક્ષણ અને અનુભવને બળે આલેખી આપ્યું છે તે આ પુસ્તકની એક ગણનાયોગ્ય વિશિષ્ટતા છે જૂની વ્યવસ્થામાં જે કાંઇ હતું, એની પાછળ જે દષ્ટિ હતી ને એમાં જે લાભ હતા તે મહારાજે બરાબર બતાવી આપ્યા છે તો એની ઊણપો તરફ એમણે આંખ મીચી નથી એ પણ આ પુસ્તક બતાવી આપે છે. ગ્રામતંત્ર કેવું હતું એ આમ વિસ્તારથી કહી એ કેમ તૂટવા લાગ્યું એનાં કારણો મહારાજે વિચાર્યાં છે અને એને પાછું આદર્શ સ્થિતિ પર લાવવાના ઉપાય તેમણે બતાવ્યા છે. અંગ્રેજોની નીતિ, અંગ્રેજી કેળવણી અને તેની થયેલી અસર વિશે તેમજ આજે આપણે કયાં છીએ તે વિશે મહારાજે કેટલીક સાફ વાતો કહી પોતાનો જે અભિપ્રાય આપ્યો છે તે વિચારપ્રેરક અને કર્તવ્યપ્રેરક પણ છે. વકીલો, દાક્તરો, શિક્ષકો, માબાપો આદિને જેમ છેવટે મહારાજે તેમના કર્તવ્યનો બોધ કર્યો છે તેમ સંગીત, ચિત્ર નૃત્ય ને કવિતાના ધંધાદારી ઉપાસકોને પણ કરવા જતા એ ત્રણે કળાઓ પર એમનાથી કેટલાક સુંદર વિચારો રજૂ થઇ ગયા છે તે પણ ધ્યાન ખેંચે તેવા છે. સૌથી વધુ ધ્યાન તો ખેંચે છે મહારાજની સીધી ગામડિયા શૈલી. એમની કેટલીક ઉપમાઓ તો યાદ રહી જાય તેવી સુંદર અને સચોટ છે.

અંગ્રેજ સરકારની વાણી ચલાવના હાથી સાથે કરેલી સરખામણી ( પૃ ૧૩૫–૩૬ ), અંગ્રેજી કેળવણીની મદારી માંકડાંને સરકસવાળા ઘોડાને આપે છે તે કેળવણી જોડે કરેલી સરખામણી ( પૃ ૨૦૪ ), આજના શિક્ષણને ટાંકાના પાણીની આપેલી ઉપમા ( પૃ. ૨૧૩ ), અને સંગીતકાર નૃત્યકાર કવિ ને ચિત્રકારના ધંધાની ખોરાકમાંના અથાણા જેટલી જ બતાવેલી અગત્ય ( પૃ, ૨૫૦ ) મહારાજની કહેણી કેવી તેમની પોતાની જ છે તે બરાબર બતાવી આપે છે. પ્રકરણો અને સામગ્રીની સુસંબદ્ધ ને શાસ્ત્રીય સંકલના પુસ્તકમાં બધે જણાતી નથી, પણ તે તો આ બધી સામગ્રી વ્યાખ્યાનો રૂપે ને કયારેક પ્રશ્નોના ઉતર રૂપે લખાયેલી નહીં પણ બોલાવામાં આવી છે એનું પરિણામ છે. તેમ વળી મહારાજનો શાસ્ત્રીય નિરૂપક કે વિદ્વાન હોવાનો દાવો ય નથી. એમની પાસે જે છે તે તો છે દષ્ટિ. જેનો લાભ તો આ પુસ્તક તેના વાચનારને આપશે જ.

# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

સ્થાપના : ૧૯૩૬ :: લિમિટેડ : ૧૯૪૫

## પુસ્તકોનું નવું સૂચિપત્ર : માર્ચ ૧૯૪૮






★ જ્ઞાન એ સાધના છે. પ્રત્યેક ઘરમાં એ દીપ પ્રગટો. ★

※ શિષ્ટ પુસ્તકોનું વાંચન ઘેરઘરમાં હોવું જોઈએ, જ્ઞાન એ દીવો છે. જીવનની અંધારી ક્ષણોમાં તમને એ પ્રકાશ આપશે. જે પ્રજામાં દૃષ્ટિ નથી, જ્ઞાન નથી એ પ્રજા સ્વહસ્તે પોતે પોતાનો જ વિનાશ નોતરે છે. તમારી ભાવી પ્રજા માટે શાનો વારસો મૂકી જવા ધારો છો? ધનનો, પ્રમાદનો, કે જ્ઞાન ને શક્તિનો?

※ જે ઘરમાં એકાદું શિષ્ટ-સંસ્કારી નાનું એવું પણ પુસ્તકાલય ન હોય એ ઘર સૂના કબ્રસ્તાન જેવું છે. પસંદગી તમારે જ કરવાની છે જીવન કે મૃત્યુની.

